સ્વ. દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈ

ના

# ભાષણો અને લેખો

પ્રકાશક

વૈકુંઠરાય શ્રીપતરાય ઠાકોર, બી. એ.

સ્વ. દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઇ

ના

# ભાષણો અને લેખો

સંગ્રહ કરી પ્રસિદ્ધકર્ત્તા

વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર, બી. એ.

चला लक्ष्मीश्चला प्राणाश्चले ऐश्वर्ये यौवने ।
चला चले च संसारे धर्म एकोहि निश्चलः ॥
( चाणाक्य. )

**Walth and life are transitory. In this ephemeral world Virtne alone is permanent.**

**( *Ethice of Chanakya, ch. 5. 8* )**

વિ. સં. ૧૯૭૮, ઈ. સ. ૧૯૨૨.

મૂલ્ય રૂ. ૨-૦-૦

* * * I am a strange contradiction. I am very optimistic and sanguine at heart, but pessimistic and over-cautious, but very persevering and persistent, in pursuing my aims. I give this information that you may always interpret me accordingly.

(*From Mr. Ambalal's letter to*
*Dr. Sumant B. Mehta, 15-7-1914*)

• • • • •

"જગત્ બધું સંકળાએલું છે. આપણામાંના દ્રવ્યવાન્ ને સુખી લોકોએ તેમજ બીજા સર્વેએ હમેશ યાદ રાખવાનું સૂત્ર એ છે કે, આપણને ખબર હોય કે ન હોય, ને આપણી ઇચ્છા હોય કે ન હોય, તોપણ આપણું સુખ બીજાને આધારે ને આપણું દુઃખ પણ બીજાને લઇને છે. જો ગરીબ સારાં તો તાલેવર સારાં, ગરીબ દુઃખી તો ઇતર લોક નક્કી દુઃખી થવાનાં. આ દૃઢ સત્ય છે. મનુષ્યના આજલગીના ઇતિહાસથી તે સિદ્ધ થયેલું છે, ને કોઇ પણ ટુંકા કે સ્વાર્થી મતથી તે રદ થવાનું નથી. આપણા સર્વ દેશી ભાઇઓ જ્ઞાની, નિરોગી, હોંસવાળા, ભક્તિવાળા, સદ્‌ગુણી હશે, તોજ સર્વ ગુજરાતને સુખ શાન્તિ ને સુબુદ્ધિ મળશે. તેથી ભિન્ન આશા રાખવી એ મોટામાં મોટો ભ્રમ છે.

(આ સંગ્રહ, પૃ. ૧૪૫.)



TO

THE HON'BLE

**SIR D. E. WACHA, Kt.**

**As a token of respect and admiration for his life-long and disinterested service to the Motherland.**

પ્રથમ આવૃત્તિ. સને ૧૯૧૮.
બીજી આવૃત્તિ. ,, ૧૯૨૨.





પ્રકાશક—વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર, બી. એ.
ઠે. ભીમરાવ વાડી, ઠાકોરદ્વાર, મુંબાઇ.

સોલ એજન્ટ
જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ.

ધી યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં શા. મોહનલાલ
ચીમનલાલે છાપ્યું. ટંકશાળ—અમદાવાદ.

# પ્રસ્તાવના.

સ્વ. અંબાલાલ સાકરલાલ દેસાઇના લેખો, વ્યાખ્યાનો અને ભાષણોનો આ સંગ્રહ એમનો દેહ પડયા પછી છેક પાંચમા વર્ષમાં પ્રકટ કરૂં છું.

આ સંગ્રહમાં ભાષણોના જે સાર લીધા છે તેમાંથી અર્ધથી વધારેને માટે હું પ્રજાબન્ધુ પત્રનો ઋણી છું. બીજા બીજાં પત્રોમાં પ્રકટ થયેલા સારમાંથી લીધા છે. તેમાંથી ગુજરાતી વ્યાખ્યાનો અને નિબન્ધો હિતેચ્છુ, વસન્ત, બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક અને બુદ્ધિપ્રકાશમાંથી લીધાં છે. ત્રણ અંગ્રેજી નિબન્ધો મૉડર્ન રિવ્યુમાંથી લીધા છે. એ સર્વનો અહીં આભાર માનું છું.

સને ૧૯૦૨થી ૧૯૦૫ના ચાર વર્ષ હું અંબાલાલભાઇના ઘરમાં એમના બાલક પ્રમાણે રહીને ભણ્યો. વળી ભણી રહ્યા પછી તુરતજ સને ૧૯૦૫માં એમણે મને જે ધંધામાં નાખ્યો તેજ મ્હારો કાયમનો ધંધો થયો છે. જે ગુરુઓથી આ સંસારમાં કર્ત્તવ્ય કરવા ઇચ્છનાર માણસને ભાવનાઓ, પ્રેરણાઓ, પ્રોત્સાહન અને ધૈર્ય મળે છે તેજ સાચા ગુરુઓ છે; મ્હારા એવા ગુરુઓમાં સ્વર્ગસ્થનું સ્થાન મ્હારા મનથી બહુ ઉંચું છે. મ્હારા જેવી સ્થિતિનો માણસ એમને શી ગુરુદક્ષિણા આપી શકવાનો હતો ? એમના અવસાન પછી આ ગુરુદક્ષિણા આપીને યથાશક્તિ ઋણમાંથી મુક્ત થવાના હેતુથી જ મેં સંગ્રહ પ્રકટ કરવાનું કામ માથે લીધું. અને એવો હેતુ આ પ્રવૃત્તિનું બીજ હતો તેથી જ આ કામ આજે પણ પૂરું થઇ શકે છે; કોઈ સાધારણ હેતુથી મેં આ કામ ઉપાડયું હોય તો ક્યારનું યે પડતું મુકી દીધું હોત. કેમકે આ સાદું અને સરળ જેવું જણાતું કામ કરવામાં મને અનેક મુશ્કેલીઓ અને વિઘ્નો નડયાં છે; અને જેઓ પાસેથી મદદ ઉત્તેજન અને સહકાર મળવાનો સંભવ હતો તેઓ પાસેથી તેવું થોડુંજ મળેલું છે.

ગુરુદક્ષિણા તરીકે કરેલા આ કામમાંથી મ્હારે કશોજ ફાયદો જોઇતો નથી. ચોપડીની કિંમત જેટલી બની તેટલી ઓછી રાખી છે. અને

ગુજરાતી આલમ જેમને અંબાલાલભાઈ કહીને એમના ગુણો, પ્રભાવ અને નેતૃત્વથી રાજી થતી હતી, અને ગુજરાતના અગ્રણીઓમાં એમનું નામ પ્રથમ પ્હેલું ગણીને મલકાતી હતી, તે એમના બુદ્ધિવ્યાપારના અવશેષરૂપ આ ચોપડીની કદર જાણશે. એની ખપતમાંથી કંઇ પણ રકમ ફાજલ પડશે, તો તે પણ હું સ્વર્ગસ્થના કોઇ યોગ્ય સ્મારકના ખાતામાં જમા આપી દઇશ.

એમનું જીવનચરિત્ર આ સંગ્રહની સાથેજ પ્રકટ કરવું હતું. પરંતુ તે માટેના સાધનો હજુ સુધી તો મને બહુ જ ઓછાં પ્રાપ્ત થયાં છે. મ્હારી જાણમાંની હકીકત મેં બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિકમાં એમના અવસાન પછી તુરત ઇ. સ. ૧૯૧૪ માં પ્રકટ કરી હતી, અને કંઇક વિશેષ હકીકત ગયા સપ્ટેંબરમાં એમની જયન્તિ અમદાવાદ સાહિત્યસભાએ ઉજવી તે પ્રસંગે આપેલા વ્યાખ્યાનમાં પ્રકટ કરેલી તે "ગુજરાતી" ના છેલ્લી દીવાળીના અંકમાં તેમ ડીસેંબર ૧૯૧૮ તથા જાન્યુઆરી ૧૯૧૯ માસના બુદ્ધિપ્રકાશમાં છપાઈ ગઇ છે. પૂરતાં સાધન મળશે તો એમનું જીવન ચરિત્ર પણ હું ખુશીથી પ્રકટ કરીશ માટે અહીં જાહેર વિનતિ કરવા રજા લઉં છું કે જેઓ પાસે સ્વર્ગસ્થના કાગળો હોય તેઓ તે મને માત્ર નકલ કરી લેવા મોકલવા કૃપા કરશે. રા. રા. ડાક્તર સુમન્ત બટુકરામ મ્હેતાએ પોતા ઉપરના કાગળો આ પ્રમાણે મને જોવા દીધા છે તે માટે તેમનો આભાર માનું છું. વળી સ્વર્ગસ્થની કારકીર્દિના કોઇ પણ સમયમાં જેઓ સ્વર્ગસ્થના નિકટ પરિચયમાં આવેલા હોય તેઓને પોતાનાં સ્મરણો મને લખી મોકલવાને વિનંતિ કરૂં છું. દિવાન સાહેબ કેરશાસ્પજી રૂસ્તમજી દાદાચાનજી, મિ. હોરાબજી એદલજી ગીમી, રા. બા. ગજ્જરત્ન હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા, રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી તથા રા. રા. આત્માશંકર ત્રિપુરાશંકર ત્રિવેદીએ આ પ્રમાણે મને પોતાનાં સ્મરણો લખી મોકલ્યાં છે તે માટે તેમનો, તથા ધિ ઑન. મિ. ગોકળદાસ કહાનદાસ પારેખ અને ડાક્તર સર ભાલચંદ્ર કૃષ્ણ એઓએ આ સંબંધમાં તેમની મુલાકાતનો મને લાભ

આપ્યો તે માટે તેમનો અહીં ઘણો આભાર માનું છું. વળી રા. ા. વૈકુંઠરાય અંબાલાલે અંબાલાલભાઇની બે ડાયરીઓ અને છ ફાઇલો, તથા રા. રા. કૃષ્ણરાવ અંબાલાલે તેમના ઉપર સ્વર્ગસ્થે લખેલા કાગળો મને સોંપ્યા છે તે સારૂ તેમનો પણ આભાર માનું છું.

આ સંગ્રહ માટે મેં કામનો આરંભ કર્યો ત્યારથી આજસુધી મ્હારા વિશ્રરને મ્હારા વડીલ ભાઇ પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરે ઝ્કસરખું ઉત્તેજન આપ્યું છે, તથા મને વખતોવખત સલાહ અને મદદ આપી પોતાનો વખત મેં જ્યારે માગણી કરેલી ત્યારે ત્યારે ઉમંગથી આ કામને અંગે ગાળ્યો છે; વળી સંગ્રહ પૂરો થતાં તેનો પ્રવેશક લખી આપવાની મ્હારી માગણી પણ સ્વીકારી છે. આ સંગ્રહ આ રૂપમાં પ્રકટ થાય છે તે મોટે ભાગે એમની સલાહનું જ પરિણામ છે. છાપખાનાને લગતા તમામ કામકાજમાં મ્હારા ન્હાનાભાઇ ચિ. બલવંતરાયે જે મદદ કરી છે તે ભૂલાય તો નથી. બન્ને છાપખાનાઓએ પણ બનતી કાળજી રાખી તેમનાથી બની તેટલી ઝડપથી આ કામ કરી આપ્યું છે.

જોડણી અને મુદ્રણ શુદ્ધિ માટે બનતી કાળજી રાખી છે અને ભાષણો આદિમાંના સારરૂપ અર્થગંભીર વાકયો કાળા અક્ષરે છાપ્યાં છે.

સ્વર્ગસ્થનાં ભાષણો એમને મુખે જ સાંભળનારાને જેટલી અસર થતી તેટલી આ સગ્રહના વાંચનારાઓ ઉપર થવાનો સંભવ નથી. મૂળ તે મૂળ અને છબી તે છબી. પરંતુ આ નાશવંત જગતમાં છબીઓ પણ ઉપયોગી છે. જેઓ મૂળનો પરિચય મેળવવા ભાગ્યશાળી હતા તેઓને આ છબી જોતાં મૂળના સંસ્કાર કંઇક અંશે સતેજ થશે એવી આશા રાખું છું; અને બીજાઓને પણ આ સંગ્રહ ઉપરથી એમના દેશદાઝ કેવી હતી, તથા દેશોન્નતિ માટે તેઓ કેવા ઉપાયોની ભલામણ કરતા અને કઇ જાતની પ્રવૃત્તિઓને પોષતા, એમનો ઉત્સાહ, એમનો બુદ્ધિવૈભવ અને એમનું ભાષાબળ કેવાં હતાં, એ વગેરેનો કંઇક ખ્યાલ તો આવશે જ.

બીમરાવ વાડી,
ઠાકોરદ્વાર, મુંબાઇ.
તા. ૧૪-૧૨-૧૯૧૮

વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

ત્રણ વર્ષ પછી આ નવી આવૃત્તિ કેટલાક ઉમેરા સાથે પ્રસિદ્ધ કરવા શક્તિમાન થયો છું, તેનું મુખ્ય માન બે સંસ્થાને ઘટે છે. ગયે વર્ષ મારા ગુરુભાઈ રા. રા. મોતીભાઈ નરસિંહભાઈ અમીને ચરોતર એજ્યુકેશન સોસાઇટીમાં આ સંગ્રહ ત્યાંના છઠ્ઠા ધોરણમાં દાખલ કરવાની શરૂઆત કરી, ને તે પછી આ વર્ષે ગૂજરાત વિદ્યાપીઠે તેને મેટ્રિકના વર્ગમાં પાઠય પુસ્તક–Text book–તરીકે મંજૂર કરવા કૃપા કરી છે. બીજી સંસ્થાઓ પણ આનું અનુકરણ કરશે એવી આશા રાખું છું. ઉગતી વયમાં શાળાના અભ્યાસ દરમિયાન છોકરા છોકરીઓના કુમળા મગજ ઉપર જે છાપ પાડી શકાય તેને બરાબરીની પછીના આખા આયુષ્યના વાંચનથી પણ થતી નથી.

પ્રથમ આવૃત્તિની ખપતમાંથી ગયે વર્ષે સદ્દગત અંબાલાલજીનું ઓઇલ પેન્ટિંગ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને મેં સુપ્રત કર્યું. આ આવૃત્તિની ચોખ્ખી આવકનો પણ તેવોજ સદુપયોગ થશે.

નવી આવૃત્તિમાં આપવા ધારેલા બધા વધારા હું આપી શક્યો નથી તેનું મુખ્ય કારણ એજ કે ચાલુ માસમાં મારે તે વિદ્યાર્થીઓને મળી શકે એવી ગોઠવણ તાકીદે કરવીજ જોઇએ. દોઢ બે માસની ટૂંક મુદતમાં આ કાર્ય આટોપવું મુશ્કેલ હોવાથી હાલ તુરત બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિકમાં આવેલો લેખ, જયન્તિ વ્યાખ્યાન, અને અંબાલાલજીના મરણ માટે ખેદ દર્શાવવાને મળેલી જાહેર સભામાં તથા તેમની છબી ખુલ્લી મુકાઈ તે વેળા થયલા મુખ્ય વિવેચનો આપું છું. ઈશ્વરકૃપાથી ત્રીજી આવૃત્તિ પ્રકટ કરવાનો સુસંજોગ મળશે તો આટલીજ કિંમતમાં સ્વર્ગસ્થને લગતી વિશેષ માહિતી આપવા પ્રયત્ન કરીશ.

મુંબાઈ, તા. ૨૫ માર્ચ ૧૯૨૨. વૈકુંઠલાલ.

# અનુક્રમણિકા.



---

# શુદ્ધિપત્ર.

## પ્રવેશક.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯ | ૨ | અમ્બાલાલ | અંબાલાલ |
| ૧૩ | ૧૨ | ધારાશ્રીઓ | ધારાશાસ્ત્રીઓ |
| ,, | ૨૨ | સાથી | સૌથી |
| ૧૪ | ૧૫ | રહ્યું | કહ્યું |
| ૧૫ | ૧૬ | શબ્દબોધ | શાબ્દબોધ |
| ૧૬ | ૨૨ | માટે સૌને | માટે છોકરા છોકરી સૌને |
| ૧૭ | ૨૬ | અજ્ઞાત | અજ્ઞાત= |
| ૧૮ | ૧૮ | નો જ | નો*જ |
| ,, | ,, | ‡ ટીકા રહી ગઇ છે | * ઇંગ્રેજી વાક્યમાંનો ‘ કેળવણી ’ શબ્દ આ તેના અતિ વિશાળ અને સમ્પૂર્ણ સાચા અર્થમાં વાપરેલો છે. પૂર્વજીવન એટલે જન્મથી તે વખત સુધીનું જીવન. આગલો ભવ એવો અર્થ અહીં નથી. પોતે ભવપરંપરા માનતા કે નહીં એની મ્હને ખબર નથી. |
| ,, | ૨૪ | લાયક | જેવો |
| ૨૦ | ૨૩ | વ્યથા | વ્યથા |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ, |
|---|---|---|---|
| ૨૧ | ૨૭ | શું | શું ? |
| ૨૩ | ૨૨ | હોડીઓમાં | હોડાઓમાં |
| ૨૪ | ૨૩ | વેકુઠલાલ | વૈકુંઠલાલ |
| ૨૭ | ૮ | અત્યંત | અત્યંતાત્યંત |
| ,, | ૨૦ | સાને | સોને |
| ૨૯ | ૧૭ | લૉ. કલાસમાં | લો કલાસમાં હું, |
| ,, | ૧૯ | અને | અમે |
| ,, | ૨૨ | અહિં | અતિ |
| ૩૦ | ૪ | આપી | આવી |
| ૩૧ | ૧૬ | અને તે | અને હતી તે |
| ૩૨ | ૧૮ | વક્ય | વાક્ય |
| ૩૪ | ૨ | " ધ્ર્મ | ' " ધર્મ, |
| ,, | ૩ | શબ્દ | શાબ્દ |
| ,, | ૪ | ચિદાકાશ | ચિદાકાશ |
| ૩૫ | ૧૪ | શકો. | શક્યો. |
| ,, | ૨૫ | આપવાના | આપનારી |
| ૩૭ | ૧ | દેશસ્મિતા | દેશાસ્મિતા |
| ,, | ૧૭ | અબાલાલ | અંબાલાલ |
| ,, | ૨૧ | અબાલાલ | અંબાલાલ |
| ૩૮ | ૩ | અબાલાલ | અંબાલાલ |
| ૩૯ | ૧૩ | છોકરાની | છોકરાઓના |
| ,, | ૧૫ | નસિંહરવે | નરસિંહરાવે |
| ૪૦ | ૬ | Selfconsciousnees | Self-consciousness |
| ,, | ૧૩ | પુરુષાથીના | પુરુષાર્થીની |
| ૪૩ | ૨૫ | મંઠળના | મંડળના |
| ૪૪ | ૨૪ | Advance | advance |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૭ | ૨૩ | euough | enough |
| ૪૯ | ૭ | ત્હમરા | ત્હમારા |
| ૫૦ | ૪ | ચાલે કે | ચાલે છે કે |
| ૫૩ | ૨ | અબાલાલભાઇની | અંબાલાલભાઇની |
| ૫૪ | ૧ | નદશંકર | નંદશંકર |
| ,, | ૨૪ | સિધ | સિંધ |
| ૫૫ | ૮ | આપચારિક | ઔપચારિક |
| ૫૭ | ૬ | લાકિક | લૌકિક |
| ૫૮ | ૧૫ | સમઝવાર્નું | સમઝવાનું |
| ,, | ૧૮ | સકલ્પ | સંકલ્પ |
| ,, | ૨૩ | શકા | શંકા |
| ,, | ૨૭ | ખસ | ખાસ |
| ૬૦ | ૨ | રચવા | રચાવાં |
| ,, | ૧૩ | એ જમાનો | ત્યારે એ જમાનો |
| ,, | ૧૭ | અંબાલાલબાઇ | અંબાલાલભાઇ |
| ૬૯ | ૨૭ | આયન્તિક મન શ્રદ્ધા અને અત્યન્વિક | આત્યન્તિક માન શ્રદ્ધા અને આત્યન્તિક |
| ૭૪ | ૬ | પરિસ્થિાત | પરિસ્થિતિ |
| ,, | ૧૩ | વ્યાકતત્વ | વ્યક્તિત્વ |

પુરવણી (અ)

| | | | |
|---|---|---|---|
| ૭૫ | ૯ | ફળીબત | ફળીભૂત |
| ૭૬ | ૨૪ | વગમાં | વર્ગમાં |
| ૭૯ | ૧૯ | અગ્રેજી | અંગ્રેજી |
| ૮૩ | ૨ | બ્રહ્મચય | બ્રહ્મચર્ય |
| ,, | ૬ | વષની | વર્ષની |
| ,, | ૧૬ | સંસ્થાએ દ્વારા | સંસ્થાઓ દ્વારા |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૩ | ૧૭ | ાનર્ભયતા | નિર્ભયતા |
| **પુરવણી (બ)** | | | |
| ૮૫ | ૨૧ | મહાર્ષ | મહર્ષિ |
| ૮૯ | ૭ | સ્ફુતિવાળા | સ્ફુર્તિવાળા |
| ૯૧ | ૧૯ | વષનો | વર્ષનો |
| ,, | ,, | ધારા. | ધારા, |
| ,, | ૨૫ | અબાલાલભાઇને | અંબાલાલભાઇને |
| ૯૨ | ૧૪ | ાશક્ષકના | શિક્ષકના |
| ૯૩ | ૨૫ | Promissary | Promissory |
| ૯૫ | ૯ | ાશક્ષક | શિક્ષકો |
| ૯૯ | ૧૦ | મિલમ | મિલમાં |
| ,, | ૧૫ | અપાવી | અપાવી. |
| ,, | ૨૬ | ઉપરાત | ઉપરાંત |
| ૧૦૦ | ૫ | નહ | નહીં |
| ૧૦૧ | ૧૪ | આગ્ન | અગ્નિ |
| ,, | ૧૫ | Inconvenence | Inconvenience |
| ,, | ૨૭ | મલ | મિલ |
| ૧૦૪ | ૨૩ | દેશસેવ | દેશસેવા |
| ૧૦૬ | ૧૦ | ાવશાળ | વિશાળ |
| **પુરવણી (ક)** | | | |
| ૧૦૯ | ૫ | તમનામાં | તેમનામાં |
| ૧૧૦ | ૯ | ાદવસમાં | દિવસમાં |
| ,, | ૧૬ | કાર્યાદશા | કાર્યદિશા |
| ,, | ૨૬ | મ્યુાન સિપાલીટીમાં | મ્યુનિસિપાલીટીમાં |
| ૧૧૧ | ૧ | ાહમાયતી | હિમાયતી |
| ,, | ૨૧ | કટાળીને | કંટાળીને |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૬ | શાં શાં | શા શા |
| ૨ | ૧૪ | પુનર્વિંવાહ | પુનર્વિવાહ |
| ૩ | ૬ | ઉદીચ્ય | ઉદીચ્ય |
| ,, | ૯ | તેટલુંજ | એટલુંજ |
| ,, | ૧૩ | નિર્વિંત | નિર્વિત્ત |
| ૫ | ૧ | ાસવાય | સિવાય |
| ,, | ૧૨ | આપણુથી | આપણાથી |
| ,, | ૧૮ | જાપ | જાય |
| ,, | ૨૧ | પકવવાથી | પકવવાની |
| ૬ | ૧૮ | વાત છે | વાત છે. |
| ,, | ૧૮ | વેપરીઓમાંથી | વેપારીઓમાંથી |
| ૭ | ૨૪ | ખચે | ખર્ચે |
| ૮ | ૨૨ | પૂવજોએ | પૂર્વજોએ |
| ,, | ૨૫ | કરેલ ભાષણોમ | કરેલા ભાષણોમાં |
| ૧૦ | ૫ | બર્મીઓ | ધર્મીઓ |
| ૧૩ | ૯ | કહેવૂંજ | કહેવુંજ |
| ,, | ૧૦ | ઉંપર | ઉપર |
| ,, | ૨૫ | માનવા લાગ્આ | મનાવા લાગ્યું |
| ૧૪ | ૨૩ | સવ | સર્વ |
| ૧૫ | ૧૨ | એકલાજ | એકલાએજ |
| ૧૬ | ૮ | પ્રૅાફેસર | પ્રૉફેસર |
| ,, | ૧૩ | મોકવાનું | મોકલવાનુ |
| ,, | ૧૫ | જેવે | જેવો |
| ,, | ૨૦ | નિકળે | નિકળો |
| ,, | ૨૫ | વીસની | વીસમી |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬ | ૨૭ | ાવવેચન | વિવેચન |
| ૧૭ | ૨૦ | આયસમાજ | આર્યસમાજ |
| ૧૮ | ૧૪ | મજબુત | મજબૂત |
| ,, | ૨૪ | શંકર | શાંકર |
| ૧૯ | ૫ | શસ્ત્રાએ | શાસ્ત્રોએ |
| ૨૦ | ૧૦ | ઉતરે છે. | ઉતરે છે; નેથી |
| ,, | ૨૩ | ને | ને |
| ,, | ૨૨ | છે. | છે, |
| ૨૧ | ૨૦ | લાગ્યું | લાગ્યું, |
| ,, | ૨૦ | હરખાયાં. | હરખાયાં, |
| ,, | ૨૧ | કહે છે કે | કહે કે |
| ,, | ૨૫ | વહેંચ્યો. | વહેંચ્યો, |
| ૨૩ | ૧૦ | પાછાં | પાછા |
| ૨૪ | ૫ | નહીં: | નહીં, |
| ૨૫ | ૪ | સારૂં | સારૂં. |
| ,, | ૨૧ | નથી. | નથી, |
| ૨૮ | ૭ | ખાય છે ! | ખાય છે. |
| ૨૯ | ૬ | પહેરે | પહેરે. |
| ,, | ૧૦ | કબુલ | કબૂલ |
| ૩૦ | ૨૦ | આંવી | આવી |
| ,, | ૩૪ | નકી | નક્કી |
| ૩૨ | ૨ | શકીશું, | શકીશું. |
| ,, | ૨૪ | ૨–૫–૧૯૦૬ | ૨૫–૫–૧૯૦૬ |
| ૩૩ | ૧૦ | થાય. | થાય, |
| ૩૪ | ૭ | બીજી | બીજી એક |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | ૧૧ | થાય છે | થયા છે |
| ૩૫ | ૨૭ | વડોદંરા | વડોદરા |
| ૩૬ | ૧૯ | ત્યારે, | ત્યારે |
| ૩૭ | ૨૫ | જોઇએ, | જોઇએ. |
| ૩૮ | ૨૨ | નથી | નથી. |
| ,, | ૨૬ | નિાશ્ચત | નિશ્ચિત |
| ૪૨ | ૧૦ | છે, | છે. |
| ૪૫ | ૧૧ | નહીં. | નહી. |
| ,, | ૨૦ | અર્ગ | અર્થ |
| ૪૬ | ૧૧ | ાલિસ્ટ | લિસ્ટ |
| ,, | ૧૩ | તેમને શિખવવાનાં | તેમને શિખવાનાં અને આપણને શિખવવાનાં |
| ,, | ૧૪ | છે. તે | છે, તે |
| ,, | ૧૬ | નથી. | નથી, |
| ,, | ૨૩ | એટલું કહું છું | એટલું પણ કહું છું |
| ૪૭ | ૧૬ | શ | શરુ |
| ,, | ૧૯ | સત્ય, | સત્યં, |
| ૪૮ | ૧૯ | દેભાભિમાન | દેશાભિમાન |
| ૫૧ | ૧૬ | કે : | કે |
| ,, | ૨૨ | અંગભુતે | અંગભૂતે |
| ૫૪ | ૨૦ | દેંશી | દેશી |
| ,, | ૨૫ | આ સવાલનો સંતોષકારક | આ સવાલનો નિર્ણય કરવામાં આપણા બુદ્ધિમાન પુરુષો પ્રવૃત્ત થાય તો તેનો સંતોષકારક |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૫ | ૭ | એ. ક્રોમાં | એન્કોમાં |
| ,, | ૧૦ | તેથા આપણા | તેથી પણ આપણા |
| ,, | ૨૪ | સંબધમાં | સંબંધમાં |
| ૫૬ | ૧૬ | દષ્ટબિદુથી | દષ્ટિબિંદુથી |
| ૫૮ | ૪ | પ્રતનિધિ | પ્રતિનિધિ |
| ,, | ૫ | આપવાન | આપવાના |
| ૬૦ | ૮ | આપણુ | આપણી |
| ૬૧ | ૧ | ગોઠવણ | ગોઠવણથી |
| ,, | ૧૫ | ઉદ્યેગોમાં | ઉદ્યોગોમાં |
| ૬૨ | ૧૩ | ાથી | સૌથી |
| ૬૪ | ૨૧ | ચેટટન | ચેટર્ટન |
| ,, | ૨૪ | ખિલાવવાનો | ખિલવવાનો |
| ૬૫ | ૨૬ | ત્યાં સુધી ને | ત્યાં સુધી તે |
| ૬૬ | ૯ | પંક્તિ | પંક્તિના |
| ,, | ૨૧ | બનાવટવું | બનાવટનું |
| ,, | ૨૪ | આપવું | અપાવું |
| ,, | ૨૭ | જોઇતૂં | જોઇતું |
| ૬૮ | ૮ | સહાયભુત | સહાયભૂત |
| ૭૦ | ૬ | પૂવ | પૂર્વ |
| ,, | ૨૫ | મજબ | મુજબ |
| ,, | ૨૭ | બપનો | બપતો |
| ૭૧ | ૧૮ | જોઇએ | જોઇએ. |
| ૭૩ | ૨૨ | જાતનાં× | જાતનાં‡ |
| ,, | ૨૫ | સમજાય છે. | સમજવાનું છે. |
| ૭૪ | ૪ | તોલના | તોલાના |

| લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૯ | બોલે છે | બોલે છે. |
| ૭ | નાણાવંટી | નાણાવટી |
| ૧૪ | નથી | નથી. |
| ૨૧ | ચલતી | ચલાતી |
| ૨૦ | મસ | માસ |
| ૨૪ | છે, | છે. |
| ૧૪ | છે, | છે. |
| ૧૪ | તરફ વડી ગામડાંમાંથા | તરફ ગામડાંમાંથા |
| ૨૭ | મધ્યવર્તી | મધ્યવર્તી |
| ૧૨ | કગાલાઇનું | કંગાલાઇનું |
| ૯ | બંડેળમાં | બંડોળમાં |
| ૧ | વ્હેલાં વહેલાં | વ્હેલાં વ્હેલાં |
| ૧ | મુલોકોની | લોકોની |
| ૨ | કનારા | મુકનારા |
| ૨૨ | ટળે; ત્યારે | ટળે ત્યારે |
| ૧૨ | દીઘદૃષ્ટિથી | દીર્ઘદૃષ્ટિથી |
| ૧૫ | ત્યાંથી | ત્યાંથી |
| ૧૬ | વષ | વર્ષ |
| ૧૯ | રૂિંજસ્તન | રૂંજન |
| ૧ | સોથા | સોથા |
| ૧૩ | સાક્ષસ | સાક્ષસની |
| ૧૭ | રથાપે | સ્થાપે |
| ૫ | અથશાસ્ત્ર | અર્થશાસ્ત્ર |
| ૬ | રાવવાર | રવિવાર |
| ૯ | જળવવાને | જાગવવા ને |
| ૪ | ઓપે | આપે |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦૭ | ૧૧ | આબદ | આબાદ |
| ,, | ૧૯ | તજી | ત્યજી, |
| ૧૦૮ | ૬ | અને | આને |
| ,, | ૧૬ | શકે, | શકે. |
| ,, | ૨૧ | પડતીતાં | પડતીનાં |
| ,, | ૨૩ | છે, | છે. |
| ૧૧૧ | ૨ | પાશ્ચિયાત્ય | પાશ્ચિમાત્ય |
| ૧૧૩ | ૧૦ | નરફ. | તરફ. |
| ,, | ૧૬ | કરવાતું | કરવાનું |
| ,, | ૨૪ | ફેમિન | આખરે ફેમિન |
| ૧૧૪ | ૧૯ | પ્રમાણમાં પ્રમાણમાં જોતા | પ્રમાણમાં જોતા |
| ૧૧૬ | ૨ | સ્વતેઃસિદ્ધ | સ્વતઃસિદ્ધ |
| ,, | ૧૦ | વષ | વર્ષ |
| ,, | ૧૨ | પાશ્ચાત્ય | પાશ્ચિમાત્ય |
| ૧૧૭ | ૨૭ | નિયમાનુંસાર | નિયમાનુસાર |
| ૧૧૮ | ૨ | આંપણે | આપણે |
| ૧૧૯ | ૧૯ | ઐતિહાસિક | ઐ તિહાસિક |
| ૧૨૦ | ૧૨ | પોતનો | પોતાનો |
| ૧૨૧ | ૧ | લીધે | લીધે |
| ,, | ૧૩ | હિન્દીઓતે | હિન્દીઓને |
| ,, | ૧૬ | મ | મિ. |
| ૧૨૨ | ૧ | નહ | નહીં. |
| ૧૨૫ | ૫ | ઇત્યાદ | ઇત્યાદિ |
| ,, | ૨૫ | અત્ર | અત્રે |
| ૧૨૮ | ૨૭ | શાસ્ત્રથાં | શાસ્ત્રમાં |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨૯ | ૬ | છે. | છે ! |
| ,, | ૮ | કાવ | કવિ |
| ,, | ૯ | લૅાડ | લૅાર્ડ |
| ,, | ૧૪ | યંત્રો | યંત્રો |
| ૧૩૯ | ૧૩ | પારસીઆને | પરીસીઆને |
| ૧૩૦ | ૧૦ | કુસહ | કાસુથ |
| ,, | ૧૭ | માલીદ. | માલીક, |
| ,, | ૨૬ | માણ્ુસનો | માણુસનો |
| ૧૩૪ | ૧૪ | નથા. | નથી. |
| ૧૩૬ | ૧૭ | ઉપયોગા | ઉપયોગી |
| ૧૪૧ | ૨૧ | shen | span |
| ,, | ૨૮ | Samant | Sumant |
| ૧૪૩ | ૨૪ | મળે. એ | મળે, એ |
| ૧૪૭ | ૧૩ | રાત્રિં શાળા | રાત્રિશાળા |
| ૧૪૮ | ૧ | સઘનો | સંઘનો |
| ૧૫૦ | ૨૪ | નહીં કરવાનાં | નહીં. કરવાનાં |
| ૧૫૧ | ૩ | ગ્રથો | ગ્રંથો |
| ૧૫૬ | ૯ | શાં | શા |
| ,, | ૧૮ | ઐક્ય | ઐકય |
| ,, | ૨૦ | કુછ | કંછ |
| ,, | ૨૫ | ભુક્કું | મુકું |
| ૧૫૭ | ૧ | છે. | છે; |
| ,, | ૨ | થોય | થાય |
| ,, | ૫ | જોડાશે, | જોડાશે. |
| ૧૫૮ | ૧૪ | છે | છે. |
| ૧૫૯ | ૨૦ | અર્થે | અર્થે |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬૨ | ૬ | કહેવાય. | કહેવાય, |
| ,, | ૮ | નહીં, | નહીં,' |
| ૧૬૩ | ૩ | સવ | સર્વ |
| ,, | ૧૧ | મળશે | મળશે. |
| ૧૬૫ | ૭ | છે. | છે, |
| ,, | ૧૦ | મડળનાં | મંડળનાં |
| ૧૭૦ | ૧૧ | કરવનું | કરવાનું |
| ૧૭૧ | ૨ | સાહત્ય | સાહિત્ય |
| ,, | ૧૮ | મોહા | મોહી |
| ૧૭૫ | ૫ | સાર્વજાનક | સાર્વજનિક |
| ૧૭૬ | ૫ | પૂરેપૂરુ | પૂરેપૂરું |
| ,, | ૧૫ | અજ | અન્ય |
| ૧૭૭ | ૫ | ઉચ્ચા | ઉંચા |
| ,, | ૧૩ | બનશે. | બનશે. |
| ૧૭૯ | ૪ | પ્હેચાંડવાની | પહોંચાડવાની |
| ૧૮૨ | ૨ | ભાષઓને | ભાષાઓને |
| ૧૯૦ | ૨૦ | ગાહ્મણ | બ્રાહ્મણ |
| ૧૯૩ | ૨૦ | પથો | પંથો |
| ૧૯૪ | ૧ | .સાવાર્જનિક | સાર્વજનિક |
| ૧૯૫ | ૮ | ઊતરે છે, | ઉતરે છે, |
| ,, | ૨૦ | છે તે ક્યારે | છે. તે ક્યારે |
| ૧૯૯ | ૪ | બુાદ્ધપૂર્વક | બુદ્ધિપૂર્વક |
| ૨૦૦ | ૨૧ | સંપને | સંપ ને |
| ૨૦૩ | ૧૬ | ખાશં | ખાસ |
| ૨૦૪ | ૬ | સવનું | સર્વનું |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦૫ | ૨ | સવ, | સર્વ |
| ,, | ૧૦ | સૂય | સૂર્ય |
| ૨૦૬ | ૨ | પુરુષોતે | પુરુષો ને |
| ,, | ૨૩ | સવનુ | સર્વનું |
| ૨૦૮ | ૩ | થય | થાય |
| ૨૧૩ | ૧૨ | ' પરસજયની | પરરાજયની |
| ૨૧૪ | ૧૩ | નથી | નથી. |
| ૨૧૫ | ૨૧ | કતવ્યના | કર્તવ્યના |
| ૨૧૭ | ૨૮ | ગોવિદરામ | ગોવિંદરામ |
| ૨૧૮ | ૮ | જમવાના | જમવાના. |
| ,, | ૯ | દધાં. | દીધાં. |
| ૨૨૦ | ૨૦ | કેટલાક કેટલાક મારતરો | કેટલાક મારતરો. |
| ૨૨૧ | ૨૬ | હિસ્ટીરયા | હિસ્ટરિયા |
| ૨૨૩ | ૧૬ | માર્ગે | માર્ગે |
| ૨૨૫ | ૨૦ | નહીં. | નહીં ! |
| ,, | ૨૫ | પુજા- | પૂજા- |
| ૨૨૬ | ૧૮ | અકાંક્ષા | આકાંક્ષા |
| ૨૨૮ | ૨ | આગણે | આપણે |
| ,, | ૧૦ | જાુદા | જાુદાં |
| ,, | ૧૪ | અસદ | અસદ્ |
| ૨૨૯ | ૪ | છે | છે. |
| ,, | ૨૨ | ધરે | ધારે |
| ,, | ૨૪ | રાગની | રોગની |
| ૨૩૦ | ૩ | એસવું | એસવું. |
| ,, | ૧૪ | ! | ? |
| ૨૩૨ | ૨૪ | ત્યા | ત્યાં |
| ,, | ૨૬ | ઉછે'ા | ઉછેરી, |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩૫ | ૧૩ | ધધામાં | ધંધામાં |
| ૨૩૬ | ૩ | એછું | ઓછું |
| ,, | ૩ | આથિક | આર્થિક |
| ૨૩૭ | ૬ | સ્વાર્થ છે | સ્વાર્થ છે. |
| ,, | ૧૯ | ધરાવે છે | ધરાવે છે. |
| ,, | ૨૫ | પસંદ છે | પસંદ છે. |
| ૨૪૨ | ૧૫ | થાય | થાય |
| ૨૪૭ | ૮ | ઉત્પન્ન | ઉત્પન્ન |
| ,, | ૨૦ | ૪ | ૪૦ |
| ૨૪૮ | ૧૪ | બુદ્ધની | બુદ્ધની |
| ૨૪૯ | ૧૬ | દાદાભાઇના | દાદાભાઇના |
| ૨૫૧ | ૩ | પ્હોંચાડું | પ્હોંચાડું. |
| ,, | ૯ | પસા | પૈસા |
| ૨૫૩ | ૧ | જરૂર છે | જરૂર છે. |
| ,, | ૧૪ | સ્વાર્થ ત્યાંના | સ્વાર્થ ત્યાગના |
| ,, | ૧૬ | એછું | ઓછું. |
| ૨૫૪ | ૧ | લિબરલ | લિબરલ |
| ,, | ૧૪ | લોકો ન | લોકોને |
| ૨૫૫ | ૧૧ | ઉન્નતિતો | ઉન્નતિનો |
| ૨૫૬ | ૧૬ | દાદાભાઇએ | દાદાભાઇને |
| ,, | ૧૬ | સંતોષ થયા | સંતોષ |
| ,, | ૧૮ | આ | આપ |
| ૨૫૭ | ૭ | પરમાર્થ- | પરમાર્થ |
| ,, | ૨૦ | શ્રિયુત | શ્રીયુત |
| ૨૬૦ | ૧૭ | રાજ્યદ્ધાન | રાજ્યપદ્ધતિ |
| ૨૬૩ | ૩ | હિંદમાં | હિંદમાં |
| ,, | ૧૫ | સ્થાનક | સ્થાનિક |
| ૨૬૪ | ૩ | આંચાય | આચાર્ય |



સ્વર્ગસ્થ
દી૦ બ૦ અંબાલાલ સાકરલાલ દેસાઇ.

એમ વાડીલાલનો કં.

# પ્રવેશક.

## અંબાલાલ સાકરલાલ દેસાઇ.*

—૧—

અંબાલાલભાઇના માનવન્ત સંક્ષેપથી જેમને એમની કારકિર્દીનાં છેવટનાં બારેક વર્ષમાં આખી ગુજરાતી આલમ ઓળખતી, તેમનાં લખાણ,× વ્યાખ્યાન, ભાષણ,+ આદિનો આ સંગ્રહ જેવો થઈ શકયો છે તેવો યે એમના અવસાન પછી આજ પાંચમા વર્ષમાં પણ પ્રકટ થાય છે, તે મોટે ભાગે ચિ. રા. રા. ભાઈ વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોરની અસાધારણ શ્રદ્ધા અને ખંતનું પરિણામ છે. અંબાલાલભાઇને છેલ્લાં વર્ષોમાં ઘણા વિનંતિ કરતા હતા કે આપનાં લખાણો, કાગળો આદિની કંઈ વ્યવસ્થા કરો; ખાસ કરીને આપના લાંબા વિવિધ અનુભવમાંના યાદગાર અને કીમતી પ્રસંગો આદિનાં સાધનો એકઠાં કરો, વિશેષ નહીં તો દિશાસૂચક નોંધ જેવું તૈયાર

---

* જન્મ ઇ. સ. ૨૫-૩-૧૮૪૪; મૃત્યુ ઇ. સ. ૧૨-૯-૧૯૧૪.

× મિલ કૃત પ્રિન્સિપલ્સ ઓફ પોલિટિકલ ઈકોનોમી (અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો)નો એમણે લખેલો વ્યવહારૂ અનુવાદ અહીં ફરી છાપ્યો નથી; એ ચોપડીની નવી આવૃત્તિ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી પ્રકટ કરે એ જ બેહતર છે.

+ આગળથી લખી રાખેલું હોય અને વાંચી જવામાં આવે તે વ્યાખ્યાન; મુદ્દા, ટાંચણ, કંઇક વાકયો કે થોડા થોડા ભાગ પણ લખી રાખેલા હોય, ને ઉપયોગમાં લેવાય, પણ મોટે ભાગે તત્કાલ મ્હોંએથી જ કરવામાં આવે તે ભાષણ.

કરી આપો. મ્હેં પણ આ વિશે એકથી વધારે વાર આગ્રહી—લગભગ હઠીલી વિનંતિ કરી હતી. પરંતુ આવી માગણીને એઓ એક જ જાતના જવાબ દેતા.

"બ—, હું કંઈ મોટો માણસ નથીઃ મ્હારું તે વળી જીવનચરિત—Life and Letters—હોય! હૂં! ત્હમે ધારતા હશો તેવો કલમબાજ—આ નવા ગ્રેજ્યુએટોમાં ગુજરાતમાં ગોવર્ધનભાઇ, નનુભાઈ (રા. રા. નરસિંહરાવ), કેશવલાલ નીવડયા છે, તેવો Literary Man—પણ હું નથી. વળી હજી મ્હારે ઘણું જીવવું છે, ઘણું ઘણું કરવું છે. કંઈ યે કરવાની તક મ્હને હમણાં જ મળી છે. વળી જુવો, એ દરેકમાં—મ્યુનિસિપાલિટીમાં, રાજકીય બાબતોમાં, આપણા દેશની આર્થિય હાલત કેમ સુધરે એ પ્રશ્નમાં સર્વમાં મ્હારે તો ડગલે ડગલે ઘણું જ્ઞાન મેળવવાનું છે. અને પોપટિયા કે કેવળ પુસ્તકિયા જ્ઞાન મ્હારે કોઠે જ ન જરે, એટલે પ્રત્યક્ષ જોવાનું અને અનુભવવાનું, વિચારવાનું, તુલના કરવાનું ને પૂર્વાપર બેસાડવાનું અત્યંત છે. આથી કરીને દેશના ભાવિ ઉદય માટેની આ આપણી વર્તમાન જાહેર લોકસેવાની વ્યાપક હીલચાલોને લગતા વિષયોમાં મ્હને રાતદિવસ એટલો તો રસ પડે છે—હૂં!—કે ત્હમે માગો છો તેમ ભૂતકાળમાં નજર નાખવાને નથી ફુરસદ ને નથી વૃત્તિ."

છેવટ, આમાંની એક જ બાબત—એમના ભાષણો—વિશે મ્હેં વિનંતિ કરેલીઃ "આપ એટલી તો વ્યવસ્થા રાખો કે આપ ભાષણ કરો તે તે જ દિવસે સુઇ જતા પહેલાં કોઇને પાછું ઉતરાવો; પ્રકટ થાય તો એ આપનું ઉતરાવેલું ભાષણ પ્રકટ થાય, નહીં તો એ આપના કાગળોમાં જળવાઇ રહે." આમાં એમણે વ્યવહારુ મુશ્કેલીઓ દેખાડીઃ "(૧) જમવા, ફરવા જવા, સુઇ જવા વગેરેની મ્હારી નિયમિત ઘટમાળ—મ્હારું ટાઇમટેબલ—ન ફરે. (૨) વર્તમાનપત્રો જે અંકમાં જેટલી જગા ફાજલ પાડી શકે તેટલી લંબાઇનો જ સાર છાપે. (૩) મ્હને ઉતરાવતાં વખત લાગી જાય તો વિષય મોડો—વાસી—થઇ જાય, હૂં!—અને કોઇ એક લીટી યે ન છાપે." ઇત્યાદિ. મ્હેં સર્વના બનતા રદિયા આપ્યા; ત્યારે પોતે એટલું પીગળેલા, કે "સૂચના

છેક કહાડી નાખવા જેવી નથી; વિષય મહત્ત્વનો હોય અને ભાષણ ખાસ સારું થયું હોય, તો અમલ કરવા જેવી ગે ખરી; જોઈશું." પરંતુ એ યે કંઈ બની શક્યું નહીં. આથી કરીને આ સંગ્રહમાં એમનાં ભાષણોમાંથી ઉતારા આપ્યા છે ( જે સંખ્યાબંધ છે ), તે માટે પ્રજાબન્ધુ અને બીજાં વર્તમાનપત્રોમાં તત્કાલ પ્રકટ થયેલા સાર માત્રથી સંતોષ માનવો પડયો છે. એ અહીં લેતાં જેટલું કાયમ જાળવી રાખવા જેવું અને સચોટ રીતે પ્રતિપાદન થયેલું લાગ્યું તેટલું જ લીધું છે. અને એકને એક વિષયની પુનરુક્તિઓ બનતાં સુધી ઓછી આવે તે માટે સંગ્રહકર્તાએ ફરીફરીને ચાળણ કર્યું છે.

સભાઓનો અહેવાલ લખી લાવવા માટે રોકવામાં આવતા આપણાં વર્તમાનપત્રોના નોકરો ઘણુંખરું પાદર સુધી જ ભણેલા હોય છે. ગુજરાતી ભાષણોનો શબ્દે શબ્દ બોલતાં જ લખી લેવાની કલા પણ આપણામાં હજી ફેલાઈ નથી, અને તોપણ આ ઉતારાઓની સામાન્ય વિશ્વસનીયતા વિશે શક આણવાને કારણ નથી. અસાધારણ માનસિક શક્તિઓ, ન્હાની મોટી દરેક બાબતમાં વિરલ આગ્રહ, અને ખાસ કરીને એમના અનન્ય ચારિત્ર્યબળને લીધે અંબાલાલભાઈનું વ્યક્તિત્વ જાજ્વલ્યમાન હતું; એમનો ભરાઉ કદાવર દેખાવ, એમના ઉત્તમાંગનું ગૌરવ, એમની આંખનું તેજ, એમના અવાજનો ધાતુઘન સૂર, સર્વ એ જાજ્વલ્યમાન વ્યક્તિત્વનાં યોગ્ય વાહન હતાં; અને એ વ્યક્તિત્વનો પ્રભાવ એમની કૃતિઓમાં તેમ એમની વાણીમાં પણ પડતો. એમની દલીલો, એમના અનુભવકથન, એમના યુક્તિવાદ, એમના દૃષ્ટાન્તો, એમના અલંકાર, એમની વક્રોક્તિ, એમનો ઉપહાસ, એમના પ્રહાર, એમની આજ્ઞાઓ, સર્વે શ્રોતાના મનમાં તુરત ઉપસી આવતાં, અને એમની આખી પ્રતિપાદનપદ્ધતિ સીધીદોર સળંગ ઋજુતાનો જ નમૂનો હતી. એમની પ્રતીતિઓ ઉંડી ઉતરેલી, દૃઢમૂલ, અને સ્વતંત્ર જીવન્ત તેજસ્વી વિચાર-રસથી પોષાયેલી હતી. એટલે એમની શબ્દપસંદગી, વાક્યરચના, અને કલમબંધી, સ્વતંત્ર, એમની પોતાની જ, અને વિસ્મય તથા આનંદ આપવાની સાથે શ્રોતાને તત્ક્ષણે તો પોતાના વાહનમાં ખેંચી લે એટલી બધી અસરકારક હતી. એમનો જ શબ્દ વાપરું તો એમની વાણી-

નો 'રણકો' ઓર જ હતો. હરકોઈ શ્રોતાની સ્મૃતિમાં એમના ભાષણમાં-થી સંખ્યાબંધ શબ્દો, કેટલીક યુક્તિઓ અને અલંકૃતિઓ, અને કોઈ કોઈ વાક્યો પણ તત્કાલ તો ચોંટી જ જતાં. એટલે વર્તમાનપત્રો માટે અહેવાલ લખનારાના કાગળ ઉપર પણ તે ઓછાંવત્તાં ટપકાઇ જતાં, અને એ નોંધ ઉપરથી જે સાર છપાતો તેમાં પણ તે પાછાં ઓછાંવત્તાં પણ અવશ્ય દેખા દેતાં.

અંબાલાલભાઈના વિચારોના સામાન્ય રૂપ વિશે કંઈક ઉંડા ઉતરીએ તો તેમાં અમુક ખાસિયત માલુમ પડે છે, જે એમના પછીના જમાનાના વિદ્વાનોમાં, સમગ્રે બોલતાં, ઓછી હોવાથી ખાસ ધ્યાન ખેંચે એવી છે. અંબાલાલભાઈનું જ્ઞાન વિશાળ હતું. એક વાર મેળવ્યું તે આબાદ તેવું ને તેવું સંગ્રહી રાખે-જરા ઝાંખું પડવા ન દે, લેશ સત્ત્વહ્રાસ થવા ન દે, રેખા માત્ર વ્યંગ બનવા ન દે-એવી એમની અજબ સ્મૃતિ હતી. અને એઓ આખો જન્મારો નવું નવું ઝડપથી શીખ્યા જ જનારા ખરેખરા વિદ્યાર્થી હતા. પણ એમની સ્વતંત્ર વિવેકશક્તિ યે મૂળથી જબરી અને સતત ઉપ-યોગથી જ્ઞાન, અનુભવ અને પાકટપણાની વધતી જમાવટની સાથે પોષાતી જ ગયેલી હતી. અને એમના બુદ્ધિ–હૃદય–કલ્પના–અંતઃકરણ–ભાવનાશક્તિ–રૂપ આખા ચક્રનું સમગ્ર વલણ જન્મથી જ વ્યવહારુ ( Practical ), અનુભવગમ્ય ( positive ), અને કૃતિપ્રેરક ( constructive ) જ્ઞાન તરફ વિશેષ હતું. આથી કરીને ટીકાશક્તિ ( critical spirit ) માં, તેમ સારું જે કંઈ લાગે તે તરફ આકર્ષાવું તથા ગમે ત્યાં હોય ત્યાંથી તેને બનતાં સુધી લેવું એ મધુકરવૃત્તિ ( ecclectic spirit )ના સદ્‌–અંશમાં, અંબાલાલભાઈ એમના પછીના જમાનાના ઉત્તમ વિદ્વાનોથી યે ઉતરતા ન હતા; તથાપિ એ વૃત્તિઓમાંથી જ કુદરતી રીતે પરિણમતાં દેખાય છે તે સંશયગ્રસ્તતા, કૃતિશૈથિલ્ય, નપુંસક મતાન્તરક્ષમા કે બેપરવાઈ, અને ફિલસુફીનો અગર અગમ્યવાદનો સ્વાંગ ધરીને મગજનાં ઉંડાણોમાં ભટકે છે તે આંધી,–એમાંથી એકેનો અંબાલાલભાઇને છાંટો સરખો લાગવા પામ્યો ન હતો. જે સત્યો એમના મગજના

દિવાનખાનામાં એડક મેળવી શકતાં તે જરઠ થઈ ગયેલી વિદ્યાના શુષ્ક ગુંચવણિયા કાયદાઓનાં નિર્માલ્ય સમાધાનો ન હતાં. જે સત્યોને એ મોંઘા અતિથિ તુલ્ય ગણતા, જે સિદ્ધાન્તોના ધકકેલેલા એઓ બોધ પ્રચાર પાલન પળાવનમાં* ઉમંગભર કર્તવ્યપરાણુ રહેતા, તે વ્યવહારુ રાજવિદ્યા, સંસારવિદ્યા, અને જીવનવિદ્યાની સુસ્પષ્ટ, વિધિનિષેધ યુક્ત, લાભાલાભ રૂપ દીસી આવે એવાં ફ્લોથી અલંકૃત, અને સદાસર્વદા આચરવા યોગ્ય આજ્ઞાઓજ હતી;– કહો કે એ એમનાં પ્રિય સત્યો એમના સુપરિચિત પીનલ કોડ, પ્રોસીજર કોડ આદિ કાયદાઓમાંનાં ફરમાનો જેવાં હતાં. વળી સુધરેલી પ્રજાના કાયદાઓમાં જેમ પૂર્વાપર વિરોધ જણાય છે તે માત્ર આભાસ કે ભ્રમ હોય છે, કનિષ્ટ અભ્યાસકોનેજ ગુંચવણુ-માં નાખે એવા હોય છે. ઝીણવટથી, વિશાળ અનુભવથી અને પુખ્તપણે વિચાર–વિવેક કરી શકે તેવા સમર્થ ધારાશાસ્ત્રીઓ તમામ કાયદાની એકવાક્યતા સિદ્ધ કરી શકે છે, અને અન્યોન્ય અતિ વિરુદ્ધ દેખાતાં ફરમાનોને પણ એકબીજા સાથે ઘટાવી શકે છે: તેમ જ અંબાલાલભાઈના વિચારો અને સિદ્ધાન્તો, એમનાં સત્યો અને એમની પ્રતીતિઓ, એકબીજાનાં વિઘાતક, કે એકબીજાથી અલગ અલગ, કે જુદી જુદી ઉંચીનીચી અભરાઈઓ ઉપર છુટાછવાયાં પડેલાં ગુંછળાં ઓળિયાં× કે થોથાંઓ જેવાં નહીં, પરંતુ અન્યોન્ય અનેકાનેક રીતે સુદૃઢ સાંકળેલાં, અને વળી એમના પ્રભાવશાળી વ્યક્તિત્વમાંથી ઉભરાતા ઉત્સાહ–રસના પ્રવાહથી એકસરખા જીવન્ત હતાં. એમના વિચારોમાં કઠણુ, ગમ્ભીર, ઉંડો, અને જ્ઞાન અનુભવ મનન અને શક્તિના પ્રમાણમાં જ ગમ્ય એવો ભાગ પણ બેશક હતો, જેનો આપણને છેક જ ઓછો લાભ મળેલો છે. એમના વિચારોના એ સાથી કીંમતી ભાગમાંથી જે થોડોક જ અંશ એમના લખાણો અને વ્યાખ્યાનોમાં ઉતર્યો છે તેટલાથી જ આપણે મન વાળવાનું છે. એમના ભાષણોમાં પણ એવો

---

* બીજાઓ પાસે પળાવવું.

× ટીપણાં જન્માક્ષરના આકારનાં પુસ્તક, સળંગ કાગળ ઉપર લખેલાં અને ગોળ વાળેલાં.

ભાગ કોઈ કોઈ વાર આવતો: પણ વર્તમાનપત્રોમાંથી લીધેલા આ ઉતારાઓમાં એવું કંઈયે ક્યાંથી જ હોય ! પરંતુ શું એ ઉંડા કીમતી ભાગમાં કે શું સરલ અને સપાટી નજીકના ભાગોમાં, અંબાલાલભાઈના વિચારોમાં નિશ્ચિતતાની કે સ્પષ્ટતાની ઊણપ, અતાગ ઉંડાઈ કે અગમ્યતા, કે કોઈ પણ જાતની ગુંચ કે પૂર્વાપર અસંગતિ જોવામાં આવતી નથી.

—૨—

અંબાલાલભાઈના વિચારો આમ સાંકળેલા હોવાથી, એક બુદ્ધિપ્રધાન અને સમર્થ વ્યક્તિના નિરન્તર મનન વડે તેમાં અન્યોન્ય સમ્બન્ધો અને આશ્રયાશ્રયિભાવ ઉત્પન્ન થયેલા હોવાથી, તે યથાસ્થિત સમઝવાને માટે અન્તરમાંથી આરંભીને સપાટી ઉપરના વિષયો તરફ આવીએ, એ ક્રમ વ્યાપકની સાથે સીધો ટુંકો અને ખરી સરલતાનો નીવડશે. એટલે પ્રથમ ધર્મના ગમ્ભીર અને ગહન્ વિષય તરફનું એમનું વલણ લઈએ. **સદાચારો ધર્મઃ ॥** આ સૂત્રને પોતે બેહદ મહત્ત્વનું ગણતા. એમના ચિત્તની અનેક વૃત્તિઓનો એ દૃષ્ટિબિન્દુમાં જ સંગમ થઈ જવાનું એ પરિણામ હતું. ધર્મ અધ્યાત્મ વિષય છે એટલુંયે ન જાણે એવા અજ્ઞ એઓ ન હતા. પરંતુ એક તો એમની આખી ઝોક, ઉપર રહ્યું છે તેમ, વ્યવહારુ અનુભવગમ્ય કૃતિપ્રેરક જ્ઞાન તરફ હતી. જાતે નિત્યના વ્યવહારમાં ડગલે ડગલે કૃત્યો કરે લોભ, ગુમાન, અદેખાઈ, ખાર, સ્વાર્થ, હિંસા, અને અનીતિનાં; અને અદઘડી સત્સંગમાં હોય કે પાટલે બેસે ત્યારે વાતો ડહોળે **સોઽહમ્**નીઃ આવા માણુસો પણ બુદ્ધિની જડતાને લીધે, દૃષ્ટિ અંતર્મુખ થઈ જ ન હોય તેને લઇને, નિખાલસ હોઈ શકે, એ સમઝવું અંબાલાલભાઈ જેવાને, પોતાના બુદ્ધિપ્રભાવને લીધે જ, અઘરું પડી જાય એ કુદરતી છે. એઓ તો આવાને પાખંડી જ ગણે, અને એવા પાખંડનો તિરસ્કાર એમના મનમાં આચારશુદ્ધિની વડાઇ સંસ્થાપવામાં કારણ બને. સત્ત્વની વાતો જ કરે, તેના કરતાં પોતાના પંડના રજસ્ અને તમસ્નું નીતિશુદ્ધ આચરણોના નિયમન વડે સંશોધન કરતો જાય, તે મુકાબલે વધારે ધર્મિષ્ઠ ગણાવો જોઇએ, એમાં પણ શંકા નથી. ધર્મના અધ્યાત્મ–વિષયત્ત્વ ઉપર ગમે તેટલો

ભાર દે તેને પણ આ સ્વીકારવું પડશે. અંબાલાલભાઇના ચિત્તની બીજી એક વૃત્તિ ઉપલા કરતાં જુદા જ અનુભવોમાંથી ઉદ્‌ભવેલી હતી. એઓ હજી ઉગતા હતા તે સમયના પાક્કટ રૂઢિચુસ્ત માણસોમાં કર્મકાંડનાં કર્મોમાં કે વેદાન્તાલાપમાં પૂરા પરંતુ આચારવ્યવહારમાં ધર્મને નામે મોટું મીડું એવા જોવામાં આવતા હતા, તો એ પાકટ માણસોથી ન્હાના પણ અંબાલાલભાઇથી મોટી વયના જમાનામાં તુરત શરુ થયેલી નવી ઇંગ્રેજી વિદ્યાએ વિદ્વાન ને એ સાધનથી ઓધ્ધે ચ્હડેલા કે સારી સ્થિતિએ પહોંચેલા માણસો હતા, જે દેશોદ્ધારક અને સુધારક હોવાનો દાવો કરતા. પરંતુ જુનું એટલું સર્વ બસ નિન્દતા, તેને યથાસ્થિત જોવા તપાસવા સમઝવાની લેશ પરવા ન કરતા, અને નિશામાં, વિષયભોગમાં અને માંહ્યોમાંહ્યના કલહોમાં ગરકાવ રહેતા. સ્વાતંત્ર્ય જ્યારે ઉદ્ધત નિરર્ગલ બંડનું રૂપ ધારે અને સર્વનાશ કરવા નીકળે, ત્યારે ન્યાય્ય સ્વાતંત્ર્યના ખરા ભકતોને પણ ઉગ્ર અમિશ્ર નિયમનનો જ દેખાય એવો પક્ષ લેવો પડે, એ કુદરતી છે. નીતિશુદ્ધ આચરણના નિયમનથી પ્રથમ જાતને જ સુધારો અને ઉદ્ધારો; શબ્દો અને કૃતિઓ વચ્ચેનો તફાવત બાળક પણ પારખી શકે છે; અને એ તફાવત મોટો તે પ્રમાણમાં શબ્દબોધ હાંસીપાત્ર જ થવાનો. *

અંબાલાલભાઇનું બીજું અતિ પ્રિય સૂત્ર, **नास्ति सत्यात् परो धर्मः** અને ત્રીજું, **शरीरमाद्यं खलु धर्मसाधनम्.** પોતાનાં બાળકોને, બાળકો જેવાને અને નિકટ સમ્બન્ધમાં આવેલાને કાગળો લખતા તેમાં વારંવાર લખતા, "સત્ય અને શરીરને સાચવજો." નીરોગી સશક્ત અને દીર્ઘાયુષી

---

* સુધારકો માટે સમગ્રે બોલતાં પોતે એમના આચાર વિચારની સારી બાજુ વીસરતા નહીં એટલું જ નહીં પણ તેમણે દેશસેવા કરી છે એમ સ્પષ્ટ સ્વીકારતા; આ સંગ્રહમાં એવાં એકથી વધારે સ્થાન જોવામાં આવશે. સુધારકો સાથે એઓ ટીકા કરતા તેનઃ સ્વરૂપનું દિગ્દર્શન રા. રા. આનંદશંકર બાપુભાઈ ધ્રુવે અંબાલાલભાઈ વિશે વસન્તમાં પ્રકટ કરેલાં બે લખાણોંમાંથી થશેઃ- જુવો વસન્તઃ વૈશાખ ૧૯૭૦ અને શ્રાવણ ૧૯૭૪ ના અંક.

થવા માટે દરેક માણસે બુદ્ધિપૂર્વક સતત મથવું જોઇયે+ એવો બોધ કરતાં એ કદાપિ કંટાળતા નહીં; એવા બોધને અપ્રાસંગિક પણ એ જવલ્લે ગણતા. કોઈ પણ રોગી કે મંદ કે વધારે જીવવા વિશે શંકાશીલ એમના સમાગમમાં આવતું, તો તેને તેઓ આ મોટા ધર્મ વિશે જાગ્રત કરવાને સારુ અનેકાનેક રીતે કહેતા કહેવાડતા. પોતાનો દાખલો આપતાં પણ જરા સંકોચાતા નહીં—"હું નેવું વર્ષનો થવા ઇચ્છું છું અને આશા રાખું છું." ગ્લેડસ્ટન, વિક્ટોરિયા રાણી, અને દાદાભાઈ જેવી દીર્ઘાયુષી પ્રસિદ્ધ વ્યક્તિઓની ઝીણામાં ઝીણી આદતો વિશે એમની જિજ્ઞાસા ધરાતી જ નહીં, અને જે ચોક્કસ માહિતી એમના જાણુવામાં આવતી તે ઉપરથી અનુમાનોની કંઈ કંઈ ઘડભાંગ કરતા. મલ્લ, નટ, શરતોમાં સ્વાર થનાર રાવતો આદિ લાંબું જીવતા નથી, એ એમના મનથી એવા ધંધાઓની એક મોટામાં મોટી ખોડ હતી. પણ એમના વિચાર–મિનારાના બંધારણની પાયરીઓ વિશે સમઝફેર ન થાય તે માટે અવશ્ય ધ્યાનમાં રાખવું ઘટે છે કે શરીરરક્ષાના સિદ્ધાન્તનું આટઆટલું ગૌરવ ગણતા, તથાપિ પોતે દવા, ખાનપાન આદિની વસ્તુઓના સમ્બન્ધમાં પ્રયોગખોર ન હતા; માદક-વસ્તુ–ત્યાગ, અહિંસા, સ્વચ્છતા, અને સાદાઇના સદાચાર (કે ધર્મ જે કહો તે) ને એ અચળ વળગી રહેતા. એવા પ્રયોગોના પરિણામ ટુંક વખત સુધી ગમે તે ભાસે, પણ એમના વારંવાર કે ચિરકાળ સેવનથી અગર એવી કોઈ

---

+ કેળવણીના વિષયમાં શારીરિક કેળવણીને એઓ કેટલું બધું ગૌરવ આપતા તે આ સંગ્રહમાં અનેક સ્થળે જોવામાં આવશે. સૂર્યનમસ્કાર જેવી કસરતમાં કસરત, સાદાઈ અને ધર્મભાવના ત્રણેનો સંયોગ હોવાથી એવી કસરત એમને ઘણી પ્રિય હતી અને તે નિયમિત રીતે કરવા માટે સૌને બોધ કર્યો જ કરતા. આ વિશે જુઓ આશ્વિન ૧૯૭૪.ના વસંતમાંનો રા. રા. નારણજી નંદલાલ દંડનાયકનો પત્ર. આ પત્રમાં ન્યાયાધીશ તરીકેની એમની પ્રામાણિકતાની ભાવનાના બે બહુ સારા દાખલા છે, અને લોકો એમને "કંજૂસ" ગણતા તે વિશેનો એમનો બચાવ પણ લગભગ એમના પોતાના શબ્દોમાં જ ઉતારેલો છે.

આદત સ્વાદ દેખાદેખી કે ઉપાધિના બન્ધનમાં આવ્યાથી શરીરને પણ નુકસાન જ છે, અર્થાત્ આવી બાબતોમાં સમાન વજનની દેખાતી નીતિઓનું સામસામું સંઘટ્ટન જોનારા ભ્રમમાં જ છે, એ એમની પ્રતીતિ અડગ હતી. વળી એમના ઉપર આપણા જીવનમાં ઓતપ્રોત લોકોત્તર અજ્ઞાત અવિજ્ઞાત* બળોનું દુર્લક્ષ કરવાનો આરોપ મુકનારા ભુલી જાય છે, કે અંબાલાલભાઈ "બુદ્ધિપૂર્વક યત્ન કરવો" એ મિતાક્ષર અને સરલ દેખાવના બોધમાં કેટકેટલો સમાવેશ કરતા હતા. પ્રથમ કાર્યકારણનું ચોક્કસ જ્ઞાન મેળવવું; આમાં કોઈ પણ જાતની કસર રહી જાય અને તેથી રોગ નિર્મૂલતા શિથિલતા અને તજ્જન્ય મૃત્યુને હઠાવી ન શકિયે તો તે માટે 'નસીબ!' એમ કહી નિરાશ બેસી રહેવું, એને પોતે આપણો—એટલે પ્રસ્તુત વ્યક્તિ માત્રનો નહીં પણ આખી માણસ જાતિનો, માનવ જ્ઞાન હજી આટલે સુધી જ પહોંચ્યું છે એ પરિસ્થિતિનો—દોષ ગણતા. માણસ જાતિએ તો પ્રસ્તુત જ્ઞાન મેળવેલું હોય પરંતુ એ જ્ઞાન કે કલા આપણા દેશમાં ન હોય અગર દેશમાં યે હોય ને તે દર્દીને માલુમ ન હોય, તેમાં એઓ દેશનો અને વ્યક્તિનો દોષ જોતા. અને જ્ઞાન કલા હોય એટલે તે યથાવત્ આચારમાં મુકવું જ જોઇએ એવો એમનો ઉગ્ર—અપવાદનો અગર ગમે તેવી મુશ્કેલીઓના કારણને સહન જ ન કરી શકે એવો કરડો—આગ્રહ હતો. જ્યોર્જ ઇલિયટની સૌથી વધારે જાણીતી નવલનો નાયક એક સ્થલે કહે છે કે મ્હારું ઇચ્છાબળ આ મ્હારા બાહુના જેટલા ધીંગા પોલાદના નક્કર ગોળવા જેવું છે. સદિચ્છાબળ વધાર્યું વધે છે એવો અંબાલાલભાઇનો જાતઅનુભવ હતો. આવી અનુભવજન્ય પ્રતીતિ જેમણે ન મેળવી હોય એવાને માણસ કહેવા કે પશુ તે વિશે એમને થોડી જ દરકાર હતી. વૃત્તિ રુચિ રસ આદત ગમે તેટલાં જોરદાર રૂઢ અને નિષ્કંટક સત્તા ભોગવનારાં ભલે ને બની રહ્યાં હોય, તથાપિ જ્ઞાનસંપન્ન બુદ્ધિની સામી આજ્ઞા થઈ એટલે તેના વરિષ્ઠ અધિકારી ઇચ્છાશક્તિનું એટલું ચલણ હોવું જ જોઇએ કે ઇંદ્રિયો, હૃદય અને વાસના-

---

* અજ્ઞાત જે વિશે બિલકુલ જાણીએ નહીં એવાં; અવિજ્ઞાત—જે વિશે થોડું જ જાણીએ એવાં.

ઓને એકાએક નહીં તદપિ ધીમે ધીમે પરંતુ દીસી આવે એવાં અને ટુંક ટુંક મુદ્દતે વધતું જ જાય એવા પ્રમાણમાં તે બદલી શકે. અને જેટલો ઇચ્છાબળનો તેટલો જ નિશ્ચિત પ્રતીતિમાં સ્થાયી શ્રદ્ધા અને એકાગ્રતાનો એમના વિચારસમૂહમાં મહિમા હતો; એ ત્રણને તેઓ અભિન્ન જ ગણતા. સોક્રેટિસની ફિલસુફીનું Virtue is knowledge—**यत्र यत्र ज्ञानं तत्र तत्र सदाचारः, यत्र यत्र ज्ञानाभाव स्तत्र तत्र असदाचारः*** એ સૂત્ર એમને આવા અર્થમાં સર્વથા માન્ય હતું.

ઉપલી ચર્ચા ફિલસુફી અને માનસશાસ્ત્રીય બુદ્ધિવ્યાપારના અપરિચિત વાંચનારાને કદાચ કઠણ પડે, માટે એ જ વિષયોને સ્થૂલ રૂપમાં રજુ કરનારા બે ત્રણ દાખલા ટાંકું છું. ( ૧ ) રા. રા. **માવળંકર** એમને એમના મોત પહેલાં ૭ દિવસ ઉપર જ મળવા ગયા હતા તે વિશે લખે છે.+ દાક્તરની સલાહ વિચાર વગેરે કર્યા વગર પથારીમાં શાન્ત પડી જ રહેવાની છે એવું જાણતાં મ્હેં કહ્યું, " અશક્ય જ—જે વિદ્વાને આખી જિંદગી માનસિક વ્યવસાયોમાં ગાળી હોય તેમને માટે ખાસ." ત્યારે મ્હારું સાંભળી પોતે બોલ્યા—" then that is defective education. "=અસાધ્ય મહારોગ વ્યાપી ગયો હતો એ સ્થિતિમાં પણ મન—હૃદય—કલ્પનાની નિષ્ક્રિય શાન્તિ જેટલે દરજ્જે સાધી ન શકે તેટલે દરજ્જે તે વ્યક્તિના પૂર્વ જીવનનો જ દોષ ! આવું વચન મનોબળ ઇચ્છાબળ એકાગ્રતા અને સદાચારપરાયણ જીવનમાં અપરિમિત શ્રદ્ધાળુ હોય એવાના મુખથી જ તત્કાલ ખરે. (૨) ક્ષય રોગ§ ત્રીજી ભૂમિકા સુધી વધી ગયેલો તોપણ તેને પોતાની અનુપમ

---

* **अ—सदाचारः**—સદાચારનું નામ સંપૂર્ણ અર્થમાં આપી ન શકાય એવો આચાર.

+ બુદ્ધિપ્રકાશ—જાન્યુઆરી ૧૯૧૫. એમનું લખાણ ઉપર કંઈક ટુંકું કર્યું છે. આખો નિબન્ધ ખરેખર વાંચવા લાયક છે.

§ વિદ્યાર્થી અવસ્થામાં એમનું શરીર નબળું હતું અને ક્ષયરોગનું પૂર્વરૂપ થયલું ગણીને અગર તો એ રોગ થવાનો સંભવ ગણીને ડાક્તરોએ એમને કોઇ-

મનોવૃત્તિ અને નિયમિતતાના નમૂના રૂપ દિનચર્યાથી મટાડનાર એક માણુસની હકીકત મ્હેં એમને એક વાર કહી. હું તેની સાથે પંચગનીમાં બે માસ સુધી રોજ કલાક ગાળતો હતો અને રોગ મટી ગયા પછી પણ પાછો તેને મળ્યો હતો. ઉત્તમ દાક્તરી સારવાર અને ઉત્તમ નિવાસસ્થાન ઉપરાંત એના ચિત્તની સમતાને લીધે જ એ બચ્યો હતો. ઉઠવું બેસવું, ઉંઘવું, તોળેલું અમુક અમુક જ ખાવું, રોજ પોતાનું વજન નોંધવું, દૈનિક નિહાર* વિશે નોંધવું, ગાવું વગાડવું, પાળેલાં બીલાડી પોપટ કાકાકૌઆ અને વાંદરા સાથે ખેલવું, 'પેશન્સ'+ નો ગંજીફો ખેલવો, મળવું હળવું, કાગળો લખવા, વર્તમાનપત્રો અને ચોપડીઓ વાંચવી, હવામાં શરદીતાપના પ્રમાણમાં વધઘટ થાય કે રોગમાં વધઘટ જણાય તે મુજબ પોતાની ઘટમાળ ફેરવી લેવી— વગેરે સર્વ તે યંત્રવત્ કરતો, અને ચિત્તમાં ઉદ્વેગોલ્લાસ કે આશાગ્લાનિનો રતિ પણ સંચાર ન થતો. અંબાલાલભાઇએ સર્વ ઘણા જ રસથી સાંભળ્યું. અનેક સવાલો કર્યા; સ્ત્રીપુત્રાદિક કુટુમ્બીઓ તરફથી પણ એની સમતા જળવાવાની પૂરી અનુકૂળતા હતી એ જાણી વધુ આનંદ પામ્યા; એ માણુસનાં નામઠામ નોંધી લીધાં; અને એક સવાલ કર્યો, "તમે કહો છો કંઇક એકાએક આઘાત ( shock ) ને લીધે એને ક્ષય થઈ આવ્યો. વળી કહો છો જોતજોતામાં રોગ વધી ગયો, અને વળી કોઈ વહાલા માણુસના મોતનો એ આઘાત ન હતો. તો આવી સમતાવાળા વિરલા સજ્જનને એવો કારી ઘા તે શો થયો હશે વારુ?" હું જાણતો ન હોવાથી કહી ન શકયો. બીજો સવાલ કર્યો, "મુસલમાન અને બહુ ભણેલો નહીં, એટલે આસ્તિક અને નસીબવાદી ( fatalist ) હશે." મ્હેં હા કહી. એમણે વાત સંકેલી,

---

લિવર તેલ છૂટથી ખાવાની સલાહ આપેલી. તે સમયે આપણા દેશમાં એ તેલ હાલ મળે છે એવા ગંધરહિત સુપેય રૂપમાં મળતું નહીં: ગંધાતુ અને બેસ્વાદ જ મળતું, છતાં તે એઓએ કેટલાંક વર્ષ સુધી પીધું હતું. અને વળી રોટલી ઉપર પણ ઘીની જગ્યાએ ચોપડીને ખાધું હતું.

* મળમૂત્ર.

\+ રોગી માણુસ એકલો રમી શકે એવાં પત્તાં.

"આસ્તિક અને નસીબને માનનારા તો ઘણા હોય છે, પણ એવામાં યે આવી સમતા તો અદ્ભુત." (૩) ત્રીશથી વધારે વર્ષ ઉપર રાજકોટમાં એક સ્વામી બ્રહ્માનંદ નામે સંન્યાસી વારંવાર આવતા અને લાંબો વખત રહેતા. એમની ઉમ્મર પાકટ હતી પણ કેટલી હશે તે કળાતું ન હતું. એ જ્ઞાનભક્તિનાં અત્યુત્તમ પદો ઘણાં જાણતા અને સતાર સાથે પિગળાવી નાખે એવી અને સાત્ત્વિક રીતે ગાતા. નિત્ય બે વર્ગ નિયમિત કાળે ભરતા. તેમાંથી એકમાં વેદાન્તનો કોઈ ઉંચો ગ્રંથ સમઝાવતા અને બીજામાં સામાન્ય સ્ત્રીપુરુષો માટેની કથાવાર્ત્તા કરતા. એમના વિશે અનેક વાતો મનાતી. એક કહે એમને નાદબ્રહ્મનો સાક્ષાત્કાર છે. બીજો કહે મંત્ર આપે છે તે સાધવાથી સાધકને તેના ચિદાકાશમાં પ્રકટ થઇને ઇષ્ટ–દેવ જાતે દર્શન દે છે. દવાઓ પણ બતાવતા અને રસોઇમાં પણ ખરેખરા નિપુણ હતા. જુવાનીમાં હઠયોગમાં બહુ આગળ વધી પછી રાજયોગી થયેલા બાલબ્રહ્મચારી હતા એવી એમની ખ્યાતિ સર્વત્ર હતી. એઓ એક દિવસ એક સાંકડી શેરીમાંથી જતા હતા ત્યાં સામેથી ઘોડાગાડી આવી. તેનો ઘોડો એકદમ મસ્તીમાં આવી સામાન તોડી દોડ્યો. તેની લાત બ્રહ્માનંદને કપાળમાં વાગી અને પડતાં પડતાં એમની તાલકી ભીંતના પત્થર સાથે જોરથી અફળાઈ. એક ક્ષણમાં સર્વ બની ગયું. બ્રહ્માનંદ પડ્યા તેવા જ અવાક્ થઈ ગયા અને કલાકો સુધી બેશુદ્ધ રહ્યા. પણ ત્રણ ચાર દિવસે જણાવા લાગ્યું કે જીવશે ખરા. લાંબા વખત સુધી એમને ખાટલાવશ રહેવું પડ્યું. એમની આ ભયંકર માંદગીની શરુઆતમાં એઓ બરાબર બોલતા થતાં દાકતરે એમને પૂછ્યું: સ્વામીજી, દર્દ કળતર સટાકા (shooting pain) વ્યથા એ કંઈ આપને કેમ જણાતું નથી ? લોકો કહેતા કે તે વખતે સ્વામીએ જવાબ દીધેલો: "વ્યથા ? બચ્ચા, બ્રહ્મરંધ્રકી પર ભૂમિકામેં અમૃત સભર ભરાઈ હય; સો ગુરુકૃપાસેં છોડ દિયા; ફિર વ્યથા ક્યસી !" એક વખત અંબાલાલભાઇને મ્હેં આ વાત કહી. એમણે પૂછ્યું–"ત્હમે જ આમાંથી શું સમજો છો, કેટલું માનો છો ?" મ્હેં કહ્યું: "સમઝ અને અનુભવમાં ઉતરે નહીં અને એથી ઉલટું છેક કહાડીયે ન નખાય, એવી વસ્તુઓને

હું ચિંત્ય વિષયોના જુદાજ ખાનામાં ઘણો કાળ રાખી શકું છું.'' એઓ હસ્યા. પણ તુરત પાછા ગમ્ભીર થઈ બોલ્યા: "વાત કહાડી નાખવા જેવી નથી એટલુંજ નહીં; મ્હારા દૃષ્ટિબિન્દુથી તો મ્હને આ ખરી બનેલી હકીકત અમાપ મૂલ્યની લાગે છે. અસહ્ય વેદનાનાં આવેદન mechanical reaction [ યાંત્રિક પ્રતિકૃતિ ] જેવાં હોય છે. પણ તો યે શરીરની ગમે તેવી ભયાનક ત્રાસદાયક સ્થિતિમાં પણ એવાં આવેદન શરૂ થતા જ તેને અટકાવી દે એવું સુદૃઢ મનોબલ પણ માણસમાં કેમ ન હોય? બાલબ્રહ્મચારીનામાં અર્ધી સદી કે વધારે સમયના એકસરખા મનોનિગ્રહની જમાવટ-સાચા યોગી અને જ્ઞાનીએ ગામડાં અને વાડીઓની ખુલ્લી હવામાં પરમ સાદાઈ અને શાન્તિમાં ગાળેલા જીવનનો મધ્યાહ્નકાળ–એવા પરિપક્વ મહાપુરુષને જે મનોબળ સહજ અને સ્વતઃસિદ્ધ, તે દુનિયાદારીના કીડાઓને દેવાંશી ચમત્કાર જેવું લાગે જ.'' મ્હેં પૂછ્યું, "આપ આમાં અસાધારણ મનોબળ જ જુઓ છો?" એઓ કહે, "ત્હમે તો લોજિક ( Logic: બુદ્ધિ વ્યાપારશાસ્ત્ર ) પૂરું ભણ્યા છો, દર વર્ષે શીખવતાં એક વાર પુનરાવર્તન કરો છો. આ ત્હમારા **સ્વા**મીમાં અસાધારણ મનોબલ હોવા વિશે શક નથી. વળી જુઓ, મનોબળ એક વેરા કોઝા ( *Vera causa*: ખરેખર પ્રવર્તતું કારણ ) છે જ. સામાન્ય ચમત્કારોના કરતાં હજાર–ગુણુ વધારે ચમત્કારિક બનાવો કેવળ મનોબળના પ્રભાવથી બનેલાના દાખલા હઝરત મહમ્મદ પયગમ્બર જેવાના જીવનચરિતમાં પ્રસિદ્ધ છે. તો આટલી ક્રિયા ઉપજાવવાને માટે મનોબળ જ પૂરતું કારણ છે.'' મ્હેં ફરી પૂછ્યું, "સ્વામીજીએ વાપરેલા શબ્દોનું કેમ?" એમણે તુરત એક નહીં બે રદિયા આપ્યા: "ત્હમને ફિલસુફોને લોજીક પછી તુરત પુરાવાનો કાયદો ભણાવવો જોઈએ. અમારી કોરટોમાં અમે દાક્તરને પોતાને અને તે વખતે ત્યાં બીજો કોઈ ડાહ્યો માણસ હાજર હોય તેને પણ સોગન ઉપર તપાસીએ, પછી સામો પક્ષ તેમને ચુંથે, અને તેમ કરતાં પણ એ શબ્દોનો અગત્યનો ભાગ અણિશુદ્ધ રહે તો જ અમે તે પૂરેપૂરું માનીએ. પણ વળી દલીલની ખાતર સ્વીકારીએ કે એ શબ્દોમાં ફેર નથી. તો યે શું ઘણા કુશળ અને ભગત વેપારીઓ

બહુ મોટો નફો મળી જાય છે ત્યારે નથી કહેતા શું કે એ તો મ્હને મ્હારા પ્રભુએ આપ્યો ? સામો સાંભળનાર ભાવિક હોય છે તો તે પણ એ જ વાત ખરી ગણે છે. પણ કાર્યકારણની શાસ્ત્રીય તપાસણીમાં આવાં કથનો કેટલાં નકામાં છે તે ત્હમને કહેવા બેસવાની જરૂર નથી. ભાવિક હૃદયોને એ જે હીરા લાગે છે તે સ્વતંત્ર વિચારકબુદ્ધિને તો કાંકરા જ છે." થોડી વારે હું જવા ઉઠ્યો ત્યારે મ્હારી સાથે બે ડગલાં ચાલતાં કહ્યું, "બ—, ઉલટો અર્થ લ્યો એવા તો ત્હમે નથી, પણ સમઝફેર નથી પડયો એમ મ્હારી પોતાની ખાતરીને માટે કહું છું: કુદરતની પાર કે કુદરતના આત્મા રૂપે સર્વશક્તિમાન સાક્ષાત્ સદાચારમૂર્તિ એવી સર્વસંચાલક સત્તા છે જ. ઉપલી દલીલો ઇશ્વરના અસ્તિત્વનું ખંડન કરે છે એમ ન લેશો." ક્ષણ પછી વળી બોલ્યા: બ્રહ્માનન્દના દાખલાથી સચેત થયેલી એમની વિચારમાલા એક મણકો વધારે ફરી: "આવી ચર્ચા હું કોઈક જ વાર કરું છું. વારુ, મિલના ધર્મ સંબંધી નિબન્ધો* વિશે શું ધારો છો ?" મ્હેં કંઈક સંકોચાતાં કહ્યું, "પહેલી વાર વાંચ્યા ત્યારે મુંઝાયો હતો; હવે નહીં." "બરોબર, પણ પાછા મળીશું ત્યારે વાત."—પણ એ વિષયનો ફરી પ્રસંગ આવ્યો જ નહીં. અંબાલાલભાઈ પુરુષપ્રયત્નમાં શ્રદ્ધાળુ હતા; પણ એ એમની માન્યતાની ટીકા કરનારાઓને, એમની માન્યતા ખરેખર જે રૂપની હતી તે સમઝવાને માટે, આ ત્રણ દાખલા—વિચારીને વંચાશે તો—બસ થશે એવી આશા છે.

—૩—

શરીરરક્ષા અને મનોબળના ગૌરવ વિશેના અંબાલાલભાઈના વિચારો આપણા કેળવાયલા મતને પણ ભારે પડે છે એમ લાગતાં, એ વિચારોનુ યથાવત્ રૂપ આલેખતાં લંબાણ થયું છે. આ બાબતમાં એમના જમાના કરતાં, એમની બુદ્ધિની તીક્ષ્ણતા તલસ્પર્શિતા અને કૃતિપરાયણતાને લીધે, એઓ બેશક આગળ હતા. પોતે વ્યાખ્યાનો, નિબન્ધો અને શાન્તિદાસ

* Mill કૃત **Nature, the Utility of Religion, and Theism; Three Essays.**

જેવી વાતો લખવાનાં કાર્યને વધુ વખત આપી શક્યા હોત તો બીજા મહા સિદ્ધાન્તોમાં પણ એમની સ્વતંત્ર વ્યાપક અનુભવાનુસારી અને તેજસ્વી બુદ્ધિ એવાં જ ઉંડાં નવીન પરિણામ પ્રકાશત: એમની સાથે ગમ્ભીર ચર્ચાનો લાભ મેળવનારને એમના વિશાળ જ્ઞાનસંભૃત મગજમાં જે ઓછીવત્તી વ્યક્ત દશામાં વારંવાર દેખાતાં હતાં, તેમાંનાં અનેક લખાતાં લખાતાં જ પરિસ્ફુટ થઈ એમની અસરકારક વાણીમાં કાયમનું મૂર્ત રૂપ પામત. આ દૃષ્ટિએ જોતાં એઓને એક કૉલેજના પ્રિન્સિપલ ( Principal ) થવાની તક એક વખતે આવી હતી* તે એમણે ઝડપી ન લીધી તેથી બેહદ નુકસાન થયું છે, એમ લાગ્યા વગર નથી રહેતું. પરંતુ માણસનો જીવનપ્રવાહ જાતિ સ્વભાવ અને સંજોગોની ઉંચી નીચી આડીઅવળી ભોંય ઉપર ભેખડોને કાપતો, ન્હાના ખડકોને ડુબાવતો, ઉંચા સંગીન પ્રદેશોની પાટલીઓને ભીંજવતો, અને જે જમીનમાં આશ્રય પામે છે તેને રસાળ કરતો કરતો, જે રેલાય છે, તે અન્યથા રેલાયો હોત તો કેવું સારું, એવી કલ્પનાઓ સર્વથા વ્યર્થ છે. અને વળી એમના ચારિત્ર્યમાં જે અનેકાનેક સામસામાં તત્ત્વોનું વિલક્ષણ સંમિશ્રણ અને સદાચરણ માટે ભક્તિભાવનું જે ઉમદા સામર્થ્ય આપણે એમના સમકાલીનો ( contemporaries ) ચકિત માનભરી દૃષ્ટિએ જોવા પામ્યા છીએ, તે એમનો જીવનપ્રવાહ એવી કોઈ શાન્ત એકમાર્ગી દિશામાં વળી ગયો હોત તો સર્વથા અસમ્ભવિત થઈ જાત. દુનિયાની ટુંકી જડીભૂત નજર જેને લાભ હાનિ કહે છે તે તો સર્વથા ખોટાં ત્રાજવાં છે. એ ત્રાજવાં વડે એમનું ચારિત્ર્ય તોળવું તે લાકડાં જોખવાને કાંટે હીરા મોતી તોળવા બરાબર છે. દેશોન્નતિના મોટા કાર્યમાં જાતે ઝંપલાવી આશા નિરાશાના જે દરિયાઈ હોડીઓમાં એમણે સફર કરી તેમાં એમના શક્તિવૈભવની જે ખીલવટ થઈ અને એમના પણ ધૈર્ય અને સત્યની જે કસોટી થઈ. તે બીજા કઇ રીતના જીવનપ્રવાહથી થવાની હતી ! (૧) નડિયાદ મિલ માટેની થાપણુ જે સહેલાઈ અને ઝડપથી ભરાઈ ગઈ તે જોઈને " આનું

---

* જુવો ગુજરાત સાહિત્ય સભાએ ઈ. સ. ૧૯૧૮ માં એમની જયન્તિ નિમિત્તે ભરેલી સભામાં રા. રા. વૈકુન્ઠલાલે વાંચેલું વ્યાખ્યાન.

નામ તે શાખ (credit), જીવનભરની પ્રામાણિકતા અહીં જ ઉગી નીકળે છે તે આનું નામ, ખરી આબરૂ અને શક્તિનો આપણા લોક પણ વિશ્વાસ કરે છે તેનો આ દાખલો, ” એમ અનુભવીઓને પણ થયા વગર ન્હોતું રહ્યું, તો એમને પોતાને કેટલો સકારણ આનંદ થયો હશે ? ( ૨ ) અવળો દિવસ આવતાં એમણે પોતાની બધી મિલ્કત લેણદારોના લાભ માટે આપી દીધી તેના જેવો અડગ પ્રામાણિકતાનો વિજય લોકો જેને સુખી ભાગ્યશાળી જીવન માને છે તેવા જીવનના સંજોગોમાં ન જ ખીલે. એક તરફ ત્રાહિત લેણદારોના અવિશ્વાસના બોલ—“ પેન્શન જાણે ન અપાય, તે એમણે રાખ્યું; પણ એટલું જ રાખ્યું હશે ? ના, ના, એવા કાચા નથી, બીજું પણ રાખ્યું હશે જ. ” તો બીજી તરફ એમની ખરી સ્થિતિથી વાકેફ હતા તે સમ્બન્ધીઓનાં વિમાસણ–ઉદ્વેગ–જુગુપ્સાના બોલ—“ અરરર, આ શું કર્યું ! કેવળ વેદિયા ! કંઈ જ નથી રાખ્યું. વળી આટલી ઉતાવળ શા માટે જે ? કાયદાનો બને તેટલો લાભ તો લેવો’ તો ! સગાસમ્બન્ધીના શેયર અને થાપણ તો ડુબ્યાં’તાં જ, અને આ વળી છોકરાં-છૈયાંને હાથે કરીને ડુબાડયાં”:—આવા સંજોગોમાં ઓછાંવત્તાં અપ્રામાણિક ફાંફાં મારવાં એ જ માણસ જાતને માટે કુદરતી છે; માટે જ એવી કસોટીમાં પ્રામાણિકતાને અણિશુદ્ધ સાચવનાર વિરલ નર પૂજ્ય ગણાય છે. ( ૩ ) આવા સંજોગોમાં અંબાલાલભાઈ કુવે પડવા ગયા હતા* એ જ માણસ જાતને માટે કુદરતી છે; જે માણસોએ એમને આટઆટલા વિશ્વાસપાત્ર ગણેલા તેમના જ રોષ શાપ મહેણાં ફિટકાર સહેવા અને કંતાઈ ગયેલી ઉપયોગિતાવાળું–લોકો જેને ટાંટિયા ઘસીને જીવવું કહે છે તેવું–કૃપણ જીવન ગાળવું, તે કરતાં મરવું બહેતર લાગે એજ કુદરતી છે; માટેજ સદાચારનિષ્ઠા અને પાપભીરુતાથી પાછા વળવું

---

* જુઓ ઉપર ટાંકેલું રા. રા વૈકુંઠલાલનું વ્યાખ્યાન આ ૧૯૧૦ ના ઑક્ટોબર માસમાં પોતે અમદાવાદ આવ્યા–કોઈ રીતે જોઇતું નાણું વ્યાજે મળી શકશે નહીં એ બાબતની ખાતરી થઈ જતાં આવ્યા–તે જ રાતે. મીલકત આપી દેવાનો દસ્તાવેજ કર્યો ત્રેજ સાલના ડીસેમ્બર માસમાં.

અને ધીરે ધીરે જીવનને પાછું બની શકી તેવી ઉપયોગિતા વાળું કરવું એ વિરલ ધીટતા પૂજ્ય છે. [૪] સત્ય વિશે એમણે નિબન્ધો લખ્યા હોત તો તે સાહિત્યમાં કાયમનું ઉંચું સ્થાન પામત એમાં શક નથી. પણ અનેકાનેક પરસ્પર વિરુદ્ધ સ્વાર્થોની વચ્ચે સપડાઈ ગયેલો અને હારેલો માણુસ કોર્ટમાં દિવસો સુધી દરેક બાબત વિશે અક્ષરે અક્ષર સાચી જ જુબાની આપે, અને વકીલો લેણદારો તેમ જ તટસ્થ પ્રેક્ષકોને આશ્ચર્ય અને ભક્તિભાવમાં લીન કરે એ ચારિત્ર્યલીલા સાહિત્યની લેખિનીલીલાના કરતાં અનેકગુણી વિરલ અને પૂજ્ય છે.*

એ મિલો ભાંગી તેમાં અંબાલાલભાઇની પોતાની કસૂર ખરી કે નહીં અને ખરી તો કેવા પ્રકારની? આ સવાલ અટપટો છે. આવી બાબતમાં સામાન્ય માણુસ પોતાના રાગદ્વેષને અનુકૂલ આવે એવા મતને વળગી પડે છે. પણ તટસ્થ શાસ્ત્રીય વિચારકનું કાર્ય બધી વિગત છણીને ન્યાયાધીશની પેઠે ચુકાદો આપવાનું છે. વળી ન્યાયાધીશના જેવું તટસ્થપણું અને ન્યાય જ કરવાની વૃત્તિ સમ્પૂર્ણપણે હોય એવો માણુસ પણ હરકોઇ બાબતમાં ન્યાયાસને ચ્હડી બેસવાનો અધિકારી હોતો નથી. જે વિષય ઉપર ન્યાય આપવાનો છે તેનું, તે ધંધાનું, તે દુનિયાનું વ્યવહારુ જ્ઞાન પણ એને સારી પેઠે હોવું જોઇએ. હાલના વખતમાં આપણી મિલો કેવી રીતે સ્થપાય છે, કેવી રીતે ચલાવાય છે, કેવી આફતો તેમના ઉપર આવે છે, તેમાં તે પોતાનો ટકાવ કેવી રીતે કરે છે, કેવી લાલચો, કેવાં પ્રલોભનો એમના તંત્રીઓ સામે મ્હોં વકાસીને ઉભાંજ હોય છે, એમાંથી તેઓ પોતાની જાતનું કેટલું જતન કેવી રીતે કરે છે, એ વગેરે વ્યવહારની ન્હાની મોટી હકીકત જેના જાણુવામાં હોય, તેવા માણુસને અંબાલાલભાઇની ત્રણુ મિલોનો આખો ઇતિહાસ બતાવી શકીએ, અને તે જે અભિપ્રાય બાંધે, તે જ વજનદાર ગણુાવો જોઇએ. એ મિલોનો આખો ઇતિહાસ ચોપડાઓમાંથી અને માણુસો પાસેથી

* આાથી થયું કે એમની મિલો ભાંગી એમ કહેવાનો આશય છે જ નહીં. એ બનાવ બનતાં એમના શીલનો જે નિરૂપાધિ વાસ્તવિક ઉદ્રેક જણાી રહો તે ઉપર નજર ઠેરવવાનો જ આશય છે.

જાણવા અને મુદ્દા તારવવા, એ પણ જેવું તેવું કામ નથી. અને મ્હને આવી બાબતોનું વ્યવહારુ જ્ઞાન કશું જ નથી એ ઉમેરવાની જરૂર નથી. તથાપિ આ બાબતમાં ઘણુંખરા અંબાલાલભાઈ અને તેમના પુત્રો ઉપર ઉતરી પડે છે, તે સગાસમ્બન્ધી અને બીજા લેણદારોના રાગદ્વેષી મતનું પુનરુચ્ચારણ જ જણાય છે. આમાં છેવટનો નિર્ણય કરવામાં અવશ્ય ધ્યાનમાં લેવા જોઇએ એવા બે મુદ્દા રજુ કરીને જ હું સંતોષ માનીશ. એક તો એ મિલો ભાંગી તે સમય એ ધંધાને માટે કેટલી બધી બારીકીનો હતો તે ભૂલવું ન જોઇએ. અચાનક પેદા થયેલી અને ધાર્યા કરતાં લાંબી ચાલેલી ઉત્કટ રૂપની પ્રતિકૂલ પરિસ્થિતિ જ એ અને બીજી મિલો તે અરસામાં ભાંગવાનું મુખ્ય કારણ હતું. મ્હારો બીજો મુદ્દો એ છે કે આવાં કારખાનાં સારી રીતે ચલાવવાને માટે હાથ નીચેના માણસો ઉપર જે જાતની વહીવટી દેખરેખ (administrative supervision) નો અંકુશ આવશ્યક છે તેનો ખયાલ રાખવો જોઇએ. ફ્રાન્સનો પ્રસિદ્ધ મુખ્યમંત્રી અને પ્રજાસત્તાક ફ્રાન્સનો પહેલો પ્રમુખ ત્યેયર (Thiers) કહે છે,* "જ્યારે હું વિગ્રહને માટે [ ફ્રાન્સ દેશના લશ્કર આદિને લગતી ] તૈયારીઓ કરતો હતો, ત્યારે વિગ્રહ, નૌકા, અને સ્વદેશ ખાતાના મંત્રીઓ સાથે રોજ આઠ કલાક ગાળતો. આગલા દિવસે કરેલા નિર્ણયો અમલમાં મુકવાની ક્રિયા કેટકેટલી મજલે પહોંચી છે તે વિશે હું પ્રથમ ખાતરી કરી લેતો. હાથ નીચેના માણસો માત્ર "હા, સાહેબ" કહે તેના ઉપર હું કદિ ભરોસો ન રાખતો. હુકમના કાગળો મોકલાઈ ગયા એમ મ્હને કહેવામાં આવતું, તો જે કારકુને તે ટપાલમાં નાખ્યા હોય અગર બેપિયાને સોંપ્યા હોય તે કારકુનની જાવકનોંધ જાતે જોવા માગતો. જવાબ આવ્યા હોય તે તમામ મ્હારી આગળ રજુ કરાવતો. ન્હાનામાં ન્હાની ગફલત કે ઢીલને માટે પણ હું કડક સજા કરતો. મ્હારા સોબતીઓ [ સાથેના મંત્રીઓ ] અને મ્હારા હાથ નીચેનાં તમામ ખાતા પાસેથી હું આખો દિવસ અને વારંવાર આખી રાત સખ્ત કામ લેતો.

* જુવો Meredith Townsend કૃત Asia and Europe (1905). પૃષ્ઠ ૧૨૫-૬

અમને એટલી હાડમારી પડતી કે અમે સૌ અધમુવા થઈ જતા. સખ્તમાં સખ્ત અંગમહેનત કરતાં આવી વહીવટી દેખરેખનું યંત્ર એકસરખું ચલાવ્યે રાખવામાં વધારે થાક લાગે છે. રાતે હું ઘેર આવતો ત્યારે આંગળી પણ હલાવવાની તાકત મ્હારામાં હોતી નહીં. આરામ ખુરશીમાં પડતો ત્યાં જ નોકરો મ્હારાં કપડાં બદલાવતા અને મ્હને આરામ ખુરશીમાંથી ઉપાડીને પલંગમાં સુવાડતા. જ્યાં હું મુડદા જેવો આખી રાત ગાળતો. ઉંઘમાં મ્હને સ્વપ્નાં આવતાં તે પણ વહીવટી હુકમો આપવા વિશેનાં હતાં." આ વર્ણન ફ્રાન્સ જેવા મોટા દેશના મુખ્ય મંત્રીને અતિ અગત્યના કામનું અત્યંત દબાણ હોય એવા વિગ્રહના વખતનું છે. પણ કેટલીક બાબત તેના મોટામાં મોટા રૂપમાં જોયાથી સ્પષ્ટ સમજાય છે, અને આ વર્ણનમાંની વાત મુદ્દે વાસ્તવિક છે. કોઈ પણ કારખાનું જામી જાય અને તેમાંનાં જુદાં જુદાં ખાતાંઓના ઉપરી જવાબદાર માણસો સારી રીતે પળોટાઈ તૈયાર થઈ આવે, ત્યાં સુધી તેના ચાલકે ઝીણીમોટી દરેકે દરેક વિગત ઉપર ઉપર વર્ણવી છે તેવી સતત દેખરેખ રાખવી આવશ્યક છે. અને આ લખી કે કહી બતાવવું જેટલું સહેલું છે તેટલું જ અમલમાં મુકવું મુશ્કેલ છે. વહીવટી દેખરેખ તે આનું નામ એવો ખયાલ પણ કેળવણી કે ન્યાયખાતાના માણસોને હોતો નથી. એક શબ્દમાં કહીએ તો તેઓ આવા કામમાં પડતાં ઓછા વધારે "કાનના કાચા" નીવડે એ કુદરતી છે; અને પરિણામ પ્રતિકૂલ પરિસ્થિતિમાં ગમે તેટલાં વિનાશકારક આવે તોપણ એ કસૂર નૈતિક એબ લગાડનારી ગણાય નહીં.

પોતાની કસૂર, ખોડ અને એબોનું વત્તુંઓછું ભાન સૌને હોય છે. અને કોઈ પણ આત્મામાં સુધારણા માટે ઇચ્છા અને તે કરી શકવાની શ્રદ્ધા જેમ સતેજ, તેમ તેનું પોતાની જાતનું નિરીક્ષણ વધારે ચોક્કસ ઉંડું અને નિરન્તર હોય છે; તથા તેનું જીવન પાયરીએ પાયરીએ આત્મમન્થનના પરિણામે ઉચ્ચતર ઉન્નતિ પ્રાપ્ત કરતું દેખાઈ આવે તેવું હોય છે. આવાં જીવનોનાં વર્ણન ખાસ સુબોધક બને છે. અંબાલાલભાઇએ ચારિત્ર્યબળની જે ઉંચી ભૂમિકા પ્રાપ્ત કરેલી આપણે જોઇ શકીએ છીએ તે ઉપરથી એમના આ પ્રકારના આરોહણનું યથાવત્ વર્ણન પૂરું પાડે એવા એમના જીવન-

ચરિતને માટે આપણને લોભ થાય એ કુદરતી છે. પરંતુ એને માટે સાધનો નહીં જેવાં જ છે. પાકટ વયમાં પણ એમનું આત્મમન્થન ચાલુ હતું એટલું જ આપણે જોઇ શકીએ છીએ. એમની કારકિર્દીના ઉપર સ્પર્શ કરેલા બનાવોની એક બાજુ ચારિત્ર્યબળના વિજયની છે, તો બીજી આત્મમન્થનની અને આત્મબોધ તારવવાની અને સંસિદ્ધ કરવાની બાજુ પણ તેમાં દેખાઇ આવે છે. એમની ઉપર આપેલી વાતચિતોમાં સત્યશોધન માટે શાસ્ત્રીય આગ્રહ અને વિરલ લાયકી દેખા દે છે, તે સાથે તે સત્યોનું વ્યવહારુ ચારિત્ર્ય-પોષક પાસું જ એમના મનથી પ્રધાન હતું એ પણ જણાઇ આવે છે. ચિત્ત-ની સમતા માટે એમને કેટલું માન હતું તે ઉપર આવી ગયું છે. ક્રોધાદિ વિકારોને સંપૂર્ણ જીતવા માટે એમનો પ્રયત્ન નિરન્તર ચાલુ હતો. માનસિક શક્તિઓ, ન્યાયવૃત્તિ, સદાચારનિષ્ઠા અને આત્મશ્રદ્ધા જેનામાં પ્રબળ હોય છે તેનામાં ક્રોધ તાત્કાલિક યાંત્રિક પ્રતિકૃતિ (immediate mechanical reaction) જેવા અને ઉગ્ર હોય છે, તેમ વળી એ તેને ન્યાય્ય પણ લાગે છે જ. એટલે ક્રોધ એક એબ છે, હાનિકારક છે, કલેશકર છે, કશું સાધી આપતો નથી, વત્તોઓછો અનર્થ જ કરે છે, ઘણી વાર પાત્રાપાત્ર, પ્રસંગા-પ્રસંગ ભુલી જનારો છે, ન્યાય્ય હોય ત્યાં પણ ન્યાયી શિક્ષાની હદ ઓળંગી જનારો છે, અને સામા માણસની મગદૂર વિચારીને તેની પાસે આશા રાખવી તેમ તે તેના ગજા પ્રમાણે આપણું જે કંઇ કરવા ઇચ્છતો હોય તેની કદર કરવી એ ધર્મને પણ ભુલી જનારો છે, એવું ભાન આવા માણસને મોડું મોડું જ ઉદ્ભવે છે, તેમ બધું જાણ્યા પછી પણ તે મુજબ પોતાનું વર્તન સુધારતાં સુધારતાં તેને અસાધારણ મુશ્કેલી પડે છે. અંબાલાલભાઈ પોતાના ઝાળ જેવા નૈસર્ગિક ક્રોધને વર્ષોના પ્રયાસ વડે ઘણે ભાગે જીતી શક્યા હતા, તેમાં ન્યાયાસનના ધર્મોનું એમને પચીસ વર્ષના લાંબા સમય સુધી એક-સરખું સેવન કરવું પડયું, એ એમના સુભાગ્યને જ મુખ્ય ઉપકારક કારણ માનું છું. અને તોપણ શાન્ત સ્વભાવના માણસોને મુકાબલે કડક ગણાય એવા તો તેઓ છેક આખર સુધી રહ્યા હતા. પોતે આ સારી રીતે જાણતા પણ હતા, અને એ પ્રકૃતિ હજી પણ ઘટાડવા તેમ એમાંથી જે માઠાં પરિણામ સંભવિત

તેનો પરિહાર કરવા સર્વદા જાગૃત રહેતા હતા. આ વિશે એમના પરિચય-માં આવેલા માણસોમાંથી અનેકને એવા પ્રસંગો હજી જાણે કાલેજ બન્યા હોય એ પ્રમાણે સાંભર્યા કરે છે.§ સૌથી સારો દાખલો રા. રા. માવળંકરે પ્રકટ કરેલી "યાદગિરીઓ" માં છે. ઇ. સ. ૧૯૧૩માં રા. રા. માવળંકરે અંબાલાલભાઇના નવા જ ગુજરાતી કેળવણી મંડળના મંત્રી તરીકે કામ કરવા સ્વીકાર્યું ત્યારે પ્રથમ મુલાકાતમાં જ પોતે એમને નીચે પ્રમાણે સૂચના અને સાથે ખાતરી આપી હતી: "જો કોઈ કસૂર કરે છે તો મ્હને સ્વાભાવિક ગુસ્સો ચ્હડે છે, અને ગુસ્સો કાબુમાં રાખવા હું હમેશ પ્રયત્ન કરું છું, છતાં કેટલીક વખતે તેમ હું કરી શકતો નથી. એવે વખતે ત્હમે મ્હને (કૃપા કરીને) સામા જવાબ દેશો નહીં; (પણ) કેટલોક વખત ગયા પછી મ્હારી ભૂલ બતાવશો અને હું ત્હમારી apology (માફી) પણ માગીશ." *

§ એમ. એ. અને એલએલ. બી. થયા પછી એમણે મુંબાઇમાં

---

* જુવો, બુદ્ધિપ્રકાશ, જાન્યુઆરી ૧૯૧૫ એમનું લખાણ ઉપર કંઈક ટુંકું કર્યું છે.

§ એઓ નોકરી છોડીને મુંબાઈ ભણવા ગયેલા તે વિશે એમના એક સહાધ્યાયી નીચે પ્રમાણે નોંધે છે: "૧૮૬૪ માં અમદાવાદમાં લૅ. ક્લાસમાં અંબાલાલભાઇ, મણિભાઇ જસભાઇ, મોતીલાલ લાલભાઇ, કનૈયાલાલ ગિરધરલાલ, છોટાલાલ સેવકરામ, વગેરે ભણતા હતા; અને જુદાં જુદાં ખાતાંઓની નોકરી કરતા અને તે વર્ગમાં હાજરી આપતા. તે અરસામાં મોતીલાલ રામપ્રસાદ "બી. એ." થઇ એમના મૂળ વતન અમદાવાદમાં આવતાં તેમના મૂળ શિક્ષક હાઇસ્કૂલના હેડ માસ્તર કર્ટિસ સાહેબે તેમને અતિ ઉત્સાહથી અભિનન્દન આપ્યું, ને સરકારે તેમને રાજકોટમાં નવી ઉઘાડવામાં આવેલી હાઇસ્કૂલના હેડમાસ્તરની જગા આપી. આથી અંબાલાલભાઇની સ્પર્ધા પ્રદીપ્ત થતાં તેમણે કલેક્ટર ઓફિસ-ની કારકુનીની નોકરી છોડી હાઇસ્કૂલમાં રૂા ૫૦) ના પગારની આસિસ્ટંટ માસ્તરની નોકરી લીધી અને પહેલા આસિસ્ટંટ જનાર્દન સખારામ ગાડગીળ બી એ ના શિક્ષણનો લાભ લઈ વિલક્ષણ બુદ્ધિ અને પરિશ્રમ વડે તે જ વર્ષે મેટ્રિકમાં પહેલે નંબરે પાસ થયા, ને નોકરી છોડી ગ્રેજ્યુએટ થવા મુંબાઇ જઈ રહ્યા.

રહી વકીલાત કરવાને બદલે નોકરી લઇ લેવાનું શા કારણોથી પસંદ કર્યું હશે એ સવાલ ઘણીવાર પૂછવામાં આવે છે. આ વિશે મ્હારે એમની જોડે વાત થઇ હતી અને તે ઉપરથી એ સમયની પરિસ્થિતિ મ્હારી સમઝમાં આપી હતી. એ જમાનાના ઘણા માણસોમાં કોઇ પાસે માગવું નહીં, કોઇના ઓશિયાળા થવું નહીં, એ પ્રકારનો સ્વાશ્રય સામાન્ય હતો. પિતા પુત્રથી અને પુત્ર પિતાથી પણ આવી બાબતમાં સંકોચથી વર્તે એવો એ જમાનો હતો. ભણવાનો ખર્ચ બાપને માથે નહીં નાંખું એવા ટેકને લીધે જ પૂરું ભણી નહીં શકેલા ઘણા પુત્રો હતા; પુત્રને માથે મ્હારો ભાર નહીં નાખું એવા ટેકને લીધે જ અશક્ત શરીરે પણ નોકરીને વળગી રહી નોકરી કરતા કરતા જ મોત વહેલા પામેલા ઘણા પિતાઓ હતા. અંબાલાલ-ભાઇ જેવામાં આ સ્વાશ્રય એમની આસપાસના માણસોના કરતાં પણ વિશેષ હોય એ કુદરતી છે. અમદાવાદમાં મોનિટર (ઉપશિક્ષક) અને શિક્ષક તરીકેના પગારમાંથી બચાવેલી રકમ વડે અને શિષ્યવૃત્તિઓ (સ્કોલરશિપો) મેળવીને જ પોતે મુંબાઇમાં કૉલેજનું ભણતર લીધું હતું.* એટલે કૌટુમ્બિક મિલ્કત કે વડીલોની આવક કે બચતમાંથી જરૂર પ્રમાણે લેવાનો એમનો વહીવટ તુટયાને કેટલાંક વર્ષ થયાં હતાં, તે પાછો અંબાલાલભાઇ જાતે માગીને ચાલતો કરે એ અસમ્ભવિત હતું. સુધરેલી સંસારઘટનામાં છેક બિનકેળવાયલા મજૂરને જ તાબડતોબ પેટિયું મળે, બીજાને તો જેમ યોગ્યતા વધારે તેમ અનુરૂપ આજીવિકા મેળવતાં મેળવતાં વધારે વખત લાગે, એ આજે આપણે થોડું ઘણું સમઝતા થયા છીએ, પણ પચાશ વર્ષ ઉપર એવો ખ્યાલ સ્વપ્ને પણ કોઇને આવતો નહીં. બીજું, કૉલેજ કેળવણી નવી જ શરુ થઈ હતી, ત્યાંસુધી અપાતી કેળવણીને મુકાબલે એમાં મહાભારત સુધારોવધારો થયો હતો, અને ૧૮૬૨ થી માંડીને દશપંદર

---

અંબાલાલભાઈની "અસ્મિતા" વિશે આ નિબંધમાં કેટલેક ઠેકાણે લખ્યું છે તેનું મૂળ આવું હતું જુવો સાહિત્યના ડિસેંબર ૧૯૧૪ ના અંકમાં રા લક્ષ્મી-રામ મહીપતરામ દિવાને મોકલેલું ચર્ચાપત્ર.

* જુવો રા. રા. વૈકુન્ઠલાલનું જયન્તિવ્યાખ્યાન.

વર્ષ સુધી થનારા ગ્રૅજ્યુએટોમાં ( સંખ્યા વધી ત્યાંસુધીમાં થનારા ગ્રૅજ્યુએટોમાં ) પોતાની સરસાઈની અસ્મિતા ( self consciousness ) હોય, એ પણ કુદરતી છે. આ અસ્મિતાનાં વચન અંબાલાલભાઇના મુખથી છેક આખર સુધી નીકળેલાં છે.+ ઇ. સ. ૧૮૭૦–૭૧ માં તે એમનામાં કેટલા પ્રમાણમાં હશે એ દેખીતું છે. અને એ પણ દેખીતું છે, કે ઇ. સ. ૧૮૭૦–૭૧ માં વકીલાતના ધંધામાં, મુંબાઇમાં, તેમ પ્રાન્તનાં શહેરોમાં, આગળ વધેલા અને જેમની સાથે પોતાના ધંધાની શરુવાત કરવાને માટે આવા નવીનવતર છાપવાળા ગ્રૅજ્યુએટોને સંબંધ બાંધવો પડે અને અમુક જાતના આશ્રયાશ્રયિભાવથી ચાલવું પડે, એવા બધા માણસો એમના કરતાં ઉમરે કંઇ નહીં તો દશપંદર વર્ષે મ્હોટા, અર્થાત્ જૂની ઈંગ્રેજી કેળવણીવાળા અગર તે પણ પૂરીપાંશરી નહીં, અને ચોપડીઓમાં જોઇ જોઇને જવાબ આપવાની રીતે પરીક્ષા લેવાતી તેવી પરીક્ષા આપીને વકીલ બનેલા, એવા જ માણસો હતા. ત્રીજું, ઊંચી–higher કૉલેજ કેળવણીનો આરંભ કર્યો તે જ વખતે સરકારે માધ્યમિક ( secondary ) કેળવણીને પણ સુધારીવધારીને એ ઊંચી કેળવણીની સંસ્થાઓને પોષી શકે એવી બનાવવાની નીતિ શરૂ કરી. સરકારને હાઇસ્કૂલો વધારવી હતી અને તે સુધારવી હતી, એટલે એ સર્વમાં આ નવા ગ્રૅજ્યુએટોને શિક્ષકો તરીકે આકર્ષવા હતા. ડિગ્રીઓ મેળવી રહે ને તુરત કે પછી થોડા વખતમાં દરેકને ડિરેક્ટર સાહેબ તરફથી સારા પગારની નોકરી સ્વીકારવાને માટે પૂછવામાં આવતું. ચોથું, આપણે હાલ જેને મુંબાઇનું જાહેર દેશસેવાજીવન કહીએ છીએ તે ઇ. સ. ૧૮૭૦–૭૧ માં હતું જ ક્યાં ? સર ફિરોઝશાહ મ્હેતા અને કાશીનાથ ત્ર્યંબક તેલંગ જેવા અંબાલાલભાઇના જ સમકાલીનો–

---

+ જુઓ રા. રા. વૈકુંઠલાલનું જયન્તિવ્યાખ્યાન. ૧૯૦૧ પછી કોઇ વખતે પોતાના ગ્રૅજ્યુએટ પુત્રને ચાનક—" તમે ગ્રૅજ્યુએટ છો....તમારી ડિગ્રીને લાંછન નહીં લગાડો એવી આશા રાખું છું; " ૧૯૧૧-૧૨ની બ્રહ્મક્ષત્રિય પરિષદના પ્રમુખ તરીકે–" બી. એ. એક જાતનું કુળ છે. " ( આ સંગ્રહ, પૃ. ૨૨૪ ).

( contemporaries ) એ એની શરુવાત કરી. એ પચાશ વર્ષના ટુંકા અરસામાં જેટલું વધ્યું છે તેટલું વધશે એમ ૧૮૭૦ માં આગળથી વર્તવાની કયા માણુસ કે ફિલસુફ કે કવિ કે જોશીની તાકત હતી ? અને છેલ્લું, શિક્ષકના કામ ઉપર અંબાલાલભાઇને મૂળથી જ ઘણો ભાવ હતો તથા તેઓ એને પવિત્ર અને દેશસેવાનું કાર્ય ગણીને પોતાની બધી શક્તિઓ તેને સમર્પવામાં મહદ્ભાગ્ય અને કૃતાર્થતા ગણુતા હતા. પરિસ્થિતિ અને પ્રકૃતિનું આ પ્રમાણે નિરીક્ષણ કરતાં, આપણા પહેલા ગ્રેજ્યુએટોમાંથી આટલા બધાએ પોતાની કારકિર્દીનો આરંભ શિક્ષકો તરીકે જ કેમ કર્યો હશે એ સવાલનું નિરાકરણ થઇ જાય છે.*

—૪—

અંબાલાલભાઇના ધર્મ સંબંધી વિચારોનું સ્વરૂપ નિહાળતાં નિહાળતાં એની મેળે ઉત્પન્ન થયેલા એમના ચારિત્ર્ય અને એમની કારકિર્દી

---

* દિવાન સાહેબ કેરશાસ્પજી રૂસ્તમજી દાદાચાનજીએ અંબાલાલભાઇ વિશેનાં પોતાનાં સ્મરણોની એક ઇંગ્રેજી નોંધ ચિ. ભાઈ વૈકુન્ઠલાલ પર લખી મોકલી છે તેમાંથી નીચેનાં વાકયો આ સંબંધમાં ઉપયોગી છે. મિ. કેરશાસ્પજી કૉલેજમાં અંબાલાલભાઈની સાથે હતા અને પછી વડોદરા રાજ્યમાં બંનેએ ઘણાં વર્ષ સાથે નોકરી કરી, એવાનો વજનદાર અભિપ્રાય અહીં ટાંકતાં આનંદ થાય છે. એમનું લખાણ સંભાળથી તપાસતાં ઉપર દર્શાવેલા મતને ટેકો આપે છે. એમાંથી ત્રણ વાકય ઇટેલિક બીબામાં છાપું છું.

" 8. After passing his LL. B. Ambalal did not stay to practise in Bombay but accepted an appointment in the Educational Department. The reason for this decision was, as he told some of us, that as there was competition at the Bar to which LL. B.'s had access, *viz*, that of the Small Causes Court and the Appellate Side of the High Court, *it would*

વિશેના કેટલાક પ્રશ્નો આપણે તપાસ્યા. હવે અન્તરમાંથી આરંભીને સપાટી ઉપરના વિષયો તરફ વ્હડવાનું આપણું સ્વીકૃત ધોરણ સંભારીને આપણે

---

*be well if people in his position at first put together some money by employment elsewhere and then plunged into it to stand the competition better.* Even when this object was secured he did not go to the Bar. Another lure came in his way, and he succumbed to it. The Baroda Judicial Service offered him a handsome berth at the very start and a cepting it he adhered to it till he became entitled to his pension. *He had an economic turn of mind and* though *frugal habits and a handsome salary enabled him to gratify it,* his friends felt that to such a consideration he sacrificed greater opportunities of making money and earning distinction in a higher and more useful sphere. * * * One had reason to expect from him quite as successful a career as pleader as Telang achieved as advocate. And he was besides fitted eminently for public life and acting with this College comrade of his, and others of senior standing and rank to whom he was quite as well known, he would have rendered services of great utility to his country and covered himself with glory, as the latter have done. And to me at least the reason he advanced was not a satisfactory one. There was no doubt keen competition at the two bars above men-

એમના બાજા મુખ્ય મુખ્ય વિચારોનું સારોદ્ધારી અવલોકન કરીએ. સ્વામી વિવેકાનન્દ પોકારી પોકારીને કહેતા હતાઃ–" ધર્મ એટલે સાક્ષાત્કાર ( Religion is Realization ) " અને સાક્ષાત્કાર એટલે માત્ર શબ્દ-પુનરુક્તિ કે જપ નહીં; ચિદાકાશ જેવા મગજના કોઈ શારીરિક વિભાગમાં આકૃતિ કે ઉજાસ જેવું કંઈ જણાય તે નહીં;–પણ તે શબ્દોમાંની ભાવના પ્રમાણેનું આપોઆપ અને સમ્પૂર્ણ આચરણ. **तज्जपस्तदर्थभावनम्.***

---

tioned, but in the High Court he had in Mr. Dhirajlal Mathuradas a close relation enjoying much practice and influence, who could have given him the help a newfledged professional man generally needs. *Perhaps he did not wish to incur such an obligation.*

આ નોંધની આગલી એક કલમમાં તેલંગ અને અંબાલાલની સરખામણી કરતાં મિ. કેરશાસ્પજી લખે છે—Telang even then ( કૉલેજમાં પણ ) gave indications of the intellectual greatness that was in him, and that was displayed in his career outside the College ( actually displayed in his subsequent career એવો અર્થ હશે ? ); and though some were inclined to place him over Ambalal I was never able to accede to that valuation of their respective merits, and I make no doubt that if Ambalal had had the same opportunities and facilities, he would not have been eclipsed by his younger class-fellow. As I shall show later on ( ઉપર જ ટાંકેલી કલમ ૮ ) neither nature nor fortune was to blame in this matter. He deliberately threw away some excellent opportunities that came in his way.

* પાતંજલ યોગદર્શન.

ત્હમે **સોऽहं** ખરેખર માનો છો? **सर्वं खलु इदं ब्रह्म** ના ત્હમને સાક્ષાત્કાર થયો છે? **ब्रह्म सत्यं जगन्मिथ्या** એ પ્રતીતિ ત્હમારા લોહીમાં ઉતરી છે અને શ્વાસોચ્છ્વાસમાં પ્રસરી રહી છે? જુવો, પેલો પતિયલ જાય છે, આંખનાકસ્પર્શાદિ ભલે કહે એ પતિયલ છે, એ ચર્મેન્દ્રિય પ્રત્યક્ષ તો માત્ર પ્રતિભાસ અને ખોટું છે ને? સ્થૂલ ભૌતિક શાસ્ત્ર ભલે કહે પત રોગ ચેપી છે, ત્હમારૂં પરમાર્થજ્ઞાન તો કહે છે ખરું ને કે આત્મા જ સત્ય છે, કે આત્માને ભય નથી, મૃત્યુ નથી, રોગ નથી, કોઇ જાતની હાનિ નથી. ત્હમારું પરમાર્થ જ્ઞાન કહે છે બ્રહ્મ જ સત્ય છે અને એ પતિયલ પણ બ્રહ્મ છે, વળી ત્હમારી જાતનું જ દેહી બ્રહ્મ છે. તો જાવ બચ્ચા, એને ખરેખર બ્રહ્મ ગણો, એમાં બ્રહ્મ જ જુવો, ત્હમારા શરીરને સ્નાન મર્દન અન્ન પાન આદિથી જે સ્થૂલ સંતોષ મળે છે તે બ્રહ્મની એ વિભુતિ-ને ત્હમે આપો, એની સેવા કરો. એવી સેવાઓ કરી શકશો તેમ તેમ જ ત્હમે ખરા વેદાન્તી ગણાવાના અધિકારી થશો, મહાવાક્યોના જપ કે ચર્ચા માત્રથી એટલા ઉચ્ચ અધિકારી કદાપિ નહીં થઇ શકો. અંબાલાલભાઇ વ્યક્તિસ્વાતંત્ર્યની અહમહમિકા ( competition ) ની નિશાળે ભણ્યા હતા ખરા, તથાપિ એ ફિલસુફીએ માનવ બુદ્ધિ અને માનવ હૃદયનો સમન્વય ગમે તે પ્રકારે જે યુટિલિટેરિયનિઝમ્ ( Utilitarianism )[1] અગર પોઝિટિવિઝમ્

---

૧ જે. એસ. મિલનું યુટિલિટેરિયનિઝમ્ the greatest good of the greatest number સૌથી વધારે વ્યક્તિઓનો સૌથી વધારે અભ્યુદય અભ્યુદયાધિક્ય વાદ. આ ભાવનાનું દૃષ્ટિબિન્દુજ સદાચાર દુરાચારનો ખરો વિવેક કરી આપનારી કસોટી છે, એ ફિલસુફી.

કોમ્ત (Comte) નું પોઝિટિવિઝમ–ઈશ્વરને સ્થાને માનવ જાતિની અસંખ્ય ભાવિ પ્હેડીઓની અમર પરમ્પરાને સ્થાપો, અને પ્હેડી દર પ્હેડી માનવ વ્યક્તિ—સમષ્ટિનો વધતો અભ્યુદય એ ભાવનાના ભક્ત બનો, એ ભાવનાનું દૃષ્ટિબિંદુજ સદાચાર દુરાચારનો ખરો વિવેક કરી આપવાની કસોટી છે, એ ફિલસુફી.

ઉપર ' ગમે તે પ્રકારે' એ શબ્દો લખવા પડયા છે એટલા માટે, કે કેવળ વ્યક્તિસ્વાતંત્ર્યવાદ (individualism) ઉપર દલીલ રચીએ તો તેમાંથી શુદ્ધ-

( Positivism ) માં કરી લીધો હતો. તેનાથી સંતોષ કે શાન્તિ ન પામી, તેઓએ **હિન્દની આખી પ્રજા એક કુટુંબ છે, આખો હિન્દ એક શરીર છે**, એ ભાવનાનો સાક્ષાત્કાર કર્યો હતો. આ સંગ્રહનું ગમે તે પ્રકરણ જુવો. જ્યાં ને ત્યાં એ ભાવનાના નાનાવિધ અનેકરૂપ વેશવેશાન્તરે સર્જેલાં સરલ ગંભીર વચનો માલુમ પડશે. કેટલાંક ભાષણો ને વ્યાખ્યાનોની આખી દલીલ જ એ ભાવનાના વિવેચન જેવી છે. એઓ કહેતા, આપણે ( આપણા દેશને ) માથે કરોડોનું કરજ છે; આપણે હરેક વર્ષે છ સાત કરોડનું નવું કરજ કરીએ છીએ; વળી એમાં આપણા દેશમાં આગગાડી, અંબાડો ( jute ), ચાહ, વગેરેનાં 'વાણિજ્ય' ( industries )[1] આજે પરાયા હાથમાં છે, તેની બધી મૂડી આપણે જ ધીરે ધીરે એ પરદેશીઓને આપી દઈ એ ધંધા હસ્તક લેવાના છે, માટે એ પણ કરજનો જ ભાર છે; અને વળી આપણી વસતીમાં એંશીપંચ્યાશી ટકા જેટલા ખેડુતો છે તે કેટલા બધા કરજદાર છે; જાણે કોટે ઘંટીનું પડ બાંધ્યું હોય એટલો બધો કરજનો ભાર એ બીચારા વહે છે. માટે "આપણે તો દેવાદારના દીકરા!" એઓ કહેતા, હિંદ મ્હારો દેશ છે, ગુજરાત મ્હારું ગામ છે, અમદાવાદ મ્હારી પોળ છે, ખાડિયું મ્હારું વારસે મળેલું ઘર છે. વળી કહેતા, હવા જ આપણામાં જાણ્યેઅજાણ્યે પેસી જઈ સારા અને નરતા બંને પ્રકારના જન્તુ આપણામાં ભેળવી દે છે એમ ન સમઝવું; ધર્મ–અધર્મ, નીતિ–અનીતિ, જ્ઞાન–અજ્ઞાન, વિદ્યા–અવિદ્યા, શક્તિ–અશક્તિ, ધન–નિર્ધનતા, સ્વતંત્રતા–પરતંત્રતા–સર્વ એ પ્રકારનાં ઉડતાં હવાઈ સત્ત્વો છે. એ સર્વની સત્પુરુષાર્થજન્ય ઇચ્છાપ્રવૃત્તિએ યોગ્ય વધઘટ કરવી જરૂરની છે. દેશા-

---

બુદ્ધિવ્યાપાર વડે ( logically ) આ બેમાંથી એકે ભાવના સિદ્ધ થઈ શકે એવી નથી, એ ફિલસુફીના અભ્યાસકોને જાણીતું છે.

૧ એઓ 'વાણિજ્ય' શબ્દ ઘણું ખરૂં industries 'ઉદ્યોગો,' યાંત્રિક ઉદ્યોગોના અર્થમાં વાપરતા. વેપારવણજ વ્યાપારવાણિજ્યઃ—trade and industry.

ભિમાન, દેશાસ્મિતા, દેશભક્તિ, દેશસેવા, આર્યત્વ, આર્ય સંસ્કૃતિ, આદિના પોકાર કરવા સહેલા છે: પણ ખરો સદાચાર, સાચો પુરુષાર્થ સંગીન આવડત આવી યોગ્ય વ્યવસ્થાના માર્ગો ઝીણવટથી, આગ્રહથી, સતત શોધતા રહેવું, બાંધતા રહેવું, અને પ્રવર્તાવતા રહેવું, એમાં સમાયેલાં છે. કેળવણી, સાહિત્ય, સંસારસુધારો, આર્થિક અને રાજકીય પ્રગતિ, એ વ્યવહાર વિષયો ઉપરના એમના વિચારતંત્રને એમના ધર્મસંબંધી વિચારો જોડે સાંકળનાર મજબુત અંકોડો એમની આ ભાવના છે. અથવા કહો કે એમની ધર્મવાસના એમના કેળવણી આર્થિક ઉન્નતિ આદિ વિષયના સર્વ આચારવિચારના વ્યવહાર ઉદ્યોગમાં આ અંકોડા કે નળ દ્વારા વહી આવીને એમના સર્વ વ્યવહારને શુદ્ધ સતેજ અને કૃતિપરાયણ બનાવી રહે છે. આ આખો સંગ્રહ આ ભાવનાના સરલ અસરકારક પાઠ્ય પુસ્તક ( text–book ) જેવો છે, એમાં એની કાયમની ઉપયોગિતા છે.*

શિક્ષિત જાગૃત વિવેકસમ્પન્ન અને કર્તવ્યનિષ્ઠ બુદ્ધિ તથા તેમાંથી પ્રકટ થતી અને તેના કહ્યાસર અમલ કરતી સંગીન ઇચ્છાશક્તિ એમની વિચારમાલામાં સર્વ માણસાઈ, સદાચાર અને અભ્યુદયનું મૂળ હોવાથી, પ્રજામાં કેળવણી જેમ બને તેમ જલદી અને વધારે ફેલાય એ માટે અંબાલાલભાઈને કેટલો આગ્રહ હોય એ દેખીતું છે. કેળવણીના પ્રસારને એઓ બીજી સર્વ પ્રગતિના બીજ રૂપે જોતા. આ મહાવિષય ઉપરના એમના વિચાર આ સંગ્રહમાં ઘણે સ્થળે જેટલી સ્પષ્ટતાથી તેટલા

* ઉછરતા કિશોરોમાં દેશભક્તિ ખીલવવા માટે અંબાલાલભાઈ દરેક પ્રકારના નિર્દોષ ઉપાયને બનતું ઉત્તેજન આપતા. સંગીતનો એમને શોખ હોય કે એનું લેશ માત્ર જ્ઞાન એમને હોય એવું મ્હારા જાણવામાં નથી, છતાં સ્વદેશભક્તિનાં ગીતો કીર્તનો આદિને પોતે કેટલો અને કેવા પ્રકારનો ટેકો આપતા હતા તે રા. રા. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈએ રા. રા. કેશવલાલ હરગોવિંદદાસ શેઠ કૃત સ્વદેશ ગીતાવલિમાં લખેલી પ્રસ્તાવનામાં સારી રીતે વર્ણવ્યું છે:—"દિ. બ. અંબાલાલે આઠ આઠ દિવસ સુરતમાં આ ભજનમંડળી ફેરવી આમાંનાં ગીતો ગવડાવ્યાં હતાં."

અનુસાર્થી રજુ કરેલા માલુમ પડશે. એ વિચારોનો સાર મ્હેં થોડા વખત ઉપર બીજા પ્રસંગમાં પ્રકટ કર્યો હતો તે અહીં ઉતારવા રજા લઉં છું. " સ્વ. અંબાલાલ આપણા દેશની અધોગતિના સંબંધમાં કહેતા કે જ્ઞાનની આપલે અને ખીલવટમાં આપણી સ્થિતિ હજી માત્ર નહાની નહાની દુકાનદારી અને ગાંધીવટાની છે. પેદાશનો આધાર ખપત ઉપર છે. સાર્વજનિક કેળવણી વગર વિચાર અને વાઙમયની ખપત અત્યંત સંકુચિત રહેવાની, અને શાળા–પાઠશાળાઓ આદિને લીધે જે થોડીઘણી ખપત છે, તે ઉપર પણ સરકારના જાપતા છે. હિંદની ભાષાઓનું ખેડાણ અને તેમાંના આપણા વાઙમયની અભિવૃદ્ધિ આમ અશક્યવત્ થઈ ગયાં છે. એ પરિસ્થિતિ સુધારવાને માટે એમણે નીચેના ૭ સિદ્ધાન્તો બાંધેલા હતા:

" (૧) કેળવણીખાતાની છુટ વધવી જોઇએ.

(૨) નીચેથી ઠેઠ ઉંચે સુધી સર્વ કોટિના શિક્ષણનો પ્રસાર વધાર્યા જવો જોઇએ.

(૩) પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત થવું જોઇએ, અને બીજું બધું શિક્ષણ બનતાં સુધી સસ્તું થવું જોઇએ.

(૪) માતૃભાષા દ્વારા અપાતા શિક્ષણનો પ્રદેશ નિરંતર વધાર્યા જવો જોઇએ; અને ઉંચામાં ઉંચું શિક્ષણ પણ માતૃભાષા દ્વારા મળી શકે એમ થવું જોઇએ.

(૫) સફળ શિક્ષણ, સંગીન વિચાર, દૃઢ ચારિત્ર્ય, અને શક્તિઓનો પરિપૂર્ણ વિકાસ માતૃભાષા દ્વારા જ શક્ય છે; અને સમય આદિના વ્યયનું જે મૂલ્ય તેને માટે આપવાનું છે, તે ધ્યાનમાં લઇશું તો સ્પષ્ટ જણાશે, કે માતૃભાષા દ્વારા જ એ વિકાસ સસ્તો પડે છે.

(૬) અને બધું જ શિક્ષણ માતૃભાષા દ્વારા—એ પ્રજાપણાના વિકાસનું અને ખરા સ્વરાજનું આવશ્યક અંગ છે. " [ ગાંડી ગુજરાત, પૃ. ૯–૧૦ ]*

---

* જુવો નવજીવન અને સત્ય, અક્ટોબર ૧૯૧૬. પૃ. ૨૧૩-૪. શિક્ષક

ઇંગ્રેજી કેળવણી મેળવનારી પહેલી એક બે પેઢીમાં ઇંગ્રેજી ભાષાને આપણી માતૃભાષા કરી લઇએ તો જ આપણો અભ્યુદય શક્ય છે એ પવન ઘણા ભણેલાઓના મગજમાં ભરાયો હતો. હજી પણ એ પ્રતીતિવાળા કેળવણીમાં પછાત પ્રાન્તોમાં, હિંદની કોઇ પણ મોટી ભાષાને પોતાની માતૃભાષા ન ગણી શકે એવાં એનરસીગ ટોળાંઓમાં, અને ખાસ કરીને ખ્રિસ્તી થયેલા હિંદીઓમાં ઘણા હશે. પરંતુ લોકમત આજે એટલી મજલ સુધી પહોંચ્યો છે કે આ પ્રતીતિ કેટલી ખોટી છે અને એવા પ્રયાસ કેટલા તો અશક્ય છે તે બતાવી આપવાની જરૂર રહી નથી. તથાપિ હજી માધ્યમિક કેળવણીનાં ઉપલાં ધોરણોમાં શિક્ષણ પરીક્ષણનું વાહન [medium] ઇંગ્રેજી છે તે

---

તરીકે અંબાલાલભાઇની એમના શિષ્યો ઉપર કેવી છાપ પડતી, માસ્તરો છોકરાઓ અને છોકરાઓના વડીલો સાથે એઓ કેવી રીતે વર્તતા, વિષયો શીખવવામાં એમનામાં શી વિશેષતા હતી, એમના શિક્ષણ અને નિયમનમાં નીતિબોધ અને ચારિત્ર્ય-ઘટન અને છોકરાની સદ્વૃત્તિઓનું ઉદ્બોધન કેટલાં બધાં કયે પ્રકારે સંલગ્ન હતાં, સારા શિષ્યોનો એમના ઉપર આટલો બધો ભક્તિભાવ જામવાનું રહસ્ય શું, વગેરે એમનાજ એક શિષ્ય રા. રા. નાસિંહરાવે ૧૯૭૪ ના ફાલ્ગુનના વસંતમાં પ્રકટ કરેલા કીંમતી નિબંધમાં બહુ સારી રીતે જોઇ શકાય છે.

શિક્ષકનો ધંધો છોડ્યા પછી પણ એઓ આખો જન્મારો કેટલીક બાબતમાં શિક્ષકની પેઠે જ વર્ત્યા છે તેનો એક અચ્છો દાખલો હૃષ્ટપુષ્ટ ભીખારી જોવામાં આવતો તો તેની સાથે એઓ કોઈ કોઇવાર કેવી રીતે વર્તતા તેના વર્ણનનો આશ્વિન ૧૯૭૪ ના વસંતના અંકમાં પ્રકટ થયેલા રા. રા. નારણજી નંદલાલ દંડનાયકના પત્રમાં જોવો.

રા. રા. આત્માશંકર ત્રિપુરાશંકર ત્રિવેદીની અપ્રકટ ઇંગ્રેજી નોંધ હેડમાસ્તર તરીકે અંબાલાલભાઇ આખી નિશાળના હિત અને પ્રતિષ્ઠાને માટે કેવી રીતે મથતા તેનો સારો ખ્યાલ આપે છે. આ સંબંધમાં સંગ્રહકર્તાના જયન્તિ વ્યાખ્યાનમાં પણ કેટલોક ભાગ કીંમતી છે.

કાયમ રાખવું કે તેના કેકાણે માતૃભાષા દાખલ કરવી એ વિશે મતભેદ ચાલે છે, અને ઉચ્ચ કેળવણી માતૃભાષા દ્વારા આરંભવાનો કાળ હજી ગે દૂરદૂર છે. વળી એ પણ લક્ષમાં રાખવું આવશ્યક છે કે હિંદની ભાષાઓમાંથી એક બંગાળી શિવાય બીજી કોઇમાં ઉચ્ચ કેળવણીનું મહાકર્તવ્ય તેનાં બધાં અંગોપાંગમાં તત્કાળ કે થોડા સમયમાં યથાયોગ્ય ઉપાડી લઈ શકે એટલી મગદૂર હજી આવેલી નથી. પ્રજાસ્મિતા (national solfconsciousness, nationality નો spirit, nationalism) વધતી આવે છે તેમ તેમ કેટલાક મોટા વિષયોની ચર્ચા માતૃભાષા દ્વારા ફેલાતી જાય છે. માતૃભાષાના પઠનપાઠનમાં આગ્રહ અને શાસ્ત્રીયતા વધે છે, જૂના સાહિત્યનો જીર્ણોદ્ધાર થતો આવે છે, નવું સાહિત્ય ખીલે છે, અને હિંદની દશબાર મોટી ખેડાયેલી ભાષાઓ—કંઈક જાતિ ખીલવટથી તો કંઈક અન્યોન્ય આપલેથી—શકિતમાં શબ્દભંડોળમાં અને વાઙ્મયના જથા અને વિવિધતામાં વર્ધમાન વેગથી પુષ્ટ થતી આવે છે. કાળબળ આ પ્રમાણે ખરી સંગીન પ્રગતિની દિશામાં વહે છે. તદપિ એટલાથી અંબાલાલભાઇ જેવા પુરુષાર્થીની તીક્ષ્ણ લોકહિતસાધક દૃષ્ટિને સંતોષ હતો નહીં. એઓ આપણાં અસંખ્ય ગામડાંની વસતીને સ્ત્રીપુરુષ દાકતરવૈદ્યોની કેટલી બધી જરૂર છે તે બતાવીને કહેતાઃ ત્હમે આયુર્વેદ પારંગત પંડિતોને તૈયાર કરવામાં ભલે સોળથી વીશ વર્ષ લગાડો; આયુર્વેદના અંગભૂત અનેકાનેક શાસ્ત્રો અને વિજ્ઞાનો ત્હમે એમને ભલે પારકી ભાષા દ્વારા શીખવો; અને એમના શિક્ષણનો ખર્ચ ભલે ત્હમે મનગમતો વધારી મુકો; પરંતુ હોસ્પિટલ એસિસ્ટંટો, કમ્પાઉન્ડરો, પરિચારકો અને પરિચારિકાઓના વર્ગોમાં પણ ઇંગ્રેજીદ્વારા શિક્ષણ એ તે કેવી લોકરક્ષા અને કેવી રાજનીતિ ! જેમ ઇંગ્રેજી નિશાળોનો આરંભ થયો ત્યારે ગણિત અને બીજા એક બે વિષયોના ઊંચા વિભાગોના માટે પણ બુકકમિટિએ ગુજરાતી પુસ્તકો તૈયાર કર્યાં હતાં, તેમ ઇંગ્રેજી વૈદ્યકીય કેળવણીની શરૂઆતમાં વનસ્પતિશાસ્ત્ર, શારીરવિદ્યા અને બીજા એક બે વિષયો ઉપર મરાઠી ગ્રંથો રચાવાયા હતા. આ ક્રમજ ચાલુ રાખ્યો

જોઇતી હતી. અને આ શાસ્ત્રો અને કલાઓની હલકી અને મધ્યમ કોટિનું બધું શિક્ષણ માતૃભાષા દ્વારા રચવું હતું. આમ કર્યું હોત તો અર્ધ સદીની અંદર દરેક મોટા ગામડામાં દવા અને માવજત કરનાર માણસો થઇ ગયાં હોત, અને આખા દેશના મરણ પ્રમાણમાં મોટો ફેર પડી જાત. શરુવાતમાં પુસ્તકો શિક્ષણ અને પરિભાષા આદિમાં ભૂલો બેશક ઘણી થાત, પણ તે સર્વે જ્ઞાન વધતાં વધતાં અને મેડિકલ કૉલેજમાંથી બહાર પડતા પારંગત પંડિતોની સંખ્યા વધતી જતાં સુધરતી આવત. વળી એ વિદ્યાઓ અને કલાઓ માતૃભાષા દ્વારા શીખવાત તેથી વૈદ્યો અને હકીમોની વિદ્યા પણ આંગ્લ વિદ્યા સાથે આપોઆપ ભળતી આવત, અને એ આપણી જૂની વિદ્યાઓ આજે તો છેક મરવા પડી છે, તેવી એમની દુર્દશાની પાળી આવત જ નહીં.

આ આશાવાદી ( optimistic ) તર્કપરમ્પરામાં શિક્ષણને લગતા વધારે નહીં તો ત્રણ મુદ્દા સર્વમાન્ય થવા યોગ્ય છે. ( ૧ ) કેટલાં વર્ષ ? કેટલો ખર્ચ ?—એ સવાલ દરેક શિક્ષણક્રમ યોજતાં બહુ સાવધાનીથી અને પ્રજાના જે ભાગના લાભને માટે એ ક્રમ ધારવામાં આવે તેના તરફ પૂરી સહાનુભૂતિથી તપાસવાના છે. ( ૨ ) કોઇપણ શિક્ષણક્રમ પૂરો કરી તૈયાર થયેલા માણસો જેમ દેશને વધારે મોટી સંખ્યામાં અને વધારે ઝડપથી જોઇતા હોય, તેમ તે શિક્ષણક્રમ વધારે સસ્તો અને અલ્પ મુદ્દતનો રચવો જોઇએ; અને વિષય મહાન હોય તો તેનાં ટુંકો, મધ્યમ, લાંબો અને આયુષ્યાવધિક્રમ એવાં જુદાં જુદાં રૂપ રચવાં જોઇએ. બેશક, અદકચરું જ્ઞાન શુદ્ધ અજ્ઞાનના કરતાં વધારે હાનિકારક નીવડે છે, કેમકે અજ્ઞાનની કુદરતી વિનીતતા ઉડી જઇ અર્ધદગ્ધ જ્ઞાનમાં જીદ્દી હુંપદ ભળે છે. પણ આ દોષનું નિવારણ આ પ્રમાણે શેરને માથે સવાશેર જેવાં શિક્ષણક્રમનાં અનેક રૂપ રચવાથી થઇ જાય છે. ( ૩ ) જે વિષયોના સંબંધમાં જનસમાજમાં સામાન્ય જ્ઞાનનો ફેલાવ, ચર્ચાનો પ્રસાર, અને સાહિત્યની વિશુદ્ધિ ઈષ્ટ હોય, તે વિષયોનું પઠનપાઠન માતૃભાષા દ્વારા થવું જ ઇષ્ટ છે. દાખલા તરીકે આપણી પ્રજાસ્મિતા આર્થિક વિષયોમાં જાગૃત થઇ અને ' સ્વદેશી '

માટે આગ્રહપૂર્વક પ્રયાસો આદરાયા, ત્યારથી અર્થશાસ્ત્રને લગતા પ્રશ્નોની સરલમાં સરલથી માંડીને ગહનમાં ગહન સંકુલમાં સંકુલ અને ગંભીરમાં ગંભીર સર્વ ચર્ચા પ્રજા સમક્ષ મુકવાની ( અર્થાત્ માતૃભાષાઓમાં ઉતારવાની ) ફરજ એ વિષયના પંડિતોને માથે પ્રાપ્ત થઇ છે. વળી ઇ. સ. ૧૯૧૭ના ઓગસ્ટ માસની ૨૦મી તારીખે બ્રિટિશ શાસનનું લક્ષ્યબિંદુ હિન્દમાં લોકમતાધીન શાસન ( responsible government )* ક્રમેક્રમે ઉત્પન્ન કરવાનું છે એ પ્રતિજ્ઞા સંપૂર્ણ વિધિપુરઃસર લેવામાં આવી, ત્યારથી રાષ્ટ્રીય વિષયોને લગતી એવી ચર્ચાઓ પણ પ્રજામાં ખંત વિદ્વત્તા અને સમતાથી પ્રવર્તાવવાની નવી ફરજ પ્રાપ્ત થઇ છે. પરંતુ આ વિષયોનાં પઠનપાઠન કેળવણી ખાતાના કોઇ પ્રદેશમાં હજી માતૃભાષાઓ દ્વારા થતાં ન હોવાથી એવી ચર્ચા લખાણ આદિ કરવા ઇચ્છનારને અત્યંત મુશ્કેલીઓ નડે છે. પરિભાષાઓ યોજવાનું કામ સહેલું કે અલ્પ કાળનું નથી. પંડિતો અને પ્રજાના અન્યોન્યાશ્રય વડે જ બંધબેસતી પરિભાષાઓ ધીમે ધીમે પ્રતિષ્ઠા પામી શકે છે. પરિભાષાને યોજતાં, તેમ યોજાઇને વાગ્વ્યાપારમાં પ્રવેશ પામેલી પરિભાષાને રૂઢ થતાં સમય લાગે છે. એટલે આ બન્ને પ્રકારનો વિલંબ નડ્યા કરે ત્યાં સુધી એ વિષયોમાં લોકમતને કેળવવાનું કામ સામી રેલે અને સામે પવને નાવ હંકારવાના જેવું થાય છેઃ શ્રમ ઘણો પડે છે, અને ફળ અલ્પ જ આવે છે. એ વિષયોનું પઠનપાઠન આખા દેશમાં શિક્ષણાલયોમાં માતૃભાષા દ્વારા થતું હોય છે તો આવી આવી નડતર બહુ થોડા સમયમાં જીતી શકાય છે. વળી પરિભાષા એટલે અમુક વસ્તુઓ અમુક ગુણો અને અમુક ક્રિયાઓ માટેના શબ્દો જ, એ સ્થૂલ સમઝ પર્યાપ્ત નથી. વાક્યે વાક્યે અને દલીલે દલીલે અવસ્ય આવતી ઉક્તિઓ અને યુક્તિઓ પણ પરિભાષાનાં અંગ છે. એ રૂઢ અને સુગ્રાહ્ય થયાં હોય

* Responsible માટે 'જવાબદાર' શબ્દ હાલ ચાલે છે તે તો પુસ્તકશાળાના કબાટમાંથી કોઇ પુસ્તક કહાડીએ ત્યારે તેની જગા સાચવી રાખવા લાકડાનું ચોસલું મુકીએ છીએ તેના જેવો છે. 'લોકમતાધીન,' 'લોકાધીન,' 'પ્રજાધીન' 'તંત્ર,' કે 'શાસન,' કે 'શાસનતંત્ર (constitution), એ શબ્દો આ અર્થમાં વપરાવા જોઇએ.

છે તો જ લેખક—ભાષકના શબ્દોની છાપ તત્કાળ અને યથાવત્ ઉઠામે અર્થની સાથે ભાવનો પ્રવાહ ઇષ્ટ વેગથી વહી શકે છે, અને વાગ્બાણ લક્ષ્યવેધી બને છે. આ દલીલનાં સમર્થક પ્રત્યક્ષ પ્રમાણો કોઇ પણ ઇંગ્રેજી ચોપડી વ્યાખ્યાન કે ભાષણને તેના ગુજરાતી તરજુમા સાથે સરખાવતાં મળી આવે છે. આ સંગ્રહના ઇંગ્રેજી વિભાગમાં અંબાલાલભાઇએ 'સ્વદેશી' ની શાસ્ત્રીયતા હિતકરતા અને કર્તવ્યતા સ્થાપવાને માટે જે અનેકવિધ જુદા જુદા વિષયોના સંબંધમાં અને ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુ સ્વીકારીને દલીલો કરેલી છે, તેટલી એઓ પોતે જ પોતાનાં ગુજરાતી ભાષણો અને વ્યાખ્યાનોમાં વાપરી શકેલા નથી. વળી એ ને એ દલીલ ઇંગ્રેજીમાં જેવી સચોટ લાગે છે તેવી ગુજરાતીમાં—એમના ગુજરાતીમાં પણ—લાગતી નથી, એવા દાખલા યે ઓછા નથી. પણ, કદાચ, આવી બાબતમાં માત્ર સામાન્ય લખાણ ઉપરાંત ચોક્કસ વિશેષ દાખલાઓની વિગતમાં ઉતરવાથી વિષય વધારે સ્પષ્ટ થવા સંભવ છે. તો આ સંગ્રહમાં બે વ્યાખ્યાનો+ ઇંગ્રેજી અને ગુજરાતી બંને ભાષામાં આપેલાં છે, તેમાંના એકમાંથી વાનગી દાખલ થોડીક સરખામણી કરીએ. ત્રીજી ઔદ્યોગિક પરિષદ્‌ના પ્રમુખ તરીકેના અંબાલાલભાઇના વ્યાખ્યાનમાં આરંભમાં જ રમેશચંદ્ર દત્તનાં **literary eminence** અને **broad economic outlook** એમ ઇંગ્રેજીમાં છે. આમાં એકે શબ્દ પારિભાષિક ગણવો પડે એવો નથી. એ જ અર્થ એ જ ખુબીથી ગુજરાતીમાં ક્યા શબ્દો વડે કહેવાશે ? ગુજરાતીમાં ' સાહિત્ય અને અર્થશાસ્ત્રના જ્ઞાન માટે વિખ્યાત' એમ અનુવાદ કર્યો છે; 'વિખ્યાતિ' એકલા **literary** સાથે રાખવી જોઇતી હતી, અને **broad economic outlook** તો જતું જ કર્યું છે. આગળ ચાલીએ. બીજી કલમમાં ' chro-

---

+ ત્રીજી ઔદ્યોગિક પરિષદ્‌ના પ્રમુખ તરીકે અંબાલાલભાઇનું વ્યાખ્યાન: ઇંગ્રેજી વિભાગ પૃ. 86 થી 106; ગુજરાતી વિભાગ પૃ. ૫૨ થી ૬૮. અમદાવાદમાં મળેલી કોન્ગ્રેસના આવકારમંડળના પ્રમુખ તરીકે અંબાલાલભાઇનું વ્યાખ્યાન: ઇંગ્રેજી વિભાગ પૃ. 16 થી 30; ગુજરાતી વિભાગ પૃ. ૧૦૮ થી ૧૨૦. આમાંથી બીજા વ્યાખ્યાનનો ગુજરાતી તરજુમો નબળો હોવાથી ઉપર પ્રથમ વ્યાખ્યાનમાંથી દાખલાઓ લીધા છે.

nic ' અને ' dense ' છોડી દીધાં છે. ' The question we are called upon to consider is how to evolve a state of widespread industrialism out of the conditions just postulated. ' ' આ સ્થિતિમાંથી વિસ્તૃત ઔદ્યોગિક ઉન્નતિ શી રીતે કરી શકાય તે વિષે આજે આપણે વિચાર કરવાનો છે. ' તરજુમો કરનારનાં કૌશલ અને વ્યવહારુપણું સ્પષ્ટ છે. ' Evolve widespread industrialism ' નો ' વિસ્તૃત ઔદ્યોગિક ઉન્નતિ ' માં સમાવેશ કરી લીધો છે તે બરાબર છે. પણ વિચારરચનાની ખેંચતાણ કાપકૂપ ધડભાંગ વગેરે સરલતાની ખાતર આ પ્રમાણે નિરંતર કર્યાં કરવી પડે ત્યાં લગણ ઇંગ્રેજી વાહનથી થતી અસર ગુજરાતી વાહન દ્વારા પૂરેપૂરી ક્યાંથી જ ઉત્પન્ન થાય ? વળી ' evolve ' જેવા શબ્દબીજને માટે અને તેમાંથી ફુટેલા ' evolution, ' ' evolutionary, ' વગેરે ઘણા શબ્દોમાંથી અગત્યના શબ્દોને માટે ગુજરાતીમાં રૂઢ શબ્દો* હોવાજ જોઇએ એ પણ દેખીતું છે. આપણો મુકાબલો આગળ ચલાવતાં, ' intricate ramifications of modern industrial conditions, ' ' desideratum, ' ' impetus, ' ' diversion, ' ' cognate, ' 'adequate conception, ' વગેરે વગેરે ડગલે ડગલે કંઈ ને કંઈ આવ્યા કરે છે. ઇંગ્રેજી જાણનારને એ સર્વ સરલ છે. ગુજરાતી જાણનારને આવી દલીલોના તરજુમા ભારે પડી જાય છે, તેનાં મુખ્ય કારણ–વિષયનાં જ્ઞાન અને પરિચયનો અભાવ એ કારણને અલગ રાખતાં–ગુજરાતીમાં અમુક વિજ્ઞાનોની પરિભાષાની છત નથી એ છે, અને સાથે સાથે આવી બુદ્ધિ-

---

* Evolution, growth, budding, development, improvement, enlargement, expansion, augmentation, progress, enlightenment, advance, rise, વગેરે દરેક અર્થ બીજા સર્વેથી જુદો હોઇ દરેકને માટે તેનો પોતાનો શબ્દ યોજવો અને રૂઢ કરવો આવશ્યક છે: " ખાલી ડોળ વિનાની " ભાષા માટે માગણી કરનારની માગણી કેટલીક વાર " ખાલી વિચાર વિનાની " માગણી હોય છે.

પ્રધાન ચર્ચાઓમાં જે ઉક્તિઓ અને અંકોડા અને વિચાર બીજો અવશ્ય વારંવાર આવ્યા કરે છે તે માટેના ગુજરાતી પ્રયોગો હજી રૂઢ અને સર્વેને સુગ્રાહ્ય થયા નથી એ છે. આવી સ્થિતિનો સરલ ઝટ ફળ દેનારો અને વ્યવહારુ ઉપાય આવા વિષયોના પઠનપાઠનમાં માતૃભાષાનું વાહન શાળાપાઠશાળાના ક્રમમાં યોગ્ય ભૂમિકાએ દાખલ કરી ત્યાંથી તેનો વ્યાપાર ઉત્તરોત્તર ઊંચી તેમ નીચી ભૂમિકાઓમાં યથાયોગ્ય વધારવો એ જ છે. શિક્ષણવાહન, જ્ઞાનસમ્પાદનવાહન, ચર્ચાવાહન, અને વિચારવાહનમાં સૂક્ષ્મ વિવેક થવાની જરૂર છે, વગેરે સામી દલીલો વ્યવહારુ દૃષ્ટિએ જોતાં દમ વગરની લાગે છે.*

—૫—

હવે સાહિત્યનો વિષય લઇએ. એમાં મ્હારા અધીન મત પ્રમાણે અંબાલાલભાઇએ ચાલતા જમાનાના ગુજરાતની જે એ સેવા કરી છે તેની પૂરતી કદર હજી થતી જણાતી નથી. સાહિત્ય એટલે શું? શુદ્ધ સાહિત્ય કે 'લોક સમસ્તની વાણી' રૂપ વાઙ્મયનો આખો સમુદાય? બંને અર્થ પોતપોતાના પ્રદેશમાં માન્ય છે એમ પોતે એકથી વધારે વાર સ્વીકારે છે. શુદ્ધ સાહિત્ય એટલે કે કાવ્ય—નાટક—નવલકથા—લઘુવાર્ત્તા—રસભર નિબન્ધ—રૂપ કલ્પનાવિહાર હૃદયવિહાર અને બુદ્ધિવિહાર જન્ય અવનવી સુંદર સૃષ્ટિઃ એની જરાયે અવગણના એમને હાથે થઇ નથી. પરંતુ અમર સાહિત્ય સાથે જમાને જમાને તે વખતની સ્થિતિને અનુરૂપ ઉપકારક સાહિત્યને પણ ખેડવાની જરૂર છે, બલ્કે આવું ઉપકારક સાહિત્ય ( ભલે ને તેને ઉપસાહિત્યનું નામ આપો તથાપિ ) તે તે વખતની માનસિક નૈતિક અને વ્યવહારુ પ્રગતિ ઉપર

* પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવની ચર્ચાઓ માનની દૃષ્ટિએ અને પુખ્ત મનનથી વિચારવા જેવી હોય છે. ઉપલી દલીલ માત્ર સૂચના રૂપે એમણે વસન્તના ચૈત્ર ૧૯૭૪ ના અંકમાં આગળ કરી છે, તેને પ્રો. ધ્રુવ સમર્થક કારણો દૃષ્ટાંતો આદિના વિસ્તાર વડે યોગ્ય રૂપમાં ખીલવશે, તો, બેશક, એનો ફરી વિચાર કરવાનું પ્રાપ્ત થશે.

મનમાનતી અસર કરી શકે છે. માટે ફિલસુફી, રાષ્ટ્રીય શાસ્ત્રો, આર્થિક શાસ્ત્રો, ઇતિહાસ, જીવન ચરિતો, પ્રવાસ ગ્રંથો, આદિનું તરજુમા અનુવાદ અને સ્વતંત્ર રચનાઓ રૂપે પૂરતું ખેડાણ અવશ્ય થવું જોઇએ; અને વળી શુદ્ધ સાહિત્ય અને ઉપસાહિત્ય બંનેમાં ભાષાશુદ્ધિના સૌંદર્યના કે બીજા કોઇ એકદેશી વિચારથી લેખિનીનું વળણ એવું ન થઇ જવું જોઇએ, કે તે સામાન્ય લોકસમૂહને વાંચવું અને સમઝવું બેહદ અઘરું પડી જાય.* સાહિ-

---

* અંબાલાલભાઇએ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મહોત્સવ પ્રસંગે આ મતલબનું વ્યાખ્યાન પ્રમુખપદેથી કર્યું તે પછી તે વર્ષમાં રાજકોટમાં મળવાની સાહિત્ય પરિષદ્‌ના સત્કારમંડળે એમને પરિષદ્‌ના પ્રમુખપદ માટે પસંદ કર્યા, ત્યારે થોડા માણસોએ એમના કરતાં રા. રા. નરસિંહરાવ પ્રમુખપદ માટે વધારે યોગ્ય છે, બલ્કે દિ. બ. તો એ પદને માટે યોગ્યજ નથી, એ પ્રકારની કડવાશ ભરેલી ચર્ચા ઉત્પન્ન કરી હતી; જે રા. રા. નરસિંહરાવ એ વખતે રત્નાગિરિમાં હતા તેમના જાણવામાં આવતાં, તેમણે તુરતજ બંધ પાડી દીધી હતી. આ સંબંધમાં અંબાલાલભાઇએ રા. રા. નરસિંહરાવને કાગળ લખેલો તે વિશે સંગ્રહકર્તાને ખબર હતી નહીં. પણ રા. રા. નરસિંહરાવના ફાલ્ગુન સં. ૧૯૭૪ ના વસન્તમાં પ્રગટ થયેલા (ઉપર એક ટિપ્પણમાં જણાવવામાં આવેલા) સ્મરણલેખમાં એ કાગળનાં "ઉદારતા સૌજન્ય અને ન્યાયવૃત્તિ" વિશે લખેલું વાંચતાં, તેમને એ મોકલવા વિનંતિ કરવામાં આવી; અને એમણે કૃપા કરીને નકલ અવિલંબે મોકલી આપી છે, તથા તેનો કોઇપણ સદુપયોગ કરવા છૂટ આપી છે, તેથી એઓનો ઉપકાર માનીને એ કિંમતી પત્ર અહીં આખો ઉતાર્યો છે; એમાંથી માત્ર એક નામ, હવે આટઆટલે વર્ષે છાપવાની કશી જરૂર ન હોવાથી, છોડી દીધું છે.

*Ahmedabad, 2nd. August 1909.*

My dear Nanubhai,

I am very much obliged to you for your letter of the 21st July, which I ought to have acknowledged earlier, and the exceedingly friendly and kind sentiments you have expressed in it. I read in the *Gujarati* of Bombay your letter, and must say that

ત્યના પ્રદેશને લગતો આ વ્યવહારુ સિદ્ધાંત એમના જેટલી પ્રતિજ્ઞાવાળા કોઈએ એમના જેટલો ભાર દઈને ચાલતા જમાનામાં કહ્યો નથી; પણ એમનો આ બોધ જમાનાએ પૂરેપૂરો સ્વીકાર્યો છે એમ હજી સુધી તો જોવામાં આવતું નથી.

સરલતા માટે અંબાલાલભાઈના મમત્વ અને મમત કેટલાં હતાં તે જોવાનો એક અણધાર્યો પ્રસંગ મ્હને મળ્યો હતો. એઓ કોશની બીજી

---

it does credit to your heart and high position. I am now sufficiently old to know that the relation of master and pupil is temporary though a necessary one; but that the fact of having been a teacher of one does not confer any superiority or privilege of any kind whatever. I for one am always ready to learn from my quandam pupils, among whom I have always thought it was my specially good fortune to have a few like yourself. I never could believe that you would for a moment countenance the silly agitation. No assurance was needed or is needed. Though I have been separated from you by more than a generation yet having known you so well, as also your parentage. I always thought that you were ignorant of the agitation started by Mr......under the auspices, it is suspected, of one or two local men of this place You are kind enough to speak of the good done to you by me as a teacher. I do not think in your case I have done any thing more than what I was bound to do in the case of all. In fact, I was paid for the service.

આવૃત્તિ તૈયાર કરવાના કામમાં હતા. હું જઇને બેઠો એટલે એમણે ચાલતી કલમે લખવું મુકી દીધું અને કોશના જે ભાગની પોતાની તૈયારી હજી કાચી હતી તે ભાગનાં પાનાં ફેરવવા લાગ્યા. એક શબ્દ કહાડે અને મ્હને સવાલ પૂછે—આ શબ્દના બે અર્થ નોંધ્યા છે, ફલાણો ત્રીજો અર્થ નોંધવો કે કેમ ? ફલાણા અર્થ માટે ગુજરાતી કયો શબ્દ લખવો ? અમુક phrase ( રૂઢ ) અને તેનો અર્થ ઉમેરવાની જરૂર ખરી કે નહીં ?

---

It is indeed very strange that there should be party feeling in the region of literature As for myself I never cared for the Presidentship; I was not consulted before hand. When I saw Mr......'s letter advising all to absent themselves from the meeting of the Parishad, I hesitated a little before accepting the post. But on reflection I saw that it would not only humiliate the Reception Committee, but imperil future Parishads, if I declined. I then accepted it. A perpetual shower of abuse has been since poured on me by a section of the press, though I recognise with thankfulness the sobriety and good sense of the major portion of it. I have observed complete silence and mean to maintain it, if possible, to the end. I do not think it is necessary for you to do any thing more than you have done. It is very kind of you to offer to do it. Perhaps, apart from petty jealousy, the exciting cause in the case of Mr...... is the fact that there are certain expressions in my public address to the G. V. Society which are misunderstood. It is stated that I have spoken disparag-

ઇત્યાદિ. પાસે **આપ્ટે** કૃત ઇંગ્રેજી—સંસ્કૃત કોશ પડયો હતો, તે લઇને હું એમાંથી જવાબ દેવા લાગ્યો: **આપ્ટેમાં** એ અર્થ નથી; **આપ્ટેમાં** ફલાણો સંસ્કૃત શબ્દ છે, ઇત્યાદિ. થોડી વારમાં જ એમણે મ્હને પકડયો. બ:......, તમ સાક્ષરોમાં વિવેક જ ન મળે ! સારું છે કે યુનિવર્સિટી સંસ્કૃત અને ફારસી બંને પૂર્વની ખેડાયેલી ભાષાઓને ફરજિયાત શીખવતી નથી, નહીં તો ત્હમે બીચારી ગુજરાતીની કોણુ જાણે શી યે વલે કરી નાખત ! જુવો આ ત્હમરા **આપ્ટે**. એણે ઘણા શબ્દ પોતે જ રચીને આમાં ગોઠવ્યા છે. એના કોશમાં સંસ્કૃત શબ્દ છે તે ઉપરથી એ શબ્દ સંસ્કૃત સાહિત્યમાં વપરાયેલો હશે એમ કંઇં જ ન કહેવાય. અને વળી ત્હમે સાક્ષરો એવા માત્ર

---

ingly of the work of our Gujarati scholars in the address. All I can say in reply is that I never meant to do so. For instance, I should outrage my feelings before I could utter a word of disparagement of the good work which yourself, Mr. Keshavlal Dhruva, Mr. Lalshanker and several others are doing. I see however no reason for the grossly personal attacks made on me. Perhaps it is the rule of the game. I do not much mind them. The controversy shows however the necessity of elevating national and individual character.

I will conclude this somewhat lengthy letter by expressing my hearty appreciation of your kind and opportune interposition.

Trusting you and yours are in good health, I remain,

Yours very sincerely,
AMBALAL S. DESAI.

સમ્ભવિત શબ્દો ગુજરાતીમાં યે ઘુસાડો છો. ગુજરાતીમાં આગળ પ્રેમાનન્દે કે કોઇએ એ શબ્દ કે એ ઉપરથી ગુજરાતી ઘાટનો કોઇ શબ્દ વાપર્યો છે કે શી રીતે અને વાપર્યો છે તો શા અર્થમાં, અગર તો લોકવાણીમાં તે ચાલે કે નહીં તેની ત્હમને* કોઇને જરા દરકાર નહીં. બસ, ત્હમે આજના સાક્ષર મહાશયો જાગ્યા ત્યારથી જ સ્હવાર ! વગેરે, વગેરે. હું શો જવાબ આપું ? મ્હેં કહ્યું આપની ટીકા મુદ્દે વાસ્તવિક છે; પણ આપ જોતા હશો કે એ ને એ લેખકો થોડા વર્ષના અનુભવથી ઘડાઇને સરળતા અને રૂઢ ગુજરાતી તરફ જ વળતા આવે છે. યુનિવર્સિટીમાં ગુજરાતી નિબંધલેખનનો સારો પરિચય થઇ જતો હોય તો લેખકોની apprentice ( એપ્રેન્ટિસ-શીખાઉ ) દશાનું pedantic ( પેડેન્ટિક-આડંબરી ) લખાણ ઘણુંખરું ત્યાંજ સુધરી જાય અને બહુ ઓછું છપાય. હું ધારું છું કે જે કોઇ એમના કોશની બીજી આવૃત્તિનાં પાનાં અને આપ્ટેના કોશનાં પાનાં સાથે સાથે ફેરવી જોશે, તેને એમની સરલતા અને ભાષાશુદ્ધિનાં ધોરણોનો અચ્છો ખ્યાલ આવશે; અગર જો કે આવી સરખામણીમાં વિદ્વાનને જ રસ પડી શકે. પણ સામાન્ય માણસ પણ આ સંગ્રહમાંની શાંતિદાસની ટુંકી વાર્તા ઉપરથી અંબાલાલભાઇ સરલતાની ભાવનાને કેટલે સુધી વળગતા અને ગ્રામ્યતાને પણ કેવી સંસ્કારી લેતા તે જોઇ શકશે: સરલ શૈલીના આપણા રા. રા. વિઠ્ઠલદાસ ધનજીભાઇ, રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા, આદિ જૂના લેખકોમાં, કે એ શૈલીના સ્વ. ભોગીંદ્રરાવ દીવેટિયા, રા. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ, આદિ નવા ઉપાસકોમાં પણ આટલી સરલ છતાં આવી સચોટ કૃતિ ભાગ્યેજ માલુમ પડશે.

---

* આથી વર્ષો પહેલાં એક પ્રસંગે એમણે કહેલું-“ આ તે શુદ્ધ ગુજરાતી, કે આતો અશુદ્ધ સંસ્કૃતની બેટી doubly ( ડબ્લી-બેવડી ) ભ્રષ્ટ ગુજરાતી ! ” ૧૮૯૧ માં મ્હેં એમને કહ્યું “ બડો મૂનર્યો ” નું મૂળ—ભાઇ કહે છે કે क्वरोऽयमुत्तीर्णः એઓ કહે શક્ય હોય તે બધું યે સિદ્ધ ગણવાનું નથી; કુટુંબનો મૂળ પુરુષ અને આજનો નબીરો એ બે વચ્ચેની પ્હેડીઓ બતાવી આપવી જોઇએ.

સરલ શૈલી અને ઉપકારક સાહિત્ય માટેનો અંબાલાલભાઈનો પક્ષપાત એમની લોકદાઝ અને પરિણામદષ્ટિ સાથે સંલગ્ન હતો તો સાહિત્યના ક્ષેત્રમાં એમણે એટલા જ આગ્રહથી બોધેલો બીજો સિદ્ધાંત એમની સૂક્ષ્મ વિવેકદષ્ટિનું ફલ હતો. 'હિંદ મ્હારો દેશ છે, ગુજરાત મ્હારૂં ગામ-જન્મભૂમિ–વતન છે ' એ એમની દષ્ટિ વિશે ઉપર લખી ગયો છું. પરંતુ આમાં એમની વિશેષતા એ હતી કે પોતે આ મહાવિચારના બંને દલ ઉપર યથાયોગ્ય ભાર દેતા. હિન્દ જનની તુલ્ય ખરો, પણ ગુજરાત તો પોતાનો સહચર, પોતાનો સુખદુઃખનો સાથી, પોતાની જાતજ. એક લિપિ અને એક ભાષાની ભાવનાનું વ્યવહારુ તેમ વાસનામૂલ ( Sentimental ) મહત્ત્વ તેઓ સારી રીતે સમઝતા હતા, તથાપિ હિન્દીને વળગવાની ભ્રમણામાં ગુજરાતીની ઉપેક્ષા કરવી એ તો એમને પિત્રાઇ ભાઇના તોયે પારકા મહેલની આશાએ પોતાની ઝુંપડીને બિસમાર થઇ જવા દેવા જેવું લાગતું. હિન્દનું રાજકીય ભવિષ્ય બાંધતાં તેઓને ખાતરીપૂર્વક જણાયું કે પ્રજાસ્મિતા ગમે તેટલી વધે તોપણ હિન્દની હિન્દુ મુસલમાન બૌદ્ધ અને ખ્રિસ્તી તેમ આર્ય દ્રાવિડ જંગલી અને વિદેશી લોહીની તમામ પ્રજાઓમાંથી એક જ પ્રજા બને એ કોઇ પણ કાળે–ગણુતરીમાં લેવા યોગ્ય કોઇ પણ કાલાવધિમાં–અશક્ય છે; અને તે ઉપરથી રાજકીય વિષયમાં પોતે અનુમાન તાર્યું કે ફિડરલ ( federal ) એટલે સ્વતંત્ર પ્રાંતોના સંયોગરૂપ રાજ્યતંત્ર ( constitution ) જ હિંદમાં શક્ય છે. આથી કરીને દરેક પ્રાંતે પોતાની રાજ્યઘટના પોતાની સંસ્કૃતિ પોતાની ભાષા પોતાની કેળવણીવ્યવસ્થા આદિની પ્રાંતીય ખીલવટ માટે મથવું એ જ આપણા રાષ્ટ્રીય મહાકર્તવ્યનું વ્યવહારુ રૂપ છે. અગર જોકે આખા હિંદને માટે કેટલાક પ્રશ્નો સામાન્ય હોય, અને આખા હિંદને માટે ઇંગ્રેજી અને હિંદી–ઉર્દુ સમાન ભાષા તરીકે પ્રવર્તે, અને પ્રાંત પ્રાંતની સંસ્કૃતિ ઘટના આદિમાં કેટલાંક તત્ત્વો સામાન્ય કે સમાન હોય, તથાપિ તેથી ઉપલી અલગતાને બાધ આવતો નથી તેમ ઉપલી અલગતા એ સામાન્ય અને સમાન તત્ત્વોની કે તે માટેની પ્રવૃત્તિઓની બાધક પણ નથી.

અંબાલાલભાઈની જાહેર કારકિર્દીનું મૂલ્ય કરતાં આ પણ ધ્યાનમાં લેવાનું છે કે આ વિચાર એમણે ૧૯૦૯ માં પ્રકટ કર્યો તે વખતે એ નવોજ હતો; બીજા કોઇ પ્રતિષ્ઠિત લોકનાયકે વિધિનિષેધની આવી મર્યાદા, આપણી સર્વ ઉન્નતિ સાધક પ્રવૃત્તિઓને એક સરખો લાગુ પડે એવો આ વ્યાપક સિદ્ધાન્ત, આટલી સ્પષ્ટતા અને અંતિમ લક્ષ્યબિંદુના આવા નિર્ણય સાથે જોડીને પ્રકટ કરેલો નહતો; લોર્ડ હાર્ડિંગની સરકારના પ્રખ્યાત ખરીતાને લખાતાં અને પ્રકટ થતાં હજી બે અઢી વર્ષની વાર હતી. પછી એ જ અરસામાં રા. રા. નરસિંહરાવે* હિંદીનું ખરું સ્વરૂપ બતાવી આપ્યું; અને મ્હેં કાર્યસિદ્ધિ અને સૌકર્ય માટે પણ કોટયવધિ પ્રજામાં એકજૂથે કંઈ પણ કરવું શકય નથી, તેમ પ્રજાસ્મિતાનું ખરું મમત્વ ગુજરાતીઓને ગુજરાતીઓ પ્રતિ તેમ ગુજરાતી ભાષાસાહિત્ય પ્રતિ, મરાઠાઓને મરાઠાઓ પ્રતિ તેમ મરાઠી ભાષાસાહિત્ય પ્રતિ, બંગાળીઓને બંગાળીઓ પ્રતિ તેમ બંગાળી ભાષાસાહિત્ય પ્રતિ, જેવું સ્ફુરે છે તેવું હિંદીઓને હિંદીઓ પ્રતિ સ્ફુરતું નથી, તો જે લાગણી હાલ પ્રબળ છે તેનો લાભ શા માટે ન લેવો, એવી દલીલો કરી કેન્દ્રવિભાગ ( decentralisation ) ના વ્યવહારુ દૃષ્ટિબિંદુથી એમના જ બોધનું સમર્થન કર્યું; ત્યારે એમને ઘણો આનંદ થયો હતો. એમની આશાવાદી પ્રકૃતિ પ્રમાણે એઓ બોલ્યા હતા, બ......, નવો મોટો અને ઘણાઘણા માણસોની કાર્યશક્તિને ઉત્તેજે એવો પ્રબળ વિચાર જુદા જુદા માણસોને પોતપોતાના દૃષ્ટિબિંદુથી સ્ફુરી આવે એ આપણા દેશનો ઉદય મોડોમોડો પણ હવે પાસે આવતો હોવાનું અચૂક ચિહ્ન છે. પરંતુ એમના આ બોધને પણ ગુજરાત અંતરની પ્રતીતિથી સત્કારતું હોય અને કૃતિમાં મુકતું હોય એમ હજી સુધી તો જોવામાં આવતું નથી.

---

* જુવો, રા. રા. નરસિંહરાવનો ' ભરતખંડ માટે એક ભાષા ' એ નિબંધ ( ત્રીજી પરિષદ્‌નો અહેવાલ અને નિબંધસંગ્રહ ); મ્હારાં ' પરિષદ્‌ વિશે વ્યાખ્યાનો ' માં વ્યાખ્યાન પહેલું.

—૬—

સંસારસુધારાના ગહન વિષયમાં અંબાલાલભાઈની અને મ્હારી દૃષ્ટિ વચ્ચે ઉંડા મૂલગત ભેદ હતા. આપણા દેશમાં જ્ઞાતિ તે એક નીતિ–અનીતિમય પરિસ્થિતિ કે વાતાવરણ હતું, જેમાં બાળક જન્મતું અને ઉછરતું. કુળના અને કુટુંબના માણસોના સંસ્કાર જેમ બાળકના કુમળા મગજમાં વજ્રલેપ પડે, તેમ નાતના પણ પડતા. પછી જ્યારે બાળક મોટો થઈ પાશ્ચાત્ય સાહિત્ય અને સંસ્કૃતિના સંસ્કારો દિલના ખરાં ઉમળકાથી ઝીલવા અને સ્વીકારવા માંડતો, ત્યારે આ નવા અને પેલા ઉંડા સંસ્કારો વચ્ચેનું આંતર યુદ્ધ જાગતું. આપણા દેશમાંની સંસારસુધારા–પ્રવૃત્તિના પહેલા જમાનાઓનાં મૂળ આ પ્રકારનાં હતાં. પરંતુ જમાને જમાને તેમાં આર્થિય અને વર્તમાન બળોના પ્રવાહથી ફેર પડતો આવે છે. અંબાલાલભાઈ, હરગોવિંદદાસ, લાલશંકર, મહીપતરામ આદિનું બચપણ એમની વંશપરંપરાની પોળમાં, એમની નાતના ઘટ્ટ વાતાવરણની અંદરજ ગયેલું. પણ એ જમાનાના પુત્રોનું–મ્હારા જમાનાના માણસોનું–બચપણ એ નીતિ–અનીતિમય ઘટ્ટ વાતાવરણની બહાર પરદેશમાં અનેક નાતોના કુટુંબોના પડોશમાં ગયું. વળી અંબાલાલભાઈના જમાનાનાં પુરુષોએ જુવાનીથી પરદેશ–વાસ સ્વીકાર્યો એજ આર્થિય બળને લીધે એ જમાનાની માતાઓ અને મ્હારા જમાનાની માતાઓ વચ્ચે ઘણો ફેર પડી ગયો. અંબાલાલભાઈની હારના પુરુષોની માતાઓમાં અને દાદીઓમાં, સમગ્રે બોલતાં, સંસાર અને ધર્મના કર્તવ્યોની બાબતમાં કશો ફેર ન હતો. પરંતુ મ્હારી હારના પુરુષોની દાદીઓ જ્યારે આચારવિચારમાં શુદ્ધ–પ્રાચીન રૂઢિગ્રસ્ત કર્મઠ અને એકરંગી હતી, ત્યારે અમારી માતાઓ નવીન સ્વતંત્રતા અને નવીન આચારવિચારની વત્તીઓછી છાંટ વાળી હતી. જમાનાનાં બળોનાં આ પરિણામ દાયકે દાયકે વધતાં આવ્યાં છે, અને હવે તો એ જ્ઞાતિ–રૂપ નીતિ–અનીતિમય ઘટ્ટ વાતાવરણ તેનાં મૂળ અને સૈકાઓનાં નિવાસસ્થાનોમાં પણ છેક પાતળું પડી જઈ ઉડી અને ફટકી ગયા જેવું થયું છે. આજનું ખાડિયું તે ૧૮૫૦નું ખાડિયું નથી, આજનું

ગોપીપરું તે નન્દશંકરના બચપણનું ગોપીપરું નથી, આજનું વડોદરું તે મહારાજા સયાજી ગાદીએ આવ્યા તે પહેલાનું વડોદરું નથી. ગામડાઓની સ્થિતિમાંયે ફેર પડ્યો છે, અને વધતો આવે છે. ક્ષત્રિય, નાગર, ઉદીચ્ય, અનાવળાં, જૈન, મુસલમાન અને ખ્રિસ્તી, કાઠિયાવાડી, ઇડરિયા અને દક્ષણી, સૌ એકબીજા સાથે એક પોળમાં રહેતા અને અરસપરસ છુટથી હળતા-મળતા થઇ ગયા છે. આપણા પહેલા સુધારકોના મગજમાં જ્ઞાતિ એટલે એક અનીતિપ્રધાન અને આખા હિંદુ સંસારને દમતું પ્રબળ ભૂત હતું. પરંતુ આપણે હવે એ ભૂતને શોધવા અને પકડવા જઇયે છીએ તો તે આપણને એમનાં મગજ અને એમનાં લખાણોની બહાર જડતું નથી ! જ્ઞાતિબંધારણ તો અનીતિપ્રધાન અને જુલમખોરજ હોઇ શકે, જો જો રખેને આપણે હાથે એવું કંઈ થાય કે તેથી એ ઘરડું થયેલું ભૂત પાછું ભરજુવાન થઇને આપણા ઉપર સવાર થઇ બેસે !—એ જાતની માન્યતા અને એ પ્રકારનો ભય આપણા જમાનાના જુવાન ઉગતા માણુસોમાં પણ જોવામાં આવે છે, તે વારસામાં ઉતરેલા વિચારસમુદાયને હાલની પરિસ્થિતિ સાથે ઘટવવાની અને છણુવાની શક્તિના અભાવનાં પરિણામ છે. આ જ વિષય બીજી પાસથી જોઇએ. મૂળના મોટા ધર્મમાં અનેક પંથ પડે ત્યારે પંથોમાં જ્યાંસુધી સત્ત્વ હોય છે ત્યાંસુધી પંથાનુયાયીઓને પોતાના પંથના આચારવિચારતંત્રમાંથી માણુસાઇને માટે જોઇતું પોષણ પૂરતું મળી રહે છે. પરંતુ જ્યારે પંથોમાંથી સત્ત્વ ઉડી જાય છે, અથવા તો જુદા જુદા પંથોના અનુયાયીઓની સેળભેળ થઇ જાય છે, ત્યારે તેમનાં છોકરાંઓને સદાચારવિચારમાં ઉછેરવાને માટે જે નીતિપ્રધાન વાતાવરણ જોઇએ, તે મૂળ મોટા ધર્મના આચારવિચાર–તંત્રમાંથી લેવામાં આવે તો જ મળી શકે છે. આમ કરતાં કરતાં જ એ પ્રવૃત્તિમાંથી પાછા આપોઆપ નવા પંથ ફુટે તેની વાત જુદી છે. હિંદના પંજાબ, સિંધ, ગુજરાત મુંબાઇ આદિ જે વિભાગોની વર્તમાન સમયના આર્થિક–આદિ બળોના એકસરખા અને વધતા જતા મારાને લીધે ખીચડિયા સ્થિતિ થઇ છે, કે થવા લાગી છે, તે વિભાગોમાં નવાં નીતિપ્રધાન જ્ઞાતિબંધારણનાં વાતાવરણ ઉપજાવવાની અરેખરી જરૂર છે. અને એજ અત્યારે એ વિભાગોને માટે સંસાર-

સુધારાનો મોટામાં મોટો પ્રશ્ન છે. આર્યસમાજ અને બ્રાહ્મસમાજ નવી જ્ઞાતિઓની પેઠે આ વિભાગોમાં ફેલાતી આવે છે, એ હકીકત પણ આ મતને ટેકો આપે છે.

અંબાલાલભાઈનું આ દૃષ્ટિબિંદુ હતું નહીં. પૂર્વ વયમાં એમની બોલી અને કંઈ અંશે આચરણ પણ ઉચ્છેદક હશે ખરાં. નાતમાં ઘેર ઘેર ત્રાંબુંપિત્તળ ઘણુંયે છે, હું વહેંચણ (લહાણું) કરીને એમાં નકામો વધારો શા માટે કરું ?—એ જાતનાં એમનાં એકબે વધુ પડતાં વચન નાતમાં ઘણાં વર્ષ સુધી કહેવાતાં–ટોકાતાં રહ્યાં હતાં. નાતમાં એમને ઔપચારિક (out of courtesy) વડપણ* પણ બહુ મોડું પ્રાપ્ત થયું હતું: લોકપ્રિયતા તો કદાપિ મળી ન હતી. હેરિ કૉટન કે ગોવર્દ્ધનરામ જેવા જ્ઞાતિની ભાવનાનાં અંતર્ગત નીતિબીજ અને વ્યવહારુ લોકરક્ષાનાં તત્ત્વો બતાવી આપતા, તે પણ એમને ફરી ફરીને વિચારવાં પડતાં હતાં. ટૂંકામાં, જ્ઞાતિબંધુઓ તરફ બંધુભાવે, નિકટના સંબંધીઓ તરીકે, મિત્રલેખે જોવાનું વલણ એમનામાં હતું નહીં. એટલે (દાખલા તરીકે) કોઇ જાતે ઘસાઇને કરજ કરીને પણ યોગ્ય પ્રસંગે જ્ઞાતિભોજન કરે, તે એની કુલીનતા એમના દિલમાં કુલીનતા રૂપે વસતી નહીં. ઘણા ઇંગ્રેજી ભણેલાઓની, ઘણા 'સુધારકો' ની હજી યે આ જ સ્થિતિ છે. મિત્રભોજનના, 'પાર્ટિ' ઓના યોગ્ય પ્રસંગ સ્વીકારો છો, તો છેક સંકુચિત મિત્રમંડળના કરતાં કંઈક મોટું મિત્રમંડળ જે જ્ઞાતિ (પોતાના નિવાસસ્થાનમાં વસતો જ્ઞાતિવિભાગ), તેના ભોજનના યોગ્ય પ્રસંગ શા માટે ન હોય ?–દલીલ ખાતર પણ કેમ નથી સ્વીકારી શકતા ?–એવા સવાલ જ એમને અને એમના જમાનાના સુધારકોને બકવાદ જેવા લાગતા. ઉત્તરક્રિયા, લગ્નક્રિયા, અને ઉપનયનક્રિયા સાથે જે સાંસારિક રૂઢિઓ વળગેલી જોતા આવ્યા છીએ, તે તમામ રૂઢિઓને ત્હમે ભલે તરછોડો, પણ એ ધાર્મિક ક્રિયાઓને યે જતી કરે તે હિંદુ જ શેના ? હિંદુ ધર્મની પરંપરાગત ક્રિયાઓમાં મૂર્તિપૂજા ઓતપ્રોત છે, એને નડતર ગણો છો, તો આદિ બ્રાહ્મસમાજની કે આર્ય

* બીજું વડપણ અમારી સ્વતંત્રમિજાજી નાતમાં છે નહીં.

સમાજની ધર્મક્રિયાઓ કેમ નથી જાતે કરતા, નથી બીજાઓને કરવા બોધ કરતા? કેવળ ધર્મવિમુખ જીવન તે સંસ્કારી માનવ જીવન તનું? આવા આવા સવાલો ગુજરાતમાં ભણેલાના મોટા ભાગને એમના જમાનામાં ઉઠ્યા જ ન હતા અને હજી યે બહુ થોડાને ઉઠે છે. સરકારે તો સર્વ ધર્મનું એકસરખું પાલન કરવાની રાજાધિરાજની મહાનીતિ સ્વીકારી છે, અને તેને દૃઢતાથી વળગીને સરકારી કેળવણીને તમામ અંગોમાં લૌકિક (secular) રચી છે. પણ એ શિક્ષણમાંની ભાવનાઓ સંસ્કારી માનવ જીવનના આખા પ્રદેશને માટે પર્યાપ્ત નથી. ઇંગ્રેજોનાં જીવનમાં તેમનાં કુટુંબોમાં પ્રજા તરીકેના તેમના ઉત્સવશોકના પ્રસંગોમાં તેમ ખ્રિસ્તીઓ અને મુસલમાનોની સ્વતંત્ર શાળાઓમાં ધર્મવિમુખતા છે નહીં: આપણે હિંદુઓ પણ કેવળ ધર્મવિમુખ બનીશું તો આખું જીવન લંગડું પડી જશે, એ સત્ય એ જમાનાના મોટા ભાગને સુઝેલું નહીં. **सदाचारो धर्मः** અને **सत्यान्नास्ति परो धर्मः**, એ મહાવાક્યો ખરાં; પણ મનુષ્ય જીવન માટે જે ધર્મ આવશ્યક છે તેમાં એ ઉપરાંત એક તરફથી આધ્યાત્મિક પ્રતીતિઓ ઉત્પન્ન કરનાર ફિલસુફી કે જ્ઞાન જોઇએ, તો બીજી તરફથી નિત્ય તેમ નૈમિત્તિક ધાર્મિક ક્રિયાઓ પણ અવશ્ય જોઇએ, એ પણ બરાબર ધ્યાનમાં નહીં: વિચાર રૂપે તો ખરું, તથાપિ નિયંમિત અને વારંવાર આચાર ઉત્પન્ન કરે એવા પ્રેરકબળ વાળા વિચાર રૂપે નહીં. વળી, લગ્નોત્તર સ્નેહના સુખી અનુભવને સ્નેહોત્તર લગ્નના સ્વપ્નાને પડછે અવગણનારા એ જમાનામાં ધર્મવિમુખતા જામતાં અને જુની કુલીનતાનો હ્રાસ થતાં, વિક્રયલગ્નની બદી બીડમાં ઘાસ ઉગી નીકળે તેમ ઉગી અને ફેલાઇ ગઇ, તેનો અટકાવ કરવામાં એ 'સુધારક' જમાનો—જ્ઞાતિબળ રખે ને વધે એ ભયની વ્યાકુળતામાં—નપુંસક નીવડ્યો. મ્હારે અને અંબાલાલભાઇને ખરી ટપાટપિ એક જ વાર થઇ હતી, અને તે આ વિષયમાં. એઓ કહે, Demand and supply: જરૂર અને ખપતનો કાયદો: સૌ પોતાની પુત્રી માટે 'બી. એ.' થયેલા વર માગે છે; તેટલા નાતમાં નથી; એટલે પડાપડિ થાય જ, ને છે તેના ભાવ ચ્હડે જ. વળી કહે, 'બી. એ.' એક કુળ છે; ભાઠેલા, ઉદીચ્ય, બંગાળી કાય-

સ્થો, વગેરેમાં કુલીનના દામ લેવાય છે, તેમ આપણામાં ‘ બી. એ. ’ ના. —મ્હારાથી ન રહેવાયું. ત્રણ પુત્ર ‘ બી. એ. ’ થયા હોય અને ત્રણેનો વિક્રય કરે તે ત્રેવડો કુલીન ? ના, ના, સાહેબ, એ તો ત્રેવડો અધમ ! પોતે દલીલની બીજી બાજુ આગળ કરી. છોકરી માટે આપવા પડયા અને છોકરા માટે જતા કરવાનું બને જ કેમ ? મ્હેં કહ્યું જમે અને ઉધાર, છત અને માગ ( demand ), એવી લૌકિક બજારુ દૃષ્ટિએ જે સદાચાર અશક્યવત્ હોય, છતાં તે સદાચાર પાળે, તે જ ખરી સદાચારનિષ્ઠા, તે જ કુલીનતા, તે જ ધર્મિષ્ઠતા. બીજું પાખંડ. પરણ્યા પછી વર આંધળો થઇ હીણુકમાઉ નીવડે છે, તથાપિ આપણા દેશમાં વહુ નીચ નાતરિયા નાતોમાં પણ તેને વળગી રહે છે, પોતે ગદ્ધાવૈતરું કરી તેને પોષે છે, અને તેનાં જ સંતાનની જનેતા બને છે. લગ્ન પવિત્ર છે; દુનિયાદારીનાં નફાતોટાનાં ને છતજરૂરનાં ત્રાજવાં એને અડકાડતાં જ આખો સંસાર પતિત થાય છે. આપ નાતમાં મોટા છો; આપના શબ્દનું આપના વલણનું પણ નાતના સમજુ માણસોમાં વજન પડે છે. આપ એ બદીને રોકવા નહીં મથો તો એ પાપના આપ પણ ભાગીદાર બનશો. આપ જ ઉઠીને આ ભ્રષ્ટતાને કુદરતી ગણાવશો, તો બદી વધી જશે, અને પરિણામ ભયંકર આવશે. એઓ કહે, પરિણામ સારાં જ આવશેઃ નાતમાં ‘ બી. એ. ’ વધશે, વિદ્યા આદિ વધશે, નાતનો ઉદય થશે. મ્હેં કહ્યું અધર્મે, દ્રવ્યલોભે, લગ્નની ભાવનાને ધોળી–પીળી ધૂળમાં રગદોળતાં, કોઇનો ઉદય થયો નથી, થનાર નથી. આ એકમાંથી અનેક બદીઓ અને કુકર્મો ફુટશે. પાંચ ૭ દાયકા આ પ્રમાણે ચાલ્યું તો આપણો ઉચ્છેદ થવાનો. એઓ હસ્યા અને કહેવા લાગ્યાઃ પારસીઓ સલામત છે, અને વધતા જાય છે; આપણે પણ સલામત રહીશું, ઉત્તરોત્તર વધતા અને ચ્હડતા જઇશું.*

---

* વિચારશીલ વાંચનાર જોશે કે બન્ને પક્ષની દલીલોમાં પોલાણ છે. કોઇપણ કોમની ઉન્નતિ થાય કે પડતી તે એકજ કારણનું પરીણામ ક્વચિતજ હોય છે. પરંતુ આ ગરમાગરમ વાતચિત બનતાં સુધી જેવી થઇ હતી તેવી આપેલી છે. માત્ર, મ્હેં ઉપર લખ્યા છે તે કરતાં પણ વધારે કડક શબ્દો મ્હારાથી વપરાઇ ગયેલા હોવા જોઇએ, અને કંઇક અઘટિત અંગત ટીકા પણ મ્હેં કરેલી હોવી જોઇએ,

સાંસારીક નીતિના પ્રશ્નોમાં માનવ વિચાર કેવા ક્રમથી આગળ વધે છે તેનો બીજા દેશોનો ઇતિહાસ જોતાં,* આપણે ત્યાં પણ પ્રથમ ‘ ઇશ્વર નિરાકાર છે ’ કે ‘ છે નહીં ’ માટે ‘ મૂર્તિપૂજા જૂઠી છે, ’ ‘ માણસ જાત-

---

કેમ કે મ્હને યાદ છે કે અંબાલાલભાઇ સાથે વાતચિતમાં જે અદબ હું હમેશ પાળતો, તે આ વખતે હું ન પાળી શકયો એ રૂપનો ખેદ મ્હને પછી થયો હતો.

અને અહીં જ ઉમેરી લેવા રજા લઉં છું કે આ નિબંધમાં અંબાલાલભાઇની જે જે વાતચીતો મ્હેં નોંધી છે, તેમાંથી એકેની તત્કાળ નોંધ મ્હેં લીધેલી હતી નહીં: એ દરેક વાતચીત થયા પછી મ્હારા મગજમાં કેટલાક વખત સુધી રમી રહી હતી. વળી એ વાતચીતો જુદે જુદે પ્રસંગે-ઈ સ. ૧૮૯૬ થી ૧૯૧૨ સુધીના સત્તર વર્ષમાં-થયેલી, અને નવી વાત થાય એટલે આગલી વાતોને પણ હું સંભારતો. એમનું કંઇ વાંચવામાં આવતાં તે વિષય ઉપરના એમના બધા વીચાર હું એક બીજા સાથે મુકી જોતો. એમનો આખો વિચાર-મિનારો યથાવત્ જોવાનું મ્હને ઘણું કૌતુક હતું. એમની પાસેથી મ્હારા જેવાને અખૂટ શીખવાનું અને સમજવાનું છે, એ મ્હારી એમના પ્રતિ શિષ્યબુદ્ધિ બધો વખત જાગતી રહી હતી. એમના વિશે અહીં જે કંઇ લખું છું તે આ પ્રકારના શ્રવણ મનનને આધારે અને છબીની દરેક રેખા મ્હેં જેવી જોઇ તેવી જ દોરવાના સંકલ્પથી લખુ છું. અને તથાપિ, માણસ, ખાસ કરીને મોટો માણસ, અનેક પ્હેલનો હીરો છે, એ સ્વીકારું છું. આ મ્હારા અંબાલાલભાઇ તે જ ખરા અંબાલાલ,-કોઈ પણ એક દશાના અંબાલાલ તે એક જ ખરા અંબાલાલ,-એ પ્રકારનો મમત આવા વિષયમાં અસ્થાને છે.

પાછળથી પારસીઓની વિવૃદ્ધિ અને પડતી થાય છે કે ખરી હકીકત શી છે એ વિશે પોતાને શંકા પડેલી તેનું સમાધાન પોતે એવું કરી લીધેલું જણાય છે કે પારસીમાં તો પુરુષોને લગ્ન કરવા ઉપર અણગમો આવ્યો છે. કોઇ નાતમાં એ ‘ રોગ પેઠો નથી ’ ત્યાં સુધી તેને ગભરાવા કારણ નથી—( જુઓ આ સંગ્રહ, પૃ ૨૧૪ ).

* ખાસ માર્ગદર્શક બે ઈતિહાસો છે: પ્રાચીન ગ્રીસમાં સોફિસ્ટો (Sophist) ના ઉદયાસ્તનો ઇતિહાસ, યૂરોપમાં રેફર્મેશન (Reformation) કાઉન્ટર રેફર્મેશન (Counter-reformation) નો ઇતિહાસ.

માં સર્વના હક્ક સરખા હોવા જોઇએ ' માટે ' નાત એક જુલમી બંધન ' છે, એ પ્રમાણે ' સનાતન ' ભાસતાં સત્યોના પાયા ઉપર ઉચ્છેદક બંડવૃત્તિનો ઉદય જ પ્રથમ ક્રમે થાય, તેમાં નવાઈ જેવું નથી. આવા વિચારોમાંથી જ ધીમે ધીમે બીજાં સ્થલો અને સમયોમાં ઐતિહાસિક દૃષ્ટિ, ગુણ-દોષ વિવેકબુદ્ધિ, અને લોકરક્ષાધર્મની કસોટી વડે જ આવા વિષયોમાં માર્ગ કહાડવો જોઇએ, એ પ્રતીતિ ઉદ્‌ભવ્યાં, તેમ આપણે ત્યાં પણ થવાનો વખત પાકતો આવે છે. ઉપર અંબાલાલભાઇના વિચાર અને દૃષ્ટિબિંદુના નિદર્શન લેખે જે લખવામાં આવ્યું છે તેનું તાત્પર્ય એ છે કે સંસારઘટનાના ગહન વિષયમાં પોતે પોતાના જમાનાના જ માણસ હતા. તથાપિ આ વિષયમાં પણ એમનામાં વિશેષતા ન હતી એમ નહીં. બંડખોર દુરાચાર, અંધ અનુકરણ, તામસી બેપરવાઇ, કે વસ્તુસ્થિતિનો તુચ્છકાર એમના જેવી બુદ્ધિ અને પ્રકૃતિમાં શકય જ ન હતાં. વ્યવહારુ પ્રગતિ માટે ગુજરાતમાં તો નાતો દ્વારા અને નાતોની પરિષદો દ્વારા કામ લેવાવું જોઇએ, કેન્દ્રવિભાગનીતિ ( decentralisation ) પ્રમાણે અમલ કરવો જોઇએ, એ દૃષ્ટિબિન્દુ એમણે ધીરે ધીરે સ્વીકાર્યું હતું. હિંદુઓમાં સ્ત્રીકેળવણી આર્યધર્મ અને આર્યસંસારનીતિના સંસ્કારોને પોષે એવી જ હોવી જોઇએ, એવી એમની દૃઢ પ્રતીતિ હતી. પોતાના કુટુંબમાંથી જ અમદાવાદ વનિતાવિશ્રામની સંસ્થાનો આરંભ થયો, ત્યારે તેને પોતાથી બન્યો તેટલો માર્ગદર્શનનો આગળ પાડવાનો અને બીજો લાભ નિરંતર આપ્યે ગયા. આપણે મૂળ ગામડાંવાસી વસતી હવે ગીચ શહેરોમાં રહેતા થયા છીએ અને ચિંતાપ્રધાન વ્યવસાયોમાં પડયા છીએ, તો એ જુદી પરિસ્થિતિમાં તનદુરસ્તી ઊજમ અને શક્તિઓ કાયમ રહેવા માટે જે સંસ્થાઓ અને આદતો અવશ્ય જોઇએ તેની હજી આપણને સમઝ અને કીંમત ઓછી છે; આ બાબતોમાં સુધારો જેમ બને તેમ જલદી થવા અને પ્રસરવાની જરૂર છે; વખતોવખત હવાફેર માટે દરિયા ડુંગર કે ગામડાની ખુલ્લી હવામાં સારા માણસે પણ જઇને તાજા થઇ આવવું જોઇએ અને દુર્બલતાજનક માંદગી કે સુવાવડ પછી તો આવો હવાફેર ન કરવો તે પાપ સમાન છે; માટે સ્વાસ્થ્યાલયો

( **sanitarium** ) યોગ્ય સ્થળોમાં મોટી સંખ્યામાં અને પૂરતી સગવડ વાળાં રચવાં જોઇએ અને તેમનો યથાયોગ્ય લાભ લેવાની આદતો બંધાવી જોઇએ આ વિશે અંબાલાલભાઇને બેહદ આગ્રહ હતો. સ્ત્રીઓ અને બાલકોનું વધતું જતું મરણ પ્રમાણ અને તેના ઉપાયો એ એમના ચિંતન અને બોધનો એક માનીતો વિષય હતો. સાદાઈ કરકસર અને ઉદ્યોગીપણું ટકી રહે, સંપ પરગજુપણું અને બંધુતા વધે, તનદુરસ્તી વિદ્યા અને બુદ્ધિશક્તિ ખીલે, અને નીતિવત્ સત્યપરાયણ ચારિત્ર્ય જ જીવનનું સાર્થક્ય છે એવી પ્રતીતિની જમાવટ પ્રજામાં સર્વત્ર બની આવે, એમાં પોતે સર્વ સુધારા અને ઉન્નતિના બીજ જોતા. સ્નેહ, સુખી લગ્ન, પરસ્પરની માયામમતાથી છલોછલ ભરેલાં કુટુંબજીવન, એવા એવા વિષયોને સ્પર્શ કરતા મ્હેં એમને કદાપિ સાંભળ્યા નથી. પણ તેનો ખુલાસો જુદો છે. આપણો જમાનો વાસનાપ્રધાન ( **sentimental** ) હોઇ એવી બાબતોમાં આપણે લવલવ કરીએ છીએ વધારે, એ જમાનો કૌટુમ્બિક જીવનને સ્પર્શતી લાગણીઓને વિશે મૌન પાળનારો હતો; એવી લાગણીઓમાંથી ઉત્પન્ન થવી જોઇતી કૃતિઓમાં એ આપણા પિતાઓને મુકાબલે આપણે ઘણા ઉતરતા નીવડ્યા છીએ એ નિર્વિવાદ છે.

—૭—

દિવાન સાહેબ કેરશાસ્પજી રુસ્તમજી દાદાચાનજી અંબાલાલભાઇ વિશેની ( ઉપર એક ટિપ્પણમાં ટાંકેલી ) સ્મૃતિનોંધની છેલ્લી કલમમાં જણાવે છે કે—

**" 17*** adverse luck prevented his abilities and experience being utilised in the general affairs of the country. He tried to get into the Legislative Council, but Bombay politicians frustrated his endeavours. They may have had good reasons for this line of conduct, of which one is unaware. But unless they were exceptionally strong, it was a mistake**

to have offered opposition. Mr. Gokuldâs Kahândâs is even an older friend of mine and more intimate than Ambâlâl, and my sympathies go with him; and yet I wish he had made room for Ambâlâl. He had played his part well, and to his friends' satisfaction, and if he had only given Ambâlâl a chance to play his, Indian public life would have been the richer for it*** "

અંબાલાલભાઇ ઇલાકાની ધારાસભામાં બેસવા ભાગ્યશાળી થયા હોત તો એમની આર્થીક અને રાજકીય સેવાઓનું એક નવું પાનું—વજનદાર અને તેજસ્વી વાણીમાં દર્શાવાયેલા ઉત્તમ સિદ્ધાન્તોનું, અમલદારોએ એ સિદ્ધાન્તોના કરેલા ભંગની લક્ષ્યવેધી ટીકાનું, અને લોકહિત માટેની વ્યવહારુ પુખ્ત અને વ્યાપક સૂચનાઓનું કીંમતી પાનું—એમની કારકિર્દીમાં ઉમેરાત. પરંતુ આપણી ધારાસભાઓ માટેના પ્રતિનિધિઓની પસંદગી કરનાર મતદાર મંડળ અત્યંત સંકુચિત છે; એવા મંડળમાં વધુ મત મેળવવાનું કાર્ય કોઇ પણ દેશમાં અંબાલાલભાઇના જેવી જાજ્વલ્યમાન વ્યક્તિને ભારે પડે છે. એમણે ઉમેદવારીઓ કરી તે સમય—વર્ષની સંખ્યાએ જો કે ગઇકાલનો જ છે તોપણ—આજના સમય કરતાં બહુ જુદો હતો: પ્રજાસ્મિતાની લાગણી બહુ ઓછી હતી અને અમલદાર વર્ગની મતદારો ઉપર બહુ વધારે છાપ પડતી. અંબાલાલભાઇનું ઉત્તર વિભાગના કમિશનર સાહેબ અને અમદાવાદના કલેકટર સાહેબ સાથે જે પ્રકારનું સ્વતંત્ર વર્તન રહેતું, અંબાલાલભાઇએ ભરૂચના કલેકટર સાહેબ સન્મુખ જે પ્રકારનું જાહેર વ્યાખ્યાન કર્યું હતું ( જુવો આ સંગ્રહ પૃ. ૩૨ થી ૩૯ ), તે સર્વ તે વખતે વધારે પડતું ગણાતું—કેટલું વધારે પડતું, તે તે વખતે પાછળ ટીકા કરનાર અને ડોકું ધુણાવનારા આપણા લોકો જ અત્યારે ભુલી ગયા છે. અને ઉમેદવારીને લગતા કામકાજમાં પણ અંબાલાલભાઇને તેમ માણસોને હાથે ન કરવા જેવી ભુલો થઇ હતી. હોય. આપણું ગુજરાતનું ગાડું હજી

ઘણાં વર્ષ સુધી એ પ્રમાણે જ ગબડવાનું. પોતાના ઉત્તમ પુરુષોને પસંદ કરવા, તેમને માટે અભિમાન ધરવું, તેમને આગળ પાડવા, તેમનું નાયકપણું કૃતિમાં સ્વીકારવું, તેમની પ્રતિષ્ઠા સાચવવી અને ખીલવવી, એ માટે પ્રજામાં જે સહકાર સંયમ અને સંઘબળ જોઇએ છે, તે ગુજરાતમાં આવવાને હજી ઘણી વાર છે. અંબાલાલભાઇ આવી બાબતોમાં મોટે ભાગે વ્યક્તિગત ચારિત્ર્યની ખામીઓને જ કારણ રૂપે જોતા. મ્હારું નિદાન જુદું છે, જે અન્ય સ્થળે પ્રકટ કરેલું છે. +

અંબાલાલભાઇની મિલો ભાંગી અને કંઇ યે કારી ન ફાવતાં પોતે અમદાવાદ પાછા ફર્યા તે રાતનું વર્ણન કરતાં રા. રા. વૈકુંઠલાલે જયંતિ-વ્યાખ્યાનમાં* એમનાં કેટલાંક વચન પ્રકટ કર્યાં છે તેમાંનું એક વાકય આ છે:—"છોકરાંને તાલેવર કરવા જતાં હું ભીખારી થઇ ગયો." આ શબ્દો પોતે તે ઘડીએ બોલેલા એ નિઃસંશય. તથાપિ એ શબ્દો ઉપર અઘટિત ભાર દેવાતાં પેન્શન લીધા પછીની એમની વર્ષો લગણ ચાલેલી વ્યવહારુ પ્રવૃત્તિઓના એમના અંતર્ગત સ્થાયી પ્રવર્તક હેતુઓ (permanent inner motives) વિશે મોટો સમઝફેર થઇ જવાનો, એ પણ નિઃસંશય. માણસ જે કિંચિત્ ખરેખર કરી શકે છે, તે એણે પોતે કરવા ધારેલું હોય છે, જે માટે તેનું મથન હોય છે, તેનો અંશ માત્ર હોય છે. અને જે અંશ સિદ્ધ કરી શકે છે તે માટેના એના પ્રેરક હેતુઓનું વાસ્તવિક જ્ઞાન, એણે સિદ્ધ કરેલા અંશ ઉપરાંત જે માટે એ મથેલો તે આખી વસ્તુ બરાબર નિહાળતાં જેવું થાય છે તેવું કેટલીક વાર એના પોતાના શબ્દોથી પણ થતું નથી. વર્ષો સુધી ચાલેલા પ્રયાસમાં ઘડીઘડીએ ઉચ્ચારાતાં અને લખાતાં વચન ઘડીઘડીની ઉર્મિઓ વડે રંગાયેલાં હોય છે. કોઇ કોઇમાં એવી ક્ષણિક ઉર્મિ જ પ્રધાન હોઇ તેમાં તેના ઉંડા સ્થાયી હેતુનું પ્રતિબિંબ આવતું જ નથી. જીવતા માણસ વિશે જુદા જુદા દષ્ટા જુદા જુદા મત બાંધે

+ જુવો આંધી ગુજરાત (નવજીવન અને સત્ય, અકટોબર ૧૯૧૬ નો અંક.)

* જુવો જયન્તિ વ્યાખ્યાન.

છે; જીવનચરિતો વિશે સરખા પરિચયીઓ અને અધિકારીઓમાં મોટા મત-ભેદ ઉઠે છે તેનાં અનેક કારણોમાંનું એક આ છે.

અંબાલાલભાઇની પ્હેલી—મર્ચન્ટ—મિલ જામી ન હતી તેમ જામવાને વાર હતી, તો યે તેઓ બીજી અને પાયામાંથી નવેસર ઉભી કરવાની મિલ કહાડવાના વિચારમાં છે, એ ચોક્કસ જાણવામાં આવતાં એ ધંધામાં લાંબા અનુભવ વાળા એમના હિતેચ્છુ અને સ્પષ્ટવક્તા મિત્રોમાંથી સ્વ. લાલશંકર જેવા એકથી વધારેએ એમને ચેતવ્યા હતા. એ મિત્રો કહે, ત્હમે લીધી વાત છોડનાર નહીં અને વળી આશાવાદી તેમ પુરુષાર્થને માનનારા પૂરેપૂરા છો. પણ આ ધંધામાં એવાં વાદળ ચ્હડી આવે છે કે તે વખતે માણસનો બધો પુરુષાર્થ ભોંયે નખાય છે, ઘડીના છઠ્ઠા ભાગમાં ભલભલાની આબરુ હતી ન હતી થઇ જાય છે અને ઝેર ખાવાની વારી આવે છે. કહો તેટલા દાખલા આપીએ. એવા અણીના વખતમાં પોતાની સ્વાંગ મિલ્કતમાંથી જે કંઈ ભાગ સંગીન અને તુરત વટાવાય એવો હોય છે, તે જ જવાબ આપે છે. નાણાંભીડ ઉત્પન્ન થતી હોય ગમે તેવાં કારણોથી, પરંતુ જે કોઇ એમાં સપડાઇ જાય છે, તેને એનો એક જાતનો જ અનુભવ થાય છેઃ નાણાંભીડ એટલે તે બીચારો તો એ જ દેખે છે કે મ્હારી આવી માતબર શાખ અત્યારે તો ઉડી ગઇ—સદંતર ઉડી ગઇ! ત્હમારી બધી મિલ્કત સ્વાંગ અને સંગીન છે એ ખરું, પણ આવો કારમો સંજોગ આવી પડતાં તે એક ન્હાની મિલને જેમ તેમ કરીને બચાવી શકે એટલી જ છે. પાયો ન ઝીલી શકે એવા મોટા ઉઠાવ વાળી ઈમારત ચણીએ તો તે ધસી જ પડે. વગેરે. આ પ્રમાણે ચેતવનારા હિતેચ્છુ મિત્રો આગળ અંબાલાલભાઇ પોતાનું દિલ ખોલીને કહેતાઃ—હજી તો મ્હારો વિચાર એક વીમા કંપની ઊભી કરવાનો છે; એને માટે થોડીઘણી તૈયારી પણ થઇ ગઇ છે. અને એક સ્વદેશી બેન્ક કહાડવાને માટે ત્રણચાર મોટા આસામીને એકઠા કરવાની તજવીજમાં છું. આ બંને થઇ શકશે તો મિલો વીમા કંપની અને બેન્ક મળીને એવું જૂથ થશે કે ગમે તેવા મોટા આસામીની એકલવાઇ શાખના કરતાં તેનામાં વધારે ટકાઉપણું હશે. ઇત્યાદિ. બીજું, એમણે જે ત્રણ

મિલ હાથ કરી તે દરેકનું તંત્ર પોતાના એક છોકરા ઉપર રાખ્યું, એ ખરું. પરંતુ પોતાનાં છોકરાંના કે સગાસંબંધીના લાભ માટે જ એઓ મથતા હતા, એ ખયાલ વાસ્તવિક નથી. સગાસંબંધી નહીં એવા પણ કાબેલ અને વિશ્વાસુ માણસ એમણે પસંદ કરી રાખેલા હતા, અને આ વીમા કંપની અને બેન્ક ઊભાં કરી શકત તો તેમાં એ પસંદ કરેલા માણસોના હાથમાં તંત્ર સોંપવા પોતે તૈયાર જ હતા. બીજી યોજનાઓ પણ એમના મગજમાં આવ્યા કરતી, પણ આ પ્રથમ યોજનાઓ સિદ્ધ થશે તો તેમાંથી જ બીજી અનેક યોજનાઓનાં દ્વાર આપોઆપ ઉઘડશે એવી એમને ખાતરી હોવાથી સબૂરી રાખતા હતા. 'સ્વદેશી'ની જાગૃતિ ચાલે છે અને વર્ધમાન વેગે વધે છે તેટલામાં મ્હારી જે કંઈ આવડત છે, જે કંઈ શાખ છે, જે કંઈ આગેવાની છે, જે કંઈ ચારિત્ર્ય–સાધના છે, તે તમામ દેશના આર્થિય ઉદયને માટે સમર્પું–એ જ એમના મનનો સ્થાયી પ્રેરક હેતુ હતો. પોતાને લાભ, છોકરાંને લાભ, પોતાનાંને લાભ, એ સર્વ—ભાગીદારોને લાભની માફક–એમના મનથી માત્ર આનુષંગિક ફળ હતાં. એ ફળની લાલસા કે તે દુર્લભ થઇ ગયાં તેનો ઉદ્વેગ એમના આચરણોના પ્રધાન હેતુ તરીકે ગણાય જ નહીં. પોતે કુવે પડવા ગયા તે કઇ ઉર્મિના પ્રેરેલા? 'અરરર, હું ભીખારી થઇ ગયો !'–એ ઉર્મિના? આ વિશે બે મત સંભવતા જ નથી. તો અંબાલાલભાઇની આર્થિય પ્રવૃત્તિઓ પ્રધાનપણે આપમતલબી હતી એ પણ માની શકાય એવું નથી. પછી ક્ષુદ્ર માણસ તો ગમે તેવી મહત્તામાં યે ક્ષુદ્રતા જ જોઇ શકે છે, તેની સાથે દલીલ કરવી ફોકટ છે.

અર્થશાસ્ત્રનું જ્ઞાન લોકોમાં પ્રસરે અને આર્થિય વિષયોના સંબંધમાં લોકમત કેળવાતો આવે એ માટે અંબાલાલભાઇ બહુ ઉત્સુક હતા, પોતાને એવું કામ કરવા માટે ફુરસદ ન્હોતી રહેતી તેનો એમને અસંતોષ થતો, અને ગુજરાતમાં એ કાર્ય કોઇ જ કરતું ન હતું, તે એમના મનથી ગંભીર ઊણપ હતી. ઈ. સ. ૧૯૦૯માં પરિષદ્વ્યાખ્યાનમાલાની યોજના થતાં મ્હેં એઓને અર્થશાસ્ત્રના વિષયો ઉપર સરલ વ્યાખ્યાનો આપવા વિનંતિ કરી હતી, ત્યારે પોતે કહે, તું જ શા માટે નથી આપતો. હું તે વખતે રાજકુમાર

કોલેજમાં હતો, તે સંસ્થામાં અમારો શિક્ષકોનો ફરજિયાત કાલક્રમ (time table–ટાઇમટેબલ) કેવા પ્રકારનો હતો તે મ્હેં એમને જણાવ્યું અને કહ્યું, ફુરસદ નામની કોઇક સુંદર ચીજ દુનિયામાં છે એ અમે જાણીએ છીએ ખરા, પણ અમારે તો એ સ્વર્ગીય ચીજોના જેવી અલભ્ય છે. સારા શેઠના ગુલામોને કે સારા રાજાના ઘોડાઓને કે કેળવાયેલા ઘરસંસારમાં ગૃહિણીઓને પણ અમારા કરતાં વધારે ફુરસદ હોય છે. પોતે કહે, આપણા દેશમાં આવું આવું સ્થળે સ્થળે છે; જ્યાં શક્તિ છે ત્યાં વૃત્તિ નહીં; જ્યાં શક્તિ વૃત્તિ બંને હોય ત્યાં બીજી અનુકૂલતા નહીં. દાખલા તરીકે અમદાવાદ જેવા મોટા શહેરમાં પણ એકે સારું પુસ્તકાલય નથી, વગેરે. પોતાની ટુંકી ફુરસદ છતાં અર્થશાસ્ત્ર ઉપર એકંએ વખત એમણે નિયમિત વર્ગો ચલાવ્યા હતા, અને જર્મનીના અર્થોદય જેવા વિષય ઉપર તત્કાળ બની આવ્યું તેવું ટિપ્પણ તૈયાર કર્યું હતું, તે આ એમની અર્થશાસ્ત્રના વિષયો ઉપર સંગીન જ્ઞાન ફેલાવવાની કર્તવ્યબુદ્ધિનું પરિણામ હતું.

—૮—

રાજકીય વિષયો ઉપરના અંબાલાલભાઇનાં વિચારોમાં ચાર સિદ્ધાન્તો મુખ્ય હતા. પ્હેલો:–સ્વતંત્રતા. પણ આ મહાવિચારનો હિતકર વ્યવહારશોધક ઉન્નતિશોધક આવિર્ભાવ નૈતિક જ હોઇ શકે, એનો આત્મા શુદ્ધ કર્તવ્યનિષ્ઠ આત્મમંથનમાંથી ઉદ્‌ભવતું ચારિત્ર્ય–ઘટન છે, એ પ્રતીતિ એમના રોમે રોમમાં હતી. વિશુદ્ધ નીતિની સર્વવ્યાપકતાનું અંબાલાલભાઇના જેવું ગ્રહણ મહાદેવ ગોવિંદ રાનડેમાં પણ મ્હેં જોયું નથી. આ વિશે એક પ્રસંગે વાત નીકળતાં અંબાલાલભાઇ કહે, રાનડે પણ આખરે એક દક્ષિણી છે; એ પ્રજા કાર્યસિદ્ધિને માટે, સામા પક્ષને દબાવવા સારુ, વચલી નડતર દૂર કરવાને સારુ, એક વાર તો ગમે તે કરી નાખે. પણ પછી વળી એમને આ પ્રમાણે મત બાંધવામાં રાનડેને અન્યાય તો નથી થતો એવી શંકા પડી, મ્હારો રાનડે સાથેનો પરિચય કયા સમયનો, કેટલો, અને કેવી જાતનો હતો તે જાણી લીધું, અને છેવટે બોલ્યા–મ્હને રાનડેનો જાત–અનુભવ એથી પણ ઓછો છે, અને તમને કે મ્હને રાનડે વિશે આવી બાબતનો મત બાંધવા

જેટલો અધિકાર જ નથી. મહારાજા સયાજીરાવના અનેક શુભ લક્ષણોના અંબાલાલભાઇ પ્રસંગોપાત્ત ઉમંગથી વખાણ કરનારા હતા. પણ દેશી રાજ્ય એટલે એકહથ્થુ રાજ્યસત્તા ( despotic personal rule ). અને કોઇ રાજા ગમે તેટલો પ્રજાહિત માટે લાગણી વાળો, કાબેલ, સદાચરણી, અને ઉદ્યોગી હોય, તોપણ રાજાનું રાજ્ય તે આખરે રાજાનું રાજ્ય ( Personal government is after all personal government ), નિષ્પક્ષપાત કાયદાના રાજ્ય ( impartial reign of law ) ની શીળી છાયા અને સ્વતંત્રતા અને કુદરતી આપસુધારણાની તાકત ( natural power of self-improvement ) એમાં ન જ હોય, એ એમનો પરિપકવ મત દેશી રાજાઓ અને દેશી રાજ્યોના વહીવટનો એમનો અનુભવ જેમ જેમ વધતો ગયો તેમ તેમ દઢતર જ થતો ગયો. કોઇ પણ રાજ્ય બંધારણની ખાસિયતો રાજકીય વિષયોમાં જ પૂરાઇ રહેતી નથી, પ્રજાજીવનના થરે થરમાં તે વિષ કે અમૃતની માફક વ્યાપી જાય છે, એ સત્યના પોતે અસંખ્ય દૃષ્ટાન્તો જોતા અને કોઇ વાર ટકોરથી તો કોઇ વાર તપી જઇને બતાવતા. પોતે કહેતા, જ્યાં આપખુદી રાજા, ત્યાં બીજા બધા ખુશામદખોર ગુલામ એ તો જાણે સૌ જુવે છે; પણ જ્યાં રાજા આપખુદી ત્યાં દિવાન, ન્યાયાધીશ, અને અમલદાર માત્ર આપખુદી, અરે એટલુંજ નહીં પણ કુટુંબે કુટુંબે વડીલ માણસ હોય તે પણ આપખુદી. મહાદેવ ગોવિંદ રાનડે વડોદરાના દિવાન થવાની વાત ચાલતી હતી ત્યારે અંબાલાલભાઇએ બધી વિગત વિશ્વસનીય સ્થળેથી મેળવવા કોશિશ કરી હતી, અને જ્યારે એમના જાણવામાં આવ્યું કે રાનડે જે શરતો માગે છે તે સ્વીકારવામાં આવે તો કેટલાંક અગત્યનાં ખાતાંમાં આપખુદી દોરનો અંત જ આવે, ત્યારે એમને અપૂર્વ આનંદ થયો હતો. આ આનંદ બે પ્રકારનો હતો. એક તો રાનડે માત્ર પદવીથી લોભાયા નહીં અને પ્રજામાં એમનામાં ઉમદા ગુણો હોવાની જે પ્રતિષ્ઠા હતી તે એમણે પોતાના ટેકથી ખરી પાડી એ પ્રકારનો. બીજો એ રૂપનો હતો કે તે સંજોગોમાં રાનડેને જ દિવાન થવાનો સંભવ જણાતો હતો, એટલે આપખુદી અમલ એ પ્રકારે

કેટલીક બાબતમાં અંકુશમાં આવે, અને એ પ્રમાણે કાયદાનો અમલ અને પ્રજામતનું નિયમિત અનુસરણ રાજ્યના અગત્યના ખાતાંઓમાં લાયક અમલદારોની બાંહ્યધરીથી એક વાર પણ દાખલ થવા પામે અને પૂરતા વખત સુધી ચાલે, તો એમની ખાતરી હતી કે આપખુદી અમલ એ ખાતાંઓમાં તો પાછો દાખલ નજ થઇ શકે, એટલું જ નહીં પરંતુ ધીરે ધીરે પ્રજામતના દબાણનો ધક્કેલેલો આપખુદી અમલ બીજાં ખાતાંઓમાંથી પણ હઠવા માંડે. પછી આ એમની દૂરારોહી આશાઓ જ્યારે સંધ્યાના રંગો પ્રમાણે જોતજોતામાં ઉડી ગઇ ત્યારે એમને ખેદ પણ થયો હતો. પોતે ગાયકવાડીમાં નોકર હતા અને ગાયકવાડીના દોષ શ્રીમંત મહારાજા સાહેબ આગળ પણ નિવેદન કરવાનું પ્રાપ્ત થતું, ત્યારે એ દોષ અમુક વ્યક્તિના છે કે અમુક હુકમ કે વ્યવસ્થાના પરિણામ છે એમ કહેવાની સાથે અગર તો કેટલીક વખત બીજું કશું યે કહેવાને બદલે આપખુદી તંત્ર ( personal government ) પ્રવર્તે છે ત્યાંસુધી એવું એવું ઘણું યે કુદરતી છે, એ રૂપમાં જ એવી અપ્રિય બાબતોનું કથન કરવું એમને પ્રિય હતું. આપણાં વર્તમાનપત્રોના દોષો વિશે કોઇ એમની આગળ ચર્ચા કરતું, તો પોતે એમજ કહેતા કે એવાં એવાં યે વર્તમાનપત્રો દેશી રાજ્યની હદમાં ચલાવી જુવો, અને પછી જે ટીકા કરવી હોય તે કરજો. ખરેખરાં સ્વતંત્ર, લાયક, અને પ્રતિષ્ઠિત વર્તમાનપત્રો દેશમાં વધે અને જામે એ એમની અંતરની વાસના હતી; અને એક વર્તમાનપત્રને તો એમણે વર્ષો સુધી બનતી મદદ કરી પણ હતી.

અંબાલાલભાઇનો બીજો મુખ્ય સિદ્ધાંત એ હતો કે ખરી પ્રગતિ વ્યક્તિઓ અને સંસ્થાઓના આગ્રહી નિખાલસ અને બુદ્ધિપૂર્વક મથનથી કુદરતી રીતે અને યોગ્ય સમયે પાકતી સમુત્ક્રાન્તિ ( evolution ) નારૂપની જ હોઇ શકે. આપખુદી સત્તાની આટઆટલી સૂગ હતી તોપણ લોર્ડ ડેલ્હાઉસીએ ઉપરાઉપર અનેક દેશી રાજ્યોને ખાલસા કર્યાં એને તેઓ સુલ્તાની વ્યુત્ક્રાન્તિ ( revolution ) ના દાખલા તરીકે ગણાવતા. રાજકીય મામલા એવા હોય છે કે હિતાવહ ફેરફારો પણ સમયવર્તીને ધીમે ધીમે અને લોકમત પાકતો આવે તેમ તેમ જ દાખલ કરવા

જોઇએ. આ સત્ય સામાન્ય માણસોના મગજમાં પણ ઉતારવાને માટે એઓ રોગીનો દાખલો આપતા; શક્તિની દવા તાવ ઉતરી ગયા પછી જ અપાય, તાવ હોય ત્યાંસુધી તાવની જ દવા આપવી જોઇએ, અને શક્તિનો ખોરાક અને દવા આપવાનો વખત આવે ત્યારે પણ તે એકદમ કે વધુ પ્રમાણમાં ન અપાય. યુનાઇટેડ સ્ટેટ્સમાં આન્તર વિગ્રહ ચાલ્યો તે દરમિયાન ત્યાંનું રૂ લેન્કેશાયરને ન મળી શકવાથી અહીંનું રૂ ત્યાં એકદમ તણાયું અને તેના પરિણામમાં અહીં અનેક ઉથલપાથલો થઇ તથા કેટલાંક તો લાંબા કાળ સુધી સારાંમાઠાં ફળ આપ્યા કરે એવાં બીજ આપણી ધરતીમાં ઓવાયાં, એ એમનો આસમાની આર્થીય વ્યુત્ક્રાન્તિ (revolution)નો માનીતો દાખલો હતો. આસમાની સુલતાની વ્યુત્ક્રાન્તિઓ કે વ્યુત્ક્રાન્તિ કારણો બન્યા કરે તેને તુરતાતુરત પારખી પ્રજાના અને રાજ્યના વર્તનમાં એવા બુદ્ધિપૂર્વક ફેરફાર કરી શકે કે તેથી અહિત થતું અટકે અને હિત જ વધતું જાય, એવી વૃત્તિ અને એવા પ્રયાસને જ તેઓ ખરી રાજ્યનીતિ ગણતા. સમુત્ક્રાન્તિના ઉપાયો અઘટિત ઉતાવળથી યોજવામાં આવતાં વ્યુત્ક્રાન્તિ થવાનો ભય જોતા તેટલો જ એવા ઉપાયો ઘટતી ઉતાવળ અને ઉદારતાથી ન યોજાય તોપણ વ્યુત્ક્રાન્તિ થવાનો ભય જોતા. જાપાનની ત્વરિત પ્રગતિ ઉપર રશિયા સામેના વિગ્રહમાં એણે મેળવેલા સંપૂર્ણ વિજયથી કીર્તિનો સુવર્ણ કળશ ચ્હડયો, એ બનાવથી એશિયા ખંડની સર્વ પ્રજાઓના મન એવાં ઉત્તેજિત થયેલાં કલ્પતા, કે જે જે દેશમાં સમુત્ક્રાન્તિના યોગ્ય ઉપાયો પૂરતી ઝડપથી નહીં લેવાય તે તે ઠેકાણે વ્યુત્ક્રાન્તિ થવાની જ એમ ચોક્કસ માનતા. મોર્લિએ હિંદને આપેલા હક્કો વિશે કહેતા, ગાડાં તો ઘરડા જ વાળે. આપણો દેશ વ્યુત્ક્રાન્તિની ધાર લગોલગ આવવાની તૈયારીમાં હતો તેમાંથી એણે બચાવી લીધો. મોર્લિની યોજનામાં બંધારણમાં ફેરફાર, અને હિંદીઓને ઉચ્ચતર ઓદ્ધાઓ વત્તા પ્રમાણમાં આપવાની સાથે સ્થાનિક બાબતોમાં પ્રજાને અને પ્રાંતિક સરકારોને વધારે છૂટ આપવી તેમ સિવિલિયનો અને બીજા વિદેશી અધિકારીઓએ પોતાનો મનોરાગ ફેરવી સહાનુભૂતિની વૃત્તિ તથા પ્રજાના પ્રતિનિધિઓ સાથે નિખાલસ સહકારની

આદત કેળવવી એ નીતિના અંશ પણ આવશ્યક હતા, અને એ નીતિના અંશો ઉપર મોર્લિએ પોતે તો બન્યો તેટલો ભાર મુકેલો હતો, એ જોઇને અંબાલાલભાઇ અતિ પ્રસન્ન થયા હતા. વ્યક્તિનીતિ, કુટુંબનીતિ, સંસાર-નીતિ, વ્યાપાર–ઉદ્યોગ–નીતિ, કેળવણી, આર્થિય પ્રગતિ, સુધરતું અને ઉદાર તથા સમભાવી થતું આવતું રાજ્યબંધારણ, અને ખીલતાં આવતાં સ્વતંત્રતા અને પુરુષાતન એ સર્વનો અન્યોન્યાશ્રય એમનું પ્રિય મનનસ્થાન હતું. એમની ઇષ્ટ દેવી કે આરાધ્ય શક્તિ સમુત્ક્રાન્તિ તે આ જ.

અંબાલાલભાઇનો ત્રીજો મોટો સિદ્ધાંત ઇંગ્લાંડ ઇંગ્લિશ પ્રજા અને ઇંગ્લિશ રાજ્યનીતિમાં અવિચલ બેહદ શ્રદ્ધાનો હતો. ઇંગ્રેજ એટલે ન્યાય નેકી અને ધોરણસર અપક્ષતા ( fair play ) ની મૂર્તિ; ઇંગ્રેજી રાજ્ય-બંધારણ એટલે સ્વતંત્ર સ્વાયત્ત વિકાસ માટેની ખુલ્લી પ્રોત્સાહક હવા; ઇંગ્રેજ પ્રજા એટલે આપણી ચિકિત્સા કરી આપણા રોગોનું નિવારણ કરનાર ધન્વ-ન્તરી, આપણને પાળી પોષી કેળવીને વર્તમાન સંસ્કૃતિની નવી ધરતી ઉપર ચ્હડાવવાને માટે ઇશ્વરની અકળ લીલાએ પસંદ કરી નીમી આપેલો વડીલ ટ્રસ્ટી ( trustee ). આ પ્રકારની શ્રદ્ધા એમના જમાનાના સર્વ આગેવા-નોમાં હતી. દાદાભાઇ નવરોઝજી, મહાદેવ ગોવિંદ રાનડે, સર ટી. માધ-વરાવ, સર ફિરોઝશાહ મ્હેતા, કૃષ્ણ ( ક્રિસ્તો ) દાસ પાળ, સર સૈયદ અ-હમદ, ગોપાળ કૃષ્ણ ગોખલે, કાશીનાથ ત્ર્યંબક તેલંગ, વિશ્વનાથ નારા-યણ મંડળિક, બહેરામજી મેરવાનજી મલબારી, ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક, બદ્રુદ્દિન તૈયબજી, આદિનાં ભાષણો આ મનોગ્રહથી ભરેલાં છે. માણસનું શરીર જેમ ડગલે ડગલે એક બાજુના બિંદુ ઉપર એક પગ મુકી સામી બાજુના બીજા બિંદુ ઉપર બીજો પગ મુકે છે, અને આ પ્રમાણે બે સામ સામા બિંદુઓની હાર વચ્ચે ડોલતું ડોલતું ગતિ કરે છે, તેમ માનવ વિચાર એક જમાનામાં એક છેડે તો તે પછીના જ જમાનામાં સામે છેડે સ્થિર થતો થતો આગળ વધે છે. આપણા જમાનામાં આવી શ્રદ્ધાથી અત્યંત વિસ્મય પામે અને એને સમજી જ ન શકે એવા માણસો ઘણા છે અને વધતા જાય છે. આ-

તક માનશ્રધ્ધા અને આત્યન્તિક દ્વેષ કે અવિશ્વાસના સામસામાં બિંદુઓ

વચ્ચે થઇને ગતિ કરતો કરતો હિંદ, ઇંગ્લાંડના ગુણદોષ અને ઇંગ્લાંડથી પોતાને થયેલા લાભાલાભનું ઐતિહાસિક અને વાસ્તવિક સરવૈયું તારવવાની શક્તિ મેળવે, એ સમય હજી ઘણો દૂર છે. તથાપિ આપણા પિતાઓની આવી શ્રદ્ધાને આપણામાંથી જેટલા માણસ પોતાની સન્મુખ પ્રયત્ને પણ રાખી શકે છે, તેઓ જ એ પિતાઓનાં મથનો અને પદ્ધતિઓની, એમની કાર્યસિદ્ધિઓ અને સલાહોની, તેઓ જ આપણને એમણે આપેલા વારસાની ખરી કદર કરી શકે છે. ડાબા જમણી પગ એકબીજાને ભાંડયા કરીએ, એમાં કશો યે સાર નથી.

એ જમાનો આપણી પ્રજાના કુસંપ ઇર્ષ્યા આંતર દ્વેષહીન ચારિત્ર્ય કમસમજ સ્વાર્થાન્ધતા અજ્ઞાન આદિ દોષને આપણા કરતાં ઘણા મોટા રૂપમાં જોતો, એ પણ નક્કી. ઇંગ્રેજ તો આપણી યોગ્યતા થાય તેની જ રાહ જુવે છે, પણ આપણે જ—" બાર પૂરબિએ તેર ચોકા " વાળા છીએ. આપણા દુરાચાર અને ખોટા ગ્રહ અને અશક્તિઓ અગણિત છે તે બહુ ધીમે ધીમે જ ઘટશે. એકમતનું વર્તુલ વધારતા જઇએ, રાજ્યદ્વારી વિષયોમાં બુદ્ધિપૂર્વક રસ લેતા માણસોની સંખ્યા વધારતા જઇએ, ભેગા મળી કાયદેસર (constitutional) સુધરેલી પાર્લામેન્ટરી (parliamentary) પદ્ધતિએ આપણાં રાજકીય દુઃખો ( grievances ) વિશે પૂરી વાકેફગારી ડહાપણ અને વ્યવહારુ રાજ્યનીતિથી એક અવાજે બોલતા થઇએ, તથા તે દૂર કરવા સંપીલો ખંતી ઉદ્યોગ કરતા થઇએ, તેમ તેમ આપણી અયોગ્યતા ઘટતી આવે, એવી એ જમાનાની દૃઢ પ્રતીતિ હતી. કાયદેસર પાર્લમેન્ટરી પદ્ધતિ માટેના જ્ઞાન સહકાર અને સંયમ એ જમાનાના રાજકીય ધર્મ ( political creed ) જેવાં હતાં. આજ અંબાલાલભાઇનો ચોથો સિદ્ધાંત. એ માટે એમની લાગણીઓ કેટલી તીવ્ર હતી તે સુરતની કૉન્ગ્રેસ તુટી તે પ્રસંગે મ્હારા જોવામાં આવ્યું. એ વખતે હું ત્યાં હાજર હતો. ઉદ્દામ પક્ષે કેટલાક દિવસ આગળથી આવી ભાષણો અને મસલતો ચલાવીને સુરતીઓમાં ફાટફુટ પાડવામાં કેટલીક ફત્તેહ મેળવી હતી. કૉન્ગ્રેસ પક્ષે ભાષણો અને મસલતો સામે ભાષણો અને મસલતોની પ્રવૃત્તિ ચલા-

વવી જોઇતી હતી. પણ કોઇએ તે કંઈ કર્યું ન હતું. સત્કાર મંડળના પ્રમુખનું ભાષણ જેમ તેમ પૂરુ થતાં તો રા. રા. બાળ ગંગાધર ટિળક વ્યાસપાટ ( ભાષણ કરવાની જગા—dais ) ઉપર ચ્હડયા જ! એ બોલવા જાય, આમથી આમ ડોલે, ત્યાં સામેની મેદનીમાં જોતજોતામાં હોહા, શોરબકોર, શરમ શરમના કે ચલાવો ( Go on ! ) ના પોકાર અને સીત્કાર ગાજી રહ્યા. પ્રમુખ સાહેબ ( રાસ બિહારી ઘોશ ) ખુરશીથી મેજ ઉપર ઉભા થઇને પોતાનું ભાષણ શરુ કરવા ગયા, પણ અહીં તો લાકડીઓ ઉગામાય, ખુરશીઓ ફેંકાય, અને એક દક્ષિણી ઉપાનાસ્ત્ર પણ આવીને પડ્યું. વ્યાસપાટ પલવિપલમાં ખાલી ! ધાંધાટ વધી ગયો, દોડાદોડ થઇ રહી, અને ટિળકનો શ્વાસોચ્છવાસ માય નહીં. દક્ષિણીઓ એમની આસપાસ વીંટાઈ ગયા, એમની ઉપર પોતાના હાથ લંબાવી છત્ર કરી દીધું કે લાકડી ખુરશી કશું એમને ન વાગે. એ ટોળું મ્હેં થતું જોયું અને હું તેની જોડે તેને પગલે પગલે જ ટિળકના તંબુ સુધી ગયો. હાંફ્લાફાંફ્લા ટિળકને આરામ ખુરશી પર પડતાં જોયા, એમનો પરસેવો, એમની મુદ્રા જોઇ, અને મ્હેં કહ્યું, " મિસ્ટર ટિળક, તરસ લાગી હશે, પાણી પીશો કે લેમનેડ ?" એઓ કહે, " લેમનેડ ". રા. રા. માવજી ગોવિંદજી શેઠ પાછળ પાછળજ આવી ચ્હડ્યા, તે લેમનેડ આણી આપવા ગયા અને હું મ્હારે રસ્તે પડયો. આ દિવસોમાં એ આખા પ્રસંગમાં મ્હેં બે જ નર જોયા. એક, લાલા લજપતરાય. મા મરી જાય અને પુત્રના ચ્હેરા ઉપર જે ઘનઘોર ગ્લાનિ દિવસો સુધી એક સરખી જામી રહે,—તેવો એ ભરજુવાન ગ્લાનિમંડિત ચ્હેરો હજી એવો ને એવો આંખ આગળ તરે છે ! બીજા નર અંબાલાલ. સુરતીઓમાં ફાટફુટ પડી હતી; સ્વયંસેવક દળમાં યે ફાટફુટ હતી. છતાં ઉદ્ધતાઈ સરનશીનના શાસનનું અપમાન કે શારીરિક બળના પ્રયોગ લગી વાત વધે તોપણ આપણે કૉન્ગ્રેસ પક્ષે એવું અધર્મ્ય વર્તન કરવું જ નથી, આપણે પાર્લમેન્ટરી અને સંયમી વર્તનની હદમાં જ રહેવું છે, એ નિશ્ચય થયો અને તે પળાયો. ટિળક પક્ષને આગળથી ખાતરી પણ આપવામાં આવી હતી કે ત્હમારે બેફિકર રહેવું, મંડપની જ્વાબદારી અમારે માથે છે, મંડપમાં ત્હમને કોઇ

જાતનો ભય નથી. આ નિશ્ચય કરાવવાનો જશ તે વખતે હાજર હતા તે આગેવાનોમાંથી ઘણાખરાને એકસરખો ઘટે છે, ત્યારે એ પળાવવાના વધારે અઘરા કાર્યનો જશ એમાંના બેત્રણને જ ઘટે છે, તેમાં અંબાલાલભાઇનો હિસ્સો બીજા કોઇના કરતાં ઓછો નથી. વળી, કાર્યક્રમ આરંભાતાં જ્યારે ઉપર વર્ણવેલી હકીકત જ બની ત્યારે તે સ્થળે તે કાળે એકને બદલે માત્ર ત્રણચાર અંબાલાલ હોત તો સરનશીનની ખુરશી ખાલી હોત જ નહીં, ઘોંઘાટ વગેરે શરુ થતાંજ દાબી દેવાત, ટિળકને બેસી જાવ અગર તો બોલો એ બેમાંથી એક આજ્ઞા સ્પષ્ટ કરવામાં આવત, અને તે પળાવવામાં આવત, અને લાકડી ખુરશી કે ઉપાનાસ્ત્ર વપરાત જ નહીં અગર જે પહેલ કરત તેને જ પકડી તેની ખબર લેવાત. પરંતુ તે સ્થળે તે કાળે એક જ અંબાલાલ હોવાથી વ્યાસપાટને પલવિપલમાં ખાલી થઇ જવા વારી આવી. કોન્ગ્રેસ તુટી. આખા દેશને લાંછન લાગે એવી રીતે તુટી; ખાસ કરીને સુશિક્ષિત વર્ગને—અંબાલાલભાઇ જે વર્ગને વિશે તેમનામાં ચારિત્ર્યના અમુક અંશો હોવા જ જોઇએ એવા ગ્રહને લીધે તેમને આ નવા જમાનાના "કુલીન" કહેતા તે વર્ગને—શરમાઇ શરમાઇને ભોંયમાં પેસવું પડે એવી રીતે તુટી. ત્રેંસઠ વર્ષના અંબાલાલભાઇએ પોતાનો ઉગ્ર કોપ અને પોતાની હડહડતી જુગુપ્સા દબાવી તો રાખ્યાં, તથાપિ એમનું જુવાન લોહી તે જ ક્ષણે મગજ ઉપર ચ્હડી ત્યાંથી એમના ડાબા નેત્રના અપાંગમાં ઠર્યું, અને એ ખૂણો પછી પચાશેક કલાક સુધી લાલ જ રહ્યો. તે દિવસે અને તે પછીને દિવસે મ્હારે એમની સાથે લાંબી વાતચિત થઇ. આટઆટલાં વર્ષો સુધી અનેક મુશ્કેલીઓ વટાવી આટલી મજલે આવ્યા, ત્યાં અપાત્રતાનો આવો ફજેતો; ઇંગ્રેજોને નીતિમાં કાર્યશક્તિમાં વ્યવહારુ સહકારમાં જ્ઞાન અને ચારિત્ર્યબળ અને દેશાનુરાગ વડે કાયદેસર પાર્લમેન્ટરી વર્તનની પ્રતિષ્ઠાથી જીતવાના, તેમના ઉત્તમ ઉદારચરિત દૂરદર્શી રાજપુરુષોના સિદ્ધાંતે સ્પષ્ટ પણ વિગતે મોઘમ વચન ડગલે ડગલે અમલદાર વર્ગ પાસે વહીવટમાં ઉતરાવીને પળાવવાનાં, ત્યાં આપણી જ આ છોકરવાદી મમતનો ઢંઢેરો; એક તરફ કરજમાં કરભારમાં બેરોજગારીમાં સારાસાર વિવેકના અભાવમાં અને દુરા-

ચારમાં ડૂબી ગયેલી રાંકડી મૂગી પ્રજાને પેટપૂરતું ખાવાના પણ સાંસા, અને બીજી તરફ તેના આગેવાનો, તેના ઉત્તમ પુરુષો તેના જ્ઞાન શક્તિ દૈવત કૈવારી જે કહો તે—આ ટિળક ! આ ફિરોઝશાહ ! ત્હમે જાણો છો ? રાજકીય હવાઇ સત્ત્વોમાં સંભવાસંભવ તોળી શકો છો ? હું કહું છું કે આ કાળે આ સ્થળે સત્કારમંડળના પ્રમુખની ખુરશીમાં કૉન્ગ્રેસની ખુરશીમાં કે મંત્રી તરીકે કૉન્ગ્રેસના ડેયસ (dais—વ્યાસપાટ) ઉપર ગમે તેવો પણ એક ઇંગ્રેજ બચ્ચો હોત—બસ એકજ, હૂં !—તો આ સૌએ હૈયાફૂટયા લોક પાંશરાદોર ચાલત ! ઇંગ્રેજ દોરીસંચો ચલાવે અને આપણને હક્ક મળતા આવે એ તો ન ખમાય, એના કરતાં તો કંઈ ન મળે તે સારું—એવું કંઈક હું બોલ્યો. તુરત કહે, શું બંકા છો ! રાજ્યસત્તા કેવી ક્રૂર ઘોર દેવી છે તે યે જાણતા નથી ! જાગતીજ્યોત કાલિકા એ એકજ છે. એનું ખપ્પર ભરો,—બંડ કરો, સેનાઓ ઊભી કરો, લોહીની નદીઓ વહે અને સામી સેનાઓ ધ્રૂજી ઉઠે, ત્યારે જ એ કાલિકા ત્હમારા ઉપર પ્રસન્ન થાય અને રાજ્યસત્તાના સિંહાસન ઉપર ત્હમારો અભિષેક કરે. માટે જ કહીએ છીએ આ ઇંગ્રેજ રાજ્યબંધારણ તળે આપણે મુકાયા છીએ એમાં ઇશ્વરનો હાથ છે. એ એક રાજ્યબંધારણમાં જ રાજ્યસત્તા મેળવવાનો આથી જુદો અને અહિંસાનો માર્ગ પડેલો છે, અને તે દેશી વિદેશી ધર્મી વિધર્મી સમલોહીના વિષમ લોહીના સર્વને માટે ખુલ્લો છે. પાર્લમેન્ટમાં કાયદા કરાવી કરાવીને મેળવવાને માર્ગે આપણે જવાનું છે અને કહો છો ઇંગ્રેજની **sympathy** (સહાનુભૂતિ) ઇંગ્રેજનું **co-operation** (સહકાર) ઇંગ્રેજનો સાથ ન ખપે. ઇંગ્રેજની કેળવણી ન ખપે, ઇંગ્રેજની ભાષા ન ખપે એ બુદ્ધિએ ચાલ્યા હોત તો આ કશુંયે ઉભું થવા જ ન પામત. અર્ધદગ્ધ જ્ઞાન તે મ્હોંકાણ તે આનું જ નામ. એ મ્હોંકાણે જ આ દશા આણી.

લાગણીઓની આટલી ઉમરે આવી તીવ્રતા, તેમને વશ રાખવામાં આવી સફળતા, સ્વયંસેવક દળના અને બીજા આટઆટલા જુવાન મનસ્વી માણસોને દાબમાં રાખવાનો આવો વિજય, આ પારદર્શી બુદ્ધિ, આ જ્વલંત દેશદાઝ, તેજસ્વી આંખનો આ લાલચોળ ખૂણો:—આ પહેલાં અને આ પછી અંબાલાલભાઇને હું ઘણી યે વાર મળેલો: પણ એમનું આ દર્શન જ મ્હારા સ્મૃતિપટમાં ઉંડામાં ઉંડી રેખાઓ વડે કોતરાયું છે.

આ જગતમાં છાયા વગરનો પ્રકાશ નથી; ઓર વિનાનો પ્રસવ નથી; ઠળિયા વગરનું ફળ નથી. ઐહિક ગુણની સોડે તેની આસપાસ કે તેનાથી વીંટાયેલો, ગુણની પાટલીએ કે તેની કલગીમાં તેનો સહોદર દોષ હોય છે જ. આ રેખાચિત્રમાં ગુણ અને દોષ બંને જેવા મ્હારા જોવા સમજવામાં આવ્યા તેવા જણાવ્યા છે. ઉપરાંત સમાપ્તિમાં એક ખુલાસો ઉમેરુ છું. માણસ માણસનું વ્યક્તિત્વ એવી વિલક્ષણ વસ્તુ છે કે પરિસ્થિાત વીતક અને વિચાર ત્રણેના કિરણના માફકસર સેળભેળ કરવામાં આવે તોજ તેની કંઈયે ઝાંખી વાણીની પીછી વડે દેખાડી શકાય છે. અને વળી માણસના ઉંડામાં ઉંડા હર્ષશોક ઉપરથી પડદો ખસેડી નાખીને તટસ્થ સામાન્ય નેત્રો આગળ તેમને ખુલ્લા દેખાડવાનું ભાગ્યેજ બની શકે છે. અંબાલાલભાઇનાં લખાણો અને વચનોના કરતાં એમના વિચારો; એમના વિચારોના કરતાં એમનાં આચરણ; અને વળી એમના આચરણ કરતાં એમનું ચારિત્ર્યબળ, એમનું વ્યક્તિત્વ—ઘણુંઘણાં મોટાં હતાં. વ્યક્તિત્વ દેહલય સાથે લય પામે છે; વચન આચરણ અને ચારિત્ર્યબળની વાતો વત્તોઓછો વખત ચાલ્યા કરે છે, પણ એ સ્મૃતિઅવશેષોયે આખો જમાનો ભૂતકાળમાં ભળે છે તે સાથે દટાઇ જાય છે. એટલે આવા માણસને વિશે તેમના પરિચયમાં આવેલામાંથી કોઇકોઇએ જે કંઈ લખ્યું હોય, તે પછીની પ્રજાને અતિશયોક્તિ ભરેલું લાગવાનો સંભવ છે. માટે ઉમેરવું પડે છે કે ઇતિહાસમાં નોંધાઇ ચિરકાળ ટકે એવા મોટા બનાવ સાથે કર્તા વિરોધી કે આવશ્યક અંગ તરીકે જે મહાપુરુષની અમર હારમાં આવે છે, અથવા તો પ્રતિભા ( genius—જીનિયસ ) ની અમરલીલાના સૃષ્ટા લેખે જે અમર થાય છે, એવા પુરુષોને જુદા રાખીએ તો બીજી સર્વ ઉંચાઇ—નીચાઇ કેવળ સાપેક્ષ (relative—રેલેટિવ) છે. અંબાલાલભાઇ મહાપુરુષ હતા નહીં; અંબાલાલભાઇ પ્રતિભાશાલી હતા નહીં; અંબાલાલભાઇને એમના જમાનાની હારમાં એમના જમાનાની દૃષ્ટિએ જોવાના છે. આથી ઉચ્ચતર દાવો એમના માટે કરવામાં આવે તો એવી વકીલાત એ સત્યનિષ્ઠ અને મહાપુરુષોના સાચા ઉપાસક પોતે જ અયોગ્ય ગણે.

નારાયણ પેઠ.
પુણા સિટિ.

**બલવંતરાય કલ્યાણરાય ઠાકોર.**

# પુરવણી (અ)

## મરહુમ દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઇ.*

Now is the Stately column broke,
The beacon-light is quenched in smoke,
The trumpet's silver sound is still,
The warder silent on the hill.

(Scott.)

કાળની ગતિ ન્યારી છે. ત્રિમાસિકના વાંચકવર્ગ સન્મુખ દિ. બ. અંબાલાલજીના સ્ત્રીશિક્ષણ સંબંધિ વિચારો મૂકવા અમારી ઉત્કટ ઇચ્છા હતી, પરંતુ તે ફળીભૂત થઇ નથી. અમારા જુલાઇ માસના અંકમાં "સ્ત્રીઓની ઉન્નતિ કેવી રીતે થાય" એ લેખ બાબત રા. બલવંતરાય ઠાકોરપર તેઓએ લખ્યું હતું કેઃ—" આજ બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિકમાં સ્ત્રીશિક્ષણ વિષે તમોએ વિચાર દર્શાવ્યા છે, તે વાંચી મારૂં મન પ્રસન્ન થયું છે તે જણાવવા આ પત્ર લખું છું. પરદેશી સ્ત્રી જેવી આપણી દીકરીઓને બનાવવાના હાલના ચાલી રહેલા રિવાજને અટકાવવાની જરૂર છે. કહેવાતા સુધારાવાળા આ વિષે વિચાર કરશે તો બહુ સારૂં." રા. ઠાકોરની સુચનાપરથી અમે દિવાન બહાદૂરને સ્ત્રીકેળવણી સંબંધી ત્રિમાસિકમાં લેખ આપવા અગર તેમ ન બની શકે તો અમારા પ્રતિનિધિ સાથે વાત કરવા વિનંતિ કરી. શ્રાવણ સુદ ૨, તા. ૨૫ જુલૈના રોજનો તેમનો જવાબ આવ્યો કેઃ— "ત્રિમાસિકમાં નિબંધ લખવાનું મને અનુકૂળ નથી. હાલ સહેજ માથામાં

---

* બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિકના અકટોબર ૧૯૧૪ ના અંકમાં છપાયેલો લેખ.

કંઇ ગડબડ છે, તે પણ કારણ છે. પણ જો ત્રિમાસિક તરફથી કોઇ મને મોઢે વાદ કરી સવાલ પુછશે તેનો ઉત્તર આપવા મારી હરકત નથી. તમે ગમે તે સંબંધથી મને તસ્દી આપો તેમાં કાંઈ પણ અઘટિત નથી. ”

આ જવાબ આવ્યાને એક પખવાડીયું પુરૂં પણ નહીં થયું હોય એટલામાં તેઓ પક્ષાઘાતના રોગથી પટકાઇ પડયાના માઠા સમાચાર અમારા સાંભળવામાં આવ્યા. એ રોગમાંથી તેઓ સહીસલામત ઉઠવા પામ્યા નહીં. તા. ૧૨ મી સપ્ટેમ્બરે બપોરે સવાત્રણ કલાકે તેમણે દેહ છોડી. આપણી ન્યાતે એક મહાન્ પુરુષ અને હિંદે એક સુપુત્ર ખોયો.

આખા ગુજરાત અને કાઠીઆવાડમાં પોતાનો ટેક અને પવિત્ર આચાર વિચારથી ઉચ્ચ આદર્શરૂપ રહેલા, બાલકથી તે વૃદ્ધપર્યંત સર્વ વર્ગ અને જાતિમાં પ્રસિદ્ધિ પામેલા દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઇનો જન્મ સન ૧૮૪૪ માં થયો હતો. તેમનું મૂલ કુટુંબ અલીણામાં રહેતું, પરંતુ પેશ્વાઇનો અંત આવ્યા બાદ તેમના વડીલો અમદાવાદમાં આવી રહેલા. તેમના પિતા સાકરલાલ છબીલદાસ અમદાવાદના એક સુવિખ્યાત વકીલ હતા. દિ. બ. અંબાલાલનું શરીર ન્હાનપણમાં ઘણું રોગીષ્ટ હતું અને તેથી તેઓએ મેટ્રિકની પરીક્ષા પણ આપી ન હતી એટલામાં વધુ અભ્યાસ કરવો છોડી દેવો પડયો, અને સર થીયોડોર હોપના હાથ નીચે તેમણે નોકરી લીધી. તેમની અસામાન્ય બુદ્ધિ તથા કાર્યશક્તિથી સંતુષ્ટ થઇ સર ટી. હોપે તેમને તેમનો અભ્યાસ ચાલુ કરવા આગ્રહ કર્યો, અને તેને પરિણામે સને ૧૮૬૫ માં ગુજરાતી લઇને તેઓએ મેટ્રિકની પરીક્ષા પહેલે નંબરે પાસ કરી અને ચાર માસ પછી પુરતું લેટિન શીખી લઇ સ્કોલરશીપ લીધી. એફ. એ. તથા બી. એ. માં પણ એવીજ રીતે પ્રથમ વર્ગમાં પાસ થયા અને ૧૮૭૦ માં એમ. એ. ની પરીક્ષા અંગ્રેજી તથા સંસ્કૃત લઇ પ્રથમ વર્ગમાં પ્રથમ નંબરે પસાર કરી પારિતોષિક મેળવ્યું. આજ ચુંમાલીશ વર્ષ થયાં પણ આવી રીતે અંગ્રેજી અને સંસ્કૃત લઇ કોઇ પ્રથમ આવ્યું નથી. એજ વર્ષમાં તેઓએ પ્રથમ નંબરે એલ એલ. બી. ની પરીક્ષા પસાર કરી.

ભણીને શું કરીશું એ સવાલ એમના વખતમાં નહતો. તેમનો અભ્યાસ પૂરો થયો કે તરતજ તેમને સુરત હાઇસ્કૂલમાં પ્રથમ મદદનીશ શિક્ષકની અને તે પછી હેડમાસ્તરની જગા આપવામાં આવી. ત્યાંથી તેઓ અમદાવાદ આવ્યા. એમની શિક્ષણ આપવાની સચોટ રીતનાં તેમના શિષ્યો હજુએ વખાણ કરે છે. સુરત અને અમદાવાદમાં શિક્ષક તરીકે ગાળેલા દિવસો તેઓ તેમની વૃદ્ધાવસ્થામાં પણ અનેકવાર યાદ કરતા, અને શિક્ષકનો ધંધો પવિત્ર છે, અને શિક્ષકની રહેણી કરણી વિદ્યાર્થીનું નૈતિક જીવન ઘડવામાં મોટા આધારરૂપ છે, એવું ઘણીવાર તેમનું કહેવું થતું. પેન્શન લીધા પછી પણ તેમના પુત્રો સાથે સંસ્કૃત, ગણિત, આલજીબ્રા અને ટ્રિગનોમેટ્રિના અઘરા ગુંચવણભર્યા સવાલોનો તેઓ ઉકેલ કરતા, અને તેમના અંત સુધી તેમના પૌત્રોને ગુજરાતી તથા અંગ્રેજી શીખવતા. શિક્ષણપર તેમનો આવો પ્રેમ હતો અને શિક્ષક તરીકે મળેલા ચોકસાઇ અને નિયમિતપણાના સંસ્કારો તેમનામાં છેવટ સુધી રહ્યા.

શિક્ષક તરીકે તેઓ રહ્યા તે દરમિયાન તેમણે સરકાર તરફથી સંસ્કૃતની પહેલી બે ચોપડીનું ભાષાંતર કર્યું તથા મી. મોન્ટગોમરી અને રા. મણીધરપ્રસાદની સહાયથી અંગ્રેજી-ગુજરાતી કોષ તૈયાર કર્યો. એ ઉપરાંત મીલની પોલીટીકલ ઇકોનોમીનું ગુજરાતી ભાષાંતર કરવા સારૂ મુંબઇના શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઇનું રૂા. ૪૦૦ નું ઇનામ પણ મેળવ્યું. જે કામ હાથ ધર્યું તે ઉંચી પંક્તિનું, અગ્રસ્થાન ભોગવે એવું જ કરવું એ એમની ખાસીયત હતી, અને તેનો નમુનો તેમની ડીક્ષનરી છે. અત્યારસુધી અનેક ડીક્ષનરી બહાર આવી છે પણ "અંબાલાલની ડીક્ષનરી" ને પહોંચી વળવા એકે સમર્થ હોય એવું અમે ધારતા નથી.

સને ૧૮૭૫ માં સર ટી. માધવરાવે અંગ્રેજ સરકારની મંજુરી મેળવી તેમને પ્રથમ નવસારી પછી કડી પ્રાંત અને તે પછી વડોદરામાં જીલ્લા જડજ તરીકે નીમ્યા. ચોદ વર્ષ એ હોદ્દો માનપૂર્વક ભોગવી સને ૧૮૮૯ માં વરીષ્ઠ કોર્ટમાં તેઓ ન્યાયાધીશ નીમાયા. એ જગ્યા સને ૧૮૯૯માં

તેઓએ પેન્શન લીધું ત્યારે છોડી. થોડો વખત વધુ રહ્યા હોત તો દિવાન પદ મળત; પરંતુ લક્ષ્મી કરતાં કીર્તિ–ટેક એમને વિશેષ વહાલાં હતાં અને અનુકૂળ સંજોગો જોઇ તેમણે વડોદરા છોડયું. નોકરી છોડતી વખતે તેમને મહારાજા ગાયકવાડે ખાસ દરબાર ભરી પોષાક આપ્યો હતો, અને પ્રજા તરફથી પણ તેમને સારૂં માન મળ્યું હતું. તેમની અચલ રાજ્યભક્તિ અને તે સાથે સત્યપ્રિયતા, નિડરતા તથા ન્યાયવૃત્તિથી તેઓ રાજા તથા પ્રજા બન્નેમાં પ્રિય થઇ પડયા હતા. તેમના ચુકાદાઓ નમુના રૂપ હતા અને પ્રજાને પુરતો સંતોષ આપતા. ગુન્હેગાર લોકોને તેઓ ત્રાસરૂપ હતા; અને એક પ્રસંગ એવો એ હતો કે પોલિસ જે બંડ ન દાબી શકે તે કામ એમના કડક શાસનોએ સાર્યું. વળી દક્ષીણી તથા ગુજરાતી પક્ષાપક્ષીનો પવન પૂર જોસમાં વાતો હતો ત્યારે મહારાજા ગાયકવાડે જાણીતા બાપટ કેસ કમીશનપર રીપોર્ટ કરવાનું, રાજા તથા પ્રજા બન્નેને સંતોષવાનું, નિષ્પક્ષપાત પણ કઠિણ કામ તેમને સોંપ્યું હતું, અને આ વિકટ કસોટીમાંથી તેઓ અણીશુદ્ધ કીર્તિ લઇ પ્રકાસ્યા. એ વખતના ભણકારા વડોદરાની પ્રજામાં હજુએ વાગે છે. સને ૧૯૦૦ માં તેમને નામદાર બ્રિટિશ સરકાર તરફથી દિવાન બહાદુરનો કિતાબ મળ્યો.

પેન્શન લીધું–વાનપ્રસ્થ થયા એટલે બાકી રહેલું આયુષ્ય ઇશ્વર ભજનમાં, આરામમાં કે આળસમાં ગાળવું એવી લોકમાન્યતા છે. આપણું વાતાવરણ એવું છે. એ વાતાવરણમાં દિવાન બહાદુર પડયા હોત તો અમદાવાદમાં આજે રાજકિય, ઔદ્યોગિક તથા કેળવણી વગેરેની ચલવલોમાં જે ઉત્સાહ, જાગૃતિ જોવામાં આવે છે તે જોવાને આપણે ભાગ્યશાળી થાત કે નહીં તે સંશય પડતું છે. ગુજરાતની કેળવણીના અગ્રેસર ઉપરાંત તેમને અમદાવાદની રાજકીય, તથા બીજી દરેક પ્રવૃત્તિના પિતા કહીએ તો અતિશયોક્તિ ભર્યું નહીં કહેવાય. એમની ઘણીખરી પ્રવૃત્તિઓ જેને પરિણામે તેઓ આજે ગુજરાતના અગ્રગણ્ય પુરુષોમાં લેખાયા છે, જેથી આબાલવૃદ્ધ સૌ પૂજ્ય બુદ્ધિથી તેમના તરફ જુએ છે, તે એમની વાનપ્રસ્થ અવસ્થામાં જ આરંભાઇ. આ બાબત દરેક વિદ્વાન પેન્શનરોએ ધ્યાનમાં રાખવા જોગ છે.

અમદાવાદ આવ્યા બાદ તેઓ ત્યાંની મ્યુનિસિપાલિટીમાં પ્રજાપક્ષ તરફથી દાખલ થયા અને વાઇસ-પ્રેસિડન્ટનો હોદ્દો સને ૧૯૦૪-૫ સુધી ભોગવ્યો. સને ૧૯૦૦-૧૯૦૧ માં પ્રજા તરફથી મ્યુનિસિપાલિટી સામું ગટર સંબંધિ જે પોકાર ઉઠયો હતો તેમાં એમણે આગળ પડતો ભાગ લીધો હતો. ઉતર વિભાગની મ્યુનિસિપાલિટીઓ તરફથી ધારાસભામાં દાખલ થવા તેમણે ત્રણવાર પ્રયાસ કર્યો હતો પરંતુ તેમાં તેઓ ફાવી શકયા નહતા. ત્રણે ચૂંટણી વખતે તેમની સામું તેમના એક વખતના સહાધ્યાયી રા. રા. ગોકળદાસ કહાનદાસ પારેખ ઉભા રહ્યા હતા. ધારાસભામાં જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હોત તો તેમની કારકીર્દિ કાંઇ નવું જ રૂપ ધારણ કરત.

સને ૧૯૦૨ માં અમદાવાદમાં કોન્ગ્રેસ ભરાઇ, તે વખતે સન્માનકારિણી સભા Reception Committee ના પ્રમુખનું માનનીય પદ તેમણે ભોગવ્યું હતું. તે વખતનું એમનું ભાષણ, એમની વિદ્વત્તા, લોકસ્થિતિનું અવલોકન કરવાની શક્તિ, અને દેશદાઝથી ભરપૂર છે. તેઓ છેવટ સુધી કોંગ્રેસના ચુસ્ત ભક્ત રહ્યા હતા.

છેલ્લા પંદર વર્ષમાં ઉભી થયેલી રાજકીય ચલવલોમાં અને મુખ્યત્વે કરીને "સ્વદેશી" નો જુસ્સો જે વેળા પૂરજોશમાં બહાર પડયો હતો ત્યારે તેમણે અમદાવાદ, ભરૂચ તથા સુરત વગેરે સ્થળોએ ગુજરાતી ભાષામાં આપેલા જુસ્સાદાર ભાષણો, મોડર્ન રીવ્યુ તથા હિંદુસ્તાન રીવ્યુમાં અને 'પ્રજાબંધુ' માં "સ્વદેશી" કે "બોયકોટ" ઉપર અંગ્રેજી ભાષામાં આપેલા લેખો, દેશસેવા સારૂ તેમનો અવિરત પરિશ્રમ અને ઉત્સાહ, યુવાન બાંધવોને પણ આશ્ચર્ય ચકિત કરે એવા હતા. તેમના લેખો અને ભાષણો ઉત્તમ પ્રકારના માનસિક ખોરાક રૂપ છે. "આપણે હમેશાં સમગ્ર દ્રષ્ટિએ વિચાર કરવો જોઇએ. સમષ્ટિના લાભ આગલ વ્યક્તિએ પોતાનો સ્વાર્થ છોડી દેવો જોઇએ. રાષ્ટ્રીય બાબત વિષે બીજું હું બોલવા માગતો નથી, પણ જ્યાંસૂધી દેશભક્તિ તથા સ્વાત્મભોગની શક્તિ આપણામાં આવશે નહીં ત્યાં સૂધી આપણા દેશની આપણે ઉન્નતિ કરી શકીશું નહીં, અને એ ઉન્નતિ થશે ત્યારે સંસાર સુધારો પણ એની મેળેજ થશે અને વ્યાપાર પણ વધશે."

દેશસેવા કરનાર કેવો સમર્થ વ્યાપક—Comprehensive વિચાર રાખે છે તે બતાવવા એમના એક ભાષણમાંથી ઉપલો ઉતારો આપીએ છીએ.

ફક્ત રાજકીય ચલવળો તરફજ એમનું લક્ષ્ય ન હતું. તેઓ સઘળી પ્રવૃત્તિઓ તરફ સહાનુભુતિથી જોનારા હતા અને તેના પુરાવા તરીકે અમદાવાદમાં ભરાતી સઘળી ધાર્મિક, નૈતિક, સામાજીક, કેલવણી વિષય સંબંધિ સભાઓમાં તેમની હાજરી અને આગલ પડતો ભાગ પુરતા છે. વળી તેઓ મદ્યનિષેધ મંડળના પ્રમુખ હતા અને દારૂની વધતી જતી બદી અટકાવવા તેમણે બનતો પ્રયાસ ભાષણોદ્વારા કર્યો હતો. હોળીના તોફાની દિવસોમાં "વસન્તોત્સવ" જેવી હીલચાલમાં તેમણે લીધેલો ભાગ પણ ભૂલી જવાય તેમ નથી. ટુંકાણમાં, અમદાવાદમાં—બલકે ગુજરાતમાં, જાહેર હીલચાલો, ચળવળો અને પ્રજાજીવનની ખીલવણી તેમનીજ આગેવાની નીચે થઇ. સને ૧૯૦૭ માં સુરતમાં ભરાયલી ઔદ્યોગિક કોન્ફરન્સના તેઓ પ્રમુખ હતા, અને તે વખતનું એમનું ભાષણ તેમના બીજા ભાષણો જેવું સરળ, સચોટ અને વ્યવહારૂ સુચનાવાળું હતું. આપણા યુવકો બી. એ. અને એલ એલ. બી. થવા કરતાં ઉદ્યોગો તરફ વિશેષ લક્ષ આપે તો દેશનું અવશ્ય હિત થાય એવું તેમનું માનવું હતું. 'સ્વદેશીઝમ' તેમણે સંકુચિત દ્રષ્ટિમાં લીધું નહીં હતું, અને તેથી "વિદ્યાના સંબંધમાં 'સ્વદેશીઝમ' હોઇ શકે નહીં, જ્ઞાન તે જ્યાંથી મળે ત્યાંથી લેવાને હરકત નથી," એ વાકયદ્વારા પરદેશી કળા, પરદેશી વ્યાપાર શીખવામાં આપણે કશું ખોવાનું નથી પણ લેવાનું છે એ કહી બતાવ્યું હતું. વળી "સ્વદેશી" ના સમર્થનમાં સરળ ભાષામાં સચોટ અસર કરતી નાનકડી "શાંતિદાસ" નામની વાર્તા પણ એમણે લખેલી માનવામાં આવે છે.

રાજકીય, ઔદ્યોગિક અને શહેરી સેવા ઉપરાંત તેમણે સાહિત્યની સેવામાં લીધેલો ભાગ પણ ન્હાનો સુનો નહનો. ગુજરાત વર્નાકયુલર સોસાઇટીના પ્રમુખપદપર એક દાહેકા ઉપરાંત રહ્યા તે દરમિયાન સોસાઇટીના કારભારમાં બની શકયો તેટલો ભાગ તેમણે લીધો હતો. તેજ સોસાયટીના "હીરક મહોત્સવ" વખતે પ્રમુખ તરીકે તા. ૯–૩–૧૯૦૯ ના રોજ જે

ઠરેલ અને વારંવાર મનન કરવા યોગ્ય ભાષણ તેમણે આપ્યું તે જ્યાંસુધી ગુજરાતી ભાષા રહેશે ત્યાંસુધી યાદગાર રહેશે. એ ભાષણમાં તેમણે જન સમાજની કેળવણી, ઉચ્ચ કેળવણી અને સ્ત્રીકેળવણી, તથા કેળવણી કઇ ભાષાદ્વારા આપવી તે વિષયપર તેમના પરિપક્વ વિચારો દર્શાવ્યા. આ ભાષણથી આકર્ષાઇ તેમની વિદ્યાસંપત્તિ, બહોળા જ્ઞાન અને અનુભવનો લાભ લેવા તેજ વર્ષમાં રાજકોટની ગુજરાતી સાહિત્ય પરિષદે તેમને પોતાના પ્રમુખ તરીકે ચૂંટી કાઢ્યા. તે વખતનું એમનું ભાષણ "વાણીનું સામર્થ્ય તથા અસાધારણ વ્યવહારૂ ડહાપણથી ભરપૂર" હતું.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના હીરક મહોત્સવ વખતે તેમણે ઉંચી કેળવણી, સર્વ જાતનું જ્ઞાન આપણી ભાષામાં—ગુજરાતીઓને ગુજરાતી ભાષામાં જ—મળે તેવા ઇલાજ યોજવા સૂચના કરી હતી. આ સૂચના તેમણે જ સને ૧૯૧૩ મા "ગુજરાત કેળવણી મંડળી" સ્થાપી વ્યવહારૂ રૂપમાં મૂકી. આ મંડળીનો ઉદ્દેશ "ગુજરાતમાં ગુજરાતી ભાષાદ્વારે સર્વ પ્રકારના જ્ઞાનનો, કળાનો, નીતિનો તથા શરીર સંપત્તિનો પ્રસાર કરવા" નો છે, અને તે દ્વારા અજ્ઞાનનો નાશ કરવાનો છે. કારણ, દિવાન બહાદુરના શબ્દોમાં કહીયે તો, "અજ્ઞાન એ રોગનું મૂળ છે. અજ્ઞાન એ દારિદ્રયનું મૂળ છે. અજ્ઞાન એ અનીતિનું મૂળ છે. અજ્ઞાન એ વહેમનું મૂળ છે. અજ્ઞાન એ સર્વ જાતની હાનીનું મૂળ છે." આ સંસ્થાને પગભર કરવા, રૂપીયા ઉઘરાવવા તેઓ પોતે ચાલુ વર્ષમાં મુંબઇ ત્રણેક વાર આવી રહેલા અને અનેક ઘેર ફરેલા. છતાંએ ગુજરાતની મોળી પ્રજાએ એમના આવા પરમાર્થી કામ તરફ પુરતી સહાનુભુતિ બતાવી નથી એવું અમે સાંભળ્યું છે. ગુજરાત અને ગુજરાતી પ્રજા સારૂ 'અભિમાનનો ઉમલકો' આણનારને, તેની હાલની સ્થિતિ સુધારવા ઇચ્છનારને પુરતું ઉત્તેજન મળ્યું નથી. એમની હયાતીમાં આ લીધેલું કામ કોઇ ઉપાડી લે, અરે, તેમની મદદે કોઇ રહે એવી તેમની એક ઇચ્છા હતી. દુર્દૈવે, તેમની સઘળી ઇચ્છાઓ મનમાં ને મનમાંજ સમાઇ ગઇ.

સને ૧૯૦૯ નું વર્ષ—જે વર્ષમાં 'સરસ્વતી' પણ 'લક્ષ્મી' સાથે

જોડાઈ, જે વર્ષમાં સરસ્વતી દેવીએ એમને વરમાળા આરોપી, તે વર્ષ એમના જીવનમાં યાદગાર રહી જશે. કહે છે કે 'લક્ષ્મી' અને 'સરસ્વતી' ને સાથે બનતું નથી. દિવાન બહાદુરની બાબતમાં તો એ ખરૂં પડ્યું. કારણ, સને ૧૯૧૦ ની શરૂઆતથી તેમના ત્રણે પુત્રો સારૂ ઉભી કરેલી જાફરઅલી, નડિયાદ સ્વદેશી, તથા મર્ચંટ મિલ્સ એક પછી એક બંધ પડી, અને તેમાં એમની મિલ્કત સંડોવાઇ. કરકસરથી, પણ નીતિ અને જાત મહેનતથી ભેગી કરેલી લક્ષ્મી–પૈસો જેવર અને ઘર, સ્થાવર તથા જંગમ સઘળી મિલ્કત, એક વર્ષ જેવા અલ્પ સમયમાં તણાઇ ગઇ. લક્ષ્મીએ તેનું ચંચલ સ્વરૂપ અણીશુદ્ધ પ્રકટ કર્યું. સને ૧૯૧૦ પછી તેમનો સઘળો આધાર તેમને મળતા વાર્ષિક રૂ. ૫૦૦૦) ના પેન્શનપર હતો. ગમે તેવા સંસારીનું ચિત્ત આવા ઘાથી ચલિત થયા સિવાય રહે નહીં. દિવાન બહાદુર પણ મનુષ્ય હતા. બને તેટલું શાંત ચિત્ત રાખી, અનેક પ્રવૃત્તિઓમાં સમય રોકી તેઓ પોતાનો કાળ વ્યતીત કરતા હતા. છેલ્લું છેલ્લું "ગુજરાત કેળવણી મંડળી" જેવું મહાભારત કામ તેમણે ઉપાડી લીધું હતું. પણ જેવી શરીરની શક્તિની તેવી મનની શક્તિની પણ હદ હોય છે. સને ૧૯૧૦ થી ૧૯૧૪ ની પાંચ વર્ષ દરમિયાન તેમની જાત અને કુટુંબ પર આવેલી આફતથી, તેને અંગે ઉભા થયલા મુકરદમા, અથડામણ અને ચિન્તાથી જે માનસિક શ્રમ પડયો તે જ તેમના રોગનું કારણભૂત થયો. "માથામાં કાંઇ ગરબડ છે" એવું એમણે અમને લખ્યું તે પક્ષાઘાતના રોગની આગન્તુક નિશાની હતી. લગભગ ત્રણ માસ માંદગી ભોગવી તેઓ ઇશ્વરના પવિત્ર ધામમાં સંસારની સઘળી ઉપાધિ અને ક્લેશથી મુક્ત થઇ ગયા.

દિવાન બહાદુરે રાજકીય, ઔદ્યોગિક તથા સાહિત્યના પ્રદેશમાં જે ભાગ લીધો તે વિષે અમે ઉપર ઇશારો કર્યો. તેમને 'સુધારક' કહેવા ખરા ? જો સંસારસુધારો પ્રીતિભોજન, વિધવા વિવાહ અને જ્ઞાતિબંધન તોડી સમવિષમ ગુણોની પ્રજા એકત્ર કરવામાં સમાપ્ત થતો હોય તો અમારે દિલગીરી સાથે કહેવું પડે છે કે તેઓ તેવા નહતા. બાકી હાલના સુધા-

શના આવા કેટલાએક સિદ્ધાંત માન્ય ન હોવા છતાં લગ્નની હદ વધારવા, બ્રહ્મચર્ય વ્રત પાળવા, શરીરસંપત્તિ, વિચારશક્તિ, નીતિબળ, સ્ત્રી કેળવણી આદિ સમાજ સુધારણાના વિષયોનો ઉદ્‌ઘોષ ભાષણો અને જાતવર્તનદ્વારા પ્રત્યક્ષ બતાવવામાં તેઓ કોઇ સુધારકથી પાછળ નહતા.

આપણી જ્ઞાતિ સારૂ દિવાન બહાદુરે શું કર્યું છે તે જોવા ત્રિમાસિકની પાછલા છ વર્ષની ફાઇલો તથા જ્ઞાતિની કોન્ફરન્સના રીપોર્ટો ઉથલાવી જવા જ્ઞાતિબંધુઓને અમે વિનંતિ કરીયે છીએ. આપણી જ્ઞાતિ જનસમાજનું એક અંગ છે, અને તેથી લોકસેવા કરવા જતાં જ્ઞાતિસેવા તેમનાથી પૂરી ન થઇ શકી હોય તો તેમાં તેમનો દોષ ન હતો, અને તેથી દિલગીર થવાનું પણ નથી.

સીત્તેર વર્ષની લાંબી પ્રવૃત્તિમય જીંદગીમાં અંબાલાલજીને હાથે-મન વાણી કે કર્મદ્વારા-કંઇ કંઇ ભૂલો થઇ હશે. કયો મનુષ્ય સર્વ ગુણસંપન્ન-દોષરહિત છે? પણ આપણે તો તેમના અનેક ગુણો જ જોવાના છે. પ્રારબ્ધ કરતાં પુરુષાર્થને વધારે માનનારા **धर्मादर्थश्च कामश्च** (ધર્મ થકીજ અર્થ અને કામ સંપાદન થાય છે) એ સૂત્રનો ટોકી ટોકીને ઉપદેશ આપનારા, નિષ્કામ વૃત્તિથી અનેક સંસ્થાઓદ્વારા દેશસેવા સારૂ સતત પ્રયાસ કરનારા, પોતાના ખંત, ઉત્સાહ અને નિર્ભયતા આદિ ગુણોથી યુવાનવર્ગને એક જ્વલંત દાખલો બેસાડતા, તેમના જેવા કર્મવીર આપણને ક્યાંથી-ક્યારે મળશે?

સદ્‌ગતના આત્માને તે પરમકૃપાળુ અખંડ શાંતિ આપો, અને આપણી જ્ઞાતિમાં એવા અનેક નરરત્ન પાકો.

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

---

# પુરવણી—(બ)

---

## અંબાલાલ જયન્તિ.*

---

મ્હેરબાન પ્રમુખ સાહેબ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

ગુજરાતના એક મહાપુરુષ સ્વ. અંબાલાલજીની જયન્તિ અહીંની સાહિત્યસભા ઉજવે તે પ્રસંગે મ્હારે એક લેખ વાંચવો એવી માગણી મ્હારા ઉત્સાહી મિત્ર રા. ભાઇ કેશવપ્રસાદ દેશાઇ તરફથી ચાલુ માસમાં થઇ. આ પ્રસંગને અનુસરતું વિવેચન કરવા સારૂ મ્હારા કરતાં ઘણા લાયક સદ્‌ગૃહસ્થો અહીં અને પરદેશમાં હજુ હયાત છે. શેઠ જમશેદજી અરદેશર દલાલ, શેઠ કેરશાસ્પજી દાદાચાનજી, રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા, રા. રા. નરસિંહરાવ ભોળાનાથ, રા. બ. કમળાશંકર, રા રા. કેશવલાલ ધ્રુવ, પ્રો. આનંદશંકરભાઇ, પ્રો. બલવંતરાય ઠાકોર, અને રા. રા. ઠાકોરલાલ પરમોદરાય ઠાકોર આદિ સંસ્કારી અને સમર્થ વ્યક્તિઓ, જેઓ મ્હારા કરતાં વિશેષ દરજ્જે અંબાલાલભાઇના નિકટ પરિચયમાં આવ્યા છે તેઓમાંના કોઇને આમંત્રણ કર્યું હોત તો તેઓ આપને સારો સંતોષ આપી શકત એવી મ્હારી ખાતરી છે. આપ ધારતા હશો તેવો, અંબાલાલભાઇના જીવન તથા લખાણોનો સૂક્ષ્મ અભ્યાસ હું કરી શકયો નથી, તેટલું મ્હારૂં સામર્થ્ય નથી, અને તેથી તેવું ચિત્ર મ્હારાથી રજુ ન કરી શકાય તો આપ સૌ દરગુજર કરશો.

અંબાલાલભાઇનું ટુંક જીવનચરિત્ર, તેમનો દેહ પડયો તે વેળા જૂદા જૂદા પત્રો અને માસિકોમાં પ્રકટ થયું હતું, અને તે સઘળા ઉતારાનો

---

* અમદાવાદની ગુજરાત સાહિત્યસભા તરફથી પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવના પ્રમુખપદ હેઠળ વાંચેલો લેખ; તા. ૧૨-૫-૧૯૧૮.

લાભ "પ્રજાબંધુ" પત્રે તેના ગ્રાહકોને આપી એક લોકસેવા બજાવી હતી. એ પ્રકટ થઇ ગયલી બાબતોની જ પુનરુક્તિ કરી આપને કંટાળો આપીશ નહી. આ પ્રસંગે તો એમની જીંદગીના મુખ્ય જાણુવાજોગ અહેવાલ, એમની અનેક પ્રવૃત્તિ, અને એમણે વખતોવખત આપેલો બોધ ઇત્યાદિ યથાશક્તિ રજુ કરીશ.

અંબાલાલભાઇના જીવનના ત્રણ વિભાગ અત્રે પાડીશું; (અ) વિદ્યાભ્યાસ અને શિક્ષક તરીકેનું જીવન, (બ) વડોદરા રાજ્યની નોકરી, (ક) ગૃહજીવન, એમની ઔદ્યોગિક પ્રવૃત્તિ તથા જાહેર જીવન.

(અ) વિદ્યાભ્યાસઃ નાનપણુથી જ અંબાલાલભાઇનું ચિત્ત અભ્યાસમાં ચોંટેલું હતું અને રોગગ્રસ્ત શરીર છતાં તેમણે તેમનો વિદ્યાભ્યાસ ચાલુ રાખ્યો હતો. મેટ્રિક સુધી, તેઓ અમદાવાદમાં ભણ્યા તે દરમિયાન સને ૧૮૫૮ થી ૧૮૬૦-૬૧ સુધી મોનિટર તરીકે, અને તે પછી સને ૧૮૬૩ સુધી આસિસ્ટંટ માસ્તર તરીકે તેમણે કામ કર્યું હતું. આ વખતે મળેલા પગારમાંથી તેમણે રૂ. ૫૦૦) પાંચસો ભેગા કર્યા, અને એ રકમનો ઉપયોગ કૅાલેજના અભ્યાસમાં કર્યો. તેઓ એમ. એ. એલએલ. બી. થયા ત્યાં સુધી તેમણે પિતાના દ્રવ્યની સહાય લીધી નહતી. કૅાલેજમાં સ્કોલરશિપો મેળવી હતી. વિદ્યાભ્યાસમાં તેમણે જે ખ્યાતિ મેળવી છે તે તો મશહૂર છે.

એમ. એ. પાસ થયા પછી તેઓ એલ્ફિન્સ્ટન કૅાલેજમાં ફૅલો નિમાયા હતા. કૉલેજના જુનિયર ક્લાસમાં તેમના અર્થશાસ્ત્રપરનાં ભાષણો મહાર્ષ મહાદેવ ગોવિન્દ રાનડેના જેવાં જ સરલ, શુદ્ધ અને સંતોષ આપે તેવાં હતાં એવું એમના મિત્ર મી. દિનશાહ એદલજી ગીમીનું કહેવું થયું છે.

એલએલ. બી. થયા પછી મુંબાઇ રહી તેમણે વકીલાત કરી હોત તો સારી કીર્તિ તથા દ્રવ્ય પ્રાપ્ત કર્યાં હોત એ નક્કી છે. તેઓ મુંબાઇ ન રહ્યા તે સંબંધમાં એક બે ગપો ચાલે છે. ખરી વાત એ છે કે અંબાલાલભાઇના પિતાની મરજી પ્રથમથી જ એ કે અંબાલાલભાઇ અમદાવાદ

માં એમની પાસે જ રહે. મેટ્રિક્યુલેશનની પરીક્ષા આપવા સારૂ પણ તેઓ ન જાય એવી તેમની ઇચ્છા હતી. મરહુમ વકીલ ધીરજલાલજીના ખાસ આગ્રહથી, અને "ચાચા, હું તમારો છોકરો અનામત સોંપીશ" વગેરે વિનંતિથી તેઓ મુંબાઇ આવી શકેલા.

આ સંબંધમાં ઑાનરેબલ મી. ગોકલદાસ કહાનદાસ પારેખનું કહેવું એમ થયું કે "ધીરજલાલજી એમને મદદ કરત, પણ અંબાલાલભાઇ–preferred certainty to uncertainty–" અચોક્કસ કરતાં ચોક્કસ વસ્તુ વિશેષ પસંદ કરતા." સુરત હાઇસ્કૂલમાં જોડાવાનો હુકમ એમને મળી ગયલો. બીજું, તે વેળા રા. શાંતારામ, રા. નાનાભાઇ હરિદાસ, રા. ધીરજલાલ મથુરાદાસ અને રા. મંડલિક જેવા વકીલ યોદ્ધાઓને કોરે મુકવા એ ઘણું કઠણ કામ હતું, અને અમારી ઉન્મર કેટલી તે પણ લક્ષમાં લેવું જોઇએ. ત્રીજું, તેઓ કોલેજમા હતા ત્યારે તેમને ક્ષય લાગુ પડયો હતો, અને એક પ્રસંગ એવો પણ હતો કે એમની જીંદગી સારૂ પણ અમને ફ્ફીક હતી. આ કારણોને લીધે શાંત અને સરળ જીવન ગળાય એવો ધંધો એમને હાથ આવ્યો કે તુરત એમણે ઝડપી લીધો."

મી. જે. બી. પીલે અંબાલાલભાઇને સુરત હાઇસ્કૂલમાં જોડાવા સારૂ કાગળ લખ્યો તેમાંથી થોડું ટાચણ અત્રે આપું છું:

Mr. Best's salary is Rs. 400 of which you will be entitled to half. He also draws Rs. 50 per month as house rent. Your total salary will thus be Rs. 250 per month. This is a fair sum for a young man at his first start in life.

× × × ×

શિક્ષક: તા. ૨૧–૨–૧૮૭૦ ના રોજ એમણે સુરત હાઇસ્કૂલનો ચાર્જ લીધો. સને ૧૮૭૩ ના જાન્યુઆરીમાં તેઓ અમદાવાદ હાઇસ્કૂલમાં આવ્યા. ફરીથી સને ૧૮૭૫ ના છેવટના અરસામાં સુરત થોડો વખત આવી ગયલા. તે બાદ એ જીવન છોડયું.

શિક્ષક તરીકેનો તેમનો પ્રભાવ, તેમની શિક્ષણપદ્ધતિ, શિષ્યો તરફનું વર્તન વગેરેનો ખરો ખ્યાલ તો તેમના શિષ્યો અને તેમની સાથે રહેલા આસિસ્ટંટ માસ્તરો જ આપી શકે તેમ છે. "એમના જેવો હાઈસ્કૂલનો હેડ માસ્તર થયો નહતો અને હજુ થયો નથી," એવું રા. નરસિંહરાવભાઈ કહે છે; રા. બ. કમળાશંકર એમને ગુજરાતના "આર્નોલ્ડ" કહે છે; અને રા. કેશવલાલ ધ્રુવ આદિ એમના એ જીવનના મુક્તકંઠે વખાણ ગાય છે. આ જીવનની સાધારણ ઝાંખી મ્હારાથી અપાય તો બસ છે.

દરેકે દરેક શિષ્યના અભ્યાસ તથા વર્તન તરફ તેમનું એકસરખું લક્ષ રહેતું. દરેક છોકરાનું નામ, તેની જ્ઞાતિ, તથા તેના બાપનો ધંધો અંબાલાલભાઈ યાદ રાખતા. કોઈ કોઈ વાર છોકરાને ઘેર જઈ તેના પિતાને મળતા. વળી આ શિષ્યો નિશાળ છોડી કયે ધંધે વળગે છે યા નોકરી લે છે તે જાણવા પણ તેઓ ઉત્સુક રહેતા.

એમની અગાધ સ્મરણશક્તિ, વિદ્વતા, ઉચ્ચ વિચાર અને સાદાઈથી શિષ્ય તથા શિક્ષકોમાં એમનો રૂઆબ પ્રથમથી જ સારો પડી ગયલો. શિક્ષકોની—આસિસ્ટંટોની પણ મગદૂર નહીં કે કામમાં હરામખોરી કરે યા ડિસિપ્લિન તોડે.

હાઈસ્કૂલમાં દાખલ થતાની સાથેજ તેઓ આસિસ્ટંટ માસ્તરોને સાથે રાખી નવા ટાઈમટેબલો, અભ્યાસક્રમો વગેરે ગોઠવતા અને દરેક શિક્ષકે શું કરવું તેની સૂચના આપતા. આ ટાઈમટેબલો મુજબ કામ થાય છે કે નહીં તે તેઓ ખાસ જોતા. સુરતમાં એક વાર એક આસિસ્ટંટ માસ્તરે શાસ્ત્રીના સંસ્કૃતના કલાસ વખતે પોતાનો વિષય લીધો તે અંબાલાલભાઈના જાણવામાં આવ્યું. તુરત તે માસ્તરને પોતાના ઓરડામાં બોલાવી ઠપકો આપ્યો:

"Well, Mr. R. you have no right to infringe upon the hour of the Shastri. Is it because he is a

weaker man that you act thus, although the timings are already fixed? What have you to say?

આસિસ્ટંટ માસ્તરો બરોબર શિખવે છે કે નહીં, અને વિદ્યાર્થીઓ કેવું ધ્યાન આપે છે તે જોવા તેઓ આંતરે આંતરે એક એક ક્લાસમાં માસ્તરની ખુરશી પાસે બીજી ખુરશી મંગાવી બેસતા, અગર વિદ્યાર્થીના બાંકડા પર બેસતા. ત્યાં બેઠા બેઠા એક્સરસાઇઝ તપાસતા, પણ એમનું સઘળું લક્ષ વર્ગની હિલચાલ પર રહેતું, અને શિક્ષકની જ્યાં જ્યાં ભૂલ થતી હોય ત્યાં ત્યાં વિના સંકોચે સૂચના આપી તુરત સુધારો કરાવતા. શિક્ષકો પણ એમનાથી ધ્રુજતા.

એમની ડાયરીમાંથી બે ઉતારા અત્રે ટાંકું છું.

*Surat, 9th July 1872*: Was present during the history lesson of the matriculation class. The boys had not learnt the lesson. The teacher was obliged to read and put questions. No maps. Half answers.

A rule that all history lessons shall be heard with a map before the boys, and that the teacher shall not use a book to question from, but examine his boys from memory."

*Ahmedabad, 10th July 1874*: Tell Mr. N....never to hear a geographical lesson without a map.

Tell Shastri to demand rules in support of forms.

Tell Mr.L....to find out accents of words and advise his boys to do the same; recommend slow reading also.

સંસ્કૃત તરફ એમની અસાધારણ મમતા હતી. No Persian for

Hindoo boys, એવું એમનું કહેવું થતું. શાસ્ત્રી શિખવતા તે નામનું જ. નવા દાખલ થયલા છોકરા સંસ્કૃતમાં નભી શકશે કે નહીં તે તેઓ એક અઠવાડિયામાં જોઇ લેતા, અને એમની ધ્યાનમાં જે છોકરા ન ઉતરે તેમને બીજી ભાષા લેવા દેતા.

એમની શિક્ષક તરીકેની કારકીર્દી દરમિયાન સુરત અને તે પછી અમદાવાદની હાઇસ્કૂલ "મોડલ સ્કૂલ" થઇ, ગુજરાતમાં પ્રથમ પંક્તિએ આવી, પરિણામો પણ તેવા જાહેર થયાં; શિક્ષકો અને શિષ્યો સ્ફુતિવાળા, તન દઇ મહેનત કરનારા, હોંશીઆર, અને ચોકસાઇવાળા (accurate) થયા; સ્કૂલમાં ડિસિપ્લિન વધી અને ચારિત્ર્ય સુધર્યું. આ સઘળું એકજ વ્યક્તિનું–અંબાલાલભાઇનું કાર્ય હતું.

અમલદાર વર્ગને પોતાના વિચાર સ્વતંત્ર રીતે નિડરતાથી જણાવવાની અંબાલાલભાઇની રીત આપણને જાણીતી છે. આવો એક દાખલો સુરત હાઇસ્કૂલના ઇન્સ્પેકશન વખતે બન્યો.

ડા. સર ભાંડારકર (તે વેળા રા. ભાંડારકર) અને પ્રો. બ્યુલર સને ૧૮૭૧ માં સ્કૂલ તપાસવા આવ્યા. આ વખતે અંબાલાલભાઇને સખત તાવ આવેલો, અને તેથી સ્કૂલમાં આવી શકેલા નહીં; તેમના આસિસ્ટંટમાં બહુ પાણી નહીં. ઇન્સ્પેકશનની વિચિત્ર પદ્ધતિથી સારા સારા છોકરા પણ નાપાસ થવા માંડયા. વિલિયમ ધ કોન્કવરરથી ઇતિહાસ શિખવેલો તેને બદલે જુલિયસ સીઝર આવ્યો ત્યારથી સવાલ પુછે. વળી દરેક છોકરાને બોલાવી સ્લેટ પર પોતાની સામું દાખલા ગણાવે અને અમુક પરિણામ શી રીતે લાવ્યા તે રીત પુછે. આ ઉપરાંત નહીં શિખવેલી અનેક બાબતો પુછવા માંડી. રા. આત્મારામશંકર ત્રિપુરાશંકર ત્રિપાઠી જેઓ આ વખતે આસિસ્ટંટ માસ્તર હતા તેમનાથી આ સાંખી શકાયું નહીં, અને તેમણે અંબાલાલભાઇને બોલાવ્યા. તેઓ તે દિવસે ટોપી પ્હેરી મહા કષ્ટે આવ્યા અને આ સઘળું જોયું. તુરતજ મી. પીલ અને ડા. બ્યુલર પર આ ઇન્સ્પેકશન સામું નીચે મુજબ સખત રીપોર્ટ કર્યો, અને એમ કહેવાય છે કે આવું ઇન્સ્પેકશન ફરીથી થયું નથી.

*3rd April 1871.*

To,

J. B. PEILE Esq. M. A.,

AND

DR. BUHLER,

.....................acts of injustice towards some of the zealous and painstaking teachers whose labours I have the honour to superintend × ×

It is certainly too much to expect boys who have been only 2 years at a High-school in the moffusil to explain English blank verse. Yet this was the thing they were required to do......Again Prof. Bellairs thought Davy's Outlines a very meagre compendium and being of opinion that the teachers ought to have given more information in the form of notes, he put questions on matters not at all touched in the text book.........Prof. Bhandarker ......set examples from the papers given at the end of the text book, many of which are beyond the capacity of ordinary school boys in the lower classes. The result was that only the top boys could work them. In order to show that Prof. Bhandarker took a very strict view of the standard it may be of some use to state that this school was said to excel in arithmetic by Dr. Buller in the year pre-

ceding. How the same school could cut such a bad figure in the same, subsequent year, while $\frac{3}{4}$ of the boys, the teachers, the number of hours allotted to it and the mode of teaching were the same can be explained only on the supposition that the same standard was not kept up.

× × × × ×

અંબાલાલભાઇએ સુરતની જાહેર હિલચાલોમાં ભાગ લીધેલો કે નહીં તે મ્હારા જાણવામાં હજુ સુધી આવ્યું નથી. સ્વ. દુર્ગારામ મંછારામ જોડે એમનો પત્રવ્યવહાર હતો એટલું મને યાદ છે. તે વખતે સરકારી નોકરોએ જાહેર હિલચાલોમાં ભાગ ન લેવો એવા કાયદા કંઇ નહતા. એ છુટનો લાભ અંબાલાલભાઇએ ૧૮૭૩ થી અમદાવાદ આવીને લીધો. બાળલગ્ન નિષેધક મંડળી, પ્રાર્થનાસમાજ, કસરત કલબ, અમદાવાદ એસોસિએશન, વક્તૃત્વ ઉત્તેજક સભા, અમદાવાદ સ્વદેશ ઉદ્યોગ વર્ધક મંડળી, ઇત્યાદિમાં સ્વ. નવલરામભાઇ તથા સ્વ. લાલશંકરભાઇ વગેરે સાથે રહી તેમણે ઘણો આગળ પડતો ભાગ લીધો હતો. બાળલગ્ન નિષેધક સભાનું મંત્રીપદ સ્વીકાર્યું હતું એટલું જ નહીં પણ "બાળલગ્ન નિષેધ પત્રિકા" તેઓ ચલાવતા. તે સાથે "ન્હાનપણમાં લગ્ન કરવાથી ગેરફાયદા," "દેશીઓનાં શરીર," "ગયા વર્ષનો સાર," "વસતી વિષે માલ્થસના ધારા." (Malthus laws of Population,) "આપણા દેશનો ઉદ્યોગ વધારવા વિષે," ઇત્યાદિ વિષયોપર તેમણે વખતોવખત મનોરંજક ભાષણો આપ્યાં હતાં. વળી મલ્હારરાવ ગાયકવાડની રાજનીતિ સામું તેમણે કડક ભાષામાં "હિતેચ્છુ" માં લેખો લખ્યાનું પણ સંભળાય છે.

ઉપલી સઘળી પ્રવૃત્તિ એમના ઉપરી ઇન્સ્પેકટરને નહીં ગમી, અને તેમણે અંબાલાલભાઇને તે સંબંધમાં સૂચના આપી. એમને એ ન રૂચ્યું, અને સ્વ. ઝવેરીલાલ યાજ્ઞિક તથા સ્વ. મણિભાઇ જશભાઇ મારફત

બીજી નોકરી શોધવા માંડી. સને ૧૮૭૫ ના ઑકટોબર માસમાં તેમણે બે વર્ષની રજા નોકરી પર હક રાખી લીધી, અને વડોદરા રાજ્યની નોકરી સર ટી. માધવરાવની કારકીર્દી દરમિયાન સ્વીકારી. આ નોકરી અપાવવામાં મણિભાઇ જશભાઇની સાથે જનાર્દન સખારામ ગાડગીલનો પણ હાથ હતો એવું કહેવાય છે. તા. ૩ જાન્યુઆરી ૧૮૭૬ ના રોજ ડિસ્ટ્રિક્ટ જડજનો ચાર્જ લેવા તેઓ નવસારી ગયા.

અંબાલાલભાઇએ કેળવણી ખાતાની નોકરી છોડી એ મી. ચેટફિલ્ડને ન ગમ્યું. એમના શિક્ષક તરીકેના કામથી તેમને એટલો બધો સંતોષ મળ્યો હતો કે કેટલાક વર્ષ પછી, અંબાલાલભાઇ ગાયકવાડ સરકારની નોકરીમાં હતા ત્યારે, ગુજરાત કૉલેજના પ્રિન્સિપાલની જગો લેવા તેમણે વિનંતિ કરેલી. એમનું મન પણ થયું, પરંતુ એમના પિતા તથા ઘણીઆણીના આગ્રહી વિચારોને માન આપી એ વિનંતિનો ઉપકાર સાથે અસ્વીકાર કર્યો.

એમનું શિક્ષક તરીકેનું જીવન આટલેથી પૂરૂં થાય છે. એ નોકરી, એ જીંદગી છોડવી એમને ગમી નથી. "મ્હારો આખો જન્મ શિક્ષકના કામમાં નથી ગયો તેથી દિલગીર છું." × × × "શિક્ષક તરીકે જ મેં આખી જીંદગી ગાળી હોત તો મ્હારા પંડને ભાગ્યશાળી માનત," વગેરે ઉદ્ગારો પેન્શન લીધા બાદ એમણે વખતોવખત કાઢેલા છે. એ વચનોમાં ખરી સ્વદેશભક્તિની છાપ હતી. એમના શબ્દોમાં કહું તો "ઉત્તમ ધંધો તો શિક્ષકનોજ છે. બીજા ધંધા જ્યારે માત્ર પેટ ભરવા માટે જ હોય છે ત્યારે શિક્ષકના ધંધામાં સ્વાર્થ સાથે પરમાર્થ પણ સંધાએલો છે." × × × "ભવિષ્યની ઓલાદને કેળવવી એ એક ઉમદા કાર્ય છે; કારણ તેના જ ઉપર દેશનો આધાર રહેલો છે."

(બ) **ગાયકવાડ સરકારની નોકરી:** એ નોકરી લીધાની સાથેજ અંબાલાલભાઇની પ્રવૃત્તિઓ બંધ પડી. તા. ૪–૧–૧૮૭૬ થી તા. ૧૬–૬–૧૮૮૫ સુધી નવસારી તથા કડી પ્રાંતના ડિસ્ટ્રિક્ટ જડજનો, તે બાદ તા. ૨૨–૧૦–૧૮૯૦ સુધી વડોદરાના ત્રીજા જડજનો, અને છેવટે તા. ૩૧–૭–૧૮૯૯ સુધી ચીફ જસ્ટિસનો હોદ્દો તેમણે માનપૂર્વક, રાજા તથા

પ્રજા ઉભયને સંતોષ આપી ભોગવ્યો. એમની જાહેર પ્રવૃત્તિ બંધ પડી, પરંતુ એમનું વાંચન, છોકરાંની કેળવણી, હિસાબ–ઘરખરચ, શરીર તંદુરસ્તી, અને મિત્રો તથા સગાં વ્હાલાં સાથે પત્રવ્યવહાર વગેરે કાર્યક્રમ વડોદરે આવ્યા ત્યાં સુધી સારો રહ્યો. વડોદરે આવ્યા બાદ છોકરાંઓની કેળવણી અને ઘર તરફ લક્ષ ઘણું ઓછું થયું.

તેમની ૧૮૮૪ ની ડાયરી ઉપરથી જણાય છે કે તેઓ ગવર્નમેન્ટ ગેઝીટ, મુંબઈ ગેઝીટ, શમશેર બાહાદુર, હિતેચ્છુ, અઠવાડિક લંડન ટાઈમ્સ, પૂના સાર્વજનિક સભાનું જર્નલ, ગુજરાત મિત્ર, ગુજરાતી, ઈંદુપ્રકાશ, પ્રોગ્રેસ અને બુદ્ધિપ્રકાશ નિયમિત વાંચતા હતા. રવિવારે અગર બીજી રજાના દિવસે તેઓ સ્વ. મણિભાઈ જશભાઈ, મોતીલાલ લાલભાઈ, લાલજીભાઈ પુરૂષોત્તમરાય, મનઃસુખરામ સૂર્યરામ, હરિદાસ વિહારીદાસ, લાલશંકર ઉમીઆશંકર, કેશવલાલ હીરાલાલ, તથા. રા. રા. બાપુજી જગન્નાથ આદિ મિત્રો ઉપર અવરનવર પત્ર લખતા. માસ આખરે તેઓ હિસાબ કાઢતા અને જેમ જેમ નાણાંની સગવડ થતી તેમ તેમ તે નાણાં મુંબઈ શેઠ કરમચંદ પ્રેમચંદની અગર શેઠ ગોકળભાઈ મૂળચંદની પેઢી ઉપર મોકલી તેની શી શી વ્યવસ્થા કરવી તેની સૂચના આપતા.

એમની ઉપલી ડાયરીમાંથી થોડા નાના નાના ઉતારા અહીં આપું તો અસ્થાને નહીં ગણાય.

Jan. 29th. Assisted Nano (Mr. Vaikunthrai) in his lessons.

Feb. 3rd. Settled the private a/cs of all the children and Mrs. A. and paid them off. + + + attended a Khatha.

Feb. 19th. Sent by registered post the Promissary Note for Rs. 4500 executed by Morarji S. and W. Co. and due with interest

thereon on 24th Feb. to Sheth Goculdas Moolchand of Bombay, after making it payable by endorsement to Lehrchand Sarupchand, his Munim. + + + Visit from Mr. Gokuldas Moolchand–asked him to buy 10 Mazagaon S. and W. shares and deposit Rs. 2500/ subject to 2 month's notice in a good Bank.

Feb. 25th. Observed the Shivaratra as a sacred day, having lived on "Falahar" for the day.

March 9th. (Ahmedabad). Went to Prarthana Samaj and saw R. B. Bholanath and Mr. Motilal.

March 16th. Rode out in the evening. Enjoyed the ride very much.

„ 23rd. Played at Baji with wife

„ 30th. Head–ache. Spent the day in rest and recreation.

„ 31st. Attended court. Heard on return that Balo ( Mr. Balmukund ) was very ill, and Kiki ( Mrs. Ruxmini ) was ill too. This caused great depression of spirits.

Oct. 18th. Cleared the monthly a/c up to Oct. 18th and prepared the annual Balance-sheet of assets and liabilities.

Nov. 20th. Made a list of the family Jewellery.

**Dec. 13th. (Baroda). Read Mitakhshara. Attended the club in the evening.**

આ વર્ષ દરમિયાન તેમણે હંટર કમિશન રૂબરૂ જુબાની આપી; તેમાં તેમણે કેળવણી ખાતા સંબંધીના પોતાના પાકટ અનુભવી વિચારો દર્શાવી દેશી ભાષા અને દેશી પ્રોફેસરોદ્વારા શિક્ષણ આપવાની ખાસ હિમાયત કરી.

સુરત અને અમદાવાદની હાઇસ્કૂલોમાં શિષ્યો અને શિક્ષકો ઉપર જેવી અદ્દ્ભુત છાપ તેમણે બેસાડી હતી તેવી જ છાપ જડજ તરીકેની કારકીર્દીમાં તેમની સાથે કામ કરનારાઓ ઉપર તથા હાથ નીચેના અમલદારો ઉપર તેમણે બેસાડી હતી. ત્યાં પણ (Duty) કર્ત્તવ્ય, ( Discipline નિયમ–શિક્ષા પદ્ધતિ, ( accuracy ) ચોકસાઇ વગેરે ગુણો કેળવાયલા જોવા તરફ તેમનું લક્ષ ઓછું નહીં હતું. આળસુ, કંટાળા ભરેલી રીતે અને સંભાળ વગર કામ કરનારા અમલદારોને તેઓ ત્રાસરૂપ હતા. તેમના સૌના કામ ઉપર તેમની આંખ સતત ફરતી રહેતી. વડોદરા રાજ્યની નોકરી દરમિયાન તેમણે ત્યાંના ન્યાય અને કારોબારી ખાતાં જૂદા પાડવામાં અને કાયદા ઘડવામાં ખાસ મદદ આપી હતી.

સ્વ. મણિભાઇ જશભાઇને વડોદરા છોડવું પડ્યું ત્યારથી કે બાપટ કેસમાં તેમણે આપેલા સ્વતંત્ર ચુકાદા પછી નોકરી પરથી એમનું મન ઉઠ્યું, અને નોકરીની મુદત પૂરી થાય કે તુરત પેન્શન લઇ સ્વતંત્ર જીંદગી ગાળવાની એમને તીવ્ર ઇચ્છા થઇ. ખરૂં કારણ મ્હારા જાણવામાં નથી; પરંતુ એક બે સંભાવિત ગૃહસ્થોને મ્હોંડે તેઓ એવું બોલેલા કે, "આબરૂભેર છુટા થવાય એટલે બસ." એક વર્ષ વધુ રહેવા શ્રીમંત મહારાજા સાહેબે ટ્હાવેલું, અને વધુ રોકાયા હોત તો દિવાનપદ ભોગવવા ભાગ્યશાળી થાત, પણ વધુ રોકાવા તેમણે ના પાડી.

પેન્શન લેવાનો વખત જેમ નજદીક આવતો ગયો તેમ રોજ સવારે હવે કેટલા દિવસ નોકરી કરવાના બાકી રહ્યા તે ગણતા. "કાલે છસો દિવસ બાકી હતા; ચાલો, આજે એક દિવસ ઓછો થયો; હવે પાંચસો

નવાણું બાકી રહ્યા. " આ વૃત્તિ એમના સ્વતંત્ર મિજાજ, કે (sensitiveness) તીખા સ્વભાવને લીધે, કે દેશસેવા કરવાની શુભ લાગણીથી પ્રેરાઇને થઇ તે હું કહી શકું તેમ નથી. ગમે તેમ હો. એમના એ પગલાંથી ગુજરાતને–એમની માતૃભૂમિ અમદાવાદને સારો લાભ થયો. કારણ વડોદરેથી આવ્યા બાદ થોડા વખતમાં જ તેમણે અહીંની જાહેર હિલચાલોમાં ઝંપલાવ્યું અને અમદાવાદના જડ વાતાવરણને નવું ચેતન્ય મળ્યું.

---

## (ક) પેન્શન લીધા પછીની પ્રવૃત્તિઓ અને છેવટ:—

સને ૧૯૦૦ થી ૧૯૧૪ સુધીની અંબાલાલભાઇની સઘળી જાહેર પ્રવૃત્તિઓ અહીંના ઘણા સદ્‌ગૃહસ્થોની આંખ આગળ થઇ છે. અમદાવાદની મ્યુનિસિપલ, રાજદ્વારી, સાંસારિક, કેળવણીને લગતી તથા બીજી હિલચાલોમાં હાલમાં અહીંના અગ્રેસર ગણાતા ઘણા પુરુષોએ તેમની સાથે ભાગ લીધો છે અમદાવાદની પ્રજાને એ પંદર વર્ષમાં જો કોઇએ ખરું ચેતન, ઉત્સાહ, જોમ, અને આરંભદીક્ષા આપ્યાં હોય તો તેનું સઘળું માન અંબાલાલભાઇને જ ઘટે છે, એમ કહેવામાં મ્હારાથી અતિશયોક્તિ થતી હોય તો ક્ષમા કરશો. આ સઘળી પ્રવૃત્તિઓનું વિસ્તારપૂર્વક અવલોકન કરવાનું આ સ્થાન નથી, અત્યારે સમય પણ નથી. મ્હારાથી બનશે તેવી રીતે સારાંશમાં તેમાંનો કેટલોક ભાગ આપ સમક્ષ રજુ કરીશ.

**ગૃહજીવન:**—અંબાલાલભાઇનું નાગરિક યા એક શહેરી યા દેશભક્ત તરીકેનું જીવન તો આપ સૌના જોવા જાણવામાં આવેલું છે. પરંતુ એમના ગૃહજીવનના કેટલાક બનાવો, તથા જે ઔદ્યોગિક પ્રવૃત્તિઓએ એમની પાયમાલી આણી તેની બને તેટલી પૂરી હકીકત જાણવા આપની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. એ પ્રવૃત્તિઓનો વિષય ઘણો–delicate–કપરો છે, એમની પાયમાલીમાં સંડોવાયલી ઘણી વ્યક્તિઓ આજે હયાત છે, અને તેથી યોગ્ય ખુલાસો કરવા જતાં અંબાલાલભાઇ તરફના મારા ભક્તિભાવને લીધે કદાચ પક્ષપાત થાય, અને કેટલીક હકીકત રજુ ન કરી શકું તો દરગુજર કરશો. આપ સૌ મ્હારી ગુંચવણ સમજશો એવી આશા છે.

પ્રથમ ગૃહજીવન લઇશ. અંબાલાલભાઇ એમના માતાપિતાના એક લાડકવાયા પુત્ર હતા. એમના પિતા સહજ ક્રોધીલા પણ નિખાલસ હૃદયના અને ટેકવાળા હતા. માતા હેતાળ અને ભોળા હતા. બન્ને શ્રદ્ધાળુ અને ધર્મિષ્ઠ હતા. અંબાલાલભાઇની માતપિતા પ્રત્યેની ભાવના પણ અનુપમ હતી. એમની માના હેતનો એકજ દાખલો આપીશ. અંબાલાલભાઇ અમદાવાદ રહ્યા તે દરમિયાન જ્યારે જ્યારે બહાર જાય ત્યારે એમની માને કહેતા જાય કે અમુક જગોએ જાઉં છું અને અમુક વખતે પાછો ફરીશ. તેઓ હેડમાસ્તર હતા ત્યારે પણ નિશાળેથી બારોબાર કોઇ જગોએ જવું પડે તો કહાવી દે કે મને આવતા વાર થશે. ભૂલે ચૂકે તેમ ન થતું તો કાશીબા ( અંબાલાલભાઇનાં માતુશ્રી ) પોળને નાકે આવી ઉભા રહે, અને જે કોઇ ઓળખીતું મળે તેને પુછે, "ભાઇને તમે જોયો છે?" છેવટે અંબાલાલભાઇને દૂરથી આવતા દેખે ત્યારે જ પોળમાં પાછા ફરે. તેમના પુત્રો તરફનું અંબાલાલભાઇનું આવું જ વર્તન મેં જોયું છે–અનુભવ્યું છે. એમના મોટા દિકરા મર્ચંટ મિલનો કારભાર ચલાવતા હતા ત્યારે તેમનો સાંજે મિલમાંથી પાછા ફરવાનો વખત મુકરર હતો. એ મુકરર વખત કરતાં અડધો કલાક વધારે થાય તો એમને ચિન્તા થતી, અને "નાનાભાઇ ( વૈકુંઠરાય ) હજુ કેમ ન આવ્યો?" એવા ઉદ્દગાર નીકળતા. બે વાર માણસને તપાસ કરવા પણ મોકલેલા.

સને ૧૮૭૫ માં કાશીબાને કોલેરા થયો. ડૉક્ટરની દવા તેમણે તેમના આખા જીવનમાં નહીં લીધેલી, અને મરણ પથારીએ ડૉક્ટરના દવા પાણીથી મ્હારો દેહ ભ્રષ્ટ નહીં કરૂં એવી હઠ પકડી. દવા લીધાથી દેહ બચશે એવી રીતની અંબાલાલભાઇએ ઘણી આજીજી કરી, પરંતુ ફોકટ. છેવટે "બા તમો દવા લો, તમે કહેશો તેવું પ્રાયશ્ચિત કરીશ," એવું વચન આપ્યું, ત્યારે મહા કષ્ટે દવા લીધી. દવાનો ગુણ ન લાગ્યો અને કાશીબાનો કાર્તિક શુદ ૧૧ ના દિવસે દેહ પડયો એ ખરું, પણ અંબાલાલભાઇએ માને આપેલું વચન પાળ્યું.

અંબાલાલભાઇ પોતે મૂર્તિપૂજક નહીં હતા, છતાં જ્યાં સુધી અમદાવાદ રહ્યા ત્યાં સુધી નવા વર્ષને દહાડે અંબાજીના દર્શન કરવા જતા. એમના અમૃતલાલની પોળના ઘરમાં નિરંજનનો અખંડ દીવો અને બહેચરાજીની મૂર્તિનું પૂજન છેવટ સુધી ચાલુ હતા. એમના ધણીઆણી સૌ. રતનબહેન દેવ-દર્શન જતા, અમુક વ્રતો પાળતા અને બ્રાહ્મણ ભોજન કરાવતા—પણ આમાં અંબાલાલભાઇની જરાયે ડખલ ન હતી. આ સંબંધમાં એમનું કહેવું એમજ થતું કે, " જેને જે માર્ગ યોગ્ય લાગે તે ગ્રહણ કરે. સારા માર્ગ પર જતાં કોઇને અટકાવવો નહીં. જ્ઞાન થાય એટલે આપોઆપ બીજી નકામી વસ્તુઓનો ત્યાગ થશે. "

એક બીજો દાખલો આપું. સાકરલાલજીએ મરણ પથારીએ એવી ઇચ્છા દર્શાવેલી કે એમની પાછળ એક વરસ સુધી દર મહિને ન્યાત જમાડવી, વરસી કરવી અને શ્રાદ્ધ આદિ ક્રિયાઓ કરવી. અંબાલાલભાઇ પોતે મરણ પાછળ ન્યાત જમાડવાની વિરુદ્ધ હતા. તેમણે પોતે ૧૯૧૪ માં મરણ પથારીએ પડયા ત્યારે એવી ક્રિયામાં બહુ ખર્ચ ન કરવું એવી તેમના કુટુંબી-જનોને ખાસ આજ્ઞા પણ કરી હતી, તેમ છતાં સાકરલાલજીને આપેલું વચન પાળી તેમની છેવટની ઇચ્છા તેમણે સંતોષી હતી.

સાકરલાલભાઇ ૧૮૯૧ માં ગુજર્યા. એ બનાવના એક વર્ષ પહેલાં રતનબ્હેને દેહ છોડી. એ જીવ્યા ત્યાં સુધી અંબાલાલભાઇએ ઘરમાં સખત કરકસર રાખેલી. પણ જ્યાં કોઇ માંદું પડયું જોયું ત્યાં એ કસર દૂર જતી રહેતી. એમની પોતાની છેવટની માંદગી વખતે " દવા અને બીજી માવજત પાછળ પૈસા તરફ જોશો નહીં, " એ વચનો કાઢેલાં તે મુજબ જ તેમનું હમેશનું વર્તન હતું.

**ઔદ્યોગિક પ્રવૃત્તિ**—સને ૧૮૯૯ માં જ્યારે તેઓ નોકરીમાંથી ફારેગ થયા ત્યારથી તેમને રૂ. ૫૦૦૦) પાંચ હજારનું વાર્ષિક પેન્શન મળતું. પેન્શન લીધું તે વખતે એ રકમ ઉપરાંત શેરોના વ્યાજ, ઘરભાડું, જમીન વગેરેની તેમની વાર્ષિક રોકડ આવક આશરે રૂ. ૧૦,૦૦૦) દશહજારની

કે એથી કંઇક વધુ હતી. આ રકમ ઉપર તેઓ તથા તેમનું કુટુંબ નિરાંતે રહી શકત, અને એમનું જીવન શાંતિમાં જાત. વળી એમની દીર્ઘાયુષી થવાની જીવનાશા પણ પૂરી પડત, અને દશથી વીશ વર્ષ જેટલી એમની જીવનદોરી ટુંકી થઇ તે પરિણામ ન આવત. અદૃષ્ટ કોણ સમજી શકે છે?

અંબાલાલભાઇની મરજી એમના ત્રણે દિકરાઓને જૂદા જૂદા વ્યાપાર ઉદ્યોગમાં લાગેલા જોવાની હતી, કારણ એમના પોતાના શબ્દોમાં કહું તો "વ્યાપાર તથા ઉદ્યોગ પર દેશના ઉદયનો મોટો આધાર છે." એક મિલ, એક બૅન્ક અને એક વીમા કંપની એ ત્રણ સ્થપાયલાં જોવાની એમની ઇચ્છા હતી. સને ૧૯૦૧ માં એમના મોટા પુત્ર બી. એ. માં પાસ થયા કે થોડા વખતમાં તેમને એક મિલમ સેક્રેટરીનું કામ કરવા મુકયા. એ વર્ષમાં કે બીજે જ વર્ષે તેમણે અમદાવાદ મર્ચંટ મિલ્સની એજન્સી 'વૈકુંઠરાય અંબાલાલની કું.' એ નામથી લીધી. સને ૧૯૦૬ ની આખરે એમના બીજા દિકરાએ નડિઆદ સ્વદેશી મિલ્સનું કામકાજ ઉપાડયું અને તે બાદ ૧૯૦૭-૦૮ માં સુરતની જાફરઅલી મિલ્સની એજન્સી ત્રીજા દિકરાને નામે અપાવી. એ ત્રણે મિલોમાં અંબાલાલભાઇના નામના પ્રતાપે, એમની પ્રમાણિકપણાની, ચોખવટ અને ચોકસાઇના ગુણોની ખ્યાતિના લીધે પુરતી રકમમાં ડીપોઝીટ તરીકે નાણું આવ્યું અને શેરો પણ ભરાયા. વડોદરા રાજ્યની રૈયત તરફથી પણ બે અઢી લાખ રૂપીઆ શેર તથા ડીપોઝીટ ખાતે આવ્યા હશે. "અંબાલાલભાઇની મિલો કદી ડૂબે નહી," એવી લોકોને અડગ શ્રદ્ધા હતી. મિલો ડૂબવા માંડી તે વેળા પણ "અંબાલાલભાઇ એ મિલોને ઠેકાણે લાવ્યા સિવાય નહીં રહે," એવો ઘણા લહેણદારોનો છેવટ સુધી ભરોસો રહ્યો હતો. આ સઘળી રકમ, આ સઘળો ઉત્સાહ સ્વદેશી જુંબેસના પ્રતાપે નહીં હતા એ અંબાલાલભાઇ ન સમજ્યા. બીજું, વેપારમાં દશે કે વીશે વર્ષે સખત મંદી આવે છે, અને લોકો અધીરા થાય છે ત્યારે સારૂં નરસું કંઇ જોતા નથી એ તેમના ખ્યાલ બહાર રહ્યું; અને પોતાના ગજા ઉપરાંત પોતાની શાખ (credit) ઉપર એક બે અને ત્રણ મિલોનું કામ હાથ ધર્યું. ત્રીજું, એમણે એમના દરેક દિકરાની કાર્યશક્તિ તથા

પ્રમાણિકપણા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખ્યો. "મારો.........ખોટું ન જ બોલે," એવી રીતની એમના પુત્રોમાં એમને શ્રદ્ધા હતી. એક વખત એમના મોટા દિકરાને ઠપકો આપતા કહેલાં વાકયો મને હજુ સાંભરે છેઃ "નાનાભાઇ, તમે ગ્રેજ્યુએટ છો અને મારા દિકરા છો. તમારી ડીગ્રીને અને મ્હારા નામને લાંછન નહ લગાડો એવી આશા રાખું છું."

સને ૧૯૦૫ થી ૧૯૦૮ સુધીના વર્ષોમાં મિલોના કારભાર સારા ચાલતા જણાયા. ધીમે ધીમે સઘળી વ્યવસ્થા એમના પુત્રોને સોંપી દઇ જાહેર હિલચાલોમાં અંબાલાલભાઇએ વિશેષ ભાગ લેવા માંડયો, અને "દુનીઆમાં આબરુ, પૈસા, માન, વગેરે જે જે વસ્તુઓની પાછળ જગત દોડયા કરે છે તે સર્વે મને મળ્યું છે," એવો પૂર્ણ સંતોષ જાહેર કર્યો. ત્રણે છોકરા ઠેકાણે પડી ગયા અને શેષ જીવન નિરાંતે જશે એવું એમને ભાસ્યું.

સને ૧૯૦૯ માં વાદળ ઘેરાવા માંડયું, પણ તેની ખરી ખબર પ્રથમથી અંબાલાલભાઇને ન પડી. ત્રણ મિલ બસ હતી અને તે ઉપર જ લક્ષ આપવું, તે ઉપરાંતના બીજા વ્યાપાર કે વધુ ખર્ચમાં પડવું જોખમ ભરેલું હતું એ તેમણે ૧૯૦૯ ના મે માસમાં એક કાગળ લખ્યો હતો તે ઉપરથી જણાય છે. એ કાગળમાંથી કેટલાક વાકયો ઉતારૂં છું.

"ચિ. ભાઇ.........

ઇશ્વરે તમને જે આપ્યું છે તેથી સંતોષ નહીં માનતાં આવા આવા કુદકા મારો છો તે મને બિલકુલ નાપસંદ છે. હવે કશા કામમાં મને પુછ્યા વગર નહીં પડો તો સારૂં.

વખત સારો નથી તેથી સંભાળીને ચાલતા હશો ખરા. × × × તમારે હવે કેપિટલ ખરચ બિલકુલ વધારવું નહી." વગેરે.

સને ૧૯૦૯ ની આખરે, ત્રીજી સાહિત્ય પરિષદમાં જઇ આવ્યા પછી ત્રણે મિલોની સ્થિતિ ગંભીર છે એવું અંબાલાલભાઇને જણાયું. સને ૧૯૧૦ માં એ મિલોની સ્થિતિ સુધરે તે સારૂ નાણાંની વ્યવસ્થા કરવા તેઓ મુંબઇ ગયા, અને પોતાની જાતને જોખમમાં નાંખી, પોતાના નામ પર, પોતાની credit પર બેંકોમાંથી અને બીજી રીતે નાણાં લેવા માંડયા. કુ-

બતો માણુસ તેના બચાવનારને ડુબાડે એ સ્થિતિ અંબાલાલભાઇની થઇ. ડુબતી મિલોને બચાવવા જતા તેઓ પોતે ડુબ્યા, અને તેમની પોતાની ચારથી પાંચ લાખની પૂંજી–ઘરબાર, જમીન, ઘરેણાં, રોકડ સઘળું ગયું.

સને ૧૯૧૦ ના સપ્ટેંબરમાં તેઓ અમદાવાદ પાછા ફર્યા. ત્રણમાંથી એકે મિલ બચી નહીં, કરકસર અને પ્રમાણિકતાથી ભેગી કરેલી આખી મિલકત ઉડી ગઈ અને લોકોનું–સગાંવહાલાંનું–મિત્રોનું જે સૌએ એમના વિશ્વાસ ઉપર નાણું ધીર્યાં હતા, તે સૌનું સાંભળવું ઉભું રહ્યું. આથી તેઓ બહુ ખિન્ન થઇ ગયા. એમનું મન બહુ નરમ–નબળું પડી ગયું, અને એમના મોટા દિકરી જે દિવસે મળવા ગયા તે દિવસે એમની આંખમાં આંસું આવી ગયા. "બ્હેન, છોકરાંને તાલેવન કરવા જતાં હું ભીખારી થઇ ગયો. પ્રભુ ઇચ્છા." × × × "વારુ, તું જાય છે? રહી હોત તો ઠીક." × × × "જા, પણ સવારે પાછી આવજે."

સૌ. રૂક્ષ્મણી બ્હેન પાછા ફર્યા તે વખતે બ્હારથી તો અંબાલાલભાઇ ઘણા શાન્ત દેખાતા હતા પણ અંતરમાં–આગ્ન સળગતો હતો.

"Do not consider debt only as an inconvenence, you will find it a calamity."

"દેવાદાર માણુસ જીવતો છતાં મુએલા બરોબર છે," એવી એમની માન્યતા હતી; આવું જીવન જીવ્યું શા કામનું, એવા વિચાર રાતના બાર સુધી ઘોળાયા કર્યા. છેવટે જીંદગીનો અંત લાવવા સારૂ કુવામાં પડવાનો તેમણે વિચાર કર્યો. મેઠી ઉપરથી નીચે ઉતર્યા, કુવા પાસે ગયા અને અંદર પડતું મુકવા જાય છે તેજ વખતે કંઇ કંઈ સદ્વિચાર સ્ફુર્યા: "હું આત્મઘાતના મહા પાપમાંથી બચ્યો." "જગતમાં મારા નામ પર કાળી ટીલી રહેત, અને મારા નામને એ શોભાભર્યું ન ગણાત." "વળી કુવામાં પડયા છતાં જીવતો રહું તો મારી શી સ્થિતિ થાત." વગેરે હકીકત ભરાઇ ગયલે હૃદયે એમના દિકરીને બીજે દિવસે તેમણે કહી.

આ દિવસ પછી ધીમે ધીમે એમણે મન શાંત પાડવા માંડયું, અને ત્રણ નહીં તો બે, બે નહીં તો એક મલ પણ ઠેકાણે પડે તે સારૂ બનતા

પ્રયત્ન કરવા માંડયા. એમના એક પુત્રને આ સંબંધમાં સને ૧૯૧૦ માં લખેલા કાગળમાંથી અત્રે ટાંચણ કરૂં છું.

ચિ. ભાઇ.........

× × × તમો કેટલીક દિલગીરીની વાત લખો છો તે દિલગીરી કરવાનો હાલ વખત નથી. નસીબમાં કોઇવાર જશ ને કોઇવાર અપજશ હોય છે, માટે આપણે સારૂં કામ કરવું, ને પછી ફળ ઇશ્વરને સોંપવું. × × × આપણે ખરા દિલથી પ્રયત્ન કરવો. × × × જેટલું માથે લીધું છે તેટલું હિમત રાખી તન મનથી પૂરું કરવું જોઇએ, નહીં તો બગાડો થાય.

મારા દુઃખ વિષે લખ્યું તે લખવાની હાલ જરૂર નથી. સારૂં કરતાં કાળ ફરી જવાથી માણસ-જાતની ભૂલ થવાથી અણધાર્યાં પરિણામ નિપજેછે.

આ સંબંધમાં સને ૧૯૧૧ માં લખેલા એક બીજા પત્રમાંથી ઉતારો આપું છું.

ચિ. ભાઇ.........

× × × સગાં, સ્નેહી—બધાને પાછા ઠેકાણે લાવવાની તમારી ફરજ છે. × × × છેવટે બે મિલ્લો વેચાઇ જાય કે બીજી રીતે ઠેકાણે પડે ત્યાં લગી તમે પ્રયત્ન કરવાને પરમેશ્વર આગળ બંધાયલા છો. × × મનને શાંતિ આપવી એ પ્રથમ તમારૂં કામ છે. × × ઘર ને કુટુંબની આબરૂ ખાતર પ્રયત્ન કરવો જોઇએ. છેલ્લીવાર ફરીથી કહું છું કે પાછી **હિમત ધરી મિલોનું છેવટ આવતાં લગી પ્રયત્ન ખરા અંતરથી કરવો. પ્રયત્ન કરવો, કરવો ને કરવો.** ફળ પ્રભુને સોંપો. × × ×

તા. ૧૨ ડીસેંબર ૧૯૧૦ના રોજ તેમણે દસ્તાવેજ કરી, લહેણદારોને સરખી રીતે હિસ્સો મળે અને કોઇ વધતું ઓછું ન લઇ જાય તે સારૂ સ્થાવર જંગમ સઘળી મિલકત સ્વ. શેઠ ચીનુભાઇ, શેઠ મનસુખભાઇ તથા રા. બ. લાલશંકરને સુપ્રત કરી, અને પેન્શન સિવાય કંઇ પણ હાથમાં રાખ્યું નહીં. એમની આ શુદ્ધ પ્રમાણિકતા અને સરળ વર્તનથી સૌ છક થઇ ગયા. આખું જીવન જેમણે અમુક વસ્તુઓ સિવાય ગાળેલું નહીં તેમણે તેવી વસ્તુઓની ઉપલા ટ્રસ્ટીઓ પાસેથી માગણી કરી

પોતાની પાસે તે તે ચીજો રાખી હોત તો તેઓ ના નહીં પાડત. પણ એમનો એક જ જવાબ હતો, " મારૂં પેન્શન બસ છે." ધન પાછળ જેટલી મમતા હતી તેટલા જ બળથી તે ધનનો તેમણે ત્યાગ કર્યો. જેમનાં નાણાં ગયાં હતાં તેમને તેનો થોડો ઘણો હિસ્સો પણ પાછો મળે એવી અભિલાષા ઉપરાંત એક બે મમતા છેવટ સુધી એમના હૃદયમાં રહી હતી: એક તો એ કે એમનું બાપીકું ઘર પાછું મેળવવું, અને બીજું એમના પૌત્રોને કેળવણીનો યોગ્ય લાભ મળે. આ બે ઇચ્છા સંતોષવા સારૂ પેન્શનમાંથી અમુક રકમ બચાવવી એમણે શરૂ કરી, અને એમને મન વધારે લાગતી કેટલીક ચીજોનો ઘરમાંથી ત્યાગ કરાવવા માંડ્યો. યુવાવસ્થામાં આવી પડતી આફતો તથા દુ:ખો ઉછળતા લોહીને લીધે તથા જીવનાશાને લીધે ખમી શકાય છે; વૃદ્ધાવસ્થામાં તે સઘળું અસહ્ય થાય છે. આવા સમયમાં મનને શાંત રાખવું કહેવું—બોલવું સહેલ છે. પ્રભુ એવો વખત કોઇને ન આપે.

ચિન્તાના કાળમાં પણ એમને જાહેર કર્તવ્યનું ભાન એટલું તીવ્ર હતું કે "ગુજરાત કેળવણી મંડળી" નો વિચાર કર્યો, તેની સ્થાપના કરી, અને લગભગ એકલે હાથે તે કાર્ય ચાલતું રાખ્યું. તે જ વર્ષમાં "નાણાંભીડ" જેવા ગહન વિષય પર તે મંડળી તરફથી પોતે વ્યાખ્યાન આપી, બીજા ત્રણ ચાર વ્યાખ્યાનો સંભાવિત ગૃહસ્થો તરફથી અપાવ્યાં હતાં. વળી સને ૧૯૧૧ માં બ્રહ્મક્ષત્રિય પરિષદનું પ્રમુખપદ સ્વીકારી એક મનન કરવા યોગ્ય વ્યાખ્યાન આપ્યું હતું. સને ૧૯૧૨ પછીની ઘણી જાહેર સભાઓમાં તેમણે લીધેલો ભાગ આપ સૌથી અજાણ્યો નથી.

સને ૧૯૧૩ અને ૧૯૧૪ ના વર્ષમાં એમની શરીર તંદુરસ્તી તેમ જ મનની શક્તિ, એમણે આરંભેલાં કાર્યો તથા જાહેર હિલચાલોમાં લેવાતો ભાગ જોતાં અખંડિત લાગતી હતી. ખરી હકીકત તેમ નહતી. ૧૯૧૪ ના જુલાઇ આખર સુધી ત્રણે મિલોના મુકરદમા તથા તેને અંગે થતી અથડામણ અને ચિન્તાને લીધે, મનપર જે અસહ્ય બોજો પડ્યો

તેનાં પરિણામે મગજ પોચું પડી ગયું. ઓગસ્ટ માસની શરૂઆતમાં મગજની લોહીની નળી અંદરથી તુટી, શરીરની રગેરગ ઢીલી થઇ ગઇ અને બંગલાના કંપાઉંડમાં તેઓ ઢગલો થઇ પડયા. આ મંદવાડમાંથી તેઓ ઉઠવા પામ્યા નહીં. માંદગીની છેવટના વખતમાં કોઇ સ્નેહી મળવા જતું તો આંખમાંથી ચોધાર આંસુ નીકળી જતાં; છેવટે સ્મરણશક્તિનો લોપ, કંઇક ચિત્તભ્રમ અને લવારો પણ થયલો. છેવટે ૧૦૭ ડીગ્રી સુધી તાવ પણ ચઢેલો. આ માંદગીમાં મન શાંત રાખે તેવા જ્ઞાનના, વૈરાગ્યના તથા ભક્તિના અનેક પદો અને ભજનો તેમણે બ્હેન સુલોચના અને બીજી બ્હેનો પાસે નિયમિત ગવરાવ્યાં હતાં. "ઇશ્વરને હું ભૂલી ગયો," "મ્હારી ઉમ્મર મેં ધ્યાનમાં ન લીધી," વગેરે વચનો ખિન્ન હૃદયે—ઉદાસ ચિત્તે તેમણે આ વેળા કાઢયાં હતાં. બીજા એક ભજનમાં "શાન્તિ ઉરે તો ભલે બધું નાશ થાય સમૂળજી," ગવાયું તે વેળા એમની પૌત્રી શાન્તિદા પાસે બેઠી હતી, તેના સામું જોઇ બોલ્યા, "ઘરમાં તો શાન્તિ વસાવી પણ મનમાં નથી વસાવી." તા. ૧૨ મી સપ્ટેંબરે, આજથી ચાર વર્ષ ઉપર આ મહાપુરુષે દેહ છોડયો.

**જીવન તથા બોધ—**અંબાલાલભાઇનાં જીવનનાં કેટલાંક ઉપદેશક પ્રસંગો કહેવા જતાં એમના જીવનચરિત્રને લગતી કેટલીક વાતોનો તથા સ્મરણોનો મ્હારે ઉલ્લેખ કરવો પડયો. હવે એમના ખાસ ગુણો, વિચારો તથા ભાષણો અને લખાણો દ્વારા આપેલો કેટલોક બોધ ટુંકમાં રજુ કરીશ.

રા. રા. આનંદશંકરભાઇના શબ્દોમાં કહું તો "દેશાભિમાન, દેશભક્તિ અને દેશસેવા ત્રણે એમનામાં હતાં. દેશાભિમાન સહજ છે, પણ દેશભક્તિ અને દેશસેવા દુર્લભ છે. દેશભક્તિ વિનાની દેશસેવા ક્ષણિક છે. દિ. બ. અંબાલાલ દેશસેવા કરતા, પણ તેમનામાં દેશભક્તિ હતી, તેથી જ તેમની દેશસેવાવૃત્તિ છેવટ સુધી અડગ અને અચળ રહી હતી. એક શહેરી તરીકે આ શહેરની અનેક સંસ્થાઓ સાથે તેમનો સંબંધ સર્વને સુવિદિત છે, અને એ સંબંધ તેમની સેવાવૃત્તિના ફળરૂપ છે."

આ દેશસેવા બજાવવા જતાં અંબાલાલભાઇને જે જે સત્ય જણાયું તેનો સ્વીકાર કરી તેનો પૂરો લાભ તેમણે દેશને, સમાજને આપ્યો છે. સને ૧૮૭૩ થી ૧૯૧૪ સુધીના એમના ભાષણો, લખાણો અને સાથે એમનું વર્તન જોઇશું તો સ્પષ્ટ જણાશે કે એ વિચારો નિર્ણયો ચોખ્ખી સમજશક્તિ અને ઠરેલ બુદ્ધિના પાકાં પરિણામ હતાં. જેવા વિચાર તેવું જ વર્તન, એમાં કદી વિરોધ જણાયો નથી. તેઓ એક Born teacher ( ખરા શિક્ષક ) હતા અને ઘરમાં તેમ જ બહાર તેમના શુદ્ધ આચાર, ઉચ્ચ ધ્યેય, પ્રમાણિક, સરળ અને નિડર વર્તન સૌને આંજી નાખતાં હતાં. વિદ્વતાનું તેમને અભિમાન નહતું, અને "જ્ઞાન જ્યાંથી મળે ત્યાંથી લેવું" એવી એમની નમ્રતા હતી. ચોખ્ખું બોલવા જતાં એમની જીભમાં કડવાશ આવી જતી, અને તે વખતે સામાને ખોટું લાગશે કે નહીં તેનો ખ્યાલ પણ એમને નહીં રહેતો એ ખરૂં. એવા બે દાખલા અત્રે આપીશ.

બાપટ કેસના ચુકાદા પછી થોડા વખત બાદ મહારાજા સાહેબે એમને રૂ. ૧૦૦ એકસોનો વધારો કરી આપેલો. મહારાજા સાહેબ સાથે વાત કરતાં તેમને કહી દીધું કે, " આપ મને પ્રમોશન આપશો એવું હું ધારતો નહતો. " બીજો આવો પ્રસંગ પણ મહારાજા સાહેબ સાથે જ પડયો. પેન્શન લીધા બાદ ઉનાળાની ઋતુમાં તેઓ હવાફેર સારૂ તેમના દાંડી મુકામે બાંધેલા નાના બંગલામાં રહેવા જતા. આ બંગલો બ્રિટિશ સરહદમાં બાંધેલો છે. મહારાજા સાહેબનો દાંડી મુકામે ભેટો થયો ત્યારે તેમણે આશ્ચર્ય સાથે અંબાલાલભાઇને પુછ્યું કે ગાયકવાડી રાજ્યની અહીં પુષ્કળ જમીન છતાં આ બંગલો બ્રિટિશ સરહદમાં બાંધવાનું શું કારણ ? તેમણે જવાબ વાળ્યો—" પેલી આપની હદ આ બ્રિટિશ હદ; એ જ કારણ. " એમના કહેવાનો ભાવાર્થ એ હતો કે આપના કરતાં બ્રિટિશ રાજ્ય સત્તામાં મને વધારે વિશ્વાસ છે.

પોતાના વિચાર જાહેર કરતાં ભય શું કે સંકોચ શું કે ખુશામત શું એ અંબાલાલભાઇએ જોયું નથી તે ઉપર બતાવ્યું. સને ૧૯૦૫–૬ માં જ્યારે " સ્વદેશીઝમ " નો પવન પૂર જોશમાં હતો તે વખતના એમના

ભાષણો જેમણે સાંભળ્યાં યા વાંચ્યાં હશે તેમનેજ એમની દેશસેવા, દૃઢ સંકલ્પ, પાકટ વિચાર, અને ઉત્સાહી તથા આશાવાદી જીવનનો સાચો ખ્યાલ આવશે. 'ગુજરાત કેળવણી મંડળ' એમના ખંતનો પૂરાવો છે. એમનું જીવન સૂત્ર "શરીર અને સત્યનું પાલન" હતું.

અધીરા યુવાનોને તેઓ વખતો વખત કહેતા "Don't be impatient idealists–વ્યવહારુ દૃષ્ટિથી સૌ ધીરા રહી કામ કરો. કેળવણીનો પ્રસાર થયે કાળે કરી સઘળું થશે."

એમની અદ્ભુત સ્મરણશક્તિ એકાગ્રચિત્તના પરિણામ રૂપે હતી. એમની ભાષા, એમના ઉદ્‌ગારો દેશદાઝથી પ્રેરાયલા, "અંતરની ઉંડી ને બળવાન્ લાગણી" તથા ઉચ્ચ વિશાળ દૃષ્ટિનાં પરિણામ હતાં. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના હીરક મહોત્સવ વખતે વાપરેલા શબ્દો એમને પોતાને બહુ યોગ્ય રીતે લાગુ પડે છે. "જો અંતરની લાગણી ઉંડી ને બળવાન હોય છે તો તેના ઉદ્‌ગાર પણ ગંભીર ને જુસ્સાદાર નિકળે છે. જો તે લાગણી છાછરી ને બીનકૌવતવાળી હોય છે તો મુખનો શબ્દ પણ ધીમો ને નબળો નિકળે છે. અન્તરના મનની ને બુદ્ધિની દૃષ્ટિ જો બહોળી ને ઉચ્ચ હોય છે તો તેનો વિષય પણ વ્યાપક ને વિસ્તૃત હોય છે. જો મન દબાયલું, રાંક, બાયલું, કાયર, બ્હીકણુ ને કંટાળેલું હોય છે તો તે મૂગું બની જાય છે. વળી ખરા રૂપીઆનો રણકો જેમ ખરો થાય છે તેમ ખરી લાગણીનો ધ્વનિ પણ ઓર જ થાય છે." જેઓ એમના સંબંધમાં આવેલા છે, જેમણે એમના ભાષણો સાંભળ્યા છે તેમને આ વચનોનો–પૂરો અનુભવ છે.

અંબાલાલભાઇનાં ભાષણો, લખાણો, જૂદી જૂદી સભાઓમાં આપેલી હાજરી વગેરે જોનારને સહજ ખ્યાલ આવ્યો હશે કે એમની પ્રવૃત્તિ એકમાર્ગી–એકદેશી ( one sided ) નહીં હતી. પ્રગતિ–સુધારો એક બાજુથી નહીં પણ ચોતરફથી થવો જોઇએ એવી એમની દૃઢ માન્યતા હતી. સને ૧૯૦૨ માં તેમણે લખ્યું હતું કે—

The proposition that the future of India depends upon the social salvation of the people is partly true; for is it not also dependent upon its intellectual progress, upon its physical regeneration, upon its economic and in short, upon a movement along all the lines of improvement?

બીજા બે ઉતારા આ સંબંધમાં આપીશ. "આપણે હમેશાં સમગ્ર દષ્ટિએ વિચાર કરવો જોઇએ. સમષ્ટિના લાભ આગળ વ્યક્તિએ પોતાનો સ્વાર્થ છોડી દેવો જોઇએ. ××× જ્યાં સુધી દેશભક્તિ તથા સ્વાત્મભોગની શક્તિ આપણામાં આવશે નહીં ત્યાં સુધી આપણા દેશની આપણે ઉન્નતિ કરી શકીશું નહીં. અને એ ઉન્નતિ થશે ત્યારે સંસાર સુધારો પણ એની મેળેજ થશે, અને વ્યાપાર પણ વધશે." × × ×

"શરીર સંપત્તિ વધશે અને જ્ઞાન વડે બુદ્ધિ ખીલશે, હુન્નરકળા ને કસબનું જ્ઞાન મળશે, નીતિ વધશે ને વહેમનાં બંધનો તુટશે તો દ્રવ્ય, નીતિ ને ઇતર પ્રગતિ થયા વગર રહેશે નહીં. કારણ પ્રગતિનાં કારણને સારી રીતે સેવીશું તો સાક્ષાત્ પ્રગતિ એ સાધનોની પાછળ એની મેળે આવશે."

અંબાલાલભાઇની સ્વદેશ ભાવનાની, દેશભક્તિની જ્વલંત નિષ્ઠાની "ગુજરાત કેળવણી મંડળ", જે "હોંશીલા, અનુભવી, દેશરાગી, અને જુવાન નર તથા નારીઓના અંતરના ઉદ્દેશ સફળ કરવાનો વ્યવસાય છે," તે મંડળના પ્રસ્તાવિક ભાષણ વખતે એ કર્મવીરે ઉચ્ચારેલા અમૂલ્ય વચનો વાંચી આ લેખ પૂરો કરીશ.

"જગત બધું સંકળાએલું છે. આપણામાંના દ્રવ્યવાન ને સુખી લોકોએ તેમજ બીજા સર્વેએ હમેશ યાદ રાખવાનું સૂત્ર એ છે કે, આપણને ખબર હોય કે ન હોય, ને આપણી ઇચ્છા હોય કે ન હોય, તોપણ આપણું સુખ બીજાને આધારે ને આપણું દુઃખ પણ બીજાને લઇને છે. જો ગરીબ સારાં તો તાલેવર સારાં, ગરીબ દુઃખી તો ઇતર લોક નક્કી દુઃખી થવાનાં.

આ દૃઢ સત્ય છે. મનુષ્યના આજ લગીના ઇતિહાસથી તે સિદ્ધ થયેલું છે, ને કોઇ પણ ટુંકા કે સ્વાર્થી મતથી તે રદ થવાનું નથી. આપણા સર્વ દેશી ભાઇઓ જ્ઞાની, નિરોગી, હોંશવાળા, ભક્તિવાળા હશે તોજ સર્વ ગુજરાતને સુખ, શાન્તિ ને સુબુદ્ધિ મળશે."

ૐ શાન્તિઃ ॥

---

# પુરવણી—(ક).

## પ્રાસંગિક વિવેચનો.

(૧)

દિ. બ. અંબાલાલભાઇના ખેદજનક મૃત્યુ પછી તા. ૨૦ સપ્ટેંબર ૧૯૧૪ રવીવારે સાંજે પ્રેમાભાઇ હૉલમાં અમદાવાદના શહેરીઓની જાહેર સભા સર ચીનુભાઇ માધવલાલના પ્રમુખપણા નીચે મળેલી, અને તેમાં સ્મારક ફંડ ખોલવાનો ઠરાવ થયેલો તે પ્રસંગે અમદાવાદના આગેવાનોએ મરહુમ વિષે પોતપોતાના અનુભવ ઉપરથી ઘણું અસરકારક વિવેચન કરેલું હતું. એ ભાષણોમાંથી નીચેના ઉતારા કાયમ આ સંગ્રહમાં જાળવી રાખવા જેવા હોવાથી અહીં આપવામાં આવે છેઃ—

### રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.

૦ ૦ ૦ ૦ તેમનો એ નિશ્ચય હતો કે હિંદનો ઉદય મોટાં શહેરોમાં નહીં, પરંતુ ગામડાની નાની શેરીઓમાં થવાનો છે. એજ તેમનો નિશ્ચય હતો અને એજ તેમનો જીવન પ્રદેશ હતો. "ગુજરાત કેળવણી મંડળી" એ તેમના જીવન નિશ્ચયનો એક પુરાવો છે એ મંડળીનો ઉદ્દેશ કંઈ ભવ્ય નથી, પરંતુ ભવિષ્યના ભવ્ય કાર્યમાં બીજરૂપ છે, કારણ કે

ગરીબમાં ગરીબ બાળકોને પણ ભણતા કરવા એ એક સાદો ઉદ્દેશ દેશના ઉદય સાથે ઘણો નિકટનો સંબંધ ધરાવે છે. **દેશાભિમાન, દેશભક્તિ, અને દેશસેવા એ ત્રણે એમનામાં હતા.** દેશાભિમાન સહજ છે, પણ દેશભક્તિ અને દેશસેવા દુર્લભ છે. દેશભક્તિ વિનાની દેશસેવા ક્ષણિક છે. દિવાન બહાદુર અંબાલાલ દેશસેવા કરતા, પણ તમનામાં દેશભક્તિ હતી તેથી જ તેમની દેશસેવા વૃત્તિ છેવટ સુધી અડગ અને અચળ રહી હતી. એક શહેરી તરીકે આ શહેરની અનેક સંસ્થાઓ સાથે તેમનો સંબધ સર્વને સુવિદિત છે, અને એ સંબંધ તેમની સેવાવૃત્તિના જ ફળરૂપ છે. તેમના ગુણોનું અનુકરણ કરવું એ આપણી ફરજ છે. તેમના પરિચયીઓ તેમના જીવનના જે કંઈ ઉપદેશક પ્રસંગો જાણુતા હોય તે પ્રસંગો વિષે તેઓ અત્રે બોલી સંભળાવશે તો ઘણો લાભ થશે કારણ કે તેમનો પ્રત્યેક વ્યવહાર દીર્ઘ વિચાર અને ઉગ્ર બુદ્ધિનું પરિણામ હતું. એક શિક્ષક તરીકે તે ગુજરાતમાં અનુપમ હતા એટલુંજ નહીં, પણ દક્ષિણમાં પણ તેમના જેવો કોઇ શિક્ષક નહતો, કારણ કે તે પોતાના વર્ગના પ્રત્યેક વિદ્યાર્થીને એકસરખા રસપૂર્વક શીખવતા કે જેવી પ્રથા ઘણાજ થોડા શિક્ષકો ગ્રહણ કરે છે. "વિદ્યા" શબ્દ "વિદ્" ધાતુ ઉપરથી બનેલો છે; "વિદ્" ના બે અર્થો થાય છેઃ "જાણવું" અને 'મેળવવું." દિ. બા. અંબાલાલ વિદ્યાને "માહિતી" રૂપ સમજતા નહીં, પણ "જાણવું" અને "મેળવવું" એ બન્ને વ્યાપારોના પરિણામરૂપ સમજતા, અને તે પ્રકારની વિદ્યા વિદ્યાર્થીઓને મળે તેવી રીતે તેમને શીખવતા. તેમની વાસ્તવિક મહત્તા જગત્ જાણે છે તે કરતાં ઘણી મોટી હતી. જો તે મુંબાઇમાં રહ્યા હોત તો તેમને જગત્ વધારે જાણત, પરંતુ તેમનો જીવનનિશ્ચય પ્રસિદ્ધિમાં આવ્યા સિવાય લોકસેવા બજાવવાનો હતો અને તે નિશ્ચય તેમણે સાધ્યો હતો. આપણે ઇચ્છીશું કે ભવિષ્યની પ્રજા એમના ગુણોનું અનુકરણ કરવાને તત્પર રહે.

**રા. રા. મંગળભાઇ ચતુરભાઇઃ—** ૦ ૦ ૦ ૦ ૦ ૦ મરણ સુધી તેમણે સત્યદૃષ્ટિ પૂર્વક જ જીવન ચલાવ્યું હતું અને આત્માની અનુપમ શ્રદ્ધા તેમનામાં હતી. જ્યાંસુધી કોઇ વાતને તે સંપૂર્ણ સત્ય સમ-

જતા નહીં ત્યાં સૂધી તેનો તે સત્ય વાત તરીકે સ્વીકાર કરતા નહીં. આ જ હોલમાં આપણે અનેકવાર તેમને બોલતા સાંભળ્યા હશે, પરંતુ જ્યારે તે બોલવા ઉઠતા ત્યારે તેમના આત્માની શ્રદ્ધાનાં આંદોલનો આપણને જાદુઇ અસર કરતાં, અને એમના શબ્દો સત્ય તરીકે જ સમજાતા. તેમનામાં જીવનનો ઉત્સાહ ઘણો હતો. કોઇપણ કાર્ય કરવાનો તેમનો ઉત્સાહ એટલો તો વિશેષ હતો કે આપણે એમ કહી શકીએ કે મરણ પછી તેમના આત્મામાં પણ એ ઉત્સાહ ટકી રહ્યો હશે. મરણની પાંચ સાત દિવસ પહેલાં જ હું તેમની પાસે ગયો હતો, અને કોઇ ચોક્કસ કાર્યના સંબંધમાં તેમણે મને કહ્યું હતું કે બેચાર દિવસમાં સાજો થઇશ એટલે એ કાર્ય કરીશ. દેશની સેવાને માટે મરતાં મરતાં પણ જીવવાની આશા રાખનાર આવા પુરુષો ભાગ્યે જ મળે છે. ચડતીમાં અને પડતીમાં સુખમાં અને દુઃખમાં એકસત્યમાં એક સરખી શ્રદ્ધા તે ધરાવતા હતા અને કોઇપણ બાબત સંબંધે પૂરો વિચાર કર્યા વિના તે ગ્રહણ કરતા નહીં. હું ઈંગ્લાંડથી આવ્યા પછી તેમને મળવા ગયો હતો ત્યારે મને તેમણે કહ્યું હતું કેઃ " મગનભાઇ, એકવિચાર ઉપર જ તમે તમારૂં ધ્યેય અને લક્ષ્ય રાખજો." ખરેખર, એ કાર્યાદશા દર્શાવવામાં એ મારા ગુરુ હતા.

રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતાઃ—૦ ૦ ૦ ૦ ૦ તેમનો મોટો ગુણ વિદ્યાનો વ્યાસંગ હતો. કોઇ પણ વસ્તુ સંબંધિ જ્ઞાનમાહિતી સંપાદન કરવાની તેમની ઉત્સાહી ટેવ મને ચમત્કારિક જણાઇ હતી. તેમનો બાલ્યભાવ, કાર્યદક્ષતા અને ધૈર્ય તેમના પ્રત્યેક શબ્દમાં પ્રતીત થતાં. મારા જેવા એક અલ્પજ્ઞની મુલાકાતમાં પણ તે બહુ સાદાઇથી વર્તતા, અને કેટલાકોના જેવી પોતાની વિદ્યાથી સામાને આંજી નાંખવાની ક્ષુલ્લક વૃત્તિ મેં તેમનામાં જોઈ ન હતી...

દાકતર જોસફ બેન્જામીનઃ— ... ... ... ...

મ્યુાનસિપાલીટીમાં તેમની સેવા જાણીતી છે. તે સુકૃત કેળવણીના

એક અથંગ હિમાયતી હતા, અને કેળવણીનો લાભ ગરીબ બાળકોને તથા હલકા વર્ગોને પણ મળે : તેટલા માટે તેમણે ગુજરાત કેળવણી મંડળીની સ્થાપના કરી હતી. આ મંડળી તરફથી મુફત કેળવણી આપનારા પ્રાથમિક શાળાઓ અને રાત્રિશાળાઓ ખોલવાના યત્નમાં તે પડયા હતા અને તે પૂરો થયા પહેલાં તેમનું મરણ થયું છે. ગુજરાત કેળવણી મંડળીને માટે તેમને મરતાં મરતાં પણ બહુ ચિન્તા થયાં કરતી હતી, અને હું આશા રાખું છું કે એ મંડળી કે જેના તે પિતા હતા અને જે તેમના એક સ્મારક રૂપ જ છે તેને ટકાવીને પ્રયત્ન કરવામાં આવશે.

---

(૨)

સાત વર્ષ પછી આજ હૉલમાં અંબાલાલજીની છબી ખુલી મુકવાની ક્રિયા તા. ૧૪ ઓકટોબર ૧૯૨૧, શુક્રવારે સાંજે સ્હાડા પાંચ વાગે રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવના પ્રમુખપદ હેઠળ થઈ હતી, જે વેળા થયેલા વિવેચનોમાંથી મુખ્ય બે અત્રે આપ્યાં છે—

રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ:—० ० ० ० ० ० ० ० ० ० મારા પર તેમનો એક મોટો ઉપકાર છે. જો એ ઉપકાર ન થયો હોત તો આજે મારી કેવી સ્થિતિ હોત તે હું કહી શકતો નથી. ૧૮૭૫ માં તે હાઇસ્કૂલમાંથી ગયા અને ગીમી સાહેબ આવ્યા. તે નવા હતા અને એક શિક્ષકે તેમના કાન નાગરના છોકરાઓની વિરુદ્ધ ભંભેર્યા હતા, તેથી તેમણે એક પ્રસંગે મને ઇમ્પોઝીશનની સજા કરી હતી. આથી કંટાળીને અમે મિશન સ્કૂલમાં જવા તૈયાર થયા હતા, પણ મારા પિતાએ મને શાળા છોડવા દીધી નહીં. પછી "હિતેચ્છુ"માં એક ચર્ચાપત્ર ગીમી સાહેબની વિરુદ્ધમાં આવ્યું અને અમારા ઉપર સાહેબ વધારે ચ્હીડાયા. રોજરોજ તે અમને બોલાવીને જુબાની લેતા. પરિણામે, ભણવાનું બાજુએ રહ્યું; પણ એકવાર દિ. બ. અંબાલાલ આવ્યા અને તેમણે ગીમી સાહેબનો વ્હેમ

ટાળ્યો ત્યારે અમને નીરાંત વળી. એ વર્ષે ૧૯ માંથી માત્ર ૨ વિદ્યાર્થી પાસ થયા હતા. જો દિવાન બહાદૂરનો ઉપકાર ન થયો હોત તો હું નાપાસ થાત અને આજે મારી શી સ્થિતિ હોત તે હું કહી શકતો નથી. તેમના ગુણોની કદર આપણે બરાબર કરી શકયા નથી... ... ...

રા. રા. આનંદશંકરનું વિવેચન ... ... ... વિધાતાએ દિ. બ. અંબાલાલના ગુણ ઝીણી પીંછીથી નહીં પણ મોટા બ્રશથી આલેખ્યા હતા. ગીતાના સોળમા અધ્યાયના શ્લોક अभयं सत्त्वसंशुद्धिःનું સ્મરણ તેમણે મને ઘણીવાર કરાવ્યું હતું, અને અભયતાનો ગુણ તેમનામાં મને મૂર્તિમંત દેખાતો હતો. તે ઉપરાંત તેમનામાં સત્ય, સ્વતંત્રતા, સ્વદેશાભિમાન, પુરુષાર્થ ઉપર વિશ્વાસ અને દૃઢ નિશ્ચય એ ગુણો અનુપમ હતા. તેમના જીવન ઉપરથી તેમને ઉત્તમમાં ઉત્તમ "સ્કૂલ માસ્તર" જ કહેવા જોઇએ. અત્યારે "પંતુજી"નો ધંધો હલકો મનાય છે, પણ તે ધંધો કેટલો ઉત્તમ છે તે દિવાન બહાદૂરના ચરિત્રે આપણને બતાવી આપ્યું છે. તેમના જેવો શિક્ષક ગુજરાતમાં કોઇ થયો નથી અને નજીકના ભવિષ્યમાં દેખાતો પણ નથી. વિદ્યાર્થી તરીકેનું તેમનું બુદ્ધિચાંચલ્ય અને દૃઢ નિશ્ચય અનુપમ હતાં. મી. જમશેદજી અરદેશર દલાલ જે તેમના એક હરીફ હતા તે પણ મારી પાસે તેમની બહુ સ્તુતિ કરતા. તે કસરત કરવાનું કદી ભૂલતા નહીં. પરીક્ષા ચાલતી હોય તોપણ તે નિયમિત કસરત કરતા. હાલની પ્રવૃત્તિમાં જો દિવાન બહાદૂર જીવતા હોત તો તે સરકારી નિશાળોમાંથી છોકરાને ઉઠાડી લેવાની વિરુદ્ધ થાત, પણ સ્વદેશી હીલચાલને ઉત્તેજન આપીને જરૂર ખાદી પહેરત અને માતૃભાષાદ્વારા કેળવણીની બાજુએ થાત. તેમના આ ગુણો મને અત્યારે સૂઝી આવ્યા વિના રહેતા નથી.

---

# ઈ. સ. ૧૮૭૪ની જાહેર પ્રવૃત્તિઓનું સિંહાવલોકન.*

આપણે અહીં એવો દસ્તુર છે કે નવા વરસને દહાડે એક ભાષણ આપવું. પણ ઘણું કરીને ભાષણ આપનારા જેમ સામાન્ય વિષય પર ભાષણ આપે છે તેમ કરવાનો મારો વિચાર નથી. જે વરસનો ગઈ કાલે અંત આવ્યો તે વરસમાં લોકકલ્યાણનાં કેટલાં કામ થયાં, હજુ કેટલાં કામ કરવાં બાકી છે, અને તે કરવાને શાં શાં સાધન જોઈએ તે વિષે બોલવાની હું આપ સાહેબો પાસે આજે છુટ લઉં છું. પણ આ ઠેકાણે આખી દુનિયાના કૃત્ય ઉપર અથવા આખા હિંદુસ્થાનના કૃત્ય ઉપર નજર કરવાનો મારો ઇરાદો નથી. જે જે કૃત્ય આપણી આંખ આગળ થયેલાં છે, જેને આપણી ગુર્જર ભૂમિમાં સુધારાના વૃક્ષનાં બીજ કહીએ તો ચાલે, તેવાં કૃત્ય ઉપર આપનું ધ્યાન ચોંટાડવાની મારી મરજી છે.

ગયા વરસમાં આપણી સંસારી હાલત સુધારવાને સારી કોશિશ કરવામાં આવી હોય એમ જણાય છે. આપણા ગુર્જરખંડનું સત્યાનાશ વાળનાર જે બાળવિવાહ તેનો નિઃશેષ કરનારી સભા દિન પર દિન વૃદ્ધિ પામતી જાય છે. તેની તરફથી બાળવિવાહના પ્રકરણ સંબંધિ એક જાદું પત્ર નીકળે છે, ને તેથી આગળ જતાં લોકનાં મન એ દુષ્ટ ચાલ તરફ મોડા વહેલા ખેંચાયા વગર રહેનારાં નથી. જે લોક હાલ તન, મન

* તા. ૧-૧-૧૮૭૫ના રોજ અમદાવાદમાં આપેલું જાહેર ભાષણ ('હિતેચ્છુ' ૧૪-૧-૧૮૭૫).

અથવા ધનથી એ સભાને પુષ્ટિ આપે છે તેઓને હે ઈશ્વર ! તું આ વરસમાં શરીરનું બળ આપજે, મનની દઢતા આપજે, અને ખરેખરી ભક્તિ આપજે કે થોડે વરસે એ દુષ્ટ ચાલ સમૂળગો નાશ પામે.

આપણી સંસારી હાલત ખરેખરી તો ત્યારે સુધરે કે જ્યારે આપણી સ્ત્રીઓ હાલ જેવી અભણ, અજ્ઞાન, ઘરેણાં લુગડાંની ભૂખી છે તેવી મટી જઇ સુજાણ, ભણેલી ગણેલી અને સમજુ થાય. હજુ સ્ત્રીઓ આવી થવાના દિવસ પાસે આવ્યા નથી. પણ ડૉકટર બુહ્લર સાહેબ* અત્રેની સ્ત્રીકેળવણીમાં જે ચિત્ત રાખે છે તેને લીધે તથા અત્રે સ્ત્રી-શાળામાં મિસ મિચલ જેવી સુજાણ સ્ત્રીના આવવાને લીધે આગળ જતાં સ્ત્રીકેળવણીનાં ખરાં પાકાં ફળ ચાખીશું એમાં સંશય નથી. બધા સમજુ માણસોએ એટલુંજ યાદ રાખવાનું છે કે જ્યાં લગી ઘરમાં અંધાઈ છે ત્યાં લગી બહાર ડાહી ડાહી વાતો કરવાથી તેમના પંડને અથવા દેશને ખરો લાભ કોઇ દહાડો થવાનો નથી.

વળી આ વરસમાં વાણીઆની નાતમાં બે પુનર્વિવાહ થયા, તેને એક રીતે સુધારાનું પગલું ગણીએ તો ચાલે. આ ઠેકાણે પુનર્વિવાહ વિષે મારા વિચાર શા છે તે વિસ્તારવા બેસું તો ઘણી વાર લાગે, ને તેથી કંઈ તરત ફળ થાય એવું પણ લાગતું નથી, પણ સર્વ વિચારવાન પુરુષો એટલું તો કબૂલ કરશે કે હાલ જે રંડાપાનાં દુઃખ છે તે ઓછાં કરવા આપણાથી બને એટલું શાસ્ત્રની મર્યાદા પ્રમાણે આપણે કરવું જોઇએ. કેટલાક એમ કહે છે કે અમુક ઉમ્મર પછી વિધવા થાય તો ફરી પરણવાની છુટ ન આપવી, ને કેટલાક કહે છે કે છોકરા થયા પછી ફરી પરણવાની છુટ ન આપવી; કેટલાક કહે છે કે સાસરે ગયા પછી ફરી પરણવાની છુટ ન આપવી. પરંતુ એવા તો કોઈ નથી કે છાતી ઠોકી એમ કહી શકે કે જેણે સાસરું જોયું નથી તેવી બાળરાંડને અમુક ઉમ્મરની ફરી પરણતી હોય તોપણ અટકાવવી, એમ શાસ્ત્રની આજ્ઞા છે. અમે સર્વને એટલીજ ભલામણ કરીએ છીએ કે જેટલું પોતપોતાની

* તે વખતના ડિરેક્ટર સાહેબ.

નજરમાં ખરૂ આવે તેટલું કરવું. સમૂળગું બેસી રહ્યા કરતાં કશું પણ એ બાબતમાં કરવું ઘટે છે.

વળી આગળ જતાં આપણો ઉદય નક્કી થશે એમ માનવાનું એક કારણ એ લાગે છે કે હાલ કેટલીક જાતવાળાઓએ પોતાની નાતના કલ્યાણ માટે સભાઓ કરી છે. વડનગરાઓએ પોતાના કલ્યાણને માટે, વિસનગરાએ પોતા માટે, સાઠોદ્રાએ સાઠોદ્રા માટે, ઉદીચ્યોએ ઉદીચ્ય સારૂ સભા કરી છે. આમાંની ઉદીચ્યો સિવાયની બાકીની સભાઓનું કામ લૂલું ચાલે છે. ઇશ્વર બધાને સંપની બુદ્ધિ આપે ને બધાનું કામ ધમધોકાર ચાલે. બધાઓએ યાદ રાખવાનું તેટલુંજ છે કે માત્ર બીજ વાવ્યું એટલે ઝાડ થયું એમ સમજવાનું નથી. આ બધાં ઉદયનાં ચિહ્ન છે.

વળી સંસારી બાબતમાં બીજી એક ખુશી થવાની વાત એ છે કે અત્રેના ભણેલા લોકોએ શરીર દુરસ્તીને સારૂ એક ટોળી ઉભી કરી છે. જ્યાં લગી પોતાનાં શરીર નબળાં, ઠીંગણાં ને નિર્વિત છે ત્યાં લગી આપણો દહાડો પાંસરો થયો નથી એમ સમજવું. જ્યારે ભણેલા લોકો શરીર કસરતનો ફાયદો લઇ બુદ્ધિના બળની જોડે શરીરનું બળ પણ દેખાડશે, અને જ્યારે તેઓ પોતે પોતાના આચરણથી એવું દેખાડશે કે શરીર કસરત કરવામાં કશી નાનપ નથી, પણ બધી રીતે ફાયદો છે, ત્યારે દેશનો રળિયામણો સૂરજ ઉગશે. પણ માત્ર સાધારણ કસરત કરીને સંતોષ માનવો ન જોઇએ. આપણામાં તરતાં શિખવાનો શોખ વધારવો જોઇએ. વળી મલ્લકુસ્તીને તથા પટાલાકડીને પણ ઉત્તેજન આપવું જોઇએ. જેના પાસે સમૃદ્ધિ હોય તેઓએ ઘોડે બેસવાની મરદાની કળા શીખવી જોઇએ, અને સારા બેસનારને ઉત્તેજન આપવા આપણે ઘોડાની શરતો પણ કરવી જોઇએ. ઉત્તર હિંદુસ્થાનમાં ઠામઠામ કસરતખાનાં છે.

સંસારી સ્થિતિ ઉપરથી નજર ફેરવી જોતાં આપણી આર્થીય એટલે દ્રવ્ય સંબંધિ હાલત તરફ આંખ કરીએ તો તેમાં કહું ઘણું જાણવા લાયક હજુ બન્યું નથી. કેટલાંક કારણોને લીધે દેશની આર્થીય હાલત

દિન પર દિન બગડતી જાય છે, અને તે તરફ બધા ડાહ્યા પુરુષોનું ચિત્ત ખેંચાયું છે. પરંતુ એમાં હજુ ઘણી હરકતો નડે છે. એક તો નવા ધંધા કરવા જેટલું કોઇમાં બુદ્ધિબળ નથી, અને જાતે વિલાયત જઇ અથવા ફ્રાન્સ જઇ નવા ધંધા શિખી આવવા માટે જેટલું કૌવત તથા સાહસ જોઇએ એટલું હજુ કોઇનામાં આવ્યું નથી. નવા ધંધા કાઢવાને જેટલી મૂડી જોઇએ તે તેવા કાબેલ માણુસને મળી શકે; પણ તેવા કાબેલ માણુસ થોડા છે.

આપણી ધર્મકીય સ્થિતિમાં આ વરસમાં બે મોટા બનાવ બન્યા છે. એક તો રા. રા. બહેચરદાસ અંબાઇદાસની સખાવતથી તથા સમાજના સભાસદોની ટીપથી એક ઇશ્વિરમંદિરનું વાસ્તુ થઇ ચુકયું છે, આ મોટા હરખની વાત છે. જ્યાં લગી ધર્મ સંબંધિ લોકના મનમાં ખરા ખોટાની સમજ આવશે નહીં, ત્યાં લગી સારાં નરસાં આચરણ ઉપર નજર ન નાંખતાં લોક માત્ર અપવાસ, આરતીઓ તથા દર્શનપર નજર રાખશે, ત્યાં લગી આપણો દહાડો, બીજું બધું પાંશરૂં હોય તોપણ અધો સુધર્યો કહેવાય. ઇશ્વર કરે ને ગુજરાતમાં ગામો ગામ આવાં સદ્ધર્મ મંદિર થાય અને લોકોમાં શ્રદ્ધા, ખરી ભકિત અને સદાચરણ ઉત્તરોત્તર વૃદ્ધિ પામે. ધર્મ સંબંધિ બીજી મોટી બીના એ બની છે કે કાશીથી મહાપંડિત દયાનંદ સરસ્વતીએ આવીને હજાર હજાર માણુસના મેળાવડા આગળ પુરાતન આર્યધર્મ કેવો હતો તથા હાલ આપણા લોક કેવા ભ્રષ્ટ થઇ ગયા છે તે વિષે ઘણાં ભાષણ કર્યાં. એમના બોલવાથી ઘણાના મન પલળ્યાં તથા હાલના આચાર્યના આચરણ ઉપરથી ઘણો ભાવ ઉઠયો છે. એ મહાપંડિતજીનું હરવરસ એક વાર પધારવું થાય તો ઘણું સારૂં.

રાજદ્વારી બાબતમાં અમદાવાદ શહેરમાં સૌથી મોટી વાત તો એ બની છે કે અહીંના લોકના તરફથી મ્યુનિસિપાલ કમિટીમાં લોકના નિમેલા મેમ્બર કરવા વિષે મુંબાઇના ગવર્નરને અરજી કરવામાં આવી. તે સુબાએ પુરતો વિચાર કર્યા વગર એ અરજીનો જવાબ હાલ તો રોતો દીધો છે, પણ મોટા થયેથી પરણાવશે એવી આશા આપી છે.

આ સિવાય અમદાવાદ શહેરને લગતી જાણવા લાયક એકે બાબત નથી. તોપણ વડોદરાના ગાયકવાડના રાજ્યની કેટલીક ગેરવ્યવસ્થાની તપાસ કરવા કમિશન બેઠું તેને મોટી બીના ગણીએ તો ચાલે. એ કમિશનના રીપોર્ટ મુજબ ગાયકવાડને અરાઢ મહિનાની મહેતલ આપી અંગ્રેજ સરકારે ભલામણ કરી કે એટલી મુદતમાં તમારે રાજ સુધારવું. ગુજરાતની બહાર દૃષ્ટિ કરીએ છીએ તો પૂનાના લોકે હિંદુસ્થાન તરફના પાર્લામેન્ટમાં સભાસદ કરવા અરજી આપી તે પણ જાણવા લાયક વાત છે.

લોકની કેળવણી તથા બુદ્ધિનો વધારો કરવા વિષે આ વરસમાં કંઇ ખાસ પ્રયત્ન કરવામાં આવ્યો નથી. માત્ર ખાડીઆમાં રાત્રીશાળા થઇ છે તે બાદ કરીએ તો માફ.

આ વર્ણન ઉપરથી આપણથી ગયા વરસમાં કેટલું બન્યું છે તે બધાની ધ્યાનમાં આવ્યું હશે. જેટલું કરવું હાલના સમયમાં જરૂરનું છે, તેને મુકાબલે તો આપણું કર્યું કશા લેખામાં નથી. તોપણ આપણું વરસ છેક પાણીમાં ગયું નથી. એથી આપણને કેટલોક સંતોષ વળવો જોઇએ. હવે આજ જે વરસનો પ્રારંભ થયો તે વરસમાં આપણે શું શું કરવા જોગ છે તે ઉપર જરા લક્ષ કરીએ.

લોકની આર્થીય હાલત દિન પર દિન બગડતી જાય છે માટે તે ઉપર પહેલવહેલું ધ્યાન આપવું ઘટે છે. હજુ આપણાથી કશો એમાં ખરેખરો સુધારો થયો નથી. આપણા દેશમાં ઘણાનો ગુજારો ખેતીથી થાય છે, પણ ખેતી પકવવાથી કળા આગળના જેવીજ છે. ખેડુતો લખતાં વાંચવાં શિખે છે, પણ તે બધું કરતાંએ તેઓ તેમના ઘરડા કરતાં વધારે પાક નિપજાવી શકતા નથી. જૂદી જૂદી જાતના ખાતર નાંખવા, ખેતીની જૂદી જૂદી ક્રિયામાં સારા મહેનત ઉગરે એવા સંચા વાપરવા, નવા નવા કિંમતી પાક પકવવા, એ અને બીજી એવી એવી મોટી મોટી વાતોમાં તરત સુધારો કરવો ઘટે છે. વળી કેટલીક જાતના ખેડુત મહેનત કરતાં છતાં હમેશ

દરિદ્રી રહે છે તેનું કારણ પણ સારી પેઠે સમજવું જોઇએ. તેમનું દળદર *કાંધીઆના જુલમથી થાય છે, કે સરકારની વીઘોટીથી થાય છે તે ઉપર પણ બધા પરોપકારી ને બુદ્ધિશાળી માણસોએ વિચાર કરવો જરૂરનો છે. અને વિચાર કરીને ખરૂં કારણ શોધી કાઢી તેનો ઉપાય પણ કરવો જોઇએ. ખેતીના સુધારા માટે સરકારે શું શું કરવું ઘટે છે, હાલના જમીનના વહીવટમાં કેટલો ફેરફાર કરવો ઘટે છે, કાંસ, નાળાં, નહેરો વગેરે બાંધકામ કરવાનો સરકારનો ધર્મ કેટલો છે, તે પણ સરકારને બતલાવી આપવામાં પાછા પડવું નહીં. રાજ્યનો એકંદર બંદોબસ્ત છતાં હજુ ગામડામાં કેવી રીતનો ગેરબંદોબસ્ત ચાલે છે, ને તેથી રૈયતને કેટલી અગવડ પડે છે, તથા દેશની એકંદર ઉપજમાં કેટલો ઘટાડો થાય છે, એ વાત પણ સરકારની ધ્યાન આગળ મુકવી જોઇએ. હાલ પણ ઉભા માલની ચોરી તથા ઓધામાં આગો ઘણી વાર થાય છે. તેમજ સરકારી નોકરોની વેઠથી તથા બીજી રીતની ગેરવર્તણુકથી ખેતીની ઉત્પત્તિમાં કેવી હરકત પડે છે તે પણ શોધી કાઢી સરકારને કાને પહોંચાડવું જોઇએ. સારા રસ્તા નહીં હોવાથી ખેતીના માલની કિંમત તથા અંતે એની ઉપજ શી રીતે ઘટે છે, તે વાત અજવાળામાં આણવી જોઇએ.

ખેતીમાં સુધારો કર્યા પછી વેપાર તરફ લક્ષ આપવું ઘટે છે. વેપારમાં શાખ તથા વિશ્વાસ એ મોટી વાત છે ઇશ્વર ઇચ્છાથી જૂના વેપારીઓમાંથી આ દિન પર દિન ઘટતી જાય છે, અને થોડા વરસમાં જૂનો વેપાર નહીં જેવો થઇ જશે, એમ ધાસ્તી રહે છે. પણ જૂનાની જગ્યાએ નવા પ્રમાણિક વેપારી થશે તો દેશ ઊભો રહેશે. સાચવટ સિવાય દુનિયામાં એક ડગલું ચલાતું નથી, ને એમાં જેટલી ભૂલ થાય છે તેટલું બધું બગડે છે.

નવી નવી કળાઓ કાઢવાની વાતો ચાલે છે, પણ મુંબાઇમાં દિવાસળી ને સાબુના કારખાના અને અમદાવાદમાં સાકરના કારખાના થયા

---

* કાંધીઆ એટલે ઠેરવેલી મુદત અથવા કાંધા પ્રમાણે ધીરેલી રકમનો ભાગ અને વ્યાજ ઉઘરાવવા આવતા શાહુકાર.

છે, તે સિવાય બીજું કશું થયું નથી. અને ગુજરાતમાં તો ઘણું થવા જેવું છે. આપણે ઘર આંગણે શેરડી ઉગે છે તેની આપણે ખાંડ કરી શકીએ. તેમજ ખજુરની ખાંડ થઇ શકે. આપણે અહીં કેટલાક ગામમાં ગળીના છોડ ઉગે છે તેમાંથી ગળી બનાવવાની કળા ઉત્પન્ન થઇ શકે છે. આપણે અહીં ભીંડી ઉગે છે તેના કોથળા બનાવવાનાં કારખાનાં થઇ શકે. વનસ્પતિઓ ઉપરથી દેશી તથા વિલાયતી ઓષધિઓ બનાવવાની કળા થઇ શકે. કાચ બનાવવો ધારીએ તો આપણી પાસે સાધનની કંઇ ખોટ નથી. સાધન તમામ ઘર આંગણે તૈયાર છે, પણ આપણું આળસ આડે આવે છે. કાગળ બનાવવાને પણ આળસ સિવાય બીજું કશું બાકી નથી. લાકડા તથા લોઢાના કામના હજારો કારખાનાં નિકળી શકે. બીજા આવા ઘણા ધંધા કરવાનો ગુજરાતમાં મોખ છે, અને તે તરફ દેશના સમૃદ્ધિવાન ને બુદ્ધિશાળી પુરુષોએ હમેશાં મન લગાડવું જોઇએ.

વેચવા સાટવાના વેપારમાં પણ આપણે સાહસ દેખાડવું જોઇએ. વિલાયતના વેપારીઓએ અહીં પેઢી કાઢી છે, અને તેઓનું ખર્ચ પણ અહીં ઘણું થાય છે, પણ અહીંના વેપારીઓની હજુ તેઓને ખસેડવાની તાકાત નથી. વળી પરદેશ જવાની ઉત્કંઠા વેપારીઓમાં જોઇએ તેટલી નથી. આપણે અહીંથી ચીન, મોરિસ ઘણા દૂર નથી, પણ ત્યાં થોડા પારસીઓ સિવાય બીજા કોઈની પેઢીઓ નથી. વહાણવટીના ધંધામાં તો લોક બિલકુલ અજાણ છે, ને વિલાયતમાં પેઢી કાઢવાની કોઇની હામ થતી જ નથી. આપણને ઘર આંગણે ટહાડા લોહીનો રોટલો આવો ઘણો ગમે છે. **ખરૂં પુરુષાતન ટહાડા લોહીમાં નથી, પણ સાહસ તથા પરાક્રમમાં છે.** આ બધી બાબતમાં સરકારની પાસે મુખ્ય મદદ આપણે એટલી માગવાની કે કાંતો સરકારને ખર્ચે, કાંતો લોકલ ફંડને ખર્ચે, કાંતો મ્યુનિસિપાલિટીના ખર્ચે અમુક ધંધો શિખવવાની શાળાઓ કાઢવી. આ શાળામાં પહેલા કયા હુનરો શિખવવા તથા શી રીતે શિખવવા વગેરે બાબતનો વિચાર કરવાની આ ઠેકાણે અગત્ય નથી.

---

# ધર્મ પ્રકરણ.

## ( ૧ )*

સ્વામી ચિદાનંદ જાણીતા સ્વામી વિવેકાનંદના શિષ્ય છે. સ્વામી વિવેકાનંદે આપણા પ્રાચીન વેદાન્તની કીર્તિ યુરોપ અને અમેરિકામાં ફેલાવી છે, અને તેમણે તેમ કર્યું નહોતું ત્યાંસુધી ત્યાંના લોકો આપણને જંગલી માનતા હતા.

* * *

ધર્મના ઝઘડા જૂના છે, પણ એ ઝઘડા કુરાન, રામાયણ, અને બાઈબલ વગેરે પુસ્તકોજ ધર્મો હોય એવી રીતના છે. એ પુસ્તકોમાં જે બોધ જોવામાં આવે છે તે તો એક બીજાને મળતોજ આવે છે. અહિંસા, બ્રહ્મચર્ય, સત્ય વગેરેને લગતા બોધ સર્વ ધર્મોમાં સામાન્યજ છે. આપણા વેદાન્ત ધર્મમાં પરમાત્માની પરિવ્યાપકતાનો સિદ્ધાન્ત વિશેષમાં છે, અને એ સિદ્ધાન્તને અનુસરી મનને શુદ્ધ તથા સ્થિર કરી શુદ્ધ પરમાત્મ સ્વરૂપ પ્રાપ્ત કરવાનો આપણે પ્રયત્ન કરવાનો છે.

* * *

આપણા પૂર્વજોએ જે સિદ્ધાન્તો શોધી કહાડયા હતા તે ઘણાજ ગહન છે યુરોપિયન પ્રજાઓ જેમણે જડવાદથી મંડાણ કર્યું હતું તેઓ પણ વેદાન્તના સિદ્ધાન્ત તરફ ઢળવા લાગી છે. તેમનામાંના કેટલાક આત્માનું અસ્તિત્વ સ્વીકારે છે અને કેટલાક આ વિશ્વમાં આત્મા સિવાય બીજું કાંઇ નથી, એવું પણ સ્વીકારે છે. બંગાળના જાણીતા શોધક મિ. જગદીશચંદ્ર બોઝ પણ પોતાની શોધોની અંતે જણાવે છે કે આપણા પૂર્વજોએ જે સિદ્ધાન્તો ખોળી કહાડયા છે તે ખરાજ છે. આ રીતે વેદાન્તનું સત્ય દુનિયાની પ્રજાને સમજાવા લાગ્યું છે. પણ જગત્ મિથ્યા છે એવું જણાવી બેસી રહેવામાં સાર્થક નથી. બ્રહ્મચર્ય વગેરે કર્મયોગથી

---

* અમદાવાદમાં સ્વામી ચિદાનંદે કરેલ ભાષણોમ પ્રમુખપદેથી કરેલું વિવેચન, તા. ૨૨-૧-૧૯૦૬.

મન શુદ્ધ તથા સ્થિર કરી અને આખા જગત માટે આત્મવત્ ભાવ પ્રાપ્ત કરી, પરમાત્મ સ્વરૂપ જે રીતે પ્રાપ્ત કરવાનું વેદાન્ત જણાવે છે તે રીત પ્રમાણે આપણે આપણું વર્તન બનાવવું જોઇએ.

( ૨ )*

તમારી સભાનું સંસ્કારી નામ બ્રાહ્મણ હિતવર્ધક યથાર્થ છે. પણ તેની સાથે તમારા વિચાર સાંકડા નથી તે ખુશી થવા જેવું છે. તમે અન્ય વર્ણનાં બાળકોને પણ ઇનામ આપી બતાવી આપો છો કે તમારી સંસ્થામાં સમસ્ત હિંદુઓનું હિત સમાયેલું છે. તમારો આવો ઉદાર વિચાર અને ઉદ્દેશ કાયમ રાખજો. બ્રાહ્મણો બ્રહ્મ દેવનું મુખ હતા, અને ક્ષત્રીઓ હાથ હતા, તેનો ખરો અર્થ હાલ આપણે સમજતા નથી, અને ખોટો અર્થ કરીએ છીએ. બ્રાહ્મણો મુખદ્વારા જ્ઞાન આપનાર છે, તેથી તેઓ હમેશાં અધ્યાપકનું કામ કરે તોજ બ્રાહ્મણ નામને તેઓ લાયક છે. આ કારણથી તેમને બ્રહ્મના મુખ તરીકે વર્ણવેલા છે. હાલના કેટલાક બ્રાહ્મણોને બ્રાહ્મણ નામનો શુદ્ધ ઉચ્ચાર કરતાં પણ આવડતું નથી, તેથી કોઈ પુછે છે તો ‘ અમે બેમણ છીએ ’ એમ કહે છે.

છોકરૂં જન્મે છે ત્યારે શુદ્રવત્ હોય છે અને તે સંસ્કારથી બ્રાહ્મણ થાય છે. ઉપનયનની હાલ થતી ક્રિયા હસવા સરખી છે. જનોઇ પહેરાવ્યા પછી બડવો દોડાવી છોકરાને અડધા કલાક પછી ઘેરે લાવે છે. આટલામાં ઉપનયનનું કામ સમાપ્ત થતું નથી. ઉપનયનનો ખરો અર્થ “ ઉપ ” એટલે પાસે, ને “ નયન ” એટલે લઇ જવું; મતલબ કે ગુરુ પાસે વિદ્યાભ્યાસ માટે બાળકને લઈ જવો તેજ ઉપનયનનો અર્થ થાય છે. જનોઇ પહેરાવ્યાથીજ બ્રાહ્મણ થઇ જવાતું નથી. પરમેશ્વરે બનાવ્યો તે પ્રાકૃત, ને ગુરૂ પાસે જઇને જે સુધરે તે સંસ્કૃત. બીજા કોઇ ધર્મની હું વિરુદ્ધ નથી તેથી તત્સંબંધમાં હું અહીં જે કાંઈ બોલું તે પરથી કોઇની લાગણી

---

* બોરસદ મુકામે ત્યાંની બ્રાહ્મણ હિતવર્દ્ધક સભામાં આપેલા ભાષણોમાંથી, તા. ૧૯-૪-૧૯૧૮.

દુખાવવાનો મારો આશય છે તેવું માનશો નહીં. **મારા મત મુજબ જગતના બધા ધર્મોથી આપણો હિંદુ ધર્મ શ્રેષ્ઠ છે.** આપણો ધર્મ જ્ઞાન અને ભક્તિથી ભરપૂર છે. બીજા કેટલાક ધર્મવાળા કહે છે કે અમારો ધર્મ માનશે તેનુંજ ભલું થશે! કેટલાક તો વળી ત્યાં સુધી કહે છે કે અમારા ધર્મવાળાના મરણ પછી પરમેશ્વર હજુર જ્યારે ઇન્સાફ થશે ત્યારે પ્રભુનો દિકરો પ્રભુને જણાવશે કે તે મારા ધર્મવાળા છે, માટે તેમને શિક્ષામાંથી બચાવો! શું આવો કદિ ન્યાય હોય? પ્રભુને પારકા પોતાના હોયજ નહીં. તેની નજરમાં સર્વ મનુષ્યો સરખાં છે. મિશનરીઓ પરદેશથી રૂપીઆ મંગાવવા લોકોને ખોટું ખોટું સમજાવી જે ધર્મ ફેલાવે છે તેને શું ધર્મનું નામ ઘટે છે? હું બીજા ધર્મની લાગણી દુખાવવા માગતો નથી પણ હિંદુ ધર્મ ખરો છે, અને જરૂર પડે તો તે વાત સાબિત કરવા તૈયાર છું. બીજા ધર્મવાળા આપણને અંગ્રેજી શિખવવા શાળાઓ ખોલે છે તેમાં તેઓ આપણા ઉપર ઉપકાર કરતા નથી. તે તો મારી પાસેથી વડોદરાના એકાદ મોટા અમલદાર ઉપર ચીઠ્ઠી મેળવવાના ઇરાદાથી મને જમાડે તેના જેવી સ્વાર્થની વાત છે. તેઓ ઘેરે ઘેર ફરીને ધર્મનો બોધ આપે છે તેમાં પણ ઉપકાર કરવાનો ડોળ કરતા હોય તો તે ખોટી વાત છે. દાખલા તરીકે એક મુસલમાન વીશી કાઢીને તમને કહે કે અમારી વીશીમાં તમે જમશો તો પૈસા ન લેતાં મફત જમાડીશું. આવી માગણી કરનાર મુસલમાનનો ઉપકાર માનવો કે કેમ તેનો વિચાર કરવાનું તમને સોંપું છું. મફત નિશાળ કાઢે છે કે ઓછી ફી લઇ ભણાવે છે અને મફત દવા આપે છે તે ઉપકાર નથી, પણ ઉપરની મુસલમાનની વીશીની માફક તમને તેમના ધર્મમાં લેવાની તે બધી યુક્તિ છે. એ ધર્મવાળા પરોપકારી હોય તો કલેકટરો અને તેવા બીજા મોટા અમલદારો તેમના પગારો શા સારૂ અહીં પરોપકારમાં ખર્ચી નાંખતા નથી? આપણા દેવને તેઓ પત્થરના કહે છે, તો તેમનાં બાવલાંને શા માટે માન આપે છે?

"કરશો તેવું પામશો" તે આપણા ધર્મનો સિદ્ધાંત છે. કર્મ કે પુરુષાર્થ તે આપણા ધર્મનો પાયો છે. સત્કર્મ અને નિત્ય કર્મ કરવાં તે

ફરજીઆત છે. નિત્ય સંધ્યા કરવાની આજ્ઞા છે. રવિવારે આઠ દિવસનું નામું ચુકવવું તેવો આપણો નિયમ નથી. શરીરની માફક હમેશાં મનને નિત્ય કર્મથી શુદ્ધ કરવાની આપણા ધર્મની આજ્ઞા છે. આપણાં શાસ્ત્રો વાંચીને બરાબર સમજ્યા વિના અન્ય ધર્મીઓ આપણી સામે આક્ષેપ કરે છે. કૃષ્ણે ગોપીઓ સાથે લીલા કરી તે વખતે તેમની ઉમર ફકત બાર વર્ષની હતી, છતાં તેમના ઉપર અપવાદ મુકે છે. અલંકારી ભાષાની ગેરસમજણનું આ પરિણામ છે. આપણાં બાળકો પર ધર્મમાં વટલે નહીં તેવી સંભાળ રાખવાનું કામ તમારા જેવી સભાઓનું છે. દરેક હિંદુને પ્રતિ દિન પ્રાતઃકાળમાં સંધ્યાદિ નિત્યકર્મ કરવાની જરૂરીઆત સમજાવજો, અને રવિવારે આઠ દિવસે નામું ચુકવવાને ચાળે ચઢવા દેશો નહીં.

---

## ( ૩ )*

મનુષ્ય જાતિની ઉન્નતિના આવા માર્ગના કાર્યમાં ભાગ લેતાં મને આનંદ થાય છે. હું **આખા ભરતખંડનો રહેવાશી છું અને ગુજરાત મારૂં ઘર છે,** તેથી સ્વાભાવિક રીતે ગુજરાતની ઉન્નતિ માટે મને વિશેષ લાગણી છે. આ આશ્રમનું નામ ભૃગુપુર હિંદુ અનાથાશ્રમ " છે, પણ હું ધારૂં છું કે સર્વ જ્ઞાતિઓને માટે તેમાં છુટ છે. આપણો ધર્મ મનુષ્યજાતિ ઉપર પ્રીતિ રાખવાનો બોધ કરે છે. બીજા ધર્મવાળાઓના આવાં આશ્રમોમાં નાનાં છોકરાંઓને વટલાવીને પોષણ કરવામાં આવે છે, તેમની સામે આવા આશ્રમોથી ઠીક રક્ષણ થશે. આ પ્રમાણે અનાથોનું રક્ષણ કરવું એ દરેક ધર્માભિમાનીની ફરજ છે. દરેક મોટા શહેર ખાતે આવાં આશ્રમો નિકળવાં જોઇએ. અમદાવાદ અને સુરતમાં સ્થપાયાં છે, નડિયાદમાં શરુઆત થઈ છે, અને ભરૂચમાં પણ તમે શરુઆત કરી છે, એટલે આખા ગુજરાતે તેની ઉપયોગિતા

---

* ભરૂચ હિંદુ અનાથાશ્રમના વાર્ષિક ઉત્સવ વખતે તા. ૨૮-૨-૧૯૦૯ નાં રોજ પ્રમુખપદેથી કરેલું ભાષણ.

પિછાની છે. સુરતના આશ્રમમાં છોકરાંઓને ધંધા શિખવવામાં આવે છે અને તેમાંથી તેઓ પોતાનું ખર્ચ કાઢે છે. સરકારી અમલદારો વગર આવાં કામ આપણે જાતેજ ચલાવવાં જોઇએ. જે કામ જાતે કરી શકાય તેને માટે પારકા ઉપર આધાર ન રાખવો જોઇએ. તેમ આરંભશૂરા થઇ પાછળથી મુકી દેવું એ પણ ડહાપણ નથી. હમેશ સરખા ઉદ્યોગથી મચ્યા રહેવું. માણસમાં જો કામ કરવાની શક્તિ હોય તો દ્રવ્ય તો એની મેળે આવે છે. તમારી ઇચ્છા જો ખરા અંતઃકરણથી મનુષ્યજાતિની ઉન્નતિ કરવાની હશે તો દ્રવ્ય એની મેળે આવશે. દ્રવ્ય, ઉમંગ અને ઉત્સાહને આધીન છે. લક્ષ્મી શ્રી કૃષ્ણને આધીન છે. બનારસની સેન્ટ્રલ હિંદુ કૉલેજનો દાખલો લો. પૈસાદારજ મદદ આપે છે એમ નથી. જેને લાગણી હોય તે તમામ મદદ આપે છે. અને પૈસા થયા તેથી શું? પૈસાના પ્રમાણમાં કંઈ સુખ વધતું નથી. દ્રવ્યનો ખરો ઉપયોગ સંઘરી રાખવામાં નથી પણ સત્કર્મમાં વાપરવામાં છે. ખરી મ્હોટાઇ પ્રજાની સેવા કરવામાં છે. પ્લેગનાં ઘણાં માઠાં પરિણામમાંથી એક શિખામણ આપણને મળી છે કે આપણું ઘર ફક્ત સાફ રાખીએ તેથી સુખી રહેવાતું નથી, પરંતુ આખું ગામ સાફ રહેવું જોઇએ. એજ દાખલો જાતિની સુધારણામાં લાગુ પડે છે. આવો જાતિસુધારણાનો પ્રયત્ન આવા આશ્રમમાં થતો હોવાથી હું તેમાં ભાગ લેવા માટે એક વાર ફરીને મારો આનંદ જણાવું છું, અને આપનો આભાર માનું છું.

( ૪ )*

હું મારા અંતર્ગત વિચારો આપની સન્મુખ મુકીશ, તે ફક્ત તે વિચારોમાં સુધારો થવા પામે એજ ઉદ્દેશથી. શંકરાચાર્ય જગતના મોટા પુરૂષ પૈકીના છે. દિગ્વિજયના ચમત્કારોવાળી વાર્તાને કેટલાક કદાચ કલ્પિત

* વેદ સનાતન ધર્મોત્તેજક મંડળ તરફથી શ્રી શંકરાચાર્યની જયંતીના મહોત્સવ વખતે તા. ૪-૫-૧૯૧૧ ના રોજ કરેલું ભાષણ.

કહે તો તે જુદી વાત છે, પરંતુ શંકરાચાર્ય મહાન્ હતા તેની ના પાડી શકાશે નહીં. બુદ્ધિ, બળ અને એ બન્નેના સંયુક્ત બળવાળાજ મહાન્ ગણાય છે. દ્રવ્યવાનની સંજ્ઞા મોટામાં નથી. નેપોલિયન, શિવાજી, નાનક વગેરે મહાન્ પુરુષો દુનિયામાં થઇ ગયા છે, કે જેમણે સામાન્ય સ્થિતિમાંથી સંયોજક બળનાં પ્રતાપે અપૂર્વ કામો કર્યાં છે. તેવા મહાન્ પુરુષો દુનિયામાં કાળે કાળે થાય છે, કે જેમને ઇશ્વરના અંશાવતાર માનવામાં આવે છે. શંકરનાં ઘણાં પુસ્તકો છે, પરંતુ જો તેમાંનાં બધાં નાશ પામી ફક્ત એકલું શારીરકભાષ્યજ રહ્યું હોત તોયે તે જોઇને દરેકને એમ તો કહેવુંજ પડત કે તેઓ ઉત્કૃષ્ટ બુદ્ધિશાળી હતા. તેની રચના ન્યાયની અને સમદૃષ્ટિની છે. તેમણે બધાની બુદ્ધિ ઉપર વિજય મેળવી અદ્વૈત મતનું સ્થાપન કર્યું તે બિલકુલ ખોટું છે એમ કોઇ ઠરાવી શક્યું નથી.

* * * *

શંકરનો સિદ્ધાંત કેવો છે તે, હાલના શોધખોળ કે જે પરિપૂર્ણતાને તો પામ્યા નથી પરંતુ જેટલે અંશે થયા છે તેને તપાસીને જોવો જોઇએ. પ્રથમ તો પાશ્ચાત્ય પ્રદેશમાં જડવાદીઓ હતા, જેઓ નાસ્તિક પેઠે કહેતા કે અમે શબ ચીર્યું અને જ્ઞાનતંતુ તપાસ્યા પણ અમને કાંઇ જીવ દેખાયો નહીં. પ્રથમ તો તેમનું કહેવુંજ હાસ્યસ્પદ હતું. કારણ કે જેનું મૃત્યુ થયું તેમાં જીવ હોયજ શેનો, કે જણાય? અને જો જીવતો માણસ હોય તો તે પોતાનું મગજ કાપવા પણ શેનો દે? ધીમે ધીમે તે પછી બીજા સત્યશોધકો નિકળ્યા, જેઓ કાંઈ પણ નિશ્ચય પર આવ્યા ન હતા, પરંતુ સત્ય મેળવવાની વૃત્તિથી શોધખોળ કરવાનોજ પ્રયાસ કરનારા હતાં. છેવટે એમ તો માલુમ પડયું કે જીવ જડમાંથી થતો નથી, જીવ તો ચેતનમાંથીજ નિકળે છે. તેથી તેઓ જીવ અને જડ બન્નેને માનવા લાગ્યા, અને જીવ એ જડ ઉપર પ્રાધાન્ય ભોગવે છે એમ માનવા લાગ્યા. આગળ વધતાં જગત્, તારામંડળ વગેરે આખા બ્રહ્માંડની તપાસ લેતાં માલુમ પડયું કે તે બધું અમુક નિયમ ને કાયદા પ્રમાણે ચાલે છે, માટે તેનો કોઇ નિયામક

પણ હોવો જોઇએ. તેઓ એ ત્રણે વચ્ચેના સંબંધની તપાસ કરવા લાગ્યા. તેમને માલુમ પડયું કે જીવ પોતે મૂળ સ્વરૂપમાં કાયમ રહે છે, જ્યારે જડ તો દરેક પળે રૂપાંતર પામ્યા કરે છે. સૂક્ષ્મવિચારકો જીવ અને બ્રહ્મને એક માનવા લાગ્યા. તેમાં શંકા થઇ કે જો જીવ અને બ્રહ્મ એક હોય તો સર્વજ્ઞ બ્રહ્મ હોવા છતાં જીવ અજ્ઞાન શા માટે? તેનો બચાવ થવા લાગ્યો કે જીવ લાંબા સમયથી અનેક અવતારોમાં આવિર્ભાવ પામી મોજશોખને વશ થયેલો છે, તેના સંસ્કારો તેનામાં દાખલ થતા ગયા છે તેથી અજ્ઞાનતા પ્રવેશવા પામી છે. શંકરાચાર્યે અદ્વૈતવાદનું સ્થાપન કર્યું એજ બતાવે છે કે પહેલાં લોકો દ્વૈતવાદી હતા, નહીં તો એકવાદ શા માટે ન કહ્યો? પરંતુ જો એકવાદ કહે તો જડવાદ અથવા શૂન્યવાદ બની જાય, માટેજ અદ્વૈતવાદ નામ આપવામાં આવ્યું.

ગીતામાં કૃષ્ણે આપેલા ઉપદેશમાં સૌથી પહેલાં રાગદ્વેષને જીતવા આજ્ઞા કરી છે, તેનું પાલન થવું જોઈએ. હાલમાં જ્ઞાતિમાં, સભાઓમાં, મ્યુનિસિપાલિટીમાં અને પાર્લામેન્ટમાં જે પક્ષાપક્ષી છે તે રાગ-દ્વેષનું પરિણામ છે. દેશની હાલ જે પડતી આવી છે તેનું મૂળ કારણ તે જ છે. તે જ કુસંપ કરાવે છે. ગીતાનો બીજો સિદ્ધાન્ત એ છે કે, આપણે કર્મ કરવાં ખરાં, પરંતુ તે કરતી વખતે "હું કરૂં છું" કે "મેં કર્યું" એવો અહંકાર રાખવો નહીં. દરેક કર્મ સમજીને થવું જોઇએ. ગંગાજીમાં નાહ્યાથી દેહશુદ્ધિ થાય છે એમ માનવામાં ચિંતા નથી, પરંતુ તેમાં નાહ્યાથી સાત પેઢી તરી જાય છે, એવી માન્યતા રાખવી એ ખોટી છે. અહિંસા વગેરે ગીતાના બીજા ઉપદેશનો વિશાળ અર્થ એ છે કે પ્રાણી માત્ર ઉપર દયા રાખવી, રાગદ્વેષથી દૂર રહેવું, અને વળી તે ઉપરાંત સર્વ સાથે મિત્રભાવ રાખવો, તથા નિર્મળ અંતઃકરણ રાખી કોઇની પણ નિંદા કરવી નહીં. હાલમાં જો આ રાજ્યમાં કોઇ પણ દુર્ગુણે પ્રવેશ કર્યો હોય તો તે બોલવાનો દુર્ગુણ છે. પૂર્ણ અભ્યાસ કર્યો ન હોય તોપણ દરેક બાબતમાં પોતાનો અભિપ્રાય આપી દેવાની ઉતાવળ જુવાનીઆઓ એકદમ ઉતાવળ કરે છે. પરંતુ અ-

વિચારી બોલવાથી કેટલું બધું નુકસાન થાય છે, તે વિચારવું જોઇએ. ગીતામાં આપેલો ઉપદેશ સર્વમાન્ય છે. શંકરના અદ્વૈતવાદનો સિદ્ધાન્ત વખતે બીજા કોઇ માન્ય ન પણ રાખે, પરંતુ આ સામાન્ય સિદ્ધાન્તો છે તેને માન્ય રાખી આપણે સર્વ વર્તીએ તો પણ આપણું કલ્યાણ થાય.

( ૫ )*

હાલમાં કેટલાકો એમ કહે છે કે પ્રાચીન નિયમો તદ્દન મૂર્ખાઇ ભરેલા છે, પણ અત્યારે વ્યાખ્યાનકર્ત્તાએ જે જણાવ્યું છે તે ઉપરથી તમારી ખાત્રી થશે કે તે નિયમોમાં કાંઇ પણ ગાંડાઇ કે મૂર્ખાઇ નથી, પણ જનસમાજનું કલ્યાણ કરવાનો હેતુજ તેમાં સમાયલો છે. પાદરીઓ આપણને બેવકુફનાં છોકરાંઓ કહે છે, પણ તેવા આપણે નથી. આપણે સુધરેલા પૂર્વજોના સંતાનો છીએ.

યુરોપના લોકો એવો સાર ખેંચે છે કે બીજા બધાઓનું ગમે તે થાઓ, પણ આપણે એકલાજ પૈસો એકઠો કરવો. આવી ધનપ્રાપ્તિની લાલસાથી તે લોકોમાં ઘણી કંપનીઓ ઉભી થયેલી છે. યુરોપનું તત્ત્વજ્ઞાન એવું જણાવે છે કે મનુષ્યે પોતાના જ સુખનો પ્રયત્ન કરવો. હાલમાં જો કે તેઓના વિચારો ફરવા લાગ્યા છે અને મનુષ્ય સમાજના કલ્યાણ માટે પણ છે એવા નિર્ણય પર આવવા લાગ્યા છે; છતાં પણ પહેલાં જે વિચારો ઘુસી ગયા છે તેની અસર ક્યાં સુધી રહ્યા કરશે તે કહેવું મુસ્કેલ છે. આપણામાં અર્થ મેળવવાની આજ્ઞા છે, પણ તે મનુષ્યજાતિનું કલ્યાણ કરવા માટે જ. હવે જમાના પ્રમાણે તે આજ્ઞાઓમાં સુધારો થવો જોઇએ.

વર્ણ વર્ણની વચ્ચે ભોજનવ્યવહારની છુટ હતી એ જે જણાવવામાં આવે છે તે ખરૂં છે. બૌદ્ધ અને જૈન ધર્મ પછી જ્યારે પર-

* તા. ૬-૧૦-૧૯૧૨ ના રોજ રા. રા. ગિરિજાશંકર હરિશંકરે " આપણા જૂના મુનિઓના આચાર " એ વિષયપર આપેલા ભાષણ વખતે પ્રમુખપદેથી આપેલું ભાષણ.

દેશી પ્રજા દાખલ થઇ ત્યારથી એવો પ્રતિબંધ થયેલો લાગે છે. **વર્ણ તે ગુણકર્મથી જ થાય. બ્રાહ્મણના ગુણ હોય તો જ બ્રાહ્મણ ગણાય. ક્ષત્રિના ગુણ ન હોય તેને ક્ષત્રિય કહી શકાય નહીં.** અગાઉ વ્યાસ વગેરે મહાન્ ઋષિમુનિઓ હલકા વર્ણના હોવા છતાં પણ ગુણ-કર્મના યોગે મુનિની પદવી પ્રાપ્ત કરી ગયા છે. શૂદ્ર વર્ણને વિદ્યા શિખવાનો અધિકાર હતો અને વિદ્વાનને ચારે વર્ણો માન આપતી. કેટલાકો નૈષ્ઠિક બ્રહ્મચારી રહી જીંદગી સુધી બ્રહ્મચર્ય પાળી વિદ્યાની શોધમાં આયુષ્ય પુરું કરતા. યુરોપમાં હાલ કેટલાક પ્રૉફેસરો આવી રીતે પોતાની આખી જીંદગી વિદ્યામાં ગાળનારા છે.

હાલમાં કેટલાકો પોતાના બાળકને છ છ વર્ષે નિશાળે મુકે છે તે બરાબર નથી. બ્રાહ્મણના બાળકને આઠમે વર્ષે અને ક્ષત્રિયના બાળકને અગિયારમે વર્ષે ઉપનયન સંસ્કાર એટલે ગુરુને ઘેર વિદ્યાભ્યાસ માટે મોકલવાનું કહેલું છે. મુડદાંને અડકીને નહાવું તેને પ્રથમ કેટલાક મૂર્ખાઇ કહેતા હતા, પણ હવે એમ સિદ્ધ થઇ ચુક્યું છે કે મુડદાને અડતાં પહેલાં અને પછી એમ બન્ને વખતે નહાવું જોઈએ, કે જેવે. નિયમ આપણા ઋષિમુનિઓ આગળથીજ કહી ગયા છે. મનુષ્યઋણ, પિતૃઋણ, તથા દેવઋણ, એ જે ત્રણ દેવાં મનુષ્યે અદા કરવાનાં છે તે પણ બરાબર છે. મારે તમને ટુંકમાં એટલુંજ કહેવાનું છે કે સુધરેલા પૂર્વજોના તમે સંતાનો છો અને તેજ પ્રમાણે આ જમાનામાં પણ નિયમ મુજબ વર્તીને વિદ્યાભ્યાસ કરીને દીપી નીકળો.

( ૬ )*

કવિ મહારાણીશંકર શર્માએ આજે સારૂં ભાષણ આપ્યું છે. તે કાંઇ એમ નથી કહેતા કે તેમનું કહેલું સઘળું તમારે માન્ય રાખવું, પણ તેમાંથી જે કંઈ તમને સારૂં લાગે તે તો તમારે ગ્રહણ કરવું જોઇએ.

* તા. ૧૦-૧૧-૧૯૧૨ ના રોજ રા. રા. મહારાણીશંકર શર્માએ "વીસતી સદીનો મહાન્ પુરુષ" એ વિષય ઉપર આપેલા ભાષણ વખતે પ્રમુખપદેથી કરેલું વિવેચન.

અંગ્રેજી તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોમાં ઇન્દ્રિયજ્ઞાનનો અનુભવ છે; આંતરજ્ઞાનનો અનુભવ નથી. બંગાળામાં બ્રાહ્મોસમાજ નામની સંસ્થાનો હેતુ દરેક ધર્મમાંથી સારું તત્ત્વ ગ્રહણ કરવાનો હતો, પણ તે સંસ્થા બહુ ફેલાઇ શકી નથી. સ્વામી દયાનંદને મેં એકવાર જોયા હતા. તેમનામાં નૈષ્ઠિક બ્રહ્મચારીનું ખરૂં તેજ હતું. તેવું બ્રહ્મચર્ય આપણામાં હોય તો આપણે પણ તેમના જેવા થઇ શકીએ. બાળલગ્નો બુદ્ધિહીનપણાનું લક્ષણ છે અને તેનો અટકાવ કરવો જોઈએ. વંશપરંપરાએ રાજા થાય તે તો ઠીક, પણ વંશપરંપરાએ આચાર્ય કે ધર્મગુરુ થાય તે વ્યાજબી નથી, અને તે અંધપરંપરામાં જરા પણ લૌકિક નથી. અસ્પર્શ્ય વર્ગ ખ્રિસ્તી થાય ત્યારે તેમને આપણે અડકીએ છીએ, પણ તે ખરા હિંદુ હોય છે ત્યારે આપણે તેમને અડકતા નથી, તેથી આપણે આપણા ધર્મની અવગણના કરીએ છીએ. સ્વામી દયાનંદની ગુરુકુળ સ્થાપવાની સેવા અપ્રતિમ છે. આપણા વિદ્યાર્થીઓ નૈષ્ઠિક બ્રહ્મચારીઓ થશે અને પ્રાચીન પદ્ધતિ પ્રમાણે એક ગુરુ બેચાર શિષ્યોને ભણાવીને તેમના જીવનસૂત્રમાં વિદ્યાને વણી દેશે ત્યારેજ આપણે ખરી કેળવણી પામેલા કહેવાઇશું.

## ( ૭ )*

આર્યસમાજ વિષે અત્યાર સુધી જે ભ્રમ ચાલતો હતો તે આ કામકાજ ઉપરથી હવે દૂર થયો હોય એમ મને લાગે છે. બહારના જે મુસલમાની કે ખ્રિસ્તી ધર્મો હિંદમાં દાખલ થયા છે તે આર્યસમાજ આગળ કાંઇ પણ વિસાતમાં નથી. હિંદુધર્મ માનનારો કોઇ આર્ય પોતાનો ધર્મ મુકીને બીજામાં જશે નહીં એવી મને ખાત્રી છે. આર્ય સમાજે આપણામાં આપણા ધર્મનું અભિમાન જગાડયું છે. * * *

---

* આર્યધર્મ પરિષદ્‌ની પાંચમી બેઠક વખતે પ્રમુખસ્થાનેથી કરેલું ભાષણ; તા. ૨૨–૩–૧૯૧૩.

આગળ રાજા રામમોહનરાય વગેરેએ પણ તે માટે કરેલો પ્રયાસ સ્તુત્ય છે. પણ પછી ઇમારત કર્યા સિવાય કામ આગળ ચાલતું નથી. સમાજ મૂર્તિપૂજાનો નિષેધ કરે છે. આપણા આચાર્યોએ ખરું રહસ્ય નહીં સમજાવવામાં ભૂલ પણ કરી છે. દેવમૂર્તિનાં દર્શનની જે શાસ્ત્રીય વિધિ છે તે પ્રમાણે દર્શન થાય તો ફાયદો થાય. બીજું, સમાજ હિંદુ મુસલમાનોને ખ્રિસ્તી થઇ જતા અટકાવે છે તે કામને ઉત્તેજન આપવું જોઇએ. વળી ગુરુકુળની જે યોજના સમાજે કાઢી છે તે પણ ઉત્તમ છે. તેમાંથી જ્યારે નવા મજબૂત માણસો નીકળશે ત્યારે દેશને ઘણું હિત થશે. સમાજના ૧૦ નિયમો પણ સારા છે. ગુરુકુળની યોજના બાલ્યાવસ્થામાં છે અને તેનું ફળ પાક્યું નથી, પણ તેનાં મૂળ તો ચોંટી ગયાં છે. ઘણાઓ કહે છે કે અમેરિકા તથા ઇંગ્લાંડ જઇ આવી આપણે દેશનો ઉદ્ધાર કરીએ, પણ ઉદ્ધાર કરવામાં તો નવા માણસોનીજ જરૂર છે. સાત પેઢીથી આપણે નબળા થતા આવ્યા છીએ તેમાંથી મજબુત બાંધાવાળા થવાને ગુરુકુળ જેવી સંસ્થાની ખાસ અગત્ય છે. વૈષ્ણવો તથા બીજાઓ હવે ગુરુકુળો ઉઘાડવાની વાતો કરવા લાગ્યા છે, પણ ગુરુકુળ ખોલવાનું પ્રથમ માન તો આર્યસમાજીઓનેજ ઘટે છે, એમ આ સમાજનું માનવું વ્યાજબી છે. વળી તેમનો એક સિદ્ધાન્ત એવો છે કે આપણે સઘળાએ સાથે મળીનેજ ચાલવું. દરેક જણ પોતાનો સ્વાર્થ સાધે તેમાં સુખની વૃદ્ધિ નથી, પણ સૌ સંપથી ચાલે તેમાંજ સુખની વૃદ્ધિ છે એમ વિદ્વાનો માને છે.

## ( ૮ )*

જૂની પદ્ધતિના ભણેલા શાસ્ત્રીઓદ્વારા ભાષણ અપાવવા કરતાં અત્યારના ઇંગ્રેજી ભણેલા આવા વિદ્વાનો પાસે ભાષણ અપાવવામાં આવે

---

* રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતાએ “ શંકર સિદ્ધાન્તમાં ભક્તિનું સ્થાન ” એ વિષયપર તા. ૩-૫-૧૯૧૪ ના રોજ આપેલા વ્યાખ્યાન વેળા કરેલા ભાષણમાંથી.

તો તે ઘણું અનુકૂળ થઇ પડશે. બીજું, ઇંગ્રેજી પ્રજાએ આપેલા ઘણા દાનોમાં અશ્રદ્ધાનું દાન પણ આપણને મળેલું છે, અને તેથીજ આપણાં પ્રાચીન શાસ્ત્રો તરફ હાલના જુવાનીઆઓ, તેનો અભ્યાસ કર્યા વગરજ અશ્રદ્ધાથી જુએ છે. ત્રીજી સૂચના એ છે કે જે યુક્તિવાદથી આપણાં શાસ્ત્રોએ સિદ્ધાંત બતાવ્યાં છે તે યુક્તિવાદ કરવાં પણ જો સાયન્સની પદ્ધતિથી તે સમજાવવામાં આવે તો તે હાલના જમાનાને ઘણાં ગ્રાહ્ય થઇ પડે. ડાર્વિનિઝમ વગેરે સિદ્ધાંતો ભણેલાઓ આ વાત એકદમ માને તેવા નથી, માટે તેમને તેવી રીતના સિદ્ધાન્તોથી સમજાવવાની પદ્ધતિની જરૂર છે. ભક્તિના સંબંધમાં ખ્રિસ્તી વગેરે લોકો જે એકદેશસ્થ ઇશ્વર (Personal God) ની વાતો કરે છે તેને ખોટી પાડવાની જરૂર છે.

---

# આર્થીય પ્રકરણ.

## (૧)*

## શાન્તિદાસ.

ચરોતરમાં મહેમદાવાદથી પાંચ સાત ગાઉ ઉપર પાટીદારની વસતીનું એક જૂનું ગામ છે. મૂળ એ ગામ નરવાનું હતું, પણ પચાસ પોણોસો વરસથી નરવો તુટયો છે, ને નવી સરવૈ પ્રમાણે ખાતાબંધી વહીવટ ચાલે છે.

ગામમાં ઉજળીઆત વસતી સારી છે; આશરે બસો ઘર પાટીદારનાં છે, બીજાં વાણીઆ, બ્રાહ્મણ તથા વસવાયાંનાં છે. ગામના લોક મહેનતુ ને સંપીલા છે. ગામમાં ઘણું દેવું નથી. શાહુકાર વાણીઆ ધીરધાર કરતાં વેપારનો ધંધો વધારે કરે છે. ગામનો ચોરો રૈયતે બાંધેલો મોટો વિશાળ છે. હિંદુઓનું દેવળ પણ સારૂં છે, ને એક ધર્મશાળામાં વટેમાર્ગુ તથા સાધુસંત ઉતરે છે. ઠેઠ કાનમ લગી ગામની આબરૂ પણ સારી છે.

કણબીની વસતીમાં મોટું ને મોભાવાળું ઘર શાન્તિદાસ પાટીદારનું છે. તેમના બાપને સાત દિકરા હતા, ને બધા હાલ જૂદા જૂદા રહે છે; સાતે દિકરાને વાડી વસ્તાર સારો થયો છે. શાન્તિદાસને છ દિકરા છે. તેમાંના પાંચ મોટા ધંધે વળગી ગયા છે, પણ નાનો ભીખારીદાસ હાલ નોકરી ખોળે છે. આશરે દશેક વરસ ઉપર શાન્તિદાસની વહુના મનમાં એમ આવ્યું કે, મારા છ દિકરામાંથી નાનો દિકરો અંગ્રેજી ભણે ને સરકારી નોકરીએ વળગે તો કેવું સારૂં ? વખતે ટોપીવાળાની મહેરબાની થાય, તો ચઢતાં ચઢતાં એ તો કુમાવિસદાર થઇ જાય, ને આપણે ઘેર આખા પરગણાની હાકેમી આવે. શાન્તિદાસના મનને આ

---

* લખનારઃ એક ગુર્જર—એ સંજ્ઞાથી સને ૧૯૦૦ માં છપાવેલી ટુંકી વાર્તા.

વાત બહુ ભાવી નહીં. હાલ અહરે વરણુ અંગ્રેજી ભણતર ભણવા માંડે છે, તેમાં ઘણા અધવચ્ચ મુકી દે છે, ને થોડાજ ઠેઠલગી પહોંચે છે. વળી જે થોડા ભણી ઉતરે છે તેમને બધાને કુમાવિસદારી મળતી નથી એ વાત શાન્તિદાસ સારી પેઠે સમજતા હતા; પણ છોકરો છેલ્લા ખોળાનો હતો, ને આટલી ઉમરે ઘરનાં બૈરાંને નાખુશ કરવાં એ પણ ઠીક નહીં, એમ એમણે વિચાર્યું. વળી એમના હૈયામાં એમ પણ ખરૂં કે પરમેશ્વરને કરવું હોય ને છોકરાનું નસીબ ઉઘડે તો છોકરાની આના કોડ પૂરા પડે ને ઘડપણમાં આપણા સુખમાં મણા ન રહે. એટલે પહેલાં તો જરા એમણે બૈરાંનું કહ્યું ગણકાર્યું ન ગણકાર્યું એમ કર્યું, પણ છોકરાની માએ એ વાતની કેડ મુકી નહીં, તેથી હારીને અંતે તે હા ભણ્યા. સારૂં મુહૂર્ત જોઇને અંગ્રેજી ભણાવવા ભીખારીદાસને અમદાવાદ વિદાય કર્યો. અંગ્રેજી વિદ્યા ભણવી સહેલી નથી. તેમાં વળી સરકારના કાયદા; વળી તેમાં ધોરણ ને ફેરણ, ને પરીક્ષાઓ, તેથી ભણતાં ભણતાં ઘણા દહાડા લાગ્યા, તેથી કોઇ કોઈ વાર શાન્તિદાસને અકળામણ પણ આવે. દર માસે ખાધાખાઇ તથા ફીના દશ બાર રૂપિયા અમદાવાદ મોકલવા પડે તે મોટા કબીલાદાર આદમીને ભારે પડતા. પણ વરત લીધું તે પૂરું કરવું; હવે અધુરું ભણતર મુકવાથી કાંઇ લહાણુ નથી એમ સમજી તે કાંઇ બોલતા નહોતા. અન્તે સાતે વરસે ભીખારીદાસ મેટ્રિકની પરીક્ષામાં પાસ થયો; તેની ખબર આવતાં શાન્તિદાસને ઘણું સારૂં લાગ્યું ને છોકરાની મા તેથી વધારે હરખાયાં ને કહે છે કે, " હું કહેતી નહોતી કે મારો ભીખો નામ કાઢશે ? કાંઇ પૈસા ઉગારે કામ થાય ? જ્યારે મૂળાના પીતા જેવા ખર્ચ્યા છે, ત્યારે મારો છોકરો નાગરના છોકરાને ટક્કર મારે તેવો થયો છે. "

એ પ્રમાણે ભીખાની મા સૌ આગળ ફુલાય. ભીખાની પરીક્ષા ઉતર્યાના સમાચાર આવ્યા એટલે તેમણે ગામમાં ગોળ વહેંચ્યો. માતાને વધામણાં દીધાં, ને ઘેર નવેદ કર્યાં; બ્રાહ્મણ તથા સગાંસ્નેહિયોને જમાડયા, અને સૈ આસરાગતીઓને પણ સંતોષ્યા. ભીખો ગામમાં

આવ્યો ત્યારે ગામના સૌ લોક તેને બોલાવવા આવ્યા. તેઓ શાન્તિદાસને કહે કે, "હવે બાપા અધુરું ન રાખશો; હવે તો ભીખારીદાસને મુંબાઇ મોકલો; એ પૈસા દેવું થશે તો જારબાજરીનો શેટલો ખાઈ પેટે પાટા વાળી દેવાશે; પણ હવે તો એને મુંબાઇ મોકલો."

એમ બધા ઘણો આગ્રહ કરીને કહેવા લાગ્યા. શાન્તિદાસ ખાતા પીતા ગૃહસ્થ હતા. તેમની ખેતી મોટી હતી, તથા ઢોર ઢાંકર મસ હતાં ને દાણો દુણી પણ ઘણું રાખતા. પણ નગદ પૈસાનું બહુ જોર એમની પાસે નહોતું, એટલે મુંબાઇ મોકલવાનું તેમનું મન ઢચુપચુ થતું હતું. પણ છોકરાનો, તેની માનો તથા આખા ગામનો આગ્રહ જોઇ તેમણે પણ અંતે નમતું મુક્યું, ને ભીખારીદાસને મુંબાઇ ભણવા રાખવાનો વિચાર નક્કી કર્યો, ને ખરચ સારૂ ગામના શાહુકાર વનમાળીદાસને ત્યાંથી પ્રથમ રૂપિયા સોનો ઉપાડ કર્યો. વિદાય થતાં પહેલાં ભીખારીદાસને કોરે બોલાવીને કહ્યું કે, "ભાઇ, મારી પાસે પૈસા નથી, મુંબાઇ તો ઇંદ્રપુરી જેવું છે, ત્યાં ભાતભાતની જણસો મળે છે, તરેહ તરેહના શોખ ત્યાં થઇ શકે છે; માટે તું જો નીતિથી રહી નીચું માથું ઘાલી અભ્યાસમાંજ મન રાખવાનું કબૂલ કરે તો હું મોકલું; નહીં તો ખર્ચ વેઠવાનું મારૂં ગજું નથી, માટે એ વિચાર આપણે માંડી વાળો."

ભીખાએ પોતાના બાપને પગે હાથ મુકીને કહ્યું કે, "ભા, હું એક પાઇ પણ નકામી નહીં ખરચું. અઢાર વરસનો થયો ને શું હું સમજતો નથી કે આપણા ઓરડામાં શું છે ને શું નથી?"

સરકારી કૉલેજ ઉઘડતાં ભીખારીદાસ મુંબાઈ જઇ તેમાં દાખલ થયા, ને અભ્યાસ શરુ કર્યો. થોડા દહાડા તો બાપની શિખામણ ને પોતાનું વચન હદેમાં રાખી ભીખારીદાસે ખૂબ મહેનત કરી. પછી ત્યાં જૂના થતા ગયા ને છોકરાઓનો સહવાસ વધવા માંડ્યો. ત્યાંના પારસીના છોકરાઓના ચળકતા બુટ જોઇ એમના મનમાં વારંવાર એમ થતું કે, આપણે એવા બુટ હોય તો કેવું સારું! એવા મનના ઉછાળા ઉપરાઉપરી થાય, ને ભીખારીદાસ તેને દાબી દે; પણ વળી પાછું ફરી

ફરીને બુટનું મન થાય. એમ કરતાં કરતાં કેટલાક દહાડા વહી ગયા. પણ છેવટે ભીખારીદાસનું મન રોકયું રહ્યું નહીં. તેમણે વિચાર કર્યો કે, 'આપણે વરસે દહાડે ત્રણસો રૂપિયા ખરચીએ છીએ, તેમાં ત્રણ ચાર રૂપિયાના વિલાયતી બુટ લેવામાં કાંઈ વધી જવાનું નથી. બીજી ગમે તે રીતે કસર કરીશું તો એટલા રૂપિયા ઉગરશે; એટલે બાપનું મન પણ રહેશે, આપણું વચન પણ જળવાશે, ને આપણા જીવને ભાવતી વસ્તુ પણ મળશે.' એમ વિચાર કરી તેમણે વિલાયતી બુટની એક જોડ લીધી. તે પહેરીને "ચમચમ" કરતા ફરે, ને બુટ સામું જોઇ મલકાઇ મલકાઈ જાય!

ચાર મહિને કૉલેજ બંધ થઇ ત્યારે ભીખાભાઇ પાછાં ગામે આવ્યા. સગુંવ્હાલું, ગામલોક, સૌ બબ્બે ગાઉ એમને લેવા સામું આવ્યું હતું. ભાગોળે આવ્યા ત્યારે ભીખાભાઇ ગાડામાંથી ઉતર્યા; પણ ઉતરતાં પહેલ પેલા વિલાયતી બુટ કહાડી પહેર્યા, ને "ચમચમ" કરતા સૌથી આગળ ચાલ્યા. સૌ કહે, "કેમ ભાઈ આવ્યા કે, કેમ ભાઇ આવ્યા કે? સારા છો? કુશળ છો?" ત્યારે એ હળવે રહી કહે, "હા–હા." ગામના છોકરા પણ એમને જોવા આવ્યા હતા. કેમકે એ ગામમાંથી મુંબાઇ ભણવા સારૂ આ પહેલાં કોઈ ગયું નહોતું, ને ભીખાભાઇ મુંબાઇ જઇ આવ્યા એ મોટી નવાઇ હતી.

ગામમાં આવ્યા પછી સાંજ સવાર હવા ખાવા ભીખારીદાસ નિકળે ત્યારે પેલા બુટ પહેરીને જાય. તે જોવાને ગામના બધા જુવાનીઆ નિકળે. શાન્તિદાસના બીજા દિકરાઓના તથા દિકરીઓના દિકરા મળી આશરે પંદર વીશ હતા. થોડા દિવસ વીત્યા નહીં એટલામાં તેઓએ પોતપોતાની મા પાસે એવા બુટ સારૂ કંકાસ કરવા માંડયો. શાન્તિદાસના ભાઇઓના ઘરમાં પણ બુટ વાસ્તે કલેશ થવા લાગ્યો. ગામના બીજા કણબી વાણીઆના છોકરાઓને પણ એવા બુટનું મન થયું. બધા છોકરાઓની માઓ પોતપોતાના છોકરાઓ ભણીની તાણ કરે; પણ બાયડાઓ એ માને નહીં. એમ બધાં સારાં ઘરમાં થોડો થોડો કંકાસ પેઠો.

વીલાની કુળકુળથી ભમરડાઓ ભેગા હાર્યા. એકે એકે સો એવા બુટ મંગાવવા લાગ્યા. દર ફેરા જ્યારે છુટી પડે ત્યારે ભીખારીદાસ મુંબાઇથી પાછા આવે; ને દર વેળા જ્યારે આવે ત્યારે ગામનાં લોકનાં છોકરાની પચીસ ત્રીસ વિલાયતી બુટની જોડો લેતા આવે! એમ બે ત્રણ વરસ વીતી ગયાં, ને ગામમાં બીજી મુંજી વધી હોય કે નહીં; પણ બુટની પુંજી તો ઘણી વધી! ગામમાં વિલાયતી બુટની ત્રણસો જોડ થઇ. સાંજે બધા જુવાનીઆ ખેતરે કે તળાવે ફરવા જાય ત્યારે એ બુટ પહેરીને જાય; ને એવા બુટવાળા છોકરાની લ્હારની લ્હાર આગળ પાછળ દર વેળા ગામમાં ફરતી દેખાય; તેથી કેટલાક લોકો માંહોમાંહે વાત કરે કે, "ગામની શોભા સારી વધી." ત્યારે વળી બીજા કહે કે, "એમાં શું કમાયા? ગામ વહેલું ભીખ માગશે."

વિલાયતી બુટ લાંબા ટકતા નથી, ને વરસ દહાડાની માંહે ફાટી જાય છે, એટલે જતે દહાડે એમ થયું કે ભીખાભાઇ જવા નિકળે તે દહાડે તેમને ગામલોક દોઢસો બસો બુટના પૈસા વળગાડે. આ પ્રમાણે બુટનો ચાલ જબરો થતો ગયો, ને ગામને માથે રૂપિયા એક હજારનો વરસ દહાડે વેરો ચોંટયો!

એક વાર ભીખારીદાસ ઉનાળાની છુટીમાં ગામ પાછા આવ્યા હતા, ને આંગણામાં ખાટલો ઢાળી પાછલે પહોરે બેઠા હતા. શાન્તિદાસ બાપા એટલે હાથમાં રૂપાની નેહવાળો હુકકો ઝાલી રાખી "ગુડ ગુડ" કરતા હતા. બીજા થોડા પાટીદાર ને ગામલોક પણ ત્યાં સહેજ બેઠા હતા, ને વાતો કરતા હતા. વનમાળીદાસ પારેખ પણ ત્યાં આવ્યા હતા.

વનમાળીદાસ—બાપા, નવરાશે આપણું ખાતું આંખ તળે કાઢો તો ઠીક.

શાન્તિદાસ—કેમ વારુ?

વનમાળીદાસ—આંકડો જરા વધતો જાય છે તે તમને ખબર હશે.

શાન્તિદાસ—લીધું વરત પૂરું કરવું જોઇએ. છોકરાને મુંબઇ મોકલતાં પહેલ શી રીતે હતું?

વનમાળીદાસ—ત્યારે તો તમારા સો પચાસ લહેણા રહેતા.

એમ વાતો ચાલી હતી, તેવામાં ગામના દશવીશ મોચી ભેગા થઈ આવ્યા. આવીને પાળીઆં ઉતારી રાડ પાડવા લાગ્યા કે, "બાપા, હવે તો બહુ થયું; હવે તો ખમા કરો તો સારૂં"

શાન્તિદાસ—શું છે? વાત તો કહો.

મોચીઓ મધ્યેનો એક મોચી કે જેનું નામ સોમલો હતું તેને તેમણે કહ્યું, "સોમલા, તું દાહ્યો છે, તું વિગત માંડીને વાત કહે. તમારે શું જોઇએ છીએ? ને તમારે શું દુઃખ છે? સગી મા હોય તેને પણ કહીએ તો દુઃખ જાણે."

સોમલો—દુઃખ તો ઘણું છે; વણુ વાંકે મરી જઇએ છીએ; પણ રોગ પ્રમાણે ઉપાય થાય તો ફળ વળે; એ તમારા હાથમાં છે. બાપા, તમો ઉપાય કરો તો થાય, નહીં તો એકે ઉપાય નથી, ને અમારે જીવ્યાનો આરો નથી.

શાન્તિદાસ—કરારશે તું બોલ. જો મારા હાથમાં હશે તો હું ઉપાય કર્યા વગર નહીં રહું.

સોમલો—બાપા, દુઃખ તો બહુ છે. જુઓ, અમારાં મોચીનાં તમારા ગામમાં વીશ ઘરાં છે. જ્યારથી ગામ વસ્યું ત્યારથી અમો તમારી પછવાડે પછવાડે વસ્યા છીએ, ને તમારે શરણે પડ્યા છીએ. અમે આજ લગી ગામ લોકના જોડા ને કોશ શીવતા, ને અમારો ગુજારો કરતા. વળી એકાદ વીઘું જમીન હોય તે ખેડીએ પણ ખરા; એમ કરી દહાડા કાઢતા. પણ આ બે વરસથી અમારૂં પૂરૂં થતું નથી. ને છોકરાં ભૂખે મરે છે. જીવો બાપો જ્યારથી મુંબાઈ ગયા ત્યારથી અમારા દુઃખનું મંડાણ મંડાયું. એ એક બુટની જોડ લાવ્યા એટલે અમને લાગ્યું ઠીક છે, એમાં શું માંહી? પછી હવે તો ગામમાં લગભગ એવી ચારસો પાંચસો વિલાયતી બુટની જોડ ખપે છે. અમો વરસમાં સો સો જોડો શીવીએ, એટલે મજુરીના ૫૦–૭૫ રૂપિયા કમાઇએ, ને અમારા દશ બાર ઘરનો નિભાવ એથી થાય. હવે આ

બુટ આવ્યા એટલે એ જોડા ખપતી નથી. હવે પારસણેની પેઠે અહીંનાં બધાં બૈરાં જોડીઓ મુકીને બુટ પહેરશે તો બૈરાંનાં પગરખાં શીવવાનું કામ પણ અમારૂં જશે, ને જેટલા થોડા રોટલા રહ્યા છે તે પણ નહીં રહે. અમારો ગુજારો તો ગામલોક ઉપર હતો, પણ ગામલોક તો બુટ પહેરે, એટલે આ દશા આવી. અમારાં છોકરાંને પેટ ભરી રોટલા પણ મળતા નથી. જો અમદાવાદના કે બીજા આપણા અહીંના ગામના બુટ હોત તો અમારામાંથી ત્યાં જઈ કોઈ શિખી આવત; અથવા ન શિખત તો છેવટે અમે ભૂખે મરત; પણ અમારી નાત કે ધંધાવાળા બીજાને રોજી મળત. પણ આ તો વિલાયતી બુટ, એટલે અમારો એકે ઉપાય નથી, ને અમારે કોઇ પણ રીતનું મન વાળવાનું નથી, ને આમ ને આમ ચાલશે તો બધાં મરી પરવારીશું.

**ભી**ખારીદાસ—કેવા બેવકુફ લોક છો! તમારે વાસ્તે શું અમો બુટ નહીં પહેરીએ? માણસને ગમે તે પહેરવાની છુટ છે. સાહેબ લોકો બુટ પહેરે છે, મુંબાઈમાં ઘણી વસતી બુટ પહેરે છે, તે સૌ ગાંડા લોક હશે? બેવકુફ, લુચ્ચા લોક!

સોમલો—ગાંડા કે ઘેલા, પણ ભૂખે મરીએ ત્યારે શું કરીએ?

**ભી**ખારીદાસ—ભૂખે મરો છો તેમાં કોનો વાંક છે? બીજો ધંધો કરો.

સોમલો—અમે મોચી તે બીજો ધંધો શું કરીએ?

**ભી**ખારીદાસ—દુનિયામાં ઘણા ધંધા છે, ગમે તે કરો.

સોમલો—શું અમો કુંભારનું કામ કરીએ, કે દરજીનું કામ કરીએ, કે લવારનું કામ કરીએ, કે સોનીનું કામ કરીએ, કે હજામનું કરીએ? શું કરીએ, કહો **ભી**ખાબાપા.

**ભી**ખારીદાસ—ત્યારે મજુરી કરો. મજુરીમાં શું આવડવું છે?

સોમલો—અમોએ કોઇ દહાડે મજુરી ન કરેલી તે શી રીતે મજુરી થાય? મજુરીમાં હાથ પગમાં જોર જોઇએ, અમને ચાર પૈસા પણ કોણ આપે?

ભીખારીદાસ—ત્યારે પૂરૂં ન થાય તો પરગામ જઇ વસો.

સોમસો—આ ગામમાં અમારી વીશ પેઢી થઇ, ને હવે ઘરબાર મુકીને કયાં જઇએ? અહીંનાં ઘર શી રીતે ઉપાડી જઇએ? નાત જાત, લેવું દેવું, બધું અહીં રહ્યું, ને પરગામ શી રીતે જવાય? બાપા, આટલું બધું અમને કહો છો, ત્યારે તમે વિલાયતી બુટ ન પહેરો તો શું સત્યાનાશ વળી જાય? મોચી મજુરી કરે, બીજો ધંધો કરે, ગામ છોડી જાય, તે કરતાં પાટીદાર વિલાયતી બુટ ન પહેરે તો શું બગડે?

શાન્તિદાસ વચમાં બોલ્યા, " ભીખા, તું છાનો રહે. આ મોચી કહે છે તે વાત જાણવા જેવી છે. જુવાનીઆવેડા કરી એને તરછોડીશ નહીં.

એટલામાં ગામના પારેખ જગજીવનદાસ આવ્યા. તે કહે કે, " આ શી ભાંજગડ ચાલે છે? "

શાન્તિદાસ—મોચી રાડ પાડતા આવ્યા છે કે, ગામમાં બુટ આવ્યા તેથી અમે ભૂખે મરીએ છીએ.

જગજીવનદાસ—હા, મોચી મને કહેતા હતા, ને બીજાં વસવાયાં પણ થોડી થોડી બૂમ પાડે છે. પુંજીઓ કુંભાર કહે છે કે, એણીવારના વરસે મોચી લોકોએ મારી નાળો સમૂળગી લીધી નથી. પશવો દરજી કહે છે કે, મોચી લોકની શિલાઇ આણુ મને મળી નથી. એ રીતે છે, માટે આપણે ચાર જણ મળીને વિચાર કરીએ તો સારૂં.

શાન્તિદાસ—કહો તો બધા કાલે મળીએ.

જગજીવન—ઠીક, હું બધાને કહાવીશ, ને રામનાથમાં કાલ પાછલા પહોરે મળીશું.

બીજે દહાડે શાન્તિદાસ બાપા, એમના ભાઇ ભત્રીજા, ગામના બીજા પાટીદાર, જગજીવન પારેખ, નાથાભાઇ મોદી, જુમલદાસ તલાટી, તુળશીરામ મહેતા વગેરે બધું ગામ રામનાથ મહાદેવમાં ભેગું થયું. ત્યાં વસવાયાં પણ વણ તેડયાં પેટનાં બળ્યાં ભેગાં થયાં હતાં.

સોમલો મોચી તથા બીજા મોચી, તથા દરજીના ને કુંભારના આગેવાનો આગળથી આવ્યા હતા. બધાએ પહેલાં તો મોચીની વાત સાંભળી. ત્યાં ભીખાભાઇ પણ ગયા હતા. તેમણે અંગ્રેજી વિદ્યાનો આધાર બતાવીને એક મોટી બશેરીઆ ચોપડી હતી તે ઉપરથી એક લાંબું ભાષણ કરવાની તૈયારી કરી હતી. તે ઉભા થયા, અને બોલવા લાગ્યા; પણ એમના બાપ ને કાકા કહે, "બેસ બેસ, તું ભણી આવ્યો તે જાણ્યું. હજુ તો અમારૂં ખરચ ખાય છે! જ્યારે બે પૈસા કમાય, ને દુનિયા કેમ ચાલે છે તે સમજે ત્યારે તારૂં ભાષણ બહાર કાઢજે."

બધાં વસવાયાંની વતી જગજીવન પારેખ પ્રથમ બોલ્યા. તે કહે કે, "આ બુટની મહોકાણે આઠ દશ મોચીના ઘરનો ધંધો બંધ પડ્યો છે, ને તેમને ખાવા પીવાની બહુ વેળા પડે છે. મોચી નરમ થયા એટલે તેમની ઘરાકીવાળા કુંભાર, દરજી વગેરે પણ નરમ થયા છે; ને બે પૈસા જેના લેણા દેણા છે તે શાવકારનું પણ લેણું ડુબવા વખત આવ્યો છે; અને ધક્કો આખા ગામને લાગશે. કોઈએ એમ ન સમજવું કે, એમાં મારે શી લેવા દેવાં છે; બધાનું સારૂં હોય તો આપણે સારૂં, ને નરતું હોય તો આપણે નરતું. હું અમદાવાદ ગયો હતો, ત્યાં પણ આવાં ને આવાં રોદણાં છે. સોનાનાં ઘરેણાં વિલાયતથી તૈયાર થઈ આવે છે, ને તે એવાં આંખને ગમે તેવાં હોય છે કે, આપણા ખરા દાગીનાને પણ કોરે મુકે; એટલે સોનીનો ધંધો બાર આની ગયો છે. લવારનો ધંધો તો બિલકુલ બંધ પડી ગયા જેવોજ છે. લવાર મજુરી કરે તેને અંગ્રેજી કારખાનામાં રોજ સારો મળે છે; પણ ચપ્પુ, કાતર ને ખીલા કરનારાનો તો બિલકુલ રોજગાર બંધ પડ્યા જેવોજ છે; વિલાયતી કાપડ કરોડો રૂપિયાનું આવે છે, તેથી સાળવી, વણકર, છિપા, બાંધણીગર વગેરેનો ધંધો ગયો છે. લોક ઘણાં લુગડાં પહેરે છે, તેથી દરજી ને ધોબી શહેરમાં તાજા દેખાય છે; પણ એકંદર કારીગર તથા વેપારીને પરદેશી માલ આવવાથી અથાગ નુકશાન થયું છે. ને હજુ તો ક્યાં? શહેરમાં કોઈ ધણીધોરી નહીં એટલે

વિટંબણા ભારે પડે છે. આપણે તો બધા મળીને કરીએ તો બંદોબસ્ત કરવા સમરથ છીએ; માટે મારી ધ્યાનમાં આવે છે કે, આપણે આપણા ગામ પુરતો ઠરાવ કરીએ તો ઠીક."

શાન્તિદાસ—શો ઠરાવ?

જગજીવન—હાલ તો એટલો કરો કે ગામમાં કોઈ પરગામના બુટ ન પહેરે એટલું થાય તો મોચીનું દુઃખ ટળે.

શાન્તિદાસ—કેમ ભવાનીદાસભાઈ, શું ધાર્યું?

ભવાનીદાસ—હા, હા. સો ફેરા એવો બંદોબસ્ત કરવો જોઇએ.

નાથાભાઇ મોદી—આપણે પણ કબૂલ છીએ, કેમ તુળશીરામ મહેતા?

તુળશીરામ મહેતા—આપણે પણ સો ફેરા કબુલ.

જુગલદાસ તલાટી—વારુ, બૈરાંને ઘેર પુછ્યું? છોકરાં કંકાસ કરશે તો તેમની માઓ તેમની કુમક કરશે તેનું શું ધાર્યું?

શાન્તિદાસ—છોકરાં અને તેમની માઓ જખ મારે છે.

બધાં કહે, "વાહવા, બાપા વાહવા. ત્યારે ચાલો, આપણે મંદિરમાં તુળશી ઉપાડો." બધા મંદિરમાં ગયા, ને ઠાકોરજી આગળ તુળશી ઉપાડી સૌએ જૂદા જૂદા સમ ખાધા કે "પરદેશી બુટ લાવીએ તો ઠાકોરજી અમને પુછે," ને પછી બધા વેરાયા.

ગામ સંપીલું હતું, લોક લાંબી નજરવાળા હતા, તોપણ આ વેળા ઠરાવ પાળવામાં થોડી આનાકાની થઈ, ને પછી ઘેર ઘેર થોડી કચ કચ પણ થઇ; પણ શાન્તિદાસે પોતાના ઘેરથી પહેલ કાઢી ભીખારીદાસને જોડા પહેરાવ્યા. એમ પટાપટ ચાલતાં, અન્તે બધા ગૃહસ્થોએ સોગન પાળ્યા, ને છ મહિને મોચી પાછા આગળ જેવા ખાતા પીતા થયા, ને બીજા કારીગર પણ તાજા થયા.

એવામાં નડીઆદથી એક દહાડો મોટમ બારોટ આવ્યા હતા. તેમણે આ બધી વાત ચોરે બેઠે સાંભળી. તે મનમાં બહુ હરખાયા, ને

હરખના માર્યા પોતાની મેળે શાન્તિદાસ બાપાને ઘેર કહેવા આવ્યા કે, " બાપા, ગામમાં આગેવાન હોય તો તમારા જેવા હોજો. ખરા એનના સમે તમે ગામની હિમાયત કરીને ગામનું દુઃખ ટાળ્યું છે. તમારા ઘરનો ધરમ જગ જાણે છે. તમોએ આપણા ગામનું ને દેશનું અભિમાન કરી અઢારે વરણનો ટેક ને ઇજ્જત રાખી છે. આગળ સરકાર દરબારમાં તમારૂં ઘર રૈયતની કુમક કરતું; હાલ સરકાર તરફથી તો શાન્તિ છે, પણ લોકનું મન નવા નવા પહેરવેશથી છકી ગયું છે, તેથી કારીગર માત્રને તથા અન્તે આખા દેશને બહુ વિપત પડે છે. એ વિપતમાં તમારા જેવાની હિમાયત છે, ને ઓથ છે, તો દેશનું સદાકાળ ભલુંજ થશે. તમારા જેવા તમારા વંશમાં કુળદીવા ઘણા થજો, ને ઇશ્વર તેમને તમારા જેવી મતિ સદાય આપજો."

---

( ૨ )*

આ હિલચાલના સંબંધમાં આગળ આપણે ત્રણ મેળાવડા કર્યા હતા, અને ત્રણે વખત જે ઉત્સાહ તમે બતાવ્યો હતો તે તમારામાં કાયમ રહેલો જોઇ મને ઘણોજ સંતોષ ઉપજે છે.

ઘણા લોકો એવું જણાવે છે કે, આવી સભાઓ ભરી વાતો કર્યેથી શું વળ્યું ? કાર્યમાં તે મુકાવી જોઇએ. ખરેખર, વાતો વાતોમાંજ પડી રહે તો તે નકામી ગણાવી જોઇએ; પણ તેમ થતું નથી. આવી વાતોથી માણસનાં મન તૈયાર થાય છે; આવી વાતોથીજ માણસોનો ઉત્સાહ વધે છે; અને તેથી વાતો નકામી છે એવું આપણે માનવાનું નથી.

ગૃહસ્થો, આ હિલચાલને બધી જાતના લોકોની, તેમ વિદ્યાર્થીઓથી માંડી નાના મોટા સર્વની મદદની જરૂર છે. દેશી કાગળો અને દેશી

---

* ગુજરાત ઇંડસ્ટ્રીયલ એસોસિએશનનું બંધારણ નકી કરવાને મળેલી જાહેર સભામાં આપેલા ભાષણમાંથી; તા. ૨૮—૧—૧૯૦૬.

નોટબુકો વગેરે ખરીદી વિદ્યાર્થીઓ પણ આ હિલચાલને મદદ કરી શકે તેમ છે. બેશક, સ્વદેશાભિમાનનો જુસ્સો નાની ઉમ્મરથી ખિલવવાની જરૂર છે, અને તેથી આ દેશમાં વિદ્યાર્થીઓ જે કાંઈ ઉત્સાહ બતાવે તેથી આપણે ખુશીજ થવાનું છે.

આ દેશના દુર્ભાગ્યે દેશના લોકો બોલી, પોશાક વગેરે અનેક બાબતોમાં વહેંચાઇ ગયેલા છે; તોપણ તેઓ—હિંદુ, મુસલમાન, પારસી વગેરે બધા આપણા દેશના માલને ઉત્તેજન આપવાની બાબતમાં તો સંમત છે એ ખુશી થવા જેવું છે. આ દેશના કેટલાક માણસો એવા પણ છે કે, તેઓ આ દેશના લોહીના છતાં દેશી માલ વિલાયતીના જેવો સારો મળતો હોય તોપણ વિલાયતી માલ વાપરવામાં મોટાઇ સમજે છે. આવા માણસોને મૂર્ખ નહીં તો બીજું શું આપણે કહી શકીએ? એક માતા પોતાના કાણા કુબડા છોકરા તરફ જેવી દૃષ્ટિથી જુવે છે તેવીજ દૃષ્ટિથી આપણે પણ સ્વદેશી માલ તરફ જોવાનું છે. આટલોજ વિચાર કરો કે, આપણે આપણા દેશને ઉત્તેજન નહીં આપીએ તો બીજા કોણ આપનાર છે?

યુનાઇટેડ સ્ટેટ્સ, જર્મની, કૅનેડા, સ્પેન, અને ઇટાલી વગેરે દેશોમાં રાજ્ય અને રૈયતનો એકભાવ હોવાથી, પરદેશી માલ ઉપર જકાત નાખી એ દેશના ઉદ્યોગને તો રક્ષણ આપવામાં આવે છેજ. પણ આ દેશમાં રાજા ને રૈયતનો સંબંધ જૂદી જાતનો છે, અને આપણા રાજકર્ત્તાઓ ચાહે તોપણ પરદેશી માલ ઉપર જકાત નાખી આ દેશના માલને રક્ષણ આપી શકે તેવી સ્થિતિમાં તેઓ નથી. આટલા માટે, દાખલા તરીકે ૨૦ ટકા કે તેથી ઓછા વત્તા ટકા જેટલી, પરદેશી માલ ઉપર જકાત નાખી આપણા રાજકર્ત્તાઓ આ દેશના ઉદ્યોગને જે ઉત્તેજન આપી શકે તે આપણે પોતેજ આપવાનું છે.

આપણે ઘણું મહાભારત કામ બજાવવાનું છે; તોપણ હરકતોથી આપણે ડરવું જોઇએ નહીં. પરદેશી માલ આપણા ઘરનાં છેક છેલ્લા ઓરડા સુધી પેશી ગયો છે. તોપણ એક ઓરડા પછી બીજામાંથી અને

બીજા પછી ત્રીજામાંથી તેને કહાડી મુકવાની આપણે તજવીજ કરીશું તો આખરે પરદેશી માલને દરિયાપાર કરી શકીશું, બંગાલ, પંજાબ, દક્ષણ અને મદ્રાસ વગેરે પ્રાંતોમાં આ દિશામાં જે પ્રયત્નો ચાલી રહ્યા છે તેવા પ્રયત્નો આપણે પણ કરવા જોઇએ.

( ૩ )*

**મહેરબાન કલેકટર સાહેબ તથા ગૃહસ્થો,**

આવા શુભ પ્રસંગે બે બોલ બોલવાનો મારો વિચાર છે. તે બોલતાં પહેલાં આ અગત્યના સમારંભમાં ભાગ લેવા મને ડિસ્ટ્રિકટ એસોસિએશને તક આપી છે તે માટે હું તેમનો ખરા અંતઃકરણથી ઉપકાર માનું છું.

આ શહેર ઘણું પ્રાચીન છે. જુલિયસ સીઝરના વખતથી તે ઇ. સ. ૪૫૦ સુધી હિંદુસ્તાનના રોમ સાથેના વેપારનું મુખ્ય મથક આ શહેર હતું, ને હાથીદાંત, ઝવેરાત, ઝીણી મલમલ, રેશમ વગેરે ઘણો કીમતી માલ આ બંદરેથી યુરોપ તરફ ચઢતો હતો. મુંબાઇ, કલકત્તા, કરાંચી અને મદ્રાસનો જન્મ પણ નહોતો ત્યારે આ શહેર હતું. અણહીલવાડ પાટણ વસ્યું પણ નહોતું અને હઝરત પેગંબર તથા ઇસુ ખ્રિસ્તનો જન્મ પણ થયો નહોતો ત્યારે ભ્રગુકચ્છ એ નામથી આ ભરૂચનું બંદર પ્રસિદ્ધ હતું. આવા પુરાતન વેપારી શહેરમાં ઉદ્યોગની વૃદ્ધિને અર્થે આજના જેવા પ્રયાસ થાય તે ઘણું ઘટિત છે. લગભગ ૪૦ વર્ષ ઉપર અત્રે એક મોટું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. તે આખા દેશમાં ઘણું કરીને પહેલવહેલું હતું. તે ઘણા મોટા પાયા ઉપર હતું અને તે સરકાર તરફથી ભરવામાં આવ્યું હતું. ઘણા રાજા રજવાડા જેવા કે ખંડેરાવ ગાયકવાડ, જામનગરના

* તા. ૨-૫-૧૯૦૬ ના રોજ ભરૂચ મુકામે ભરવામાં આવેલું સ્વદેશી માલનું પ્રદર્શન ખુલ્લું મુકતાં કરેલું ભાષણ.

જામ વગેરેને તે જોવાને નોતરવામાં આવ્યા હતા. જો કે હાલનું પ્રદર્શન તેની જોડે સરખાવી શકાય એમ નથી, તોપણ એક રીતે આજ આપણે વધારે મગરૂર થવાનું કારણ છે. હાલનું પ્રદર્શન કેવળ દેશી વસ્તુઓનું છે. તેને ભરવાનો મોટો ભાર આપણા દેશી ભાઇઓએ માત્ર શુદ્ધ સ્વદેશાભિમાનના પૂર્ણ આવેશથી ઉપાડી લીધો છે. આ પ્રદર્શન આપણી માતૃભૂમિમાં સર્વત્ર પ્રદીપ્ત થયેલા સ્વદેશાભિમાન રૂપી બીજનો એક નાનો અંકુર છે. એવા અંકુર ઠામ ઠામ ફુટયા છે એ જાણી આપણા સર્વેનું હૈયું હરખાયા વિના રહેતું નથી. હાલ આપણા સર્વેની મનકામના એટલીજ છે કે, હજુ તે છોડનો બહોળો ફેલાવો થાય, તે દહાડે દહાડે પોષણ પામીને ઉદ્યમ રૂપી કબીરવડ જેવું વૃક્ષ થાય. આપણી ભારતભૂમિ વેપારવણજમાં તેની ગયેલી સમૃદ્ધિ પાછી મેળવે, જગતના એક મોટા વેપારી અને દ્રવ્યવાન દેશમાં તે લેખાય, અને દેશમાંથી દલદર સમુળગું નાશ પામે.

આપણા દેશમાં દારિદ્ર દહાડે દહાડે વધતું જાય છે કે ઘટતું જાય છે તે વિષે કેટલોક મતભેદ છે, પણ આપણો દેશ ઘણે ભાગે બહુ ગરીબ છે, એ વિષે શાણા પુરુષોનો સર્વેનો એક વિચાર છે. એ દારિદ્ર ઓછું કરવાનો માત્ર એકજ ઉપાય છે. જમીનનો પાક ઘણો વધે; પૃથ્વીના પેટમાં જે સોનું, રૂપું, કોયલા, તેલ વગેરે દાટેલું છે તે આપણે કાઢીને આપણા ઉપયોગમાં લઇએ; નવી નવી જાતના સુધારા, લાભકારી ધંધા, ઉદ્યમ અને રોજગારમાં આપણા દેશી ભાઈઓ વળગે તોજ આપણી હાલની અધમ દશાને ઠેકાણે દ્રવ્યની રેલછેલના રૂડા દિવસ આપણે ભવિષ્યમાં દેખીશું. આવી ઉચ્ચ અભિલાષા ફલિભૂત થવાને બેશક કેટલોક કાળ લાગશે. કિમતી ફળ એક દહાડામાં પાકતાં નથી. પણ આપણે તન મન અને ધનથી એ નિશાન સાધવાને મચ્યા ને મચ્યા રહીશું તો અંતે આપણો પ્રયાસ સફળ થયા વગર નહીંજ રહે એમ મારી ખાતરજમા છે.

આપણા વિશાળ દેશમાં ચોમેર સ્વદેશી વસ્તુને આશ્રય આપવાના કામમાં વિલક્ષણ જાગૃતિ આવી છે, અને તે દહાડે દહાડે તીવ્ર થતી જાય છે, એ આપણા ચઢતા દિવસનું અચૂક ચિહ્ન છે. ઠેકાણે ઠેકાણે સ્વદેશી માલની કોઠીઓ ( સ્ટોર્સ ) સ્થાપવામાં આવે છે, એ ઘણું અગત્યનું

અને ઉપયોગી પગલું છે. આપણા સ્વદેશી વર્તમાનપત્રો નવા માલની નોંધ લે છે, ને તેને પ્રસિદ્ધિ આપે છે. સારા આબરુદાર દેશી ગૃહસ્થો પણ દેશી માલ ખરીદી તેના બનાવનારને ઉત્તેજન આપે છે. ઠામ ઠામ દેશી માલ ખપવાના મેળા ભરાય છે. આ બધી વાતોથી સર્વે સ્વદેશાભિમાની ભાઇઓનું મન પ્રફુલ્લિત થયા વિના રહેતું નથી. સ્વદેશી હિલચાલનો પહેલો ફાલ તો હાલ પણ નજરે પડે છે. મુંબાઇમાં સારા સંભાવિત ગૃહસ્થોએ અડધા કરોડ રૂપીઆની વીમા કંપની હાલજ ઉભી કરી છે, અને બીજી સમુદ્રગમન વાસ્તે આગબોટની કંપની નવી સ્થપાઇ છે. લોઢું ને ગજવેલ બનાવવાની એક મ્હોટી કંપની સુપ્રસિદ્ધ દેશભક્ત તાતાના ખાનદાનથી ચાલુ થઇ છે, ને તેની જોડે વિજળીનું બળ સંગ્રહવાનો એક ગંજાવર મુડીનો ઉદ્યોગ શરુ થવાની તૈયારી છે. નાના નાના ઉદ્યોગના આરંભ ઘણા થાય છે. દહેરાદુન અને અંબાલામાં કાચના કારખાના ચાલી ચુક્યા છે, ને બંગાલામાં ચીનાઇ વાસણ બનાવવાનું શરુ થયું છે. સાબુ ને મીણબત્તીનાં કારખાનાં ઘણાં નિકળ્યાં છે, અને કાપડ સુતરની મિલોમાં વધારો થયો છે તે તો જૂદો. આ બધાં સ્વદેશી હિલચાલના પ્રથમનાં ફળ છે. જેમ જેમ દિવસ જતા જશે તેમ ઘણાં મ્હોટાં અને સારાં ફળ એ વૃક્ષમાંથી આપણે મેળવી શકીશું એમાં કાંઇ સંદેહ નથી.

હાલ સ્વદેશાભિમાનીઓને એક મોટી હરકત એ નડે છે કે જોઇતી વસ્તુ ક્યાં મળશે તે સર્વના જાણવામાં નથી, ને તે જાણવાના સહેલા ઉપાય નથી. માટે તે હરકત ટાળવાનો મુખ્ય માર્ગ આવાં પ્રદર્શનો છે. એ રસ્તો આ શહેરના ઉત્સાહી ગૃહસ્થોએ હાથ ધર્યો એ માટે તેમની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. આવા પ્રદર્શનને લીધે આપણા દેશી માલથી આપણો વહેવાર કેટલે અંશે નભાવી શકાય તે નક્કી કરવાની હરકોઇને જોગવાઈ મળે છે. માલના ઉત્પન્ન કરનારને પણ બીજી કોઈ પણ રીતે ના મળી શકે તેવી પ્રસિદ્ધિ મળે છે. વળી સારા માલની તથા ખોટા માલની એક બીજાને પડખે સરખામણી થાય છે, ને તેથી માલની બનાવટમાં કસબ અને ચતુરાઇ વાપરવાની ઉત્પાદકોમાં હરીફાઈ થાય છે. કેટલાક તરફથી એમ

કહેવામાં આવે છે કે કાબેલ પરદેશીઓ આવા અવસરોનો લાભ લઇ આપણા સારા નમુના લઇ જાય તેના જેવા સોંઘા પોતાના દેશમાં બનાવે છે, માટે આવા પ્રદર્શનમાં થોડું નુકસાન થવાનું પણ જોખમ છે. આ જોખમ માત્ર દેશી માલના પ્રદર્શનને હાલના સમયમાં ઘણું હાનિકારક થવાનો ઝાઝો સંભવ નથી. કદાપિ થોડું જોખમ હોય તોપણ હાલ સમય એવો આવ્યો છે કે ખુણામાં સંતાડી રાખવાથી દેશના ઉદ્યોગનો બચાવ થઇ શકવો અશક્ય છે. આપણા દેશી ભાઇઓએ ઉઘાડા મેદાનમાં પડી પરદેશી વસ્તુના જેવીજ વસ્તુ, બલકે તેને ટક્કર મારે તેવી વસ્તુ નિપજાવવાની હીંમત ધરવી જોઈએ. જો તેવી હીંમત નહીં ધરીએ તો આપણો નિભાવ થવો મુસ્કેલ છે. સ્વદેશાભિમાનના નવા ઉછાળામાં આપણા દેશી ભાઇઓ દેશી માલની ખોડખાંપણ ઉપર ઝાઝું લક્ષ ન આપતાં બને તેટલી પુષ્ટિ સર્વ માલને દેશી જાણીને આપ્યા જાય છે. પણ આવો આવેશ હમેશ ટકી રહેવો મુસ્કેલ છે. વળી ગરીબ અને અજ્ઞાન વર્ગથી એમ લાંબો વખત કરી શકાશે નહીં. માટે માલ ઉત્પન્ન કરનાર દરેક ગૃહસ્થે પોતાનાથી જેટલો બને તેટલો પ્રયત્ન કરી સરસ, સફાઈદાર ને તેની જોડે ટકાઉ ને સોંઘો માલ કરવા પાછળ પૂર્ણ ચિત્ત રાખવું જોઇએ. આવા પ્રદર્શનથી માલના સ્વરૂપમાં વરસ પર વરસ સુધારો થશે તેમાં કંઇ શક નથી. આ પ્રસંગને લગતી બીજી એક બાબત ઉપર આપણે સર્વેએ લક્ષ આપવું જોઈએ, તે એ કે દેશી માલની સરસાઈ વધારવાની જોડે તે મળવો જોઇએ તેટલો ભરાવ કરવા તરફ આપણા સર્વ ભાઇઓએ લક્ષ આપવું જોઇએ. આ પ્રમાણે જો ભરાવ થઈ દરેક જાતનો માલ આપણે નહીં બનાવી શકીએ તો સ્વદેશી માલ ખરીદવાની હોંસ નરમ પડયા વિના રહેશે નહીં.

દેશી માલનો પુરતો ભરાવો કરવામાં મુખ્ય વાંધા બે નડે છે; એક હુન્નરકળામાં આપણું અજ્ઞાનપણું, અને બીજી મુડીની ખોટ. પહેલી ખોટ પૂરી પાડવા સારૂ દરેક મોટા શહેરમાં તે શહેરના ઉદ્યમોને અનુકૂળ પડે તેવી હુન્નરશાળાઓ સ્થાપવી જોઇએ. આવી હુન્નરશાળા આખા ગુજરાતમાં માત્ર વડોદરા શહેરમાં છે અને સુરતમાં છે; પણ તે

જોઇએ તેવી નથી. બધાં મ્હોટાં શહેરમાં તેવી શાળાઓ જોઇએ. આવી શાળાઓ સ્થાપવાનો બોજો મ્યુનિસિપાલિટીઓ ઉપર તથા ધનવાન પુરુષો ઉપર રહેલો છે. કળામાં ચતુરાઈ મળે તોપણ જ્યાં લગી મુડી મળે નહીં ત્યાં લગી ઉદ્યમનો વધારો થવો કઠણ છે. મુડીની ખોટ વેપારની વૃદ્ધિમાં પગલે પગલે નડે છે. પરંતુ બની શકે તેવા કેટલાક ઉપાયો આપણે લઇએ તો હું ધારૂં છું કે પેદાશ કરવાની મુડી, જેને અર્થશાસ્ત્રમાં ઉત્પાદક મુડી કહે છે તેમાં ઘણો વધારો થાય, ને આપણાં ઉદ્યોગને તથા કળાઓને બહુ ઉત્તેજન મળે. માત્ર મુંબાઈ ઇલાકામાં પોસ્ટલ સેવિંગ બેંકમાં લગભગ ત્રણ કરોડ રૂપિયાની થાપણો છે. તેનો ત્રીજો ભાગ જો આપણે ઉદ્યોગની સેવામાં ખેંચી શકીએ તો કેટલો ફાયદો થાય ? તેમજ મુંબાઇ ઇલાકામાં ખાનગી પુરુષોના હાથમાં લગભગ તેર કરોડ રૂપિયાની સરકારી લોન છે, તેનો ચોથો ભાગ પણ જો ઉત્પાદક ધંધારૂપી વહેણમાં વાળી શકીએ તોયે ઘણો લાભ થાય. આ સિવાય બીજા કેટલાક માર્ગ છે તે આપણે તુરત લઇ શકીએ તેવા છે. પ્રથમ માર્ગ એ છે કે આપણી જૂની સાદાઇને આપણે પાછી સજીવન કરવાના રસ્તા પકડવા જોઇએ. આપણે આજથી ૩૦–૪૦ વર્ષ ઉપર કેટલા સાદા હતા, ને હાલ તે સાદાઇ મુકીને ઉદ્ધતાઇનો–કેવળ ગેરશિરસ્તે ખોટી નકલનો–ખરચ કરીએ છીએ તે પુખ્ત ઉમરના સર્વ ગૃહસ્થોના અનુભવમાં છે. જ્યારે આપણું ઘર ગરીબાઇમાં આવ્યું હોય ત્યારે ‘ જેમ વધુ બિનજરૂરી ખરચ કમી કરી તરવાના ઉપાયો આપણે નિરંતર યોજીએ છીએ તેમ, આપણો દેશ હાલ ગરીબ છે માટે તે ગરીબાઈ ટાળવા સારૂ સર્વે ભાઇઓએ તેવીજ કસર અને સાદાઇના ઉપાયો પકડવા જોઇએ. ચીન દેશમાં કેટલાક ભણેલા યુવાનોએ પોતાની ટુંકી કમાઇનો ચતુર્થાંશ ભાગ પોતાની જાતખરચ સારૂ રાખી બાકીનો બધો વધારો દેશના ઉપયોગ સારૂ વાપરવાનો રૂડો સંકલ્પ કરવાનું આપના વાંચવામાં આવ્યું હશે. એવો સંકલ્પ આપણા દેશી ભાઇઓ કરે તો મુડીની ખોટ ઝાઝી વાર ટકે નહીં. આપણો દેશ રાજકીય પડતીમાં આવ્યા છતાં આજલગી આપણે ટકી રહ્યા છીએ તેનું મુખ્ય કારણ

આપણા લોકની, ધનવાનોની તેમ ગરીબની સાદાઈ છે. સાદાઇના કિલ્લાથી આજલગી આપણો બચાવ થયો છે. એ હથીઆરથીજ વધારે જબરા અને હુશિયાર લોકના સામા વેપારમાં આપણે ફાવીએ છીએ. સાદાઇ આપણી તારણ નૌકા છે, ને આપણી જીવન લાકડી છે. સાદાઈ જો આપણે છોડી તો આપણા ઉદ્ધારની આશા નથી. સાદાઇની જોડે આપણા સંસારવહેવારમાં જો ઘટતો સુધારો કરીએ તોપણ મુડીની વૃદ્ધિ કરવામાં આપણને બહુ સહાય મળે. રૂડા અને ભુંડા પ્રસંગે જે આપણે નકામો નાતવરાનો ખરચ કરીએ છીએ તેને નીતિના અંકુશમાં લાવીએ તો દર વર્ષે કેટલો બધો ઉગારો થાય? અને તે વડે ઉદ્યોગનો વેગ કેટલો બધો વધારી શકાય? આ સિવાય એક ત્રીજો રસ્તો છે તે સર્વે ભાઇઓના આગળ હું વિચારવા વાસ્તે મુકવાની રજા લઉંછું. આ દેશના ખાતાપીતા લોકમાં એવી નીતિ ચાલે છે કે દરેક જણે પોતાની કમાઇના ચાર ભાગ કરી તેમાંથી એક ભાગ સોના રૂપાના દાગીના તરીકે રાખવો. આગળ આ નીતિ સકારણ હશે, પણ હાલ હું એમ સાબિત કરવા તૈયાર છું કે, એ નીતિ બિલકુલ ભૂલભરેલી અને દેશના ઉદયને હાનિકર્ત્તા છે. કુટુંબની સ્ત્રીઓનાં જાત આભૂષણ પોતાની મગદુર પ્રમાણે આપણે કરીએ એમાં કાંઇ વધારે નથી. પણ તે ઉપરાંતનો મોટો ભાગ, હાલ જે સોના રૂપાના રૂપે લોકો ખોટી દશામાં કામ લેવા સારૂ રાખી મુકે છે તેથી તે દરેક જણને તેમ દેશને ભારે ખોટ જાય છે. ડાહ્યા વેપારીવાણીઆ પણ આ ભૂલભરેલી નીતિને પગલે વંશપરંપરાથી ચાલ્યા જાય છે. હાલ રાજ્ય તરફની આપણને પૂર્ણ નિરાંત છે, માટે જેટલી વધારાની પુંજી હોય તે બધી વેપારમાં નાખવામાં દરેક જણનો અને આખા દેશનો લાભ રહેલો છે. હું આશા રાખું છું કે આ સૂચના ઉપર સર્વે ભાઇઓનું પૂર્ણ લક્ષ જશે. દેશનો ઉદ્ધાર કરવો એ કાંઈ નાની સુની છોકરાની રમતની વાત નથી. એ મહાભારત કામમાં પ્રત્યેક આદમીએ પોતાના તન મન અને ધનનો ભોગ આપવા તૈયાર રહેવું જોઇએ, દાગીનાની મુડી કરી વેપારમાં તે રોકવામાં કંઇ ભોગ આપવાનો નથી, પણ માત્ર આપણી જૂની રીત બદલી સારી રીત ગ્રહણ કરવાની વાત છે. ઉપર દર્શાવેલા બધા રસ્તા પકડયાથી જે દામ નવરાં પડે તે એકત્ર કરવા

સારૂ ઠામઠામ સરાફી બેંકો સ્થાપવા સર્વ દેશી ભાઇઓને મ્હારી વિનંતિ છે. આ માર્ગ ઉપર લક્ષ જવા લાગ્યું છે એ બહુ સંતોષની વાત છે. અમદાવાદમાં એવી એક બેંક નાના પાયા ઉપર ચાલુ થઈ છે. પૂનામાં તથા મુંબાઇમાં એવી બેન્કો સ્થપાઇ છે. બનારસમાં એવી બેંક મારા જોવામાં આવી હતી. લખનૌમાં એક અને હાલ પંજાબના લુધીઆણામાં એક નવી ઉઘડે છે. એવી બેન્કો સ્થાપવાથી, જેમ નાના નાના વેહળા મળી એક મહા નદી થઇ અખૂટ પાણીથી આખા દેશને ફલદ્રુપ કરે છે તેમ, સર્વ ઉદ્યમ તથા રોજગારને નાણાંરૂપી પોષણ મળશે. ચાલતી દેશી સરાફીથી આપણે ધારીએ છીએ તેવા મોટા ઉદ્યમોનો નિભાવ થવાનો બિલકુલ જોગ નથી, માટે આ બાબત ઉપર સર્વે સદ્‌ગૃહસ્થોએ વિશેષ લક્ષ આપવાની અગત્ય છે.

આ સિવાય મ્હારે આ સંબંધમાં બીજી એક સૂચના કરવાની છે. દેશના સારા અને અક્કલમંદ લોકોએ સરકારી નોકરી પાછળ ફાંફાં નહીં મારતાં ઉત્પાદક ઉદ્યોગ તરફ તથા વેપારરોજગાર તરફ લક્ષ આપવું જોઇએ. જે લોકોએ વેપારવણજનો રસ્તો જોયો છે તેઓ તમને ખાત્રીથી કહેશે કે દ્રવ્ય મેળવવાનો તથા તેની જોડે અક્કલહુશિયારી વધારવાનો સ્વતંત્ર રોજગાર જેવો બીજો એકે માર્ગ નથી. જો આ પ્રમાણે આપણે જોઇતી મુડી તથા જોઇતું હુન્નરકળાનું જ્ઞાન નવા ઉદ્યમોની સેવામાં મુકી શકીએ, જો આ પ્રમાણે ખાતર અને પાણી સ્વદેશી વૃક્ષને આપણે નિરંતર આપી શકીએ, અને આપણા ઉગતા બુદ્ધિશાળી જુવાનોને એ ઝાડ સોંપીએ તો દિન પર દિન પોષણ પામી તેનાં ફળ આખા દેશને મળશે એમાં જરા પણ શક નથી વળી એ યાદ રાખવું કે સમય હાલ ઘણોજ અનુકૂળ છે. સ્વદેશાભિમાનની નવી સળગેલી જ્યોત હાલ ઝગઝગ બળે છે, ને તેનું તેજ હજી વર્ધમાન ગતિ ઉપર છે. વળી રાજ્ય તરફની સહાનુભૂતિ છે. એ સહાનુભૂતિ આપણામાંના કેટલાક માગે તેવી નહીં હોય, પણ સરકાર દેશી ઉદ્યોગને અનુકૂળ છે, ને તેમાં કંઇ ડખલ કરવા ચહાતી નથી એટલું તો નિશ્ચત છે. આવા વિરલ સંજોગોનો લાભ લઈ દેશની ઉન્નતિના રથને આપણું બધું જોર વાપરી

**આગળ ધકેલવો એ આપણું કામ છે. આપણા દેશને આપણે નહીં સંભાળીએ તો બીજું કોણ સંભાળશે? માની સંભાળ પુત્રપુત્રીઓ નહીં લે તો બીજા કોની આશા રાખવી ?**

મ્હારે બોલવાનું હવે પૂર્ણ થયું છે. આ દેશના ઉદ્યમની વૃદ્ધિમાં સરકારની સહાનુભૂતિ છે તેનો પ્રત્યક્ષ દાખલો આ પ્રદર્શનથી મળે છે. આ પ્રદર્શન ભરવામાં સરકાર તરફથી સારી મદદ મળી છે અને મિ. બેગનલ! આપે આ જીલ્લાના સરકારના મુખ્ય અધિકારી તરીકે ખરા દિલથી પોતાના ઉચ્ચ સ્થળ અને અધિકારનો લાભ આ પ્રદર્શનને આપ્યો છે તે માટે ભરૂચ ડિસ્ટ્રિક્ટ એસોસિએશન તરફથી તથા સ્વદેશી ગૃહસ્થો તરફથી આ પ્રદર્શનને આપ આપના સુહસ્તથી ઉઘાડો એવી સર્વની ઇચ્છા છે તે પૂર્ણ કરવા આપને હું વિનંતિ કરૂં છું.

( ૪ )*

અમારા કુટુંબમાં વંશપરંપરા એક ખોટ ચાલતી આવે છે કે ખરી બીનાજ તડ ને ફડ મ્હોડા ઉપર કહી દેવી. આથી કરીને મ્હારી વાણીમાં કેટલીક કડવાસ આવે છે. માખણીઆ વાણી બોલતાં મને આવડતી નથી. હું ખરી હકીકત જણાવું છું કે તમારી એસોસિએશનના રજુ થયેલા રીપોર્ટથી હું પ્રસન્ન થયો છું. માત્ર મિથ્યા સ્તુતિ કરતો નથી, પણ જે ખરૂં છે તે જ કહું છું.

મ્હારા ગામનું મને અભિમાન છે, પણ ભરૂચે આ બનાવથી આખા ગુજરાતની એન લીધી છે. અમદાવાદમાં ટ્રેન ભરાય એટલા ગ્રૅજ્યુએટો છે, છતાં મ્હારે દિલગીરી સાથે જણાવવું જોઇએ કે જ્યાં કામ કરવાનો વખત આવે છે કે પવન આગળથી જેમ પીંછાં ઉડી જાય છે તેમ ભણેલા બંધુઓ આઘા ખસી જાય છે. ભરૂચ ગરીબ છે છતાં ગુજરાતનું એક નાક

* ભરૂચ ડિસ્ટ્રિક્ટ એસોસિએશનની વાર્ષિક મીટિંગના પ્રમુખ તરીકે તા. ૨૬-૫-૧૯૦૬ ના રોજ આપેલું ભાષણ.

છે. મ્હારા શહેરની ખામીઓ દેખાડવાની મ્હારી મરજી નથી, તેથી હું એ વાત ટુંકેથી પૂરી કરૂં છું.

મૂર્ખા લોકો કહે છે કે કૉંગ્રેસવાળાઓ સરકારનું રાજ્ય લેવા માગે છે, પણ એ કેવળ અજ્ઞાનતાની વાત છે. કૉંગ્રેસના મેમ્બરોનો હેતુ એ છે કે સરકારનું રાજ્ય ભરતખંડ ઉપર તપતું કાયમ રહે તેટલાજ માટે તેને એક નમુનાદાર રાજ્ય બનાવવું, અને તેટલા માટે રાજ્ય ચલાવવામાં આપણી રૈયત માત્રનો પણ હિસ્સો રાખવો. તેને બદલે સ્વાર્થીઓ ખોટી બુમો ઉરાડે છે અને સરકારને ડાહ્યા થઈ જણાવે છે કે કૉંગ્રેસિયાઓ તો રાજ્ય લેવા માગે છે. પણ સત્ય છે તે અજવાળામાં આવ્યા વગર રહેતું નથી અને રહેનાર નથી. રાજ્ય ચલાવવામાં સરકારને પ્રજાની મદદની ખરેખરી જરૂર છે અને પ્રજામતને માન આપવાની ફરજ છે, આ વાત બીજી પ્રજાઓના દાખલાઓ જોઇશું તો જણાશે. એ સંબંધી હાલ અત્રે વધુ ચર્ચા કરવાની જરૂર નથી, છતાં જેમને વાદવિવાદ ચલાવવો હોય તેમની સાથે હું તેમ કરવા ખુશી થઇશ.

કેટલાક ડાહ્યામાં ખપતા પુરુષો કહે છે કે સ્વદેશી હિલચાલનું કામ કરો, સાંસારિક સુધારો કરો, પણ ભાઇઓ, રાજકીય કામમાં હાથ ઘાલશો નહીં. તર્કશાસ્ત્રના કાનુન મુજબ જો આપણે તેમના કહેવા વિષે વિવાદ કરીશું, તો તેમની દલીલ ટકી શકશે નહીં. પણ તેમ કરવાનો હાલ આપણે વખત ફાજલ પાડી શકતા નથી. **સંસારનાં કામો એક બીજાંની સાથે એવાં તો નિકટ સંબંધમાં ગુંથાયેલાં છે કે વેપાર, સંસારસુધારો અને તેની જોડે રાજકીય હિલચાલનો સુધારો, એમાંનું એક કામ હાથમાં લીધું તો બીજું આપોઆપ લેવું પડે છે.** દાખલા તરીકે, દારૂનિષેધક મંડળી ઉપદેશ કરે છે કે, દારૂનું પીણું દેશમાંથી ઓછું કરવું જોઇએ; જ્યારે બીજી તરફથી છાકટાપણું દેશમાં વધતું જાય છે. હવે દારૂની નવી નવી દુકાનો જ્યાં લગી ઉઘડતી જાય ત્યાં લગી દારૂ તજવાના ઉપદેશનું ફળ શી રીતે થાય? આમદાની વધારવાની લાલચ ન રાખતાં સરકાર દુકાનો ઓછી કરે અથવા બીજી રીતે વ્યસનને

ઉત્તેજન ન આપે તોજ દારૂત્યાગનો ઉપદેશ ફલિભૂત થાય. આ એક દાખલાથી ખાત્રી થશે કે સંસારસુધારા જોડે પણ રાજ્યનો સંબંધ નિકટ છે.

૧૮૭૩ ની સાલમાં એવો વખત હતો કે રૂપું જે કોઇ લાવે તે લઇ સરકાર ટંકશાળમાં રૂપીઆ છાપી આપતી. રૂપું સોંઘું ને સોનું મોંઘું થવાથી અહીંઆથી વિલાયતના ખર્ચ (Home Charges) ને નામે જતા અવેજમાં સરકારને, તથા ઘેર અવેજ મોકલનાર સર્વ અંગ્રેજ લોકોને દિનપરદિન વધારે ખોટ આવવા લાગવાથી સરકારે એવો નિયમ કર્યો કે રૂપીઆ લોકોને છાપી આપવા નહીં. આ પ્રમાણે થવાથી હિંદુસ્તાનના સર્વ ઉત્પાદકો, ખેડુતો, દેણદારોને ભારે ખોટ ગઇ. કેટલીક મિલો ડુબી ગઇ ને કેટલાંક દેવાળાં નિકળ્યાં. એ અનર્થભર્યા કાયદાથી હજુ રૈયતને નુકસાન થયા કરે છે. ચીનમાં આપણું સુતર જતું, તે ચીનની હુંડીનો ભાવ રૂ. ૨૨૦ ) નો હતો તે એકદમ ઘટી રૂા. ૧૨૦ ) થઇ જવાથી ચીન ને હિંદ વચ્ચે ચાલતા વેપારમાં ભારે ખલેલ આવી. વિલાયતના વેપારીને લાભ થયો ને અત્રેના ઉત્પન્ન કરનાર વેપારી ભારે જોખમમાં પડયા. હવે જે લોક કહે છે કે ઉદ્યોગની વૃદ્ધિ આપણે આંખો મીચીને કરો ને રાજકીય બાબતમાં નજર કરશો નહીં, તે શાણા લોકોને મારે પુછવાનું કે આટલો પ્રત્યક્ષ અનુભવ થયા પછી પણ રાજનીતિ તરફ આખાડા કરી મૂગે મોઢે વેપાર કર્યા જવાની સલાહ વાજબી છે? અજ્ઞાન કિંવા કેવળ સ્વાર્થીઓ સિવાય કોઇ પણ ભાગ્યેજ કહી શકશે કે રાજનીતિની બાબતોમાં આપણે માથું મારવું નહીં. તેવાઓ એટલું કહીને મૂગા રહેતા હોય કે અમારા ખાનગી કામને કે સ્થિતિને લીધે અમને રાજદ્વારી બાબતોમાં ભાગ લેતા નથી પાલવતું, તો તેમની પ્રમાણિક વાણી કબુલ રાખી શકાય. પણ વાદવિવાદ કર્યા વગર ને પ્રમાણિક વાણી નહીં વાપરતાં માત્ર અમલદારને વ્હાલા થવાની ખાતર અથવા ભયના માર્યા રાજકીય વિષયથી જેઓ નાસતા ફરે છે તેઓ ધિક્કારને પાત્ર ગણાય.

તમારી એસોસિએશનનો વંચાયેલો હેવાલ મગરૂર કરવા જેવો છે. કોઇ એમ પુછે કે આ કામમાં અને કોંગ્રેસના કામમાં શો ફેર છે? તે

માટે એટલુંજ જણાવી શકાય કે વૈદકના બે જાતના ઉપાયો છેઃ એક તો રોગવાળા ભાગપર મલમપટો લગાડવો, અને બીજો એ કે, અંદરના ભાગ માટે આખું શરીર સુધારવું. આવી એસોસિએશન ઘા ઉપર મલમપટો લગાડી તરતનું દુઃખ નિવારવાના જેવા ઉપાય યોજે છે; કૉંગ્રેસ રાજ્યની પદ્ધતિ સુધારી રૈયતને દુઃખ મૂળથી થાયજ નહીં એવા રસ્તા પકડે છે. બન્નેની ઘણી જરૂર છે, ને કૉંગ્રેસનો પાયો આવી મંડળીઓ છે. આવી મંડળીઓ સ્થાનિક આપદાઓ સરકારને કાને લાવી તે દૂર કરવા પ્રયત્ન કરે છે. કેટલીક આપદાઓ એવી છે કે રાજ્યના બંધારણમાં તેનું મૂળ છે, ને બંધારણ ફરે નહીં ત્યાં લગી તે આપદાઓ બધે ઠેકાણે થોડીવત્તી પેદા થાય છે, તેમ જડમૂળમાંથી રોગ કાઢવાનો માર્ગ પ્રજા સમસ્તની મંડળી જે કૉંગ્રેસ તેણે પકડયો છે. તમોએ તમારી દિવાની કૉર્ટ ગામમાં રાખવાની કોશિશ કરી તે વાજબી છે. તમારી કોશિશથી કૉર્ટ ગામમાં કાયમ રહી તે માટે તમને શાબાશી ઘટે છે. તમારી મહેનતથી જેમ દિવાની કૉર્ટનાં મકાનો હાલનીજ જગાએ ભરૂચ શહેરમાં કાયમ રહેલાં છે તેવીજ રીતે અમદાવાદમાં પણ સ્કુલ ખસેડવાના સવાલનો ઉપાડ થયો હતો. તે પણ રૈયતના પોકારથી નિષ્ફળ ગયો હતો. હવે જ્યાં લગી રાજ્યમાં આપણને કોઇ પુછતું નથી ત્યાં લગી આવા બનાવો હમેશ બન્યા કરશે. સબબ, પ્રજાની ખરી હાજતોનું ભાન સરકાર ઉપર લાવવા માટે રાજ્યમાં આપણો પગ જોઇએ. આપણે રાજ્ય લેવા માગતા નથી પણ રૈયતને સુખી થયેલી જોવા ઇચ્છીએ છીએ. ગયાં આઠ વર્ષ સર્વ લોકને અતિ નબળાં ગયાં છે. વરસાદની ખોટને લીધે સૌને ઘણું ખમવું પડયું છે. માટે સરકારે તો ગરીબડી પ્રજા ઉપર દયા રાખવાની જરૂર છે. પણ સરકારને રૈયતની ખરી સ્થિતિની ખબર પડતી નથી, ને કેટલાક વચલા અમલદારો મતલબ, લાલચ કે બ્હીકથી તે સરકારને કાને જવા દેતા નથી. જમીનવેરાની બાબતમાં એક ગમથી સરકાર માબાપ ચાર આની કે વધતી ઓછી માફ કરવાનો હુકમ બહાર પાડે છે તો બીજી ગમથી આપણા દેશી અમલદારો- માંના કેટલાક સરકારની શાબાશી લેવા, બક્ષીસ લેવા, ઉપરીને ખોટું ન લગાડવા અથવા તાતાથૈંક વગાડવા, અબુદ્ધિથી અથવા કેવળ બ્હીકથી

ગરીબડાઓ પાસેથી જુલમ વાપરીને પૈસા ઉઘરાવે છે. આ ઘણી દિલગીરી ને શરમની વાત છે. દેશી લોકની લાગણીની અવગણના થવાથી એ સંબંધી ઘણોજ ઉભરાટ થાય છે ત્યારે સરકારના ટુકડાખાઉ, વાજીંત્ર ગણાતા અને તેને પંપાળનારાં પત્રો જેવાં કે મુંબાઇ ટાઇમ્સ, પાયોનિયર, મદ્રાસ મેઇલ કહેવા નિકળી પડયા છે કે પ્રજામત (Puolic opinion) ને માન આપવું જોઇએ. પણ માત્ર આવાં મીઠાં વચનોથી આપણે લોભાઈ જવું ન જોઇએ. જ્યાં લગી રાજાને પ્રજાનાં દુ:ખની ખરી ખબર ને લાગણી નથી ત્યાં લગી આ પ્રમાણે થયાજ કરશે. માટે આપણે સર્વેએ મળી સરકારમાં આપણા પ્રતિનિધિ હમેશ રહે ને તેમને પુછીને સર્વ કાર્ય થાય એવી રાજઘટના મેળવવા નિરંતર પ્રયત્ન કરવો જોઇએ.

સરકાર દરેક ખાતાને અંગે કરોડો રૂપીઆની આમદાની આપણી કનેથી મેળવે છે. એકલા વેરાથી રૂ. ૬૦) કરોડ નિપજાવે છે, છતાં "ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને પાડોસીઓને આટો મળે" એ ધોરણે કામ લેવાય છે. એટલે વિલાયતથી આવતા અંગ્રેજને રૂ. ૫૦૦) એકદમ મળે છે અને વખતસર સારી ચઢતી મળ્યા કરે છે, ને આપણા ભણેલા ને લાયકીવાળા જુવાનો બિચારા અથડાયા કરે છે. આપણા પૈસા છતાં, આપણા લોકને મોટી જગાઓમાં દાખલ કરવામાં આવતા નથી ને પરદેશ પૈસો ઘસડાઈ જાય છે, માટે રાજ્યના સુધારા માટે તથા રૈયતના કલ્યાણ માટે રાજ્યના મોટા અમલદારની જગા ઉપર આપણા લોકને નિમવાનો રસ્તો ખુલ્લો થવો જોઇએ. આ પ્રમાણે હાલ થતું નથી ને તેથી ફરિયાદ કરીએ તેમાં રાજદ્રોહ જેવું કશું પણ નથી. આપણો હક આપણે માગીએ છીએ. જે ખુશામતીઆ આવા કૃત્યને રાજદ્રોહ કહે છે, તે જ ખરા રાજદ્રોહી છે.

ઓછા વરસાદને લીધે અથવા એકજ જમીનમાં એકનું એક વાવેતર કર્યાને લીધે જમીનનો કસ ઘટી ગયેલો છે ને આગળ જેટલું જમીનનું ઉત્પન્ન થતું નથી. તેમ છતાં ફરી ફરી નવા ઠરાવ ( revision ) કરી થોડે થોડે વરસે જમીન ઉપરના દરો વધારી દેવામાં આવે છે. આથી રૈયત

બિચારી કચરાઈ જાય છે. વધારેલા વેરા ગેરવાજબી હોય તોપણ તે વિષે દાવો ચાલી શકતો નથી; માટેજ આપણે માગણી કરવી જોઇએ કે કાયમ વીઘોટી થવી જોઇએ. એટલે રૈયત ઉપર ગેરશિરસ્ત બોજો પડવાનું ધોરણ બંધ થાય.

વળી ઉંચી કેળવણી પસાર કરી ચુકેલાઓમાંની હરીફાઈ કહાડી નાખી સરકાર એક એલાહિદું લિસ્ટ રાખે છે, અને માત્ર લાયકી પ્રમાણે સરકારી નોકરી નહીં આપતાં પોતાને ફાવે તેમ નિમણુકો કરે છે. આવી રીતે નહીં કરતાં સરકારે રાજ્યની જગાઓ પાસ થયાના ક્રમ પ્રમાણે આપવી જોઈએ. હાલની પદ્ધતિથી પક્ષપાત વધે છે, ને ગરીબને જગા મળવાનો જોગ બિલકુલ રહેતો નથી. વળી એથી બીજાં માઠાં પરિણામ એ થાય છે કે, ભણેલા ઘણા બ્હીકણ બાયલા બની જાય છે. મ્હારા ભણેલા મિત્રો જેઓ ભણીગણીને સુક્કા લાકડા જેવા થઈ જાય છે તેઓ બ્હીને ધ્રુજી મરે છે. જેમ રોટલીના એક કટકા પાછળ સો કુતરા ભમે તેમ સરકારી જગા પાછળ તેઓ ભમ્યા કરે છે, અને ફલાણી મંડળી કે ફલાણી કલબમાં જઇશું તો સરકારના ગુન્હેગાર ઠરીશું, રોટલી જતી રહેશે એમ મનમાં સમજી કંઇ સાર્વજનિક કામ તેઓ કરતા નથી. તેવાઓને હું સવાલ કરૂં કે **જગતનું પૂરું કોણ કરે છે? સરકાર રૈયતનું પૂરું કરે છે કે રૈયત સરકારનું પૂરું કરે છે? જગતનું પૂરું કરનાર ઈશ્વર છે અને રૈયત સરકારનું ખરચ પૂરું કરે, તોપણ તે પોષણ કરતી નથી.** આ વાતો પ્રસિદ્ધ છતાં માત્ર સરકારના રોટલાની આશાથી જેઓ રૈયતનું હિત કરનાર કૉંગ્રેસને વખોડે છે અથવા તેથી અલગા રહે છે તેઓ ખરેખરા રાજદ્રોહી અને લાલચુ કુતરા જેવા હોવા જોઇએ. આપણે શા સારૂ કોઇનાથી ડરવું જોઇએ? તમારા મનને સવાલ કરો કે શું પાપ, ગુન્હો યા અપરાધ આપણે કર્યો છે? શી અનીતિ કરી છે કે આપણે નકામા ડરવું પડે? આપણે નીતિવાન છીએ, આપણે રાજભકત છીએ, છતાં અન્યાયથી, ખોટા તહોમતથી અને ગેરઇન્સાફથી કદી કોઈને જેલમાં જવું પડે તો તે માણસ જેલમાં નહીં પણ સ્વર્ગમાં ગયો સમજવો.

મેં મારા વિચાર છુટથી જણાવ્યા છે. તે ઉપર વિચાર કરવો એ સર્વ સુજ્ઞ જનોનું કામ છે. માટે આપણે બધાએ પરમેશ્વર સિવાય કોઇનો ડર નહીં રાખતાં આપણા જાતભાઇઓનું તથા આપણા દેશનું ને જગતનું ભલું કરવા હમેશાં તત્પર રહેવું જોઈએ.

( ૫ )*

દેશી માલને ઉત્તેજન આપવાની વાત તો ઘણા સ્વીકારે છે, પણ તેની સાથે તેઓ એમ પુછે છે કે દેશી માલ પરદેશી કરતાં મોંઘો મળે ત્યારે શું કરવું? તમે આ બાબતનો વિચાર કરીને ઠરાવના લાભમાં તમારો અભિપ્રાય આપ્યો છે? ઘણા ડાહ્યા માણસો જેઓ મોટાં મોટાં કામ કરે છે તેઓ પણ ઘણી વખત એવું બોલતા સાંભળવામાં આવે છે કે પરદેશીના જેવો અને સરખી કિંમતનો દેશી માલ હોય તો તે લેવો, પણ જો તેવી પ્રતિનો દેશી માલ ન હોય તો તે લેવો નહીં. આવું બોલનારને હું ઉત્તર આપીશ કે, **જેમ માબાપ તેમનાં નબળાં છોકરાં હોય છે તો પણ તેને પસંદ કરે છે, તે મુજબ આપણો દેશી માલ ગમે તેવો હોય તોપણ તેને આપણે પસંદ કરવો જોઈએ છીએ.**

દેશી માલ ખરીદવાનો નિયમ પકડયાથી* અર્થશાસ્ત્રના કાયદાનો ભંગ થશે તેવું જેઓ કહેતા હોય તેમને હું પુછીશ કે અર્થશાસ્ત્ર કોનું

---

* સ્વદેશી હિલચાલને ઉત્તેજન આપવાને બોલાવવામાં આવેલી જાહેર સભામાં કરેલું ભાષણ; અમદાવાદ, તા. ૧-૧૦-૧૯૦૬.

* (અ) "ફ્રીટ્રેડ" નો અર્થ શો? એક બીજા વચ્ચે મારામારી અને હુંશા તુંશી, પણ તે સરખે સરખા વચ્ચે થવાં જોઇએ. લાંબાની જોડે ટુંકાની લઢાઈ ન શોભે. (હિંદુસ્થાનની ભવિષ્ય રેખા" ના ભાષણ વખતે પ્રમુખપદેથી કરેલા વિવેચનમાંથી; "પ્રજાબંધુ" તા. ૧૭-૧૧-૧૯૦૭.)

* * *

**(અ) આપણે હમેશાં સમગ્ર દૃષ્ટિએ વિચાર કરવો જોઇએ.**

બનાવેલું છે? આપણી સ્કુલો અને કૉલેજોમાં જે અર્થશાસ્ત્ર શિખવાય છે તે અંગ્રેજોનું બનાવેલું છે. અહીંના અર્થશાસ્ત્રની નીતિ અંગ્રેજો કૅનેડા અને ઑસ્ટ્રેલિયાવાળાને કેમ લાગુ પડતા નથી? અંગ્રેજોએ તેમના હાલના અર્થશાસ્ત્ર માટે ઈજીપ્ત અને હિંદુસ્થાન એ બે દેશો પસંદ કર્યા છે! જેમ એક અર્થશાસ્ત્ર બનાવનાર બ્રાહ્મણ તેમાં તેના પોતાના લાભનું લખવાની સંભાળ રાખે છે તેમ અંગ્રેજોએ તેમના બનાવેલા અર્થશાસ્ત્રમાં લખેલું છે. તેમના ઉદ્યોગહુન્નરો આબાદ થયા પછી તેમણે તેમનું અર્થશાસ્ત્ર બનાવ્યું છે. હવે જો અંગ્રેજોનું અર્થશાસ્ત્ર ખરું હોય તો બીજા દેશો તેમના અર્થશાસ્ત્ર પ્રમાણે કેમ વર્તતા નથી?

જર્મનો દુનિયાના લોકોમાં સૌથી સમર્થ વિદ્વાનો છે. તેમાંનો મિ. લિસ્ટ નામનો સાક્ષર કહે છે કે અંગ્રેજો દ્રવ્ય પેદા કરવાનો વિચાર કરે છે, પણ માણસના પોષણનો વિચાર તેઓ કરતા નથી. અંગ્રેજોની પાસે તેમને શિખવવાનાં બે જૂદી જૂદી જાતનાં અર્થશાસ્ત્રો છે. હાલ કૉલેજોમાં મિલ, એડમ સ્મિથ આદિનાં જે અર્થશાસ્ત્રો ચાલે છે. તે બીજાને

---

**સમષ્ટિના લાભ આગળ વ્યક્તિએ પોતાનો સ્વાર્થ છોડી દેવો જોઇએ.**

રાષ્ટ્રિય બાબત વિષે બીજું હું બોલવા માગતો નથી. પરંતુ જ્યાંસુધી દેશભક્તિ તથા સ્વાત્મ ભોગની શક્તિ આપણામાં આવશે નહીં ત્યાં સુધી આપણા દેશની આપણે ઉન્નતિ કરી શકીશું નહીં; અને એ ઉન્નતિ થશે ત્યારે સંસારસુધારો પણ એની મેળેજ થશે, અને વ્યાપાર પણ વધશે. જો આપણે આ સવાલ ઉપર તાકીદે ધ્યાન આપીશું નહીં તો ભુખમરાથી ગરીબોનો નાશ થશે. જેની પાસે પૈસા વધારે હશે તે અનાજ ઉઠાવી જશે. અર્થશાસ્ત્રમાં અબાધિત વ્યાપારની ભલામણ કરવામાં આવે છે, તે બિલકુલ ઇચ્છવા યોગ્ય નથી. તેની મતલબ એટલીજ છે કે તમે ખેતી કરો અને અમે માલ તૈયાર કરી તમોને પૂરો પાડીએ. માટે હું તો એટલું કહું છું કે તમારે અર્થશાસ્ત્રનો અભ્યાસ પણ કરવો નહીં, પરંતુ હિંદુસ્થાનનુંજ અર્થ-શાસ્ત્ર ભણવું.

(તા. ૭-૮-૧૯૧૩ ના રોજ અમદાવાદમાં રા. રા. મગનભાઇ ચતુરભાઇ પટેલે ઇંગ્લાંડ વિષે પોતાના વિચારો દર્શાવ્યા તે વેળા પ્રમુખ તરીકે કરેલી સમાલોચનામાંથી.)

શિખવવાને માટે રચાયેલાં છે તે વાત કૉલેજમાં બી. એ. ના વર્ગમાં શિખનારા યુવકોએ ધ્યાનમાં રાખવાની છે. અર્થશાસ્ત્ર તર્કની વિદ્યા છે. લોકો સધન અને સુખી થાય તે અર્થશાસ્ત્રનો ઉદ્દેશ હોવો જોઇએ. ઇટાલી-ની કૉલેજોમાં હાલ જે જાતની અર્થવિદ્યા શિખવાય છે તે ખરી વિદ્યા છે.

અત્રે એક ગૃહસ્થે એમ જણાવ્યું છે કે સ્વદેશીને ઉત્તેજન આપો, પણ પરદેશી માલને બૉયકૉટ ન કરો. પણ તેમ કરવા જતાં સવાલ એ ઉત્પન્ન થાય છે કે પરદેશીનો ત્યાગ નહીં કરો તો શું તમે બન્ને જાતનો માલ ખરીદ કરશો ? માટે બેમાંથી એકજ જાતનો માલ લેવો જોઇએ. મદ્રાસના ગવર્નરે અને કોલ્હાપુરના એક અંગ્રેજ સિવિલિયન અમલદારે હમણાં તેવાજ વિચારવાળાં ભાષણ કર્યાં છે. પરંતુ પરદેશી માલ ન લેતાં સ્વદેશીનો ઉત્પન્ન કરેલો માલ લેવો તે જ દેશને લાભકારક છે. સ્વદેશી હિલચાલને કેટલાક ઉત્તેજન આપતા નથી. સરકાર નારાજ થશે તેવી તેમના કાળજામાં બ્હીક છે; પણ તેઓને દેશ માટે લાગણીજ નથી એમ જણાય છે; નહીં તો તેઓને ખરી બાબતમાં કોઇથી ડરવાનું શું કારણ છે ?

સ્વદેશી હિલચાલ શ થવાથી કેવા કેવા લાભ થયા છે તે વાતનો પુરાવો શોધવા જવાની જરૂર નથી. અત્રેના મિલવાળાને પુછો. બીજા પ્રાંતના સરાફોને, કંપનીઓને અને વેપારીઓને પુછો. તેઓ તમને સ્પષ્ટ કહેશે કે દેશમાં સર્વત્ર અપૂર્વ જાગૃતિ થઈ છે. चक्षुरेव सत्य, એટલે જેઓ પ્રત્યક્ષ પુરાવો માગે છે તેમણે દશેરાને દિવસે થયેલા દેશી માલના સુતર કાપડના સોદાપર ધ્યાન પહોંચાડવું જોઇએ છીએ. ફક્ત કલકત્તામાં તે દિવસે દેશી માલની બે હજાર ગાંસડીઓ વેચાઇ હતી તે વાત સ્વદેશી હિલચાલની ફત્તેહનો પુરાવો છે.

આજે જે ઠરાવ મંજુર થયો છે તે અમલમાં મુકવાનો આગ્રહ કરતાં હું એટલુંજ કહીશ કે દેશી માલ ખરીદતાં તમને બે રૂપી-આનું નુકસાન થતું હોય તો તે વખતે એ વાત યાદ રાખજો

**કે તમારા પાસેથી તે બે રૂપીઆ જે જાય છે તે તમારે દેશી ભાઇજ કમાય છે,** માટે તે તમને એકંદરે નુકશાન રૂપ નહીં પણ લાભ રૂપ છે. પરદેશીઓને કમાવવા કરતાં દેશીઓને પેદા કરાવવાનું ધ્યાનમાં રાખજો.

( ૬ )*

દુનિયામાં સૌથી ગરીબ દેશ હિંદુસ્થાન છે. વિલાયતના દર આદમીની વાર્ષિક પેદાશ રૂ. ૪૦૦) છે, ત્યારે આ દેશના આદમીની સરેરાશ પેદાશ રૂ. ૩૦) છે. મોટા શ્રીમંતોને પૈસાની છત જણાય છે, પણ ગામડાનાં લોકોની સ્થિતિ પૂરી કંગાલ છે. આપણામાં સંપ નથી, અને આપણામાં નઠારા રિવાજો પ્રચલિત છે. તેવાં તેવાં કારણોથી આપણી દુર્દશા થઈ છે. આપણા ઉદ્યોગધંધા અંગ્રેજોનું રાજ્ય થયા પછી તેમની અન્યાયી રાજનીતિથી પડી ભાંગ્યા છે. ઉદ્યમો પડી ભાંગવાથી લોકોએ ખેતીનો આશ્રય લીધો છે. વિલાયત અને યુરોપમાં સેંકડે વીશ ટકા, ત્યારે આ દેશમાં સિત્તેર ટકા માણસો ખેતીપર ગુજારો ચલાવે છે. **ખેતી ઉપરાંત બીજા ધંધાપર આધાર રાખ્યા સિવાય લોકોની સ્થિતિ સુધરનાર નથી.**

**वसुधैव कुटुम्बकम्** જેવી વર્તણુક રાખવાનો બોધ સારો છે, પણ સામો માણસ આપણા જેવી રીત ન રાખે તો તેના જેવા થયા સિવાય બીજો ઇલાજ નથી. છેવટે હું એટલુંજ કહીશ કે જો તમારામાં આર્યત્વનો અંશ અને ખરું દેશાભિમાન હોય અને તમારા દેશી ભાઈઓનું તથા દેશનું તમે કલ્યાણ ઇચ્છતા હો તો સ્વદેશી હિલચાલને ઉત્તેજન આપીને દેશના ઉદ્યોગોનો ઉદ્ધાર કરજો.

---

* સ્વદેશી હિલચાલ વિષે અમદાવાદમાં અપાયલા જાહેર ભાષણ પ્રસંગે દર્શાવેલા વિચાર; તા. ૧૭-૧૧-૧૯૦૬.

## (૭)*

તમે મને જે માન આજે આપ્યું છે તે માટે હું તમારો આભારી થયો છું. સરકાર તેની સેવા માટે અને લોકો વહેવારના કામમાં મળતી મદદ માટે માન આપે છે. પરંતુ તેની સાથે સરખાવતાં આવી પ્રતિનું માન ઉત્તમ ગણવા યોગ્ય છે. મારી ઉત્તરાવસ્થામાં જે વસ્તુ સૌથી મને પ્રિય છે તે એ છે કે બને તેટલું દેશી ભાઇઓનું ભલું કરવું. આવાં સાર્વજનિક મંડળો અને સંસ્થાઓ સ્થપાય તે જોવાને હું બહુ ઇંતેજાર છું; તેથી આ એસોસિએશનની સ્થાપના કરવા માટે હું તમને ધન્યવાદ આપું છું. આપણા દેશમાં ઘણા અક્કલવાન અને મોટાં રાજ્યનાં કારભારાં કરી શકે એવા કાબેલ માણસો છે; પરંતુ આ દેશમાં સંપ એ શી વસ્તુ છે તે ભૂલી જવામાં આવ્યું છે. આ વાત ખોટી ઠરાવવાને આ મંડળ સ્થપાય છે તે ખુશી થવા જેવું છે. ખેડુતોના મંડળની શરુઆત આ દેશના માટે વિશેષ આનંદજનક છે, તેનું કારણ એ છે કે આ દેશની વસતીનો સાઠથી એંશી ટકા જેટલો ભાગ ખેડુતોનો બનેલો છે; તેથી ખેડુતોના શ્રેયમાં દેશનું શ્રેય સમાયલું છે. લોકો કહે છે કે ખેડુતોની દશા બગડતી જાય છે, તેઓ કંગાલ થતા જાય છે, તેમનાં ઢોર કમી થતાં જાય છે અને તેઓ કરજવાન થાય છે. રૈયતનો એક બાજુ આવો મત છે ત્યારે બીજી બાજુથી સરકારના સત્તાવાર રીપોર્ટમાં દેશ આબાદ થતો જાય છે તેમ જણાવવામાં આવે છે. આના કારણમાં સરકાર કહે છે કે દેશનો નિકાશવેપાર વધતો જાય છે તે દેશની આબાદીનો પુરાવો છે. પણ નિકાશ વધવાથી દેશ આબાદ થાય છે તેમ શા કારણથી માનવું તે સમજાતું નથી. દેશમાં ઉત્પન્ન થયેલો માલ, દેશની દોલત પરદેશ જાય તેથી દેશ તાલેવર થાય છે તેમ કહેવું એ ભૂલભરેલું છે. પરદેશની દોલત અત્રે ધસડાઇ આવતી હોય તો દેશ તાલેવર થાય છે તેમ કહેવું દરેક રીતે વાજબી

---

* જલાલપુર ખાતે સ્થાપવામાં આવેલા કૃષિકાર મંડળ સન્મુખ કરેલું ભાષણ; જુન ૧૯૦૭.

છે. છતાં દેશ સધન અને આબાદ થાય છે તેમ ઘડીભર માનીએ તો આપણા દેશમાં, આપણા ઘરમાં આવતા રૂપીઆ કયાં જાય છે? આપણા જોવામાં તે રૂપીઆ કેમ આવતા નથી? હિમાલયની ટેકરીપર વસનારા અમલદારોની આંખે તે રૂપીઆ દેખાય છે, પણ આપણી નજરે તે રૂપીઆ પડતા નથી. તેથી ગામડાંના લોકો ગરીબ થતા જાય છે તેવું લોકોનું જે કહેવું છે તે નિઃસંશય ખરૂં છે. ગામડાંના લોકોની તેવી દુર્બલ હાલત સુધારવાનો આ એસોસિએશનનો મુખ્ય હેતુ છે. આ સંબંધમાં મને એક બે પત્રો મળ્યાં છે તેમાં જ્ઞાતિબંધન નાબુદ કરવાથી અને મરણ પાછળનાં ખર્ચો કમી કરવાથી દેશની હાલત સુધરશે એમ કહેવામાં આવ્યું છે.

આ મંડળના જે ઉદ્દેશો રાખ્યા છે તે વ્યવહારુ અને અમલમાં મુકી શકાય તેવા છે. સંપ વધારવાનો ઉદ્દેશ સર્વથી ઉત્તમ છે. લોકો મિથ્યા અભિમાનથી ઇર્ષ્યેકેરાઈ માંહેમાંહે કજીઆ કરે છે. સરકાર કજીઆ ઉપર હકસાઈ લે છે; તેવું તેના ન્યાયખાતાનું ધોરણ છે! તેથી આપણાથી બને તેટલા કજીઆ ઘરમેળે ચુકવવા તે આપણા લાભની વાત છે. માત્ર એક ગામનોજ નહીં, પણ મોટા રાજ્યનો ઇન્સાફ કરી શકે તેવા કેટલાક પુરુષો અહીં હાજર છે; તો કૉર્ટે ચઢી પૈસેટકે ખુવાર થવા કરતાં તેવા પુરુષોના બનેલા પંચદ્વારા શા માટે ન્યાય ના મેળવવો?

તમારા સત્કારમંડળના ચૅરમેને કહ્યું છે કે આ જીલ્લામાં કેફી વસ્તુનો ઉપયોગ ઘણા મોટા પ્રમાણમાં થાય છે. દારૂની ખપત મુંબાઇમાં સૌથી વધારે છે. તેથી બીજે નંબરે થાણા અને ત્રીજે નંબરે સુરત આવે છે. આ જીલ્લામાં દર આદમી દીઠ બે રૂપીઆનો દારૂ ખપે છે, અને ખેડા જીલ્લામાં આદમી દીઠ ત્રણ આનાનો ખપે છે. તે સાથે સરખાવતાં તમારો ખપ દશ ગણો છે. હિંદુ અને મુસલમાન બંનેના શાસ્ત્રોમાં દારૂ પીવાની સખત મનાઈ કરી છે, તો જે કેફી વસ્તુ નુકસાન કરે, જેનાથી પૈસો વ્યર્થ જાય અને જેનાથી કુટુંબમાં કલેશ અને શરીરમાં રોગ વધે તેવી વસ્તુ શા માટે વાપરવી? દારૂડીઆ* લોકો એંશી વર્ષ જેટલું

---

* ગરીબોને આ વ્યસન છે તેથી અમારે શું, એમ જે ધારવામાં આવે છે તે

દીર્ઘાયુષ ભોગવતા નથી, અને તેમનાં છોકરાં પણ પેલછા જેવાં દરદો વારસામાં મેળવે છે, માટે કેફી પીણું બંધ કરવું જોઇએ છીએ.

હુન્નર અને ઉદ્યોગને ઉત્તેજન આપવાનો આ મંડળનો એક હેતુ છે તે પણ સ્તુત્ય છે. ભણ્યા પછી શું કરવું તે હાલ એક ગુંચવણ ભરેલો સવાલ થઇ પડયો છે. ભણેલા યુવકો નોકરી માટે અથડાય છે. તેમને હુન્નરઉદ્યોગની તાલીમ મળે તો લાભ થાય. ઘરના ઉદ્યોગ વધે તેમ પણ કરવું જોઇએ. હાલ આપણા દેશમાં બૈરાં ઘરકામ ઉપરાંત બીજું કાંઇ ઉત્પાદક કામ ન કરતાં નિવૃત્તિનો વખત આળસમાં ગુમાવે છે. તેઓ ભરવાનો, શીવવાનો, અને ભરતચિત્રોનો ધંધો કરે તો ઘણાં કુટુંબની નબળી સ્થિતિને ટેકો મળે. ખેડુતો પણ વર્ષનો કેટલોક ભાગ નિરુદ્યમી રહે છે. તેઓ ઉપયોગી રોજગાર કરે તો તેમને ફાયદો થયા વગર રહેશે નહીં.

ખેડુત તેનાં દુઃખ માટે અમુક અંશે સરકાર સાથેના સંબંધને આભારી છે. મ્હારા વાંચન અને અનુભવ ઉપરથી હું જણાવીશ કે ખેડુત એ જમીનનો માલીક છે. તેના વિરૂદ્ધની માન્યતાને ઇતિહાસનો ટેકો નથી. અનાદિ કાલથી ખેડુત જમીનનો માલીક છે. અગાઉ ગામ આખાનો કે તેની આખી પાટીનો વેરો ભેગો ભરાતો. હાલ પ્રત્યેક ખેડુતનું જૂદું જૂદું મહેસુલ ભરાય છે; તે જૂનો રિવાજ નથી. એકઠો વેરો ભરવાના રિવાજથી લોકોમાં સંપ વધતો હતો. અમદાવાદ પાસે હાથીસણ ગામ છે. ત્યાં સંવત ૧૯૩૩ ની સાલના નબળા વર્ષમાં સો કોળીઓ ગામ લુટવાને આવ્યા હતા; પણ ખેડુતો લાકડીઓ લઇને અને બેગં સાંબેલાં લઇને સામાં થયાં તેથી કોળીઓને હારીને ન્હાસી જવું પડયું. ખેડુતોનો આ સંપ ભાગવારીના

---

મોટામાં મોટી ભૂલ છે. સમાજના કોઇપણ અંગભુતે કરેલી ભૂલ સમાજને જ નડે છે. ગરીબો વ્યસની થાય તો ચોરી, લુટફાટ, ગુન્હા કરવા માંડે છે; માટે તેવું કદી ધારવું નહીં. વળી બધાના ધર્મો જૂદા જૂદા હશે, પરંતુ આ વ્યસન દૂર કરવાના સંબંધમાં તો બધાઓ એકમત છે એની ના કહેવાશે નહીં. ( " દેશમાં દારૂનું વ્યસન ઘટે છે કે વધે છે ? " એ ભાષણ વખતના વિવેચનમાંથી; તા. ૨૨-૧૨-૧૯૧૩, અમદાવાદ. )

રિવાજને આભારી હતો. મરાઠી રાજ્યને પૈસાનો ખપ હતો, તેથી તે રાજ્યના રાજાઓએ વેરો વધારવા માંડયો હતો. પરંતુ ભેગો વેરો ઉઘરાવવાનું કાયમ રહ્યું હતું. અંગ્રેજી રાજ્યમાં પ્રથક પ્રથક વેરો વસુલ કરવાનું ધોરણ દાખલ થયું છે, પણ તેપરથી સરકાર જમીનની માલિક થઇ છે તેમ કહી શકાય નહીં. દરેક નવા સેટલમેન્ટમાં થોડો થોડો વેરાનો વધારો સરકાર કર્યે જાય છે. ખેડુત જમીનમાં સુધારો કરે તેપર સરકારે કર વધારવો નહીં તેવા શબ્દો કાયદામાં છે; પણ તેનો બરાબર અમલ થાય છે કે નહીં તે શંકાયુક્ત છે. મિ. રમેશચંદ્ર દત્ત જેવા રેવન્યુ ખાતાના અનુભવીઓ કહે છે કે માલની કિંમત વધે તોજ વેરો વધારવો; નહીં તો વધારવો નહીં. આ કથન સામે સરકારે ખુલાસો કર્યો છે, પણ તે અસ્પષ્ટ હોઇ સમજાતો નથી. કાયમની વીઘોટી થવા માટે રૈયતની માગણી છે. બંગાલમાં કાયમની જમાબંદી છે. પંજાબમાં ગામવારી અને મુંબાઇમાં રૈયતવારી ધોરણ છે. વેરાનો બોજો સૌથી વધારે ગુજરાતમાં છે. તમે હિંદની દુઝણી ગાય છો. સરકાર તમારૂં દૂધ દહોવાશે તેટલું દહોશે. સુરત જીલ્લામાં કર વધારે છે. સરકાર આપણા માથે ભારે કર શા સારૂ નાખે છે ? ગરીબ છીએ, કે આપણે બોલતા નથી માટે નાખે છે ? મનુ તો છઠ્ઠો કે આઠમો ભાગ લેવાનું લખે છે. હાલ કીસ્તોની સખતાઇ વધી છે તેથી ખેડુતોની મુશ્કેલીમાં વધારો થયો છે. કાચો માલ ગમે તે ભાવે ફેંકી રૈયતને મહેસુલ ભરવું પડે છે તેથી કીસ્તના ધોરણમાં પણ રહેમીઅત દર્શાવવાની જરૂર છે. એક બચ્ચાને જોઇને મનુષ્યને આનંદ થાય છે, પણ તે બચ્ચું જ્યારે ઉછરીપાછરીને મોટું થાય છે ત્યારના આનંદની લહેજત જૂદી હોય છે. માટે આ મંડળીને દીર્ઘાયુષી થયેલી જોઇને હું આનંદ પામીશ.

( ૮ )*

શરુઆતમાં પોતાને પ્રમુખસ્થાન આપવા માટે આભાર માની તેમણે જણાવ્યું કેઃ—

* સુરતમાં ભરાયલી ત્રીજી ઔદ્યોગિક પરિષદ્‌ના પ્રમુખ તરીકે આપેલું ભાષણ; તા. ૨૯-૧૨-૧૯૦૭. ( બુદ્ધિપ્રકાશ; ફેબ્રુઆરી, ૧૯૦૮.)

બીજી પરિષદ્‌ના પ્રમુખ ઑાન. મિ. વિઠ્ઠલદાસ ઉદ્યોગ અને વેપાર વિષે જે અનુભવ ધરાવતા હતા તેવો વ્યવહારુ અનુભવી હું નથી, તેમજ પહેલી પરિષદ્‌ના પ્રમુખ મિ. રમેશચંદ્ર દત્ત સાહિત્ય અને અર્થશાસ્ત્રના જ્ઞાન માટે જેવા પ્રખ્યાત છે તેવી ખ્યાતિનો હું દાવો કરી શકતો નથી. ઉદ્યોગના વિષય સાથે મ્હારો સીધો સંબંધ નથી અને હિંદની સાંપત્તિક બાબતો વિષે મ્હારો અભ્યાસ કાંઇક આધુનિક છે, તે માટે હું જે કહું તેમાં કાંઇ ખામી માલુમ પડે તો આપ દરગુજર કરશો.

આપણી સાંપત્તિક સ્થિતિ વિષે વિચાર કરતાં નીચેની બાબતો મુખ્યત્વે કરીને ધ્યાનમાં લેવાની છે: (૧) વસતીના મોટા ભાગમાં પ્રસરેલી ગરીબાઈ, (૨) સામાન્ય વર્ગના લોકની અભણ અવસ્થા, (૩) કાચા માલનો દેશમાં ઉત્પન્ન થતો મોટો જથો, (૪) પદાર્થવિદ્યા અને હુન્નરકળાના જ્ઞાનની તથા વ્યવહારુ હુન્નરીપણાની ગેરહાજરી, (૫) વેપાર સંબંધી સાહસિકતાની મંદ સ્થિતિ, અને (૬) ભંડોળની ખામી. આ સ્થિતિમાંથી વિસ્તૃત ઔદ્યોગિક ઉન્નતિ શી રીતે કરી શકાય તે વિષે આજે આપણે વિચાર કરવાનો છે. બીજા દેશોના ઉદ્યોગહુન્નરના ઉદ્ધારના કામમાં જે ઉપાયો કાર્યસાધક નિવડયા છે તેની અત્રે અજમાયશ કરવામાં આવે છે. તે પૈકીના મુખ્ય ઇલાજો નીચે મુજબ છે.

દરેક વિષયના મૂળતત્ત્વોનું જ્ઞાન મળે તેવી કેળવણીનો પ્રસાર કરવો; હુન્નરશાળા અને શાસ્ત્રીય શોધને લગતી સંસ્થાઓની તથા વેપારને લગતી કેળવણી આપનારી શાળાઓ સ્થાપવી; અને પરદેશમાં શાસ્ત્રીય તથા હુન્નરનું જ્ઞાન મેળવવા માટે વિદ્યાર્થીઓને મોકલવા. આ બધા ઉપાયોનો વ્યાપક અર્થવાળા 'કેળવણી' શબ્દમાં સમાવેશ થાય છે. તેવી કેળવણી આપવાના આજસુધીના યત્નો નિર્બળ નિવડયા છે, તેથી વધારે બળવાન, પદ્ધતિસર અને અખંડ પ્રયાસ કરવાની જરૂર છે. તેવા યત્નોમાં પ્રજાત્વનો જુસ્સો ઉમેરવો જોઇએ; કારણ કે તેવા જુસ્સાથી આખરે આપણો ઔદ્યોગિક પુનરુદ્ધાર થવાનો સંભવ છે. પરંતુ આપણા ઉદ્યોગોનો ઉદ્ધાર થાય ત્યાં સુધી આપણી પાસે હાલ જે સાધનો છે તે ઉપર આપણે આધાર રાખવો

જોઇએ. આપણા મોટા વેપારીઓ હાલની ઔદ્યોગિક સ્થિતિ વિષે ઘણે ભાગે અજ્ઞાન છે. તોપણ સુભાગ્યે આપણી આર્થિક દૃષ્ટિમર્યાદાની પેલી બાજુએ મરહુમ મિ. જમશેદજી તાતા જેવા નામીચા નરોનો ઉદય અવાર-નવાર થતો દૃષ્ટિએ પડે છે. આ ઉપરાંત બીજી જે વાત દિલાસો આપનારી છે તે એ છે કે પશ્ચિમ અને વાયવ્ય તરફના હિંદના પ્રાંતોમાં બહુ પ્રાચીન સમયથી મોટા પાયાપર વેપાર ચાલતો આવે છે. હિંદી વેપારીઓએ પૂર્વ આફ્રિકા, તુર્કસ્તાન, ચીન અને જાપાનમાં પગપેસારો કરીને પડાવ નાખ્યો છે. હમણાં વળી ગુજરાતના વેપારીઓએ ઇંગ્લાંડ જઈને ત્યાં તેમની ઑફિસો ખોલી છે, અને સાંચાકામ તથા મિલોને લગતો સામાન અત્રે મોકલવાનો રોજગાર કરવા લાગ્યા છે. મોતીનો વેપાર કરનારા ઝવેરીઓએ પણ થોડુંક થયાં પૅરિસ અને લંડનમાં તેમની પેઢીઓ સ્થાપી છે. મુંબાઇની સ્પીસી બૅંકે થોડાજ સમયપર બ્રિટિશ રાજ્યના મધ્ય સ્થળમાં હિંદીઓની દેખરેખ નીચે પોતાની શાખા ઉઘાડી છે. વેપારના સાહસમાં આપણને જે મદદની જરૂર જણાય તે માટે આ વેપારી સંસ્થાઓ ઉપર આપણે આધાર રાખી શકીએ તેમ છીએ.

વેપારી સાહસ અને ઉદ્યોગ વિષેના જ્ઞાનની ખામી ઉપરાંત આપણી ઔદ્યોગિક અભિવૃદ્ધિમાં બીજી જે વસ્તુ અંતરાય રૂપ થાય છે તે એ છે કે આપણી પાસે પુરતી મુડી નથી. અલબત, આજ સુધીમાં કાપડ સુતરનાં કારખાનાંમાં આપણે લગભગ ત્રીશ કરોડ રૂપિયાનું ભંડોળ રોકયું છે. પરંતુ આપણે દેશી કાપડજ વાપરવાનો નિશ્ચય કર્યો છે! તે વાત જ્યારે આપણે ધ્યાનમાં લઈએ છીએ ત્યારે ત્રીશ કરોડની મુડી રોકતાં છતાં પણ આપણે આપણા પુનરુદ્ધારના કાર્યનો માત્ર આરંભજ કર્યો છે એમજ કહી શકાય. તે માટે જોઇતું ભંડોળ શી રીતે એકઠું કરવું તે પ્રશ્ન વિષે વિચાર કરીને ફડચો કરવાની જરૂર છે. આ સવાલનો સંતોષકારક નિકાલ લાવી શકાય તેમ છે. હિંદી સરકારને પ્રૉમિસરી નોટોના રૂપમાં ૧૦૫ કરોડ રૂપિયાનું કરજ છે. તે પૈકીના ૫૫ કરોડ રૂપિયા હિંદીઓની મુડીના છે. આ રોકાંતનો બધો ભાગ વેપા-

રના ઉપયોગમાં કદાચ ન લઈ શકાય, તોપણ તેનો ચોથો ભાગ, એટલે આશરે ચૌદ કરોડ રૂપિયા વેપારમાં આપણે ખેંચી શકીએ તો આપણા ઉદ્યોગોને ઘણો ટેકો અને તેજી મળે. હિંદના લોકોને તેમની મૂડી આવા કામમાં રોકવાને સમજાવવા સારૂ જાહેર પુરુષોએ યત્ન કરવો જોઇએ છીએ. તેઓ આ કામ હાથમાં લે તો પાર પાડી શકવાને સમર્થ છે એવી મને ખાતરી છે. સરકારના કરજમાં લોકોની મુડીની મોટી રકમ રોકાઇ છે તે સિવાય લગભગ તેર કરોડ રૂપિયા ટપાલ ખાતાની સેવિંગ બેન્કોમાં થાપણ તરીકે હિંદીઓએ મુકેલા છે. આ રકમનો અર્ધ ભાગ, એટલે ૭ કરોડ રૂપિયા વેપારમાં રોકવાને જો આપણે લોકોને સમજાવી શકીએ તો તેથી આપણા ઉદ્યોગને ઘણો ટેકો મળે એ નિઃસંદેહ છે.

સરકારી પ્રૉમિસરી નોટોમાં જે નાણું રોકાયું છે તે ખેંચીને વેપારમાં વાળવાનો સૌથી સરસ ઇલાજ બૅન્કો સ્થાપવી એ છે. પૂના, અમદાવાદ, બનારસ, લકનૌ, લાહોર અને બીજાં શહેરોમાં બૅન્કો સ્થાપવાની શરૂઆત થઇ છે. તે જો કે નાના પાયા પર છે તોપણ આગળ જતાં તે બૅન્કો મોટાં ખાતાં થઇ પડવાનો સંભવ છે. દરેક અગત્યના સ્થળમાં એકેક સ્થાનિક બૅન્ક હોવી જોઇએ. આ બૅન્કો વેપારના મોટા મથકોની મોટી બૅન્કો સાથે વ્યવહાર રાખે તો દેશના ભંડોળનો લાભકારક રીતે ઉપયોગ થાય. સારી શાખવાળા ગૃહસ્થોને માટે આવાં ખાતાં ઉભાં કરવાં એ કામ મુશ્કેલ નથી. મધ્યમ વર્ગના હિંદીઓ તેમના વંશપરંપરાના ગુણથી બૅન્કદ્વારા ધીરધાર કરવાના ધંધાને માટે લાયક છે. તે ધંધામાં ધીરજ, હિસાબી કામની કુશળતા, દીર્ઘદૃષ્ટિ અને કરકસર ઇત્યાદિ જે ગુણોની જરૂર પડે છે તે ગુણોમાં બીજી પ્રજાપર આપણે સરસાઇ ભોગવીએ છીએ, અને તે ગુણોની ઘણી પેઢીઓ થયાં આપણે તાલીમ લેતા આવ્યા છીએ. વળી પરદેશી હરીફો કરતાં આ સંબંધમાં આપણને જે સ્વાભાવિક અનુકૂળતા છે તે એ છે કે આપણે સ્થાનિક વસ્તુસ્થિતિની અને અમુક અમુક આસામીના દાર કે નાદારપણાની માહિતી ધરાવીએ છીએ. મોટી બૅન્કો સ્થાપવાની સંતોષકારક શરૂઆત થઇ ચુકી છે. મુંબાઇમાં બે અને કલકત્તા તથા મદ્રાસમાં એકેકી

દેશી બૅન્કો સ્થપાઇ છે. આ ત્રણે સંસ્થાઓ વેપારીને અતિ કિંમતી સહાય આપનારી પુરવાર થઈ છે. આ મોટી બૅન્કોની શાખા રૂપે નાની બૅન્કો હવે ઠારેઠાર ઉભી થવાની જરૂર છે. આવી નાની બૅન્કોની સ્થાપનાનો સૌથી મોટો ફાયદો એ થશે કે ગરીબ લોકોના મનમાં વિશ્વાસ ઉત્પન્ન થશે અને જમીનમાં દટાઇ રહેતો પૈસો ફરતો થશે. અનુત્પાદક સંગ્રહ કરવાના રિવાજમાં કેળવણીનો પ્રસારજ ફેરફાર કરી શકે છે, તોપણ સુવ્યવસ્થાથી ચલાવવામાં આવતી બૅન્કો આ કાર્ય બજાવવામાં બહુ ઉપયોગી થાય છે.

ઉપર મુજબ બધા ઉપાયો અજમાવવા છતાં પણ દેશમાંથી જે મુડી મેળવી શકાશે તે આપણા ઉદ્યોગના વધારાના કામ માટે પુરતી થશે તેમ માની શકાતું નથી. ત્યારે આપણે પરદેશી થાપણ ઉછીની લેવી કે આપણી જરૂરીઆતને પહોંચી વળે એવાં આપણાં સાધનો વિપુલ થાય ત્યાં સુધી રાહ જોવી એવો સવાલ ઉત્પન્ન થાય છે. રૈયતનો અમુક ભાગ પરદેશી થાપણ વાપરવા સામે મજબૂત વિરૂદ્ધતા ધરાવે છે. અગાઉ જાપાનના કેટલાક દેશભક્ત નરો પણ આવીજ લાગણી ધરાવતા હતા. આવી લાગણી થવી કુદરતી છે. પરંતુ આપણા સ્વાર્થ પ્રતિ ધ્યાન આપીને એક ધંધાદારીના દૃષ્ટિબિંદુથી આપણે પ્રસ્તુત વિષયનો નિર્ણય કરવો જોઇએ. આ દૃષ્ટિથી વિચાર કરતાં છેવટ એવું ઠરે છે કે ઉદ્યોગધંધાના કામ માટે આપણે **પરદેશી થાપણ બિન સંકોચે વાપરવી તે જરૂરનું છે.** હિંદી સરકાર પણ રેલવે બાંધવામાં લાંબો સમય થયાં પરદેશી સરાફોની મુડી રોકે છે. વળી મોટાં મોટાં રાજ્યો પણ લડાઇનાં, નૌકાના બાંધકામનાં, અને ઉદ્યોગની ખિલવણીનાં કામો માટે લંડન અને પૅરિસના સાહુકારો પાસેથી વ્યાજે નાણાં લે છે. હવે બીજાઓ જ્યારે આ રીતે કામ કરે છે તો આપણે તેમ શા માટે ન કરવું? ઑનં. મિ. વિઠ્ઠલદાસે પણ ગયા વર્ષમાં આવોજ અભિપ્રાય દર્શાવ્યો હતો; તે સાથે તેમણે એવી પણ સલાહ આપી હતી કે બીજી પ્રજા કરતાં આપણે વધારે વ્યાજ આપવું નહીં. આ સલાહ વાજબી છે. કૅનેડાના લોકો પોતાના અભ્યુદયાર્થે અમેરિકન મુડી અને અમેરિકનોની બુદ્ધિશક્તિનો લાભ લે છે. આ દૃષ્ટાંત પણ આપણે લક્ષમાં લેવા યોગ્ય છે.

**સ્વદેશી હિલચાલને** નામે જે નવી જાગૃતિ હમણા હિંદમાં જન્મ પામી છે તે વિષે થોડો ઈશારો કરવાની અત્રે જરૂર જણાય છે. આ હિલચાલનો ઉદ્દેશ હિંદમાં નવા ઉદ્યોગો સ્થાપવાનો છે, કે જે વડે પરદેશીને બદલે લોકોને દેશી માલ મળી શકે, અને તેઓ પરાશ્રયી મટીને સ્વાશ્રયી થાય. છેલ્લા સૈકામાં પરદેશી બનાવટના માલની સામે હિંદના જૂના ઉદ્યોગોની કારીગરી નહીં ટકી શકવાથી દેશ નિર્ધન થયો છે, અને જીંદગીની જરૂરીઆતની ચીજો પણ તે વસતીને પૂરી પાડી શકતો નથી; તેમ છતાં જે પરદેશી માલ હમણાં હિંદમાં આયાત થાય છે તેના વિના નહીંજ ચાલી શકે તેવું નથી. તેની બનાવટમાં જોઇતો કાચો માલ અહીં ઉત્પન્ન થાય છે, અને મજુરો પણ પુરતી સંખ્યામાં મળી શકે તેમ છે. આપણી જરૂરીઆતને પહોંચી વળવા માટે પુરતી લાયકાત, કળાકૌશલ્ય અને જોઇતી મુડી ઉત્પન્ન કરવી તે સ્વદેશી હિલચાલનો મુખ્ય ઉદ્દેશ છે. આ હિલચાલ સ્તુતિપાત્ર છે તેવું સામાન્ય જનમત છે. સરકાર પણ આ હિલચાલ પ્રતિ દિલસોજી ધરાવે છે. દરેક નવી બૅન્ક કે કારખાનાની સ્થાપનાને બધા લોકો વધાવી લે છે. પરદેશમાં હુન્નરઉદ્યોગનાં શિક્ષણ માટે જતા યુવકોને સરકાર અને જાહેર સંસ્થાઓ શિષ્યવૃત્તિઓ આપે છે. આટલી હદ સુધી સ્વદેશી હિલચાલના સંબંધમાં મતભેદ નથી.

દેશના પ્રમાણિક અને દેશાભિમાની પુરુષો તેમના દેશી બંધુઓને પરદેશી માલનો ઉપયોગ બંધ કરવા અને દેશી માલ વાપરવા માટે લલચાવવાના યત્નો કરે છે. આ પ્રમાણિક યત્નોની દેશમાં સર્વત્ર અસર થવા લાગી છે. તે યત્નો વિષે જૂદા જૂદા માણસો જૂદો જૂદો મત ધરાવે છે. આ પ્રયાસો ગેરકાયદેસર—બળાત્કારથી મિશ્રિત હોય તો તે ધિક્કારવા યોગ્ય છે. પણ ગેરકાયદેસરપણું તે કોશિશોમાં મુદ્દલ ન હોય તો કોઈ પ્રમાણિક મનુષ્ય તેની સામે વાંધો લઇ શકે તેમ નથી. તેથી દેશહિતાર્થે થતા આ યત્નો અપ્રમાણિક છે એ કહેવું વાજબી નથી; તે કોશિશો સંપૂર્ણ કાયદેસર છે. વેપારના છુટાપણાની હિમાયતમાં પ્રમાણરૂપ ગણાતા પુરુષો નવા હુન્નરઉદ્યોગના રક્ષણ માટે ભારે આયાત જકાત નાખવાની

જરૂર સ્વીકારે છે. હિંદી સરકાર અને હિંદી પ્રજાના સાંપત્તિક લાભ પરસ્પર વિરૂદ્ધ ન હોત તો ઉદ્યોગના રક્ષણ માટે લાંબા વખત પહેલાં તજવીજ કરવામાં આવી હોત; પણ **હિંદી સરકાર વેપારના છુટાપણાની શાળાના અનુવાદી ઇંગ્લંડની આ દેશમાં પ્રતિનિધિ હોવાથી તે હિંદના ઉદ્યોગોને રક્ષણ આપવાન સ્વતંત્રતા ધરાવતી નથી; તેથી જે કામ રાજ્ય તરફથી ભારે જકાત નાખીને પાર પાડવામાં આવ્યું હોત તે હિંદવાનોએ તેમના તરફથી જાતે બજાવવાનું** છે. આ રીતે સ્વદેશી હિલચાલ દેશાભિમાનને જાગ્રત કરીને દેશી ઉદ્યોગોનું બળ વધારવા માટે ઉભી થયેલી હિલચાલ છે, તેથી તે વાંધાભરેલી નથી. આ હિલચાલની ઉપયોગિતાનો નિર્ણય કરવામાં વેપારના છુટાપણાના સિદ્ધાંતને આપણે વળગી રહેવું જોઇતું નથી. યુરોપ, અમેરિકાની ઘણી ખરી સ્વતંત્ર પ્રજાઓ તેમના ઉદ્યોગને ઉત્તેજન આપવા માટે પરદેશી માલની આયાત પર ભારે જકાત નાખે છે. જર્મની અને અમેરિકાની હાલની રાજનીતિ આ પ્રતિના કાર્યના દૃષ્ટાંત રૂપ છે. આ બે દેશની પ્રજા રાજ્યની સત્તાથી જે કામ કરે છે તેવું હિંદીવાનોએ સ્વેચ્છાથી શા માટે ન કરવું જોઈએ વારુ? સ્વદેશી હિલચાલ લાભકારક છે તે અનુભવથી પણ પુરવાર થયું છે. છેલ્લા બજેટની રજુઆત સમયે સરકારના ખજાનચીએ કબૂલ કર્યું હતું કે સ્વદેશી હિલચાલને પરિણામે દેશી માલનો ખપ વધવાથી વિલાયતી કાપડની આયાતમાં એક કરોડનો ઘટાડો થયો હતો. બંગાલ અને અન્ય પ્રાંતોમાં દેશી શાલોના ઉદ્યોગને નવું જીવન મળ્યું છે, અને સંખ્યાબંધ માણસોની રોજી જાગી છે. સ્વદેશી હિલચાલથી આખા દેશમાં ઐાદ્યોગિક ચાંચલ્ય ઉદ્ભવ્યું છે. ચાર કરોડના ભંડોળથી પંદર બૅન્કો સ્થપાઇ છે, અને ૧૨૧ લાખની થાપણથી પાંચ નૌકાકંપનીઓ ઉભી થઈ છે. ઉપરાંત બે કરોડની મુડીની ૨૨ રૂ કાંતવાની મિલો, બે શણની મિલો, ખાંડ બનાવવાનાં કારખાનાં અને બીજાં અનેક નવાં કારખાનાં સ્થપાયાં છે. મિલોમાં સ્પિન્ડલની સંખ્યામાં ૫૦ થી ૬૦ લાખનો, અને શાલોમાં ૪૫ થી ૫૦ હજારનો વધારો થયો છે. આ બધી

અભિવૃદ્ધિ સ્વદેશી હિલચાલની જાગૃતિ અને ફેલાવાને લીધે થઇ છે. આવાં સારાં પરિણામને ઉત્પન્ન કરનારી હિલચાલને વગોવવી તે વાજબી નથી. આ હિલચાલથી ગરીબોપર ખરચનો બોજો વધે છે અને હુન્નરીપણાની અધોગતિ થાય છે એવું કહેનારાને આપણે કહીશું કે તે કથન ખરૂં નથી. કારણ કે મજકુર હિલચાલથી દેશી ઉદ્યોગને બહોળી જાહેરાત મળી છે. તેથી કેટલીક સસતી ચીજો જે ઉઠાવ વિના પડી પડી સડતી હતી તેનો ઉપાડ થવા લાગ્યો છે. વસ્તુના ભપકાની અને ટકાઉપણાની બાબતમાં કહેવું જોઇએ કે દેશી માલ વિલાયતીથી ઉતરતોજ હોય તેવું કાંઇ નથી. ટકાઉપણાની દલીલ તો દેશી માલના લાભમાં જાય છે; અને ભપકાથી જે ફાયદો માનવામાં આવે છે તેનો બદલે ટકાઉપણાથી વળી જાય છે. વળી દેશી કારીગરોમાં હરીફાઈ વધતાં તેઓ એક બીજાની સરસાઇમાં સારો માલ બનાવતાં વિલંબ કરશે નહીં, તેથી ભપકાદારપણાની ખોટ લાંબો સમય વેઠવી પડશે નહીં. ગરીબોને કદાચ શરૂઆતમાં નુકસાન થશે તોપણ તેનો બંગ તેમનો મજુરીનો ખપ વધતાં વળી રહેશે તે ભૂલવું જોઇતું નથી. હુન્નરની આબાદી માટે કાચો માલ, કળાકૌશલ્ય, મુડી અને ખપની મુખ્ય જરૂરીઆત માનવામાં આવી છે. તે પૈકીનો ખપ જે છે તે માલના ઉત્પન્નને માટે ખાસ જરૂરનો છે. કાચો માલ મેળવવાનાં આપણાં સાધનો વિપુલ છે. કળાકુશળતાની ખિલવણી ધીમે ધીમે કરી શકાશે. દરમિયાન પરદેશી કુશળ હુન્નરશાસ્ત્રીઓ બોલાવીને આપણે ચલાવીશું. મુડી કેમ વધારવી તે વિષે ઉપર હું બોલી ગયો છું. હવે છેલ્લો ખપ રહ્યો. તે વિષે બોલતાં મ્હારે કહેવું જોઇએ કે માલની જે માગણી હિંદમાં મોટા પ્રમાણમાં થાય છે તે માગણીની દિશાજ માત્ર હાલ બદલવાની જરૂર છે; એટલે કે પરદેશીને બદલે દેશી માલની માગણી થાય તેવી તજવીજ કરવી જરૂરની છે. દુનિયાની બધી આગળ વધેલી પ્રજા તેમના માલનો બહોળો ઉઠાવ કરાવવા કોશિશ કરે છે; ખરીદનારને સસતો પડે, વહાણનું નૂર ઓછું પડે અને શાસ્ત્રીય શોધો દ્વારા બનાવટમાં ઓછું ખર્ચ થાય તેવી તેઓ મહેનત કરે છે; અને સૌથી છેલ્લે તેઓ પરદેશી માલ વાપરનારના લોભીપણાનો પણ આશ્રય

અને લાભ લે છે. બીજા દેશોના લોકો જ્યારે આટલે સુધી કરે છે ત્યારે આપણે લોભીપણાને બદલે દેશાભિમાનની ઉંચી લાગણીની મદદ લઇએ અને સ્વદેશી હિલચાલ ચલાવીએ તો તેમાં શું ખોટું છે?

દેશના એક ભાગમાંથી બીજા ભાગમાં આપણા દેશી કારખાનામાં બનેલો માલ રેલવેદ્વારા સસતા દરથી લઇ જવાના સવાલ તરફ હજી જેવું જોઇએ તેવું ધ્યાન અપાયું નથી. પરંતુ તેવી જાતની સગવડ આપણા ઉદ્યોગની વૃદ્ધિ માટે અગત્યની છે. છેલ્લી મોસમમાં આ દેશની ઘણી રેલવે માલ લઈ જવા લાવવામાં કેવી અશક્ત નિવડી હતી તે વાત આપણી યાદીમાં હજુ તાજી છે. તેને પરિણામે વેપારીને અને માલ ઉત્પન્ન કરનારાને બહુ નુકસાન ગયું હતું, અને વેપાર સંબંધી ગોઠવણને ગંભીર ધોકો પહોંચ્યો હતો; તે માટે દરેક રેલવે ઉપર પુરતી સંખ્યામાં ડબ્બા રાખવાનો આગ્રહ થવો જોઇએ છીએ. રેલવેના નોકરોમાં ફરજની જાગૃતિ ઉત્પન્ન થવી જોઇએ છીએ. રેલવે બૉર્ડે નાના નાના સુધારા દાખલ કર્યા છે, પણ તે સુધારા વેપારી વર્ગના લોકોની આશાને પહોંચી વળે તેવા નથી. માલની રવાનગી અને આપલે કરવામાં જે ઢીલ થાય છે તે નિંદનીય છે. દાખલા તરીકે મુંબાઇથી રવાના થયેલો માલ અમદાવાદના ખરીદનારના હાથમાં જતાં આઠ દિવસની મુદત લાગે છે. મુંબાઈ અમદાવાદથી ૩૦૦ મૈલ છેટે છે. વચ્ચેના સ્ટેશને માલ ચઢાવવા ઉતારવાની અને બદલાવવાની ગોઠવણ ખામીભરેલી છે; તેથી પણ ઢીલમાં વધારો થાય છે. મિ૦ મોર્લીએ મગરૂરી સાથ જણાવ્યું છે કે હિંદમાં રેલવેના નૂરના દર ઘણા સસતા છે. તે સસતા હશે, પણ હજી સુધારાની જગો છે. અમદાવાદથી કાનપુર કે કલકત્તા કાપડ સુતરની એક ગાંસડી મોકલતાં પંદર રૂપિયા નૂરના લાગે છે, તે જ ગાંસડી કલકત્તે રેલવે અને દરિયા રસ્તે મળીને મોકલી હોય તો તેથી અર્ધોજ ખર્ચ થાય છે. વ્યાજ અને મુડી પર લાગતું નુકસાન બાદ કરતાં રેલવે કંપનીઓને મોટો નફો ફાજલ રહે છે. નફાના આ વધારાનો ઉપયોગ દેશની અંદરનાં કારખાનાંમાં બનેલા માલપરનું નૂર ઘટાડવામાં શા માટે ન થવો જોઇએ? નૂરનો ઘટાડો ધંધાપર નવી મુડી જેવી અસર કરે છે. સસતા

દરથી અને ઝડપથી માલ લઇ જવાની ગોઠવણુ અમેરિકાએ ઉદ્યોગની બાબતમાં નામના મેળવી છે. હિંદના માલને પણુ સસતા નૂરના દરની અને જલદીથી લઇ જવા લાવવાની સગવડ મળવાની જરૂર છે.

રેલવેના સસતા નૂર જેવોજ **એકસરખાં તોલ માપ અને સામાન્ય ચલણુનો** સવાલ આખા દેશ માટે અગત્યનો છે. કેટલાંક દેશી રાજ્યોમાં તેમના સિક્કાનું ચલણુ છે. તે લેવડદેવડમાં મુશ્કેલીની વૃદ્ધિ કરે છે. નામદાર સયાજીરાવે બ્રિટિશ રૂપિયાના ચલણુને મંજુરી આપી છે. તેનો દાખલો ગ્વાલિયર, હૈદ્રાબાદ અને રજપૂતાનાનાં રાજ્યો લેશે એવી આશા છે. જૂદા ચલણુથી દેશી રાજ્યોનાં ગરીબ લોકોને અને મુસાફરોને સૌથી વધારે નુકસાન વેઠવું પડે છે. તોલ માપ જૂદાં રાખવાનું તો કાંઈ સબળ કારણુ જણાતું નથી. આવા સંજોગોમાં મોટા વેપારીઓ તેમના લાભનું રક્ષણુ કરી શકે છે, પણુ ગરીબ અને અભણુ લોકોને નુકસાન થાય છે. આપણા વિશાળ દેશના દેશી વેપારની ખિલવણી માટે એક સરખાં તોલ માપ અને ચલણુ કરવાની આવશ્યકતા છે,

આપણા દેશના બધા ઉદ્યોગોમાં **ખેતીનો ઉદ્યોગ** મુખ્ય છે. હુન્નરોના ધંધા વધવાથી ખેતી ગૌણુપદે આવશે, પણુ ઇંગ્લંડની પેઠે તેમ થતાં હજી ઘણી મુદત લાગશે. તે માટે ખેતી ઉપર ખાસ ધ્યાન આપણે આપવું જોઇએ છીએ. ખેતીના ઉદ્યોગની ખિલવણીના કામમાં (૧) ખેડુતોનું અજ્ઞાન, (૨) તેમનું ભારે કરજદારીપણું. (૩) ઢંગધડા વગરનાં ચોમાસાં (૪) નહેરોની સગવડનો અભાવ, અને (૫) સરકારની મહેસુલી રાજનીતિ એટલાં વાનાં અંતરાય રૂપ છે. આપણા ખેડુત સામે જૂની પદ્ધતિને આંધળાની માફક વળગી રહેવાનો આરોપ મુકવામાં આવે છે તે ખરો નથી. જે પાક સૌથી ફાયદાકારક હોય તે ઉત્પન્ન કરવાને હિંદી ખેડુત હમેશાં તૈયાર છે. તેની કરજદાર હાલત ધ્યાનમાં લેતાં બીજું વધારે કરવાની તેની પાસેથી આશા રાખી શકાય નહીં. સરકારે ખેતીનાં પત્રકો સુધારવાનાં પગલાં ભરવા માંડયાં છે; પણુ તેમનો કાર્યક્રમ નીચેથી ઉંચે ચઢનારો નહીં પણુ ઉલટો છે. મધ્ય સ્થળે મોટી સંસ્થાઓ સ્થાપવા ઉપરાંત કાંઇક

વધારે કરવાની જરૂર છે. તેવી સંસ્થાઓ બંગાલની માફક અન્ય સ્થળે પણ નિષ્ફળ નિવડવાની વકી છે. મધ્ય સ્થળની સંસ્થાઓમાંથી જ્ઞાનનો પ્રવાહ ખેડુતને તેના ગામમાં પહોંચશે એવી પદ્ધતિને અનુભવથી ટેકો મળતો નથી. ખેડુતને તો તેમને ઘેર જઇને જ્ઞાન આપવાની જરૂર છે. આ કાર્ય માટે ગામડાંમાં કમિટીઓ નિમવી જોઈએ, અને ગામોના નાના સમૂહ માટે નમુનેદાર ખેતર સ્થાપવાં જોઈએ. વળી ખેતીના ધંધામાં કેળવાયલા કુશળ પુરુષોના સમાગમમાં ખેડુતોને લાવવા જોઈએ. રેવન્યુ ખાતાના નોકરોને આવા કાર્યમાં વચ્ચે પડવાની મના થવી જોઇએ. ખેડુતોનું દેવાદારપણું કમી કરવા સારૂ પરસ્પર સહાયકારી સંસ્થાઓ વિશેષ સંખ્યામાં સ્થાપવી જોઇએ. નહેરોનાં મોટાં બાંધકામો ફાયદાકારક છે, પણ પાણીના સંગ્રહ માટે દરેક ગામે તળાવ રાખવાની જે જૂની રીત છે તે ચાલુ થવાની જરૂર છે. મફત અને ખરી નફાકારક કેળવણી ખેડુતોને મળવાની સોઇ કરી આપવી જોઇએ ાથી છેલ્લે મ્હારે કહેવું જોઇએ કે અમુક સમયને આંતરે મહેસુલના દર નક્કી કરવાનો જે રિવાજ છે તે બંધ પાડીને કાયમનું મહેસુલ નક્કી કરવાની જરૂર છે.

ખેતી પછી બીજે નંબરે રૂનો ઉદ્યોગ આવે છે. તે ધંધા માટે જે કાચો માલ જોઇએ છીએ તે બધો આપણા દેશમાંજ નિપજે છે. તે ઉપરાંત અમેરિકા અને ઇજીપ્તમાંથી આપણે થોડોક માલ આયાત કરીએ છીએ. નવા સિંધી રૂની ખેતી, જેની ખિલવણી માટે મુંબાઇ સરકારે મદદ આપી છે તે આપણા રૂના ઉદ્યોગને ઘણો ટેકો આપશે એમ લાગે છે. સરકારના આ ઉત્તેજનની કદર કરીને આપણા મિલમાલેકોની મંડળીએ બીજા પ્રાંતમાં લાંબા તારનું રૂ ઉગાડનારાને ઇનામો આપવાનું જાહેર કરવું જોઇએ છીએ. આપણા રૂનો ઉદ્યોગ હાલ સારી સ્થિતિમાં આવ્યો છે, તોપણ કાપડની ઉત્પત્તિના વિષયમાં જે હકદાર સ્થાન આપણે મેળવવું જોઇએ તે મેળવવામાં આપણે પછાત છીએ. માલની પેદાશપર એજંટોને કમિશન આપવાનો રિવાજ હમણા લોકોને નાપસંદ પડતો જાય છે, અને તેની જગ્યે બીજો સારો રિવાજ ધીમે ધીમે લેશે તેવાં સુચિહ્નો દેખાય

છે. પ્લેગ અને બીજાં કારણોથી મજુરો પુરતી સંખ્યામાં મળતા નથી. કાપડ ઉપરની એકસાઇઝ જકાત જે છેલ્લાં દશ વરસમાં ત્રણ ગણી વધી ગઈ છે, અને હમણા જેની વાર્ષિક ઉપજ ત્રીશ લાખ રૂપિયાની છે તે નાબુદ થવાની લોકો વાજબીની રાહે માગણી કરે છે. એકસાઇઝ જકાતની ઉપજમાં વધારો થતો જાય છે તે કાપડના ઉદ્યોગને ભય રૂપ છે. લેન્કેશાયરના લાભના રક્ષણ માટે આ જકાત નાખવામાં આવી છે; પણ હાલની આફક તેની ઉપજ વધતી રહી તો નાણાંની ઉપજના લોભે તે ચાલુ રહેવાનો સંભવ છે. તેથી આ અકારી જકાત બંધ પડાવવા સારૂ એકસંપીથી યત્ન કરવો જોઇએ. વળી બીજા નવા કૃત્રિમ પ્રતિબંધોથી આપણા ઉદ્યોગને જફા લાગવાની બ્હીક ન ઉત્પન્ન થાય એવી આશા રાખવાનો આપણને હક છે. આ વિષે વિચાર કરતાં ફેકટરી કમિશનના નિમણૂકના કામને આપણે સંતોષકારક ગણવું જોઇએ. તે કમિશન તેની છેલ્લી ભલામણ કરતી વખતે માત્ર હિંદના હિત પ્રતિજ મુખ્ય લક્ષ આપશે એવી આપણે આશા રાખીશું.

નવી ઔદ્યોગિક જાગૃતિને પરિણામે હિંદી વેપારીઓ કોયલા અને મેંગેનીઝની ખાણો ખોદવાના ધંધા તરફ ધ્યાન દોડાવવા લાગ્યા છે તે આનંદજનક છે. હિંદી થાપણથી હિંદીવાનોએ હમણા કોયલા અને મેંગેનીઝના વેપાર ચલાવવાનાં ખાતાં સ્થાપ્યાં છે. આ ધંધામાં ભવિષ્યમાં ફતેહ મળે તે સારૂ ભૂસ્તર, ખનીજ અને ધાતુશોધન વિદ્યામાં હોશિયાર હિંદીવાનોને કેળવવાનાં પગલાં ભરાય તો બહુ સારૂં થાય. મિ. તાતાનાં લોઢાનાં કારખાનાં ખનીજ અને ધાતુશોધન વિદ્યાની પ્રગતિનાં સૂચક છે, અને તેમાંથી શુભ અને લાભદાયક ફળો ઉત્પન્ન થવાની વકી છે.

આગ્રા અને અયોધ્યાના પ્રાંતો દેશી ખાંડનો અર્ધોઅર્ધ જથો ઉત્પન્ન કરે છે, પણ જાવા, મોરિસ્યસ અને જર્મની સાથેની સ્પર્ધામાં આપણી ખાંડની બનાવટ હાર ખાવા લાગી છે. સ્વદેશી હિલચાલ ચલાવનારા ધર્મનો બાધ દર્શાવી પરદેશીને બદલે દેશી ખાંડ વાપરવા દેશીઓને સમજાવે છે. પરંતુ દેશી ખાંડનો ઉદ્યોગ શી રીતે ફેલાવવો અને વધારવો તે સવાલનો હજી નિર્ણય થયો નથી. મિ. હાર્ડીની ખાંડ

બનાવવાની નવી રીત કદાચ આ નિર્ણય કરવામાં મદદગાર થશે. નહેરોનાં બાંધ કામ વધતાં મનધાર્યું કામ પાર પડશે, પણ આખું વર્ષ શેરડી મળતી નથી એ પણ એક મુસ્કેલી છે. આનો ઉપાય સૂચવવો તે સ્હેલું કામ નથી. તેમ છતાં આપણા દેશભક્ત નરો પૂર ઉત્સાહમાં છે, અને મદ્રાસમાં થોડા સમયમાં ખાંડ બનાવવાનું એક કારખાનું ઉભું થશે તેવા ખબર મળ્યા છે.

**શણ અને રેશમના ઉદ્યોગો** જે માત્ર બંગાલામાંજ મુખ્ય કરીને ચાલે છે તે પૈકીનો શણનો ધંધો યુરોપીઅનોના હાથમાં છે; કારણ કે શણની મિલો તેમની થાપણથી ચાલે છે, અને વ્યવસ્થા પણ તેમના હાથમાં છે. આવી વસ્તુસ્થિતિ ઉત્પન્ન થવાનું અને ચાલુ રહેવાનું શું કારણ છે તે સમજી શકાતું નથી. જાગૃત થએલા બંગાલે આ આબાદ ઉદ્યોગમાં ભાગ પડાવવો જોઇએ. રેશમના ઉદ્યોગમાં કાશ્મીર હાલ આગળ પડયું છે, પણ તે ઉદ્યમ મોટે ભાગે હજુ બંગ પ્રજાના હાથમાંજ છે. માઇસોરમાં રેશમ નિપજાવવાના પ્રશંસાપાત્ર યત્નો ચાલુ થયા છે. ગુજરાતના લાભ માટે શ્રી. સયાજીરાવ ગાયકવાડે પણ આ ઉદ્યમ ખિલવવાનો સવાલ હાથ ધર્યો છે. વળી એક દક્ષિણી બ્રાહ્મણ જે જાપાન જઇ આ હુન્નરનું શિક્ષણ લઈ આવ્યા છે તેમણે કોકણમાં રેશમનું કારખાનું ખોલ્યું છે. આ શુભ દાખલાનું બીજા સ્થળોમાં અનુકરણ થશે એવી આશા રાખવામાં આવે છે.

**ચામડાંના ઉદ્યોગનો** ફેલાવો થતો જાય છે, પણ તેની અસર પરદેશી ચામડાંની આયાત ઉપર હજી થઇ નથી. મદ્રાસવાળા મિ. ચેટર્ટન આ વિષયમાં ઘણી તારીફલાયક કોશિશ કરે છે. આપણે પ્રતિવર્ષ ચૌદ કરોડ રૂપિયાનાં ચામડાં પરદેશ મોકલીએ છીએ, તેથી આ ઉદ્યમને ખિલાવવાનો અવકાશ છે. હમણા નવસારી અને મુંબાઈમાં ચામડાં કેળવવાનાં કારખાનાં સ્થપાયાં છે. દરેક પ્રાંતમાં ચામડાં તૈયાર કરવાનું એકેક કારખાનું ઉભું થવાની જરૂર છે. મુંબાઇમાં એલેમ્બિક કેમિકલ વર્કસનું જે નવું ખાતું ઉભું થયું છે, તે ભવિષ્યમાં સારાં પરિણામો નિપજાવશે

એવી આશા રહે છે. અંબાલા, દહેરાદુન અને અન્ય સ્થળે સ્થપાયલાં કાચનાં કારખાનાં સ્વદેશી હિલચાલનાં સંતાનો છે. લખોટેલાં વાસણ અને એનેમેલ્ડ વસ્તુની બનાવટનું સાહસ બંગાલીઓએ ઉઠાવ્યું છે, તેમજ મુંબાઇની વિક્ટોરીઆ ટેકિનકલ ઇન્સ્ટિટયુટમાં પણ વિદ્યાર્થીઓને આ હુન્નરનું શિક્ષણ અપાય છે. ડાકટરી શસ્ત્રવિદ્યાનાં ઉત્તમ પ્રતિનાં ઓજારો હમણા મુંબાઇમાં બનવા લાગ્યાં છે અને વાજબી કિંમતે વેચાય છે. તમાકુનું એક કારખાનું મુંબાઇની પાડોશમાં સ્થપાયું છે, તે પણ ગત વર્ષની આબાદીનો એક અંશ લેખી શકાય. આ બધા ઉદ્યોગો માટે હજી આખા દેશમાં બહોળો અવકાશ છે.

ગામડાંના લોકો ઘરમાં બેશીને કરી શકે તેવા ધંધા ઉત્પન્ન કરવાના સવાલ વિષે ધ્યાન પહોંચાડવાની જરૂર છે. જે પ્રાંતોમાં નહેરો નથી ત્યાંનો ખેડુત વર્ગ વર્ષના છ માસ ઉદ્યમ વિના બેસી રહે છે. આ લોકોની જરૂરીઆત અનુસાર કોઈ હાથની કારીગરીના ધંધાનો ગામડાંમાં ફેલાવો કરવાના યત્નો થાય તો ખેડુતોની સ્થિતિ ઘણી વહેલી સુધરે એ નિઃસંશય છે. હાથે ચલાવવામાં આવતી શાળો, ગુંથવાનું કામ અને ફીત વણવાનાં કામો આ ગરજ સારે તેવાં છે. આ વિષય ઉપર પત્રદ્વારા સૂચના મંગાવવાની જરૂર છે.

કોઇ પણ પ્રજાના ઉદ્યોગની ચર્ચાનો વિષય કેળવણીની બાબત વિષે ઉલ્લેખ કર્યા વિના પૂરો ગણાય નહીં. કારખાનાં માટે પુરતી સંખ્યામાં મજુરો મળતાં નથી એ હું કહી ગયો છું. ખેતી માટે પણ મજુરોની તાણ પડે છે. આમ થવાનું એક મોટું કારણ મરકી છે. પણ તે ઉપરાંત બીજાં ઉંડાં કારણો પણ છે. વેપારનાં મુખ્ય મથકોમાં મજુરોને તેની જરૂરીઆત કરતાં મોટા દરો મળે છે. પણ તે અભણ હોવાથી દારૂમાં અને પરદેશી ભપકાદાર ચીજોમાં તેની કમાઇનો મોટો ભાગ ખરચી નાખે છે. તેમ કરતાં છતાં તેની પાસે પૈસા બચે છે તો તેનું ખીસું ખાલી થાય ત્યાં સુધી ને જાણી જોઇને કામ ઉપરથી ગેરહાજર રહે છે. આ સમય દરમિઆન પૈસાની સગવડ છતાં મજુરોનાં રહેઠાણો રોગની ઉત્પત્તિ વધારે

તેવાંજ રહે છે; કારણ કે તેમાં સુધારો કરવા તેઓ ધ્યાન આપતા નથી. ઉપરાંત તેમનો કરજનો બોજો તેઓ કમી કરતા નથી, અને ખોરાકમાં પણ સુધારો કરતા નથી. તેટલા માટે મજુર વર્ગની સ્થિતિ જો ખરેખર સુધારવી હોય તો તેમને આરોગ્યનાં વિષયનાં મૂળતત્ત્વોની સંગીન કેળવણી આપવાની જરૂર છે. આ તંગી પૂરી પાડવી એ રાજ્યની અને શ્રીમંત વર્ગની ફરજ છે. ઉદ્યોગની આબાદીના દૃષ્ટિબિંદુથી પણ આ ફરજ બજાવવી જોઇએ. **કેળવણી એવી પ્રતિની જોઈએ કે જેને લીધે મજુરો શરીરે મજબુત થાય અને મનોબળ તથા નીતિબળમાં તેમના પરદેશી હરીફોની સમાન પંક્તિ ગણાય તેવા થાય.** આ કેળવણી ઉપરાંત વિસ્તૃત ધોરણ ઉપર હુન્નરોની તાલીમ આપવાની જરૂર હમણા સ્વીકારાવા લાગી છે. આ કામમાં સરકાર શરુઆત કરે એટલી આશા રાખવી તે ઠીક છે; પણ **હુન્નરની કેળવણીનો સવાલ રાજકીય કરતાં પ્રજાકીય વિશેષ અંશે છે.** તેથી તે સવાલના નિર્ણયમાં પ્રજાએ એકસંપીથી કામ કરવા પ્રવૃત્ત થવું જોઈએ છીએ. આ આપણા હિતની વાત છે માટે તેની કાર્યસિદ્ધિ આપબળ વાપરીને આપણે કરવી જોઇએ. મુડી મેળવવા કરતાં શરુઆત કેમ કરવી તે બાબત વિશેષ મુસ્કેલ ભાસે છે. દરેક પ્રાંત અને જીલ્લામાં જે ધંધા જામી શકે તેવા હોય તેની તાલીમ આપવાનું કામ તે ભાગોના લોકોએ ઉપાડવું જોઇએ. દાખલા તરીકે, બંગાલે શણ, રેશમ, ચ્હા, અને ગળીના ધંધાનો; સંયુક્ત પ્રાંતે ખાંડ, કાચ અને ઉનનાં કારખાનાં ઉભાં કરવાની અને મુંબાઇએ રૂ અને ઉનનો ઉદ્યોગ ખિલવવાની તજવીજ કરવી જોઇએ. ચામડાંની બનાવટનું શિક્ષણ દરેક પ્રાંતની સ્કુલમાં અપાવું જોઈએ. વળી મિકેનિકલ અને ઇલેક્ટ્રિક એન્જીનિયરીંગ તથા ઔદ્યોગિક રસાયણશાસ્ત્રનું શિક્ષણ બધી હુન્નરશાળામાં આપવું જોઇએ. જ્યારે પ્રત્યેક પ્રાંતમાં અકેકી હુન્નરશાળામાં સ્થપાશે ત્યારે આખા હિંદ માટે પોલિટેકનિકલ પાઠશાળા સ્થાપવાની ધારણા અમલમાં મૂકવાનું બની શકશે. વળી બધી ઔદ્યોગિક પ્રગતિનો આધાર પદાર્થવિદ્યાના જ્ઞાન ઉપર છે એ ભૂલવું જોઇતૂં નથી. આ કામ તાતા રીસર્ચ ઇન્સ્ટિટ્યુટ બજાવશે એવી આશા છે. ઉપરના ક્રમે કેળવણી અપાતાં ઉત્પાદક ઉદ્યોગની

જરૂરીઆત પૂરી પડશે. હુન્નરશાળાઓ ઉપરાંત વ્યાપારના વિષયોનું શિક્ષણ આપનારી શાળા કે પાઠશાળા સ્થાપવાની અગત્ય છે. આ શાળામાં અર્થશાસ્ત્ર, વેપારને લગતા જૂદીજૂદી પ્રજા વચ્ચેના ઠરાવ અને કાયદાને લગતું જ્ઞાન, દુનિયાની મોટી પ્રજાની વેપારને લગતી રાજનીતિ, તેમજ વેપાર, ખેતી, કારખાનાં ખનીજવિદ્યા, ઇત્યાદિ વિષયોનાં શિક્ષણ માટે સગવડ કરવામાં આવે તોજ ઇષ્ટસિદ્ધિ થાય.

આ કૉન્ફરન્સની ઉપયોગિતા વિષે હવે શંકા રહી નથી. તેની સ્થાપના પછી હુન્નર ઉદ્યોગના વિષયમાં અનુભવી ગૃહસ્થોએ જે નિબંધો લખ્યા છે તે કિંમતી માહિતીના ભંડાર જેવા છે. હિંદમાં બનાવવામાં આવતા માલની ડિરેક્ટરી જે આપણા ખંતીલા સેક્રેટરીએ તૈયાર કરી છે તે ઘણો ઉપયોગી ગ્રંથ છે. તેમાં સ્વદેશી માલની જાહેરખબરો આપવાથી તેની ઉપયોગિતાનું ક્ષેત્ર વિસ્તૃત કરી શકાશે. પ્રદર્શન આ સાલ મુલતવી રહ્યું છે, પણ હવે પછીના વાર્ષિક સમારંભોનો તેને એક ભાગ બનાવવાની જરૂર છે. આવાં પ્રદર્શનોમાં માલના નમુના મુકે છે તેમના માલને જે જાતની પ્રસિદ્ધિ મળી છે તેવી જાહેરાત બીજી રીતે મળી શકત નહીં. પ્રદર્શનમાં પ્રેક્ષકોની મોટી સંખ્યા માત્ર જોવાને આવતી હશે; પરંતુ તે પૈકીના થોડા એવા પણ હશે કે જેઓ તેમના વેપારમાં પ્રદર્શનથી લાભ મેળવતા હશે. પ્રદર્શનમાં જે ખામી જણાય તે દૂર કરવાની સૂચના સ્વીકારવાને અને પ્રદર્શનને ફાયદાકારક બનાવવાને આપણે તત્પર છીએ. સંયુક્ત પ્રાંત તરફથી તેની સ્થાનિક ઔદ્યોગિક કૉન્ફરન્સ થોડા સમય પહેલાં ભરવામાં આવી હતી; તે ધોરણે પ્રત્યેક પ્રાંતમાં કૉન્ફરન્સ ભરાય તો ઘણું સારૂં થાય. હાલ આપણે જે ઢબથી કામ કરીએ છીએ તે ચાલુ રાખવામાં લાભ છે. ઉપરાંત આપણા યત્નો સાથે વ્યવહારૂ હેતુ પણ સામેલ કરવાની જરૂર જણાય છે. સુધારેલી ઢબની હાથની શાળો માટે ઇનામો ઠરાવ્યાં છે તે યોગ્ય માર્ગ છે. તે સિવાય ઉદ્યોગો વિષે ખાસ જ્ઞાન મેળવનારાને કૉન્ફરન્સે ઉત્તેજન આપવું જોઇએ. આ ઉત્તેજન સ્કૉલરશિપ, ઇનામ ઇત્યાદિ દ્વારા આપી શકાય. આ કામ માટે મોટા ફંડની

જરૂર છે. આ ફંડમાં બહારની બાજુથી મદદની આશા રાખવી તે યોગ્ય નથી. કોઇ પ્રજાની આદ્યોગિક ઉન્નતિ બહારની મદદથી થઇ નથી, તેથી પરદેશીઓની મદદના વિચાર બાજુએ મુકીને આપણે સ્વાશ્રયી થવું જોઇએ. બધી મોટી પ્રજાઓ આપબળથી ઉન્નતિએ પહોંચી છે; તેથી સ્વાશ્રય અને સ્વાત્માર્પણ એજ આપણાં સર્વ જાતનાં ચાંચલ્ય-નાં સૂત્રો હોવાં જોઇએ. મ્હારા ભાષણની સમાપ્તિમાં મહારાજા સયાજીરાવના શબ્દો ટાંકીને હું જણાવીશ કે, " આધુનિક ઐાદ્યોગિક હિલચાલમાં સહાયભુત થવું એ સૌની એકસરખી ફરજ છે. " આ શબ્દાનુસાર આપણે ઉત્સાહપૂર્વક કામમાં મંડીશું તો આપણને ફંડનો કદી તોટો જણાશે નહીં.

(૯)*

આ સભામાં ચોથો ઠરાવ રજુ થવાનો છે તે હુન્નરઉદ્યોગના સંબંધ-માં છે. આ ઠરાવ મહત્વનો છે. ગુજરાત ફળદ્રુપ પ્રદેશ છે; તેને મુકાબલે મદ્રાસની સ્થિતિ ઘણી કંગાળ છે. ત્યાં માણસને બેસવાની ગાડી માણસો ખેંચે છે, તેવી લોકોની ગરીબ હાલત છે. દક્ષિણમાં વિદ્યા છે પણ દ્રવ્ય નથી. બંગાલામાં તેથી કાંઇક ઠીક છે, કેમકે ત્યાં કાયમની વીઘોટી છે. તે વીઘોટી એકસો પંદર વર્ષ ઉપર બંધાઇ છે. ત્યારબાદ અનાજની કિંમત વધવાથી જમીનદારોને નફો થયો છે, પણ તે નફો દરભંગા, બરદ્વાન, માઇમેનસિંગ ઇત્યાદિ થોડાજ જમીનદારોને થયો છે. બીજે તો બરાબર છે. ઉત્તર હિંદની હાલતથી આપણે બિનવાકેફ નથી. તે તરફના ભૈયા આ બાજુ નોકરી અર્થે આવે છે, અને કરકસર કરીને એક ટંક ખાય છે; તેમ છતાં પંદર વીશ વર્ષની નોકરીને અંતે જુજ બચત થાય છે. આ બધા પ્રાંતની સરખામણીમાં આપણો દેશ ફળદ્રુપ છે, તોપણ લોકોનો મોટો ભાગ ભીખારી સ્થિતિમાં આવતો જાય છે. તેનું શું કારણ છે? આપણા

* બોરસદ મુકામે ત્યાંની બ્રાહ્મણહિતવર્ધક સભામાં આપેલા ભાષણમાંથી; તા. ૧૯-૪-૧૯૦૮.

દેશમાં દ્રવ્ય નથી ને અંગ્રેજોના દેશમાં નાણું વધી ગયું છે, તેનો સબબ શો છે? શું તેઓ આપણું દ્રવ્ય ચોરી ગયા છે? ના. જો તેઓ આપણો પૈસો ચોરીછુપીથી લઇ ગયા હોત તો તેમની સામે આપણે ફોજદારી કર્યા વિના રહીએ નહીં; પણ આપણે ચોરીની ફરીઆદ ગોરા લોક સામે કદી નોંધાવી નથી; તેમ છતાં તેઓ આપણું ધન હરી જાય છે, એ વાત તો ખરી છે. પગાર, પેન્શન ને વેપારદ્વારા તેઓ આપણો પૈસો ખેંચી જાય છે. આ દેશમાંથી દરવર્ષે દશ કરોડ રૂપીઆ ગોરા લોકોના પગારમાં જાય છે અને ચાર કરોડ રૂપીઆ પેન્શનના રૂપમાં જાય છે. અંગ્રેજી રાજ્યમાં અમલદારોને ઘણા મોટા પગારો મળે છે. તેની સાથે વડોદરા રાજ્યને સરખાવીએ તો ત્યાં થોડા પગારથી આપણા દેશીઓ જોખમભરેલાં ઓદ્દાનાં કામ કરે છે. કામ કામને શિખવે છે. મોટા પગાર આપવાથીજ સારૂં કામ થાય છે તેવી માન્યતા બધા દાખલામાં ખરી ઠરતી નથી. ઉપર જણાવ્યા મુજબ દશ અને ચાર મળીને ચૌદ કરોડની ગંજાવર રકમ દર વર્ષે છેલ્લાં એંશી વર્ષ થયાં ઇંગ્લાંડ ઘસડાઇ જાય છે. આવા સતત ઘસારા સામું તમે ક્યાં સુધી ટકી શકશો?

આ દેશમાંથી નિકાશ થતા અનાજ ઉપર અંકુશ ન હોવાથી મોંઘવારી કાયમની થઇ પડી છે. **અબાધિત વેપારનો નિયમ આપણા દેશને લાભકારક નથી.** તે અર્થશાસ્ત્ર એકતરફી છે. તેને અનુસરીને આપણા દેશમાં અમલ કરવાથી ગેરલાભજ થયા છે અને થશે. તમારી જમીન ને ખેતરો બોરસદ અને તેની આસપાસનાં ગામડાંમાં છે. ત્યાં પાકેલું બધું તમે દરવર્ષે ખેંચી લાવો તો અનાજ પકવનાર ખેડુતો શું ખાય વારૂ? ઉનાળામાં આપણા દેશની નદીઓ વર્ષો વર્ષ સુકાઇ જાય છે, પણ વર્ષો વર્ષ ચૌદ કરોડ રૂપીઆ ખેંચી જતી મહાનદીનો પ્રવાહ કદી ન સુકાતાં સદોદિત અખંડ અને વહેતોજ રહે છે. આપણા દેશમાં હવે પૈસો નથી. આપણો પૈસો વેપારમાર્ગે પરદેશ ખેંચાઇ જાય છે. દર વર્ષે એક અબજ રૂપીઆનો માલ પરદેશથી આવે છે. તેને બદલે તેલ, શેરડી, રૂ, શણુ વગેરે કાચો માલ નિકાસ થાય છે. તે જ્યારે પાકો થાય છે ત્યારે તેના દોઢા દામ

આપવા પડે છે. બીજી બાજુ આપણા દેશમાં ઉત્પન્ન થતા પાકા માલ ઉપર વિલાયતમાં ભારે જકાત નાખેલી હતી, તેથી આપણો માલ ત્યાં ખપાતોજ નહીં. ૧૮૧૩ સુધી આપણો માલ ત્યાં જતો હતો, ને ત્યાં બનેલો માલ અહીં આવતો હતો. ૧૮૧૩ માં ઇસ્ટ ઇન્ડીઆ કંપનીનો ઇજારો તુટતાં બધો વેપાર ઇંગ્લાંડને હાથ ગયો, સંચાનાં કારખાનાં થયાં અને વેપારને પુષ્ટિ મળી. હિંદ ઉપર પૂર્વે જે જે રાજ્યો થયાં હતાં તે હકૂમત ભોગવવાનું એકલુંજ કામ કરતાં હતાં. **હાલનું રાજ્ય તો આપણા ઉપર અમલ કરે છે તેની સાથે વેપાર પણ કરે છે. આપણા હાલના રાજકર્તા સત્તાધારી ને વેપારી બેની દુપટ ફરજ બજાવે** છે. તેઓ તેમને ફાવે તેવા કાયદા રચી આપણને વેપારમાં પછાત નાખે છે.

સર ચાર્લ્સ ગ્રાંટ તેના ઘણાં વર્ષ ઉપરની નોંધમાં લખી ગયા છે કે હિંદીવાનો આપણી વિદ્યા ભણશે ને તેમના ઉપર આપણા સંસ્કાર પડશે ત્યારે તેઓ આપણું વધારે અનુકરણ કરશે. આ વચનો હાલ ખરાં પડયાં છે. આપણને પરદેશીઓની ફેશનની મોહની લાગી છે. પાઘડીને બદલે ટોપીઓ, ને ધોતીઆંને બદલે પાટલુન આપણને પસંદ પડયાં છે. ધોળા કાપડના પોશાકના વૈદિક કાયદા ભૂલીને યુરોપીઅનોની નકલ કરી કાળા કોટ આપણે પહેરીએ છીએ. ફેશનની આ ફિસિયારીનો સ્ત્રીઓને પણ ચેપ લાગ્યો છે. તેઓ ચોળીઓ તજીને ફુલેલી બાંયના પોલકાપર મોહી પડી છે. આ બધી ઘેલછા દેશના ખરા લાભની વિરોધી છે. માટે ભાઇઓ, જો તમારામાં ખરૂં દેશાભિમાન હોય તો તમે પરદેશી માલને છાંયડે પણ ઉભા રહેશો નહીં. મ્હોડાનાં ભાષણોથી કાંઇ વળવાનું નથી, માટે કામ કરી બતાવો. પરદેશી લુગડાંને અડકવાથી પણ જાણે અભડાતા હોઇએ તેમ તેનો સ્પર્શ પણ કરશો નહીં. આ સંબંધમાં કોઇ પુછશે કે જ્ઞાન જેવી સારી વસ્તુ પરદેશી પાસે હોય તો તે લેવી કે નહીં ? તત્સંબંધમાં બીજાનો મત તો ગમે તે હોય પણ મ્હારો મત તો નીચે મજબ છે.—

પરદેશી પાસેથી શું ગ્રહણ કરવું ને શું તજવું તેના ખુલાસા માટે હું ચાર વિભાગ પાડીશ. પહેલું, જ્ઞાન મેળવવું કે નહીં ? બીજું, ખપનો

માલ અહીં ન બનતો હોય તો પરદેશીનો બનાવેલો લેવો કે કેમ? ત્રીજું, પરદેશી માલ દેશી બનાવટના કરતાં કુમાશ અને સફાઇમાં સારો હોય અને દેશી માલ જાડો હોય તો શું કરવું? ચોથું, દેશી માલ સર્વ રીતે સારો છતાં તે મોંઘો પડતો હોય તો તે ખરીદવો કે કેમ? પહેલા પ્રશ્નના ઉત્તરમાં હું જણાવીશ કે **જ્ઞાન શુદ્ધ હોવાથી તે અભડાતું નથી. તે સૂર્યના પ્રકાશની પેઠે નિર્મળ ને પવિત્ર છે, માટે ગમે તેની પાસેથી પણ તે ગ્રાહ્ય છે.** વાલ્મિકી અસલ ભીલ હતા છતાં પણ જ્ઞાની હતા, તો બ્રહ્મઋષિઓ પણ તેમની પાસેથી જ્ઞાન મેળવતા હતા. બીજા પ્રશ્નનો મ્હારો જવાબ એ છે કે મ્હારે આવાં ગરમાં વગર ચાલે એમ નથી ને આ દેશમાં તે બનતાં નથી. તે મુજબ મિલો વગેરેમાં જોઇતું કેટલુંક સાંચાકામ આ દેશમાં બનતું નથી. આવી ચીજો ન છુટકે પરદેશીઓ પાસેથી ખરીદીએ તો આપણે ઠપકાપાત્ર નથી. ત્રીજા સવાલનો મ્હારો ઉત્તર એ છે કે કુમાશની કાંઇ જરૂર નથી. આપણે સ્હેજ જાડાં લુગડાં પણ ન પહેરી શકીએ તેવાં કોમળ શરીર આપણાં હજી નથી થઇ ગયાં. ઝીણાં ને બારિક લુગડાં પહેરનારાં તેમની અંગ ઢાંકવાની ફરજ તરફ પણ ઉપેક્ષા બતાવે છે. જાડો માલ વધારે ટકાઉ હોય છે તે વાત પણ ભૂલવી જોઇતી નથી. મોંઘાં લુગડાં ગરીબોને ભારે પડે છે, પણ ટકાઉ વધારે હોય તો ભારે કિંમતનો બંગ વળી રહે છે. તવંગર અને સારી સ્થિતિવાળાએ તો દેશી માલ મોંઘો હોય છતાં દેશાભિમાનની ખાતર તેને ઉત્તેજન આપવું જોઇએ. આવી સારી સ્થિતિવાળાને લુગડાં લત્તામાં બે ચાર રૂપીઆનો વધારે ખર્ચ થાય તે કાંઇ હિસાબ હોતો નથી. અમારા એકલાના ખરીદવા કે વાપરવાથી શો લાભ થવાનો છે તેવા વિચારો કરવા તે ભૂલ છે. લોકો બીજાનું જોઇને શિખે છે. સ્વદેશી હિલચાલ વધતાં દેશમાં ઉદ્યોગ વધ્યો છે. મિલો અને કારખાનાંની સંખ્યા વધી છે. શાળો તથા ત્રાકોમાં પણ દર વર્ષે વધારો થતો જાય છે. હાથની શાળોનો ઉદ્યોગ પણ પગભર થયો છે; તેથી મજુરોની રોજી વધી છે. પરદેશી માલ વર્જવો અને દેશી માલ વાપરવો તે આપણી અખત્યારીની વાત છે. આપણા દેશમાં બનતો માલ મોંઘો પડે તે હેતુથી તેનાપર

સરકાર પુષ્કળ જકાત લે છે, અને તેમના દેશનો માલ વધારે ખપે તેવી તજવીજ કરે છે. સરકારની આવી હિલચાલ છતાં આપણે ખંતથી મંડયા રહીશું, દેશમાં પુષ્કળ માલ પેદા કરીશું, પરદેશીને બદલે દેશી ચીજો વાપરીશું અને ટેક રાખીશું તો પરદેશી માલનો ખપ ઘટશે અને દેશી માલનો ખપ વધશે એ નિર્વિવાદ છે.

( ૧૦ )*

## નાણાભીડ.

ગુજરાત કેળવણી મંડળી તરફથી આપવામાં આવતાં ભાષણોમાં આ છઠ્ઠું છે. પહેલામાં આ શહેરનાં બાળમરણ વિષે વિવેચન થયું હતું. ત્યાર પછીનાં બેમાં વંશોત્પત્તિના વિષય ઉપર એક વિદ્વાન ગૃહસ્થે અર્વાચીન વિચાર દર્શાવ્યા હતા. રસાયનશાસ્ત્રના કેટલાક પ્રયોગો સાથે એક રસિક ને ઉપયોગી કથન કરવામાં આવ્યા પછી, ગયે મહિને ઋતુચર્યાની ઘણા કામની બાબત ઉપર એક પ્રસિદ્ધ વૈદ્યરાજે આપનું ધ્યાન ખેંચ્યું હતું. આ પાંચ ભાષણના વિષયો થોડા વધતા વૈજ્ઞાનિક હતા. હાલની ચાલતી વ્યવહારની સ્થિતિના સંબંધી કંઇક વિવેચન થાય તો શ્રોતાજનોને સારો મનફેર વિષય લાગે એમ માની 'નાણાભીડ' વિષે થોડા સ્થૂલ વિચાર દર્શાવવાની આ તક સાધી છે.

એ વિષય ઘણો વ્યાપક છે ને અર્થશાસ્ત્રના એક ઉપયોગી તથા ગુંચવણીઆ પ્રકારનો ખંડ છે. એનું શાસ્ત્રીય રીતે પૂર્ણ વ્યાખ્યાન કરવાનું મ્હારૂં સામર્થ્ય હોય તોપણ તે શ્રોતાજનોને રસિક પણ લાગે નહીં. માટે સામાન્ય શ્રોતાઓને કંઈ માહિતી જોડે થોડા એ સંબંધના સાધારણ વિચાર દર્શાવવાનો હેતુ રાખ્યો છે. આથી કેટલાક સંસ્કારી ને સુશિક્ષિત પુરુષોને વખતે તેમાં પૂરેપૂરો રસ નહીં પડે; પરંતુ તેઓ વિવેચક દાખલ

---

* તા. ૧૯ મી ડીસેંબર ૧૯૧૩ ના રોજ ગુજરાત કેળવણી મંડળી તરફથી આપેલું ભાષણ.

લક્ષ આપે, ને ઇતર પુરુષોને તે ઉપયોગી થઈ પડે એવી મ્હારી કામના છે.

આપ જાણો છો કે નાણાંનું મુખ્ય કર્ત્તવ્ય માલનો ક્રયવિક્રય કરાવવાનું છે. નાણાં વડે માલ ખરીદીએ છીએ ને નાણાં બદલ માલ વેચીએ છીએ. એ રીતે નાણું એ ખરીદીવેચાણનું સાધન એટલે ક્રયવિક્રયનું દ્વાર છે. વળી નાણાં વડે માલને મુલવવો ઠીક પડે છે. ગામડાંના લોક જે દાણા પેદા કરે છે તેમને કાપડ, વાસણ* વગેરે અનેક ચીજોનો ખપ પડે છે. નાણું ન હોય તો લેવા આપવાના માલની મુલવણી કરવી કઠણ પડે. હાલ એક રૂપીઆની અધમણ બાજરી મળે છે ને દોઢ રૂપીઆની એક છત્રી મળે છે; માટે પોણો મણ બાજરી બદલ એક છત્રી લે તો ખેડુતને નુકસાન નથી, એમ તે સમજી શકે છે. પણ નાણું ન હોય તો ખેડુતે કેટલી બાજરી આપી પગરખાં, છત્રી, લોટા વગેરે લેવાં તે ઠરાવવામાં ઘણો વખત જાય ને રકઝક કરવી પડે. તેમજ નાણું ન હોય તો દાણાવાળાને જોઇએ ત્યારે કપડું ન મળે ને કપડાવાળાને ખપ હોય ત્યારે દાણા ન મળે. આગળ જંગલી દેશોમાં ને નિર્ધન અવસ્થામાં લોકો પોતાનો વ્યવહાર સાટાથી નભાવતા. પણ સાટાના વ્યવહારથી બાજરી બદલ કાપડ કે ગાયને મુલવવામાં તથા લેવામાં ઘણી હરકત પડે એટલુંજ નહીં પણ કાપડવાળા કે ગાયવાળાને બાજરીનો ખપ ન હોય તો બાજરી પેદા કરનારને ઘણો કાલ અથડામણ ને અગવડ પડે એ ઉઘાડું છે.

ઘણા પ્રાચીનકાલથી લોકોને સૂઝ્યું છે કે નાણાં જેવું કાંઇ રાખી મુક્યું હોય તો હમેશને માટે આપણને જે જોઇએ તે સહેલાઇથી મળે. સોનું રૂપું તે એવી જણસો છે કે તેમના થોડા અંશમાં ઘણી કિમત સમાયેલી છે ને તે એકસરખી જાતનાં‡ તથા ટકાઉ છે. સર્વ મનુષ્યજાતને તેઓની

---

* ધાતુનાં વાસણ, વિલાયતી અને ઊંચી જાતનું કાપડ, છત્રી, પગરખાં વગેરેનો આ વર્ગમાં, તેમ ગાય, મધ, આદિ દ્રવ્યોનો દાણાના વર્ગમાં સમાવેશ કરી લેવો એમ આ કલમમાં આપેલા દાખલાઓ ઉપરથી સમજાય છે.

‡ Homogeneous.

લાલસા છે, માટે સર્વત્ર સોના રૂપાનું નાણું સ્વીકારવામાં આવ્યું છે, ને નાના સોદા માટે તાંબું પસંદ થયું છે. એ ધાતુઓના સરખા વજનના તથા સરખી શુદ્ધતાના કડકા સરકાર છાપે છે તેથી સર્વને સવડ પડે છે. રૂપાના એક એક તોલના સરખી ચોખ્ખાઇના સરખા સિક્કા એટલે રૂપીઆ તેજ આજના પ્રસંગને અર્થે નાણું સમજવાનું છે. નાણું એટલે રૂપીઆ એવી સ્થૂલ વ્યાખ્યા લઇને આપણે આજ આગળ ચાલીશું. જ્યારે કોઇની પાસે નાણું જોઇએ તેટલું હોતું નથી ત્યારે તે કહે છે કે હાલ મ્હારો હાથ ભીડમાં છે. હાથ દબાઇને નાણું હાથમાંથી જાણે નિકળી ગયું ન હોય એવી બોલી ને બોલે છે આ રીતે જ્યારે નાણાંની તંગી હોય ત્યારે માણસ ભીડમાં છું એમ કહે છે. માટે નાણાંની ભીડ એટલે નાણાંની તંગી. જેટલું નાણું પ્રસંગને તથા કાર્યને માટે જોઇતું હોય તેટલું ન હોવું તેવું નામ નાણાભીડ. આ પ્રમાણે નાણાભીડનો શબ્દાર્થ છે.

જગતમાં ને વિશેષે કરીને હિંદુસ્થાનમાં ગરીબ લોક ઘણા છે, ને રૂપીઆનું મ્હોડું ઘણે દહાડે એક વાર જુવે એવા પણ અનેક છે. વળી અત્રે ઉજળા સમજુ લોકમાં નાણાંની છુટવાળા એટલે જ્યારે જોઇએ ત્યારે નાણું વાપરી શકે એવા પણ ઘણા હોતા નથી. એટલે નાણાભીડ એ પદનો શબ્દાર્થ લઇએ તો એવી ભીડ બારે માસ થોડી વધતી હજારો લોકમાં ચાલ્યા કરે છે. પણ જનવાર નાણાંની તંગી પડે છે તેનાં કારણ દર્શાવવાનો આજના ભાષણનો ઉદ્દેશ નથી. તેવી ભીડ ઘણે ભાગે દેશની ગરીબાઇને લીધે છે. અને એ ગરીબાઇ અનેક કારણોને લીધે, અને મુખ્યત્વે કરી દેશના લોકની કેળવણી, નીતિ, ઉદ્યોગ, સંસારવૃત્તિ વગેરેને લઇને છે. એવી ભીડ શાથી હઠે એ ઘણો વ્યાપક પ્રશ્ન છે. હાલ આપણા દેશના વિચારવંત પુરુષોનું લક્ષ એ ઉપર ઘોળાયા કરે છે. આજના ભાષણના 'નાણાભીડ' નો અર્થ ઘણો સંકુચિત ને એકદેશી છે, તે આપણી આગળ હમણાજ આવશે.

જ્યારે કોઇ દેશમાં સાટાસાટી બંધ પડી નાણાંથી વ્યવહાર થવા માંડે

છે, ને બધી લેવડદેવડ, ક્રયવિક્રય તથા ધીરધાર નાણાંવડે થાય છે, ત્યારે નાણાંનો ખપ ઘણો વધે છે, ને કેટલાક માણસો જૂદા જૂદા જણો પાસેથી અને તેટલું નાણું એકઠું કરી, એ નાણું જેને જોઇએ તેને ધીરવાનો ધંધો કરે છે. આવા ધંધા કરનારને નાણાવટી કે સરાફ કે સાહુકાર કહે છે. થોડા માણસ એવા શ્રીમંત હોય છે, કે પોતાની પંડની પુંજીથી મોટી ધીરધાર કરી શકે છે—જેવા કે, રાજા બહાદુર શિવલાલ મોતીલાલ વગેરે. પણ ઘણાખરા નાણાવટી અનેક લોકો પાસેથી કરજાઉ નાણું લઈ પોતાને ત્યાં જમે રાખે છે, ને તે અવેજ જેને જોઇતો હોય તેને ખાતરી કે તારણ* લઈ ધીરે છે. આ નાણાવટીઓ પોતે વ્યાજ થોડું આપી અવેજ લે છે ને એથી વધારે વ્યાજ લઇ તેજ અવેજ ધીરે છે. આ પ્રમાણે જે ગાળો રહે છે તે એમને પોતાની મહેનત ને જોખમ ખેડવા બદલ મળે છે.

હરેક પ્રકારના માલના ઉત્પન્ન કરનારાઓને તથા માલને એક સ્થળથી લઇ જઇ અથવા લાવી બીજે સ્થળે વેચનારાઓને જેટલાં નાણાંનો ખપ પડે છે, તેટલું નાણું બધા પોતે ગાંઠનું કાઢી શકતા નથી. તેઓ વિધવિધ રીતે ઉપર બતાવેલા નાણું ધીરનારા અથવા નાણાવટી પાસેથી જોઇતો અવેજ લે છે ને વ્યાજ સાથે વખત આવે પાછો ભરે છે. દાણાનો વેપારી હજારો રૂપીઆના દાણા બજારની રૂખ જોઇ ખરીદે છે. તે પોતાનાં નાણાંથી હમેશ ખરીદતો નથી. એ કોઇ પણ નાણાવટીને ત્યાં ખાતું રાખે છે, ત્યાંથી જોઇતા રૂપીઆનો ઉપાડ કરે છે, ને જેમ જેમ ભરેલા માલનો વકરો થાય તેમ તેમ ઉપાડેલાં નાણાં ભરે છે. રૂ, કાપડ, વગેરેના સર્વ વેપારી પણ તેમ કરે છે. પોતાનાજ પૈસાથી પોતાનો બધો વેપાર ચલાવી શકે એવા વેપારી ઘણાજ થોડા હશે ને તેઓ લાંબો વેપાર ઉપાડી શકતા નથી. સારાંશમાં કહીએ તો, ઘણા ખરા ઉત્પાદકો તથા વેપારીઓ પારકા પૈસા લઇ પોતાનો ધંધો કરે છે.

હવે આ બધા વેપારીઓ પોતાને જોઇતાં નાણાં પોતાના ગામના

---

* Personal or other security.

સરાફ કે નાણાવટી પાસેથી લે છે. ગામના વેપાર પ્રમાણે ગામનું નાણાવટ મોટું કે નાનું હોય છે. સાધારણ રીતે વર્ષમાં એક વાર અથવા એકથી વધારે વાર એવો સમય આવે છે કે સારા વેપારાઓને પણ પોતાના વેપાર સારૂ જોઇએ તેટલાં નાણાં મળી શકતાં નથી ને બધા વેપારીને નાણાંની તંગી પડે છે. તેવા પ્રસંગે તેમને જોઇએ તેટલો અવેજ માગે ત્યારે મળતો નથી ને તેમના નાણાવટી પાસે તેમને ધીરી શકાય તેટલાં નાણાં હોતાં નથી. આવી તંગીને વેપારીલોક 'નાણાભીડ' કહે છે. આવે વખતે ગરજ સારવા વેપારી વધારે વ્યાજ આપવા માંડે છે, એટલે એકંદર નાણાવટમાં વ્યાજનો દર ચઢે છે. તોપણ જોઇએ તેટલો અવેજ સ્હેજમાં મળતો નથી. આવી નાણાભીડ શાથી થાય છે એ તપાસવાનો આજનો મ્હારો પ્રયાસ છે. આવી નાણાંની ભીડ એકંદર બધા વેપારીઓને નડે છે. તે આઠ દસ માણસની ભીડ નથી, પણ બધા વેપારીઓ તથા નાણાવટીઓને તે લાગે છે. તે આખી નાણાવટની ભીડ છે. આ પ્રકારની નાણાવટની નાણાભીડનાં કારણ શાં છે, ને તે ક્યારે ને શી રીતે થાય છે, ને તે ભીડને બદલે પાછી છુટ કેવે પ્રકારે ને કીએ વખતે થાય છે તે આપણે આજ સમજવાનું છે.

આવી નાણાભીડ અનેક પ્રકારથી થાય છે. પરંતુ તેનો એક પ્રકાર ઘણો સાધારણ છે અને તે ઘણુંકરી વર્ષો વર્ષ જોવામાં આવે છે; તે પ્રકારને પ્રથમ લેવો જોઇએ. આ નાણાભીડ આપણા દેશમાં ઘણુંકરી દરેક વર્ષમાં થોડા માસ સુધી બધાં મોટાં શહેરોમાં જોવામાં આવે છે. માત્ર ફેર એટલોજ છે કે કોઇમાં મોડી ને કોઇમાં વહેલી થાય છેઃ કોઇ વાર તે થોડી મુદત રહે છે ને કોઈ વાર તે લાંબી મુદત રહે છે; પણ ઘણુંકરીને બધે ઠેકાણે થાય છે ખરી. હવે પ્રશ્ન એ છે કે એ શાથી ને કેવી રીતે થાય છે.

એ ભીડનું મુખ્ય કારણ ચોમાસું કે વર્ષાઋતુ છે. બીજા કેટલાક દેશોમાં ચોમાસાની ઋતુજ નથી, પણ વર્ષમાં વર્ષાદ ગમે ત્યારે વરસે છે. ઇંગ્લાન્ડમાં આ પ્રમાણે છે. મોરિસ ( મોરિશિયસ બેટ ) માં બારે માસ થોડો ઘણો વરસાદ આવે છે. સિંધની પેઠે મિસર દેશ એટલે ઈજીપ્તમાં

વર્ષાદ ઘણો થોડો થાય છે ને નાઇલના પૂરથી તુલ પાકે છે. આપણા ગુજરાતમાં ઘણા ભાગમાં આષાઢથી ભાદરવા લગી વર્ષાદ આવે છે ને તેનો કેટલોક પાક આસો, કારતક, માગસરમાં પાકે છે. રૂ, કઠોળ તથા શિયાળુ પાક પોષથી ચૈત્ર લગી પાકે છે. હવે આ પ્રમાણે પાકેલો માલ બધો એકદમ ખપી શકતો નથી. પણ તે ખપાવવા ખેડુતોને જરૂર હોય છે. ગામડાંના ખેડુત અથવા તેમના વેપારીઓ તે શહેરમાં જથાબંધ વેચવા લાવે છે ને શહેરવાળા પોતાના શહેરના લત્તાના ખપ જેટલો રાખી બાકીનો દેશાવર મોકલે છે. પરદેશ જવાનો માલ આપણે અહીંથી મુંબાઇ જાય છે. ગામડાંના લોક કે વેપારી એ બધો માલ ઉધાર વેચી શકતા નથી. દરરોજ તે માલને બદલે રોકડો અવેજ ગામડાંમાં મોકલવાની જરૂર પડે છે.

જેમ જેમ માલ વધારે આવે છે તેમ તેમ નાણાવટમાંથી અવેજ વેપારીલોક ઉપાડે છે ને ગામડે મોકલે છે. કિંમતી માલ જેવો કે રૂ, ગોળ, ઘી, શણ, રેશમ, વગેરે આવે છે ત્યારે તેની કિંમતમાં ઘણા રૂપીઆ મોકલાવવા પડે છે. આવી રીતના વેપારીઓના નિરંતર ઉપાડને લીધે શહેરની નાણાવટમાં રોકડ નાણાંની છત ઘણી ઘટી જાય છે, એટલે નાણાવટીઓ વ્યાજનો ભાવ ચઢાવે છે. તેમ છતાં પણ નાણાં લેવા આવનાર ઓછા થતા નથી. વેપારીને જોઇતું નાણું વખતસર મળતું નથી, તેઓથી વેપાર મન પુરતો થતો નથી, ને વ્યાજ ભરતાં પણ આ, રીતે સંકડામણ થાય છે. નાણાભીડનું આ દેશમાં આ એક મુખ્ય સ્વરૂપ છે.

આ પ્રમાણે કારતક માગસરથી ચૈત્ર વૈશાખ લગી ગામડાં ભણી રૂપીઆનું વહેણ વહે છે, તેથી શહેરમાં નાણાંની ભીડ થાય છે. એ નાણું ગામડાંના હરેક ખેડુતને ત્યાં વહેંચાતું વહેંચાતું જાય છે. શહેરની નાણાવટમાંથી ઉપડેલા રૂપીઆ કંઇ ગેબ થયા નથી કે ઉડી ગયા નથી, પણ હજારો ગામડાંમાં ઘેર ઘેર વેરાયેલા થોડા ઘણા પડયા રહે છે. જો એ રૂપીઆ જેવા જાય તેવાજ બે ચાર કે પાંચ સાત દિવસમાં શહેરમાં પાછા આવતા હોય તો તે મોડા વહેલા પાછા નાણાવટીને ઘેર એટલે નાણાવટમાં આવે ને નાણાભીડ લાંબી ચાલે નહીં; પણ તેમ બનતું

નથી. એ ખરું કે ગામડાંના લોકને શહેરમાંથી સ્ત્રીપુરુષનાં કપડાં, તાંબા પિતળનાં વાસણ, ખાંડ, લોઢાની જણસો, ને સોનારૂપું, છત્રીઓ, વગેરે અનેક પદાર્થનો દર વર્ષે ખપ પડે છે, ને તે શહેરમાંથી જાય છે, ને રોકડ રૂપીઆ શહેરમાં તેને બદલે આવે છે. પણ તેઓ આ બધું એકદમ ખરીદ કરતા નથી. તેઓ પોતાનું ખર્ચ ત્રેવડથી કરે છે ને બધું ખેતી પરવાર્યા પછી કરે છે. એટલે શહેરમાંથી ગયેલું નાણું થોડો ઘણો વખત ગામડાંમાં પુરાયું રહે છે. જેમ જેમ ગામડાંના લોક તેવા માલની ખરીદી કરે છે, તેમ તેમ ધીમે ધીમે તેમનું નાણું પાછું શહેરના છુટક વેપારી પાસે આવે છે, છુટક વેપારી પોતપોતાના ખાતાવાળા નાણાવટીને ત્યાં ભરે છે ને નાણાવટમાં ધીમે ધીમે નાણાંની છુટ થાય છે. આ પ્રમાણે બે ચાર માસે શહેરમાંથી ગયેલાં નાણાંનું પાછું વહેણ શહેરના નાણાવટમાં આવી રહે છે. તેનો કેટલોક ભાગ ગામડાંમાંથી કડકે કડકે પાછો આવે છે, ને કેટલોક ને મોટો ભાગ રૂ વગેરે મુંબાઇમાં મોકલ્યું હોય છે ને વેચાયેથી પાછો આવે છે, એમ કરતાં કરતાં નાણાવટમાંથી ગયેલો અવેજ ઘણો ખરો નાણાવટમાં પાછો આવે છે. ગામડાંનો માલ શહેરોની વસતીમાં વેચાણ થઇ ખપી જવાથી પણ છુટમાં વધારો થાય છે, એટલે વ્યાજનો દર બેસી જાય છે ને વેપારીઓને સ્હેલે રૂપીઆ મળી શકે છે; પણ આ પ્રમાણે છુટ થાય છે ત્યારે વેપારની મોટી જણસો ગામડાંમાંથી બધી શહેરમાં આવી ગઇ હોય છે ને પરદેશ ચઢી ગઇ હોય છે. વચમાં ચોમાસું આવે છે, એટલે આસો કારતકમાં પાછી ફસલ પાકે ત્યાં લગી નાણાવટમાં ભેગું થયેલું નાણું રોકવાની મોટી જોગવાઇ આવતી નથી, ને નાણાવટમાં છુટ રહે છે ને વેપારીના વ્યાજનો દર ઘટી જાય છે.

આ ઉપરથી શ્રોતાજનોના સમજવામાં આવ્યું હશે કે નાણું વરસમાં બે ઉલટી દિશાએ વહે છે. કારતક માગસરથી ચૈત્ર વૈશાખ લગી નાણાં રૂપી નદી અનેક રીતે મોટા શહેરમાંથી ગામડાં ભણી વહે છે, તેથી શહેરોમાં ભીડ થાય છે, ને ગામડાંમાં ખેડુતને ઘેર છુટ થાય છે. જેઠથી આસો લગી એ વહેણ શહેર તરફ વળી ગામડાંમાંથી વળ્યા કરે છે, ને

ગામડાંમાં ભીડ ને શહેરમાં છુટ થાય છે. વચમાં થોડા અનેક વહેળા સામસામી વહેતા હોય છે; પણ તે અલ્પ હોય છે, તેથી હાલ તેને ગણતરીમાં મનજરે લેવાની જરૂર નથી.

આપણે ઉપર કહી ગયા કે શહેરવાળાએ ગામડાંમાંથી ખરીદેલો બધો માલ શહેરમાં રહેતો નથી. મોટા શહેરના તથા બીજાં ન્હાનાં પાડોશનાં શહેરોના ખપ જેટલો માલ શહેરમાં રહે છે. પણ કેટલોક ઘણો કિંમતી માલ દેશાવર જાય છે. મુખ્યત્વે કરી પરદેશ જવાનો. આ તરફના માલ મુંબાઇ જેવા પાસેના બંદરે જાય છે. જો આ પ્રમાણે પરદેશ ગયેલા માલની કિંમત થોડી મુદતમાં પાછી ફરી વળતી હોય તો શહેરની નાણાવટમાં ભીડ કાંઇક ઓછી થાય; પણ તેમ હમેશ બનતું નથી. પરદેશ ગયેલો માલ વેચાઈ નાણાં પાછાં શહેરમાં આવે ત્યાં લગી શહેરને એવડો ભાર વેઠવો પડે છે. ગામડાંના માલને બદલે જે રોકડ રૂપીઆ ગામડે મોકલાવ્યા હોય છે તે આવતાં ઢીલ થાય છે, ને બીજી તરફથી દેશાવર વેચવા મોકલેલા માલનાં નાણાં પાછાં વળતાં નથી. આવું થાય છે ત્યારે પાકી ભીડ થાય છે. જો દેશાવરનો વેપાર તેજ હોય ને મોકલેલો માલ તરત ઉપડી જતો હોય તો ભીડ ઘણી ઓછી થાય. ભીડ છેક કમી તો ગામડાંનું નાણું પાછું આવે ત્યારે થાય. તે આવતાં લગી થોડી ઘણી ભીડ તો રહેવાની એ ઉઘાડ છે.

આ વાત પૂરેપૂરી સમજવાને એમ કલ્પના કરવી ઠીક પડશે કે પચાસ ગાઉ ફરતું અમદાવાદ એકલુંજ શહેર છે, ને બધાં ગામડાં છે; ને એ ગામડાંનો પેદા કરેલો માલ આઠ દશ વેપારી લે છે, ને ગામડાંના લોક પોતાનાં વસ્ત્ર, વાસણ, ખાંડ, લોહું, રૂપું, સોનું વગેરે બધો માલ આ શહેરમાંથી ખરીદે છે. એવા દાખલાથી અમદાવાદ શહેરની નાણાભીડનું સ્વરૂપ સ્હેજ સમજાશે. આવો દાખલો લેવાથી અમદાવાદજ નાણાભીડનું મથક કે કેન્દ્ર થવું જોઇએ. અમદાવાદના આઠ દશ વેપારી કારતકથી ફાગણ લગીમાં ૫૦ ગાઉ લગીના ગામડાંના દાણા, રૂ, સરસવ, તલ, શણ, એરંડા વગેરે સર્વ જાતનો માલ અમદાવાદમાં લાવે છે, ને અહીં ખપ જેટલો

રાખી બાકીનો બધો મુંબાઇ ચઢાવે છે, ને ત્યાં પણ આડત રાખ્યા વગર માલ બધો પોતેજ વેચે છે એમ ધારવું જોઇએ. આવો સ્થૂલ દાખલો લેવાથી તરતજ સમજાય છે કે તે આઠ દશ વેપારી પોતાનાં માણસોને અમદાવાદની નાણાવટમાંથી રૂપીઆ અપાવી પચાસ ગાઉ લગીનાં ગામડાંમાં તે અવેજ વેરશે. આવેલા માલમાંથી કેટલોક અત્રેના ખપ સારૂ રાખશે ને કેટલોક મુંબાઇ ચઢાવશે. આ રીતે અમદાવાદની નાણાવટનો રોકડ અવેજ પચાસ ગાઉનાં ગામડાંમાં વેરાઈ જશે ને ભારે ભીડ થશે એ ઉઘડ છે.

ગામડાંનાં લોકને ખેતીનું વધતું ઓછું કામ ફાગણ ચૈત્ર લગી ચાલતું હોય છે, તેથી તેમને નવરાશ પણ ત્યાં લગી થોડી હોય છે. વળી એ લોક ઘણાખરા ગરીબ હોય છે, તેથી ત્રેવડથી પોતાનું ખરચ કરે છે. પોતાની પાસે આવેલા રૂપીઆ એકદમ કાઢી નાખવાનું તેમનું મન હોતું નથી, કેમકે આવતી ફસલ લગી ખરચ કરવાના પ્રસંગ ઘણા આવવાના હોય છે, ને ફરી ત્યાં લગી રૂપીઆનું મ્હોં દેખવાનો જોગ તેમને હોતો નથી. માટે તેઓ જોઇએ તેટલોજ ને ધીમે ધીમે માલ લે છે. અમદાવાદ આવીને તે પોતે લે છે, અથવા બીજા પાસે મંગાવી લે છે, એટલે ૫૦ ગાઉ ફરતાં ગામડાં-માં ગયેલા રૂપીઆ શહેરના પરચુરણીઆ વેપારી પાસે થોડે થોડે આવે છે. પરચુરણીઆ વેપારી થોડે થોડે નાણું નાણાવટમાં ભરે છે. પરંતુ રૂપીઆ જેટલા ઝપાટાથી ઉપડી ગયા હોય છે તેનો થોડો ભાગ જ ભીડના વખતમાં પાછો આવે છે. મુંબાઈ ને દેશાવર ગયેલા માલના પૈસા પણ ત્યાં માલ વેચાયેથી અત્રેના વેપારીના હાથમાં ધીમે ધીમે આવે છે. તે વખતે કેટલાક માસની ઢીલ લાગે છે. એટલે ગામડાંનો પાક ઉઠાવવાથી અમદાવાદની નાણાવટમાં મોટો ખાડો પડયો હોય છે, તે પુરાતાં ત્રણ ચાર માસ લાગે છે. એજ નાણાભીડનો કાલ સમજવો.

આ રીતે કારતક માગશરથી ચૈત્ર વૈશાખ સુધી વરસના સારા ખોટા ભાવ પ્રમાણે અમદાવાદની નાણાવટમાં નાણાંની અછત રહેવી જોઇએ એ ઉઘડ છે. તેનાં કારણ બે છે; એક તો ગામડાંમાં ગયેલા રૂપીઆને પાછા

આવતાં વાર લાગે છે, ને બીજું દેશાવર ગયેલા માલની કિમત એકદમ પાછી વળતી નથી. જ્યારે આ બે કારણનું જોર ભરપૂર હોય છે ત્યારે ભીડ સખત હોય છે. એકનું જોર વિશેષ ને બીજાનું કમી હોય છે ત્યારે ભીડ મધ્યમ હોય છે, ને બેનું જોર નરમ હોય ત્યારે ભીડ થતી નથી. પણ એવા પ્રસંગ વિરલ આવે છે. હવે અમદાવાદના વેપારીને બદલે ભરૂચ સુરતના વેપારી ધારીએ, ને અમદાવાદની નાણાવટને બદલે વડોદરા, ભરૂચ કે સુરતનું સરાફબજાર લ્યો, તોપણ પરિણામ એનું એજ આવશે એ ખુલ્લું છે.

ભીડની અવધિ કારતક માગશરથી ચૈત્ર વૈશાખ લગી ચાલે છે, એવું ઉપર સ્વીકાર્યું છે; પણ બધે ઠેકાણે એ પ્રમાણે ભીડ ચાલવીજ જોઇએ એમ માનીએ તો આપણે બરાબર સમજ્યા નથી. ફરીથી કહેવું જોઇએ કે ગામડાંનો માલ ખરીદવાને નાણું ગામડાંમાં જાય છે, એજ ગુજરાતની નાણાભીડનું મુખ્ય કારણ છે. પણ ગુજરાતમાં બધાં ગામડાંમાં એકસરખો માલ પાકતો નથી. ભરૂચ જીલ્લામાં ઘણે ભાગે રૂનીજ પેદાશ છે, ને તે રૂ મહા ફાગણમાં વિણાય છે. એટલે ભરૂચ જીલ્લામાં ખરી નાણાભીડ મહાથી ચૈત્ર વૈશાખ લગી લાગે છે. સુરત જીલ્લામાં હવે રૂ ઘણું થાય છે, માટે ત્યાં ભીડ પણ મોડી શરુ થાય છે. એરંડા, સરસવ, રૂ, વગેરે શિયાળામાં પાકે છે, માટે તેના મુલકમાં ભીડ આપણા બાજરી કઠોળના મુલક કરતાં મોડી થાય છે ને મોડી છુટે છે.

ભીડ વધતી ઓછી થવાનાં બીજાં કેટલાંક કારણ પણ આ ઉપરથી આપણને સૂઝી આવે છે. આગલા વરસ કરતાં આ વરસે રૂનો ભાવ કે બીજા તુલનો ભાવ એકદમ વધે, તો આગલા વરસ કરતાં આ વરસે વધારે રૂપીઆ ગામડાંમાં મોકલવા પડે, ને તેથી વધારે નાણાંનો ખપ પડે ને ભીડ વધારે થાય. દેશાવર મોકલેલા રૂ, સરસવ, એરંડા વગેરેની દેશાવરમાં ઝટ ઝટ ઉઠાવત ન થતાં માલ હમેશના કરતાં વધારે વાર પડયો રહે, તો તેથી પણ ભીડ લાંબી પહોંચે એ ઉઘાડ છે. એવી

ઉલટું એમ ધારીએ કે ગયા વરસ કરતાં આ વરસ રૂનો ભાવ નીચો છે ને માલ ઝટ ઝટ ઉપડી જાય છે, તો ગામડાંમાં રૂપીઆ થોડા જાય ને પરદેશના રૂપીઆ વ્હેલા વ્હેલા પાછા આવે, તો ભીડ આગલા વરસ કરતાં કમી થાય ને જે થાય તે ઝાઝી વાર ટકે નહીં એ ઉઘડ છે.

**ટુંકમાં યાદ રાખવાને એમ કહેવું ઠીક પડે છે કે રૂપીઆનું વહેણ શહેરમાંથી નિકળી ગામડાં તરફ એકદમ કેટલાક માસ ઘણા જોરથી વહે છે, એ ભીડનું મુખ્ય કારણ છે. એ વહેણ ટીપે ટીપે પાછું શહેર તરફ ગામડાંના લોકની ખરીદીથી વળે છે, તે ભીડ મટવાનું એટલે છુટનું મુખ્ય કારણ છે.**

ભીડ વધવાનું ગુજરાતમાં એક સબળ કારણ એ છે કે ભીડના કાળની જોડે ખેડુતોને સરકારનો વેરો ભરવાનો હોય છે. ગુજરાતની જમીન મહેસુલની જમાબંદી આશરે ૬૦–૭૦ લાખ રૂપીઆની હશે. તે બધી ઘણું કરી જાનેવારીથી માર્ચ કે એપ્રિલ આખર લગીમાં ભરવાની હોય છે. એટલે નાણાવટના રૂપીઆ એક તરફથી ગામડાંમાં જાય છે, ને બીજી તરફથી ગામડાંમાં ગયેલા રૂપીઆનો અગત્યનો અંશ સરકારી તીજોરીમાં જાય છે. સરકારે લીધેલો અવેજ સરકારી નોકરોના પગાર રૂપે, સાર્વજનિક રસ્તા–મકાનો-માં ખરચ કરે તે રૂપે, કેળવણી વગેરે ખાતાના નોકરોના પગાર રૂપે થોડો ઘણો પાછો ફરે છે, પણ તે હળવે હળવે પાછો નાણાવટમાં આવે છે. એટલે આખરે છુટ થવામાં એ કારણ પણ અંગભૂત છે. વૈશાખ લગીમાં ગામડાંમાં ગયેલો ઘણો અવેજ પાછો ફરે છે, ને સરકારમાં ગયેલો કેટલોક અવેજ પણ બજારમાં આવે છે, ને પરદેશ ગયેલા માલની કિંમત પાછી નાણાવટમાં ઘણીખરી આવી જાય છે ત્યાર પછી છુટ રહે છે; કારણ કે ચોમાસામાં ગામડાંમાં અવેજ મોકલવાનો જોગજ હોતો નથી, ને ચોમાસું બેસતાં ખેડુતોને શહેરમાં અનેક ચીજો લેવા આવવું પડે છે, એટલે ચોમાસામાં નાણાવટમાં સારી છુટ સાધારણ રીતે રહે છે.

ઉપર જે કહેવામાં આવ્યું છે, તેજ પ્રમાણે નાણાંના વહેણનો ક્રમ મ્હોળી દૃષ્ટિએ જોતાં ઉત્તર હિંદુસ્થાન ને બંગાલમાં જોવામાં આવે છે.

બંગાલના મોટા પાકમાં અંબાડો ( જ્યુટ ) ને ચોખા છે, ને ઉત્તર હિંદુસ્થાનમાં મુખ્યત્વે કરીને ધાન તથા તેલદાણા છે. આ પાક વહેલા પાકે છે એટલે કારતકમાં તૈયાર થાય છે તેથી બંગાલની નાણાભીડ પોષ લગીમાં પૂરી થાય છે. જ્યાં રૂનો પાક છે ત્યાં મોડી શરુ થાય છે ને છુટ પણ મોડી થાય છે. પરમ દિવસે મુંબાઇ ક્રૉનિકલમાં બંગાલનો વેપાર ખાતાનો ખબરપત્રી લખે છે કે હવે ત્યાં નાણાછુટ થઈ ગઈ છે. નાણાંની છુટ પરખવાની મોટા વેપારીઓમાં એક રીત એવી છે કે ઇલાકાની બેન્કની સિલક ઉપર નજર રાખવી. ગયા અઠવાડીઆમાંજ બંગાલ બૅન્કની પુરાંતમાં ૩૮ લાખનો વધારો થયો છે, ને રોકડ સિલક હાલ ૬ કરોડ ઉપરાંત છે. ઇલાકા બૅન્કોની સિલક ઉપર નજર રાખવાનું કારણ એ છે કે મોટા વેપારીઓનો છેવટ ઉપાડ એ બૅન્કોમાંથી થાય છે.

આ રીતે રૂપીઆનું વહેણ નિરંતર ગામડાંમાંથી શહેરમાં ને શહેરમાંથી ગામડાંમાં આગળ પાછળ વહ્યાં કરે છે. રૂપીઆ ગામ બદલે છે, ઘર બદલે છે, ધણી બદલે છે, હાથ બદલે છે, ને કુંડાળામાં ફર્યાં કરે છે. એ વહેણથી માલ ગામડાંમાંથી શહેરમાં આવે છે ને શહેરનો માલ ગામડાંમાં જાય છે. નાણાંનું મુખ્ય કર્તવ્ય માલની ક્રયવિક્રય કરાવવાનું છે; તે કામ રૂપીઆ આ પ્રમાણે બજાવે જાય છે.

આ વિષય શ્રોતામાંના ઘણાને નવીન હશે. માટે સરલ દાખલાથી, સ્થૂલ રીતથી, ઘણીવાર પુનરુક્તિ કરી વેપારનું તથા તેના અંગની નાણાભીડનું સ્વરૂપ સમજાવવાનો મેં પ્રયત્ન કર્યો છે. નાણાંના જતા આવતા વહેણમાં ઘણા વાંક આવે છે, ફાંટા પડે છે, અડથળા ને ઘાંચો નડે છે; તેથી સાધારણ લોકોના સમજવામાં એનું ખરું સ્વરૂપ એકદમ આવતું નથી. દૃષ્ટાંત તરીકે, ઉપર કહ્યું કે વેપારીઓ નાણાવટમાંથી રૂપીઆ ઉપાડે છે, પણ કેટલીક વાર તો વેપારીનો તથા નાણાવટીનો શીરધારનો પ્રત્યક્ષ સંબંધ હોતો નથી. વેપારી ઘણીવાર એક કાગળ લખીને દલાલના હાથમાં વેચવા આપે છે. એ કાગળમાં એવી મતલબનું લખે છે કે આ કાગળમાં લખેલા રૂપીઆ રોકડા લીધા છે, તે હું ફલાણે દહાડે આપીશ. આ કાગળને હૂંડી કે

ચીઠ્ઠી કહે છે. વેપારીની સાખ સારી હોય ને નાણાવટીને તેનો ઇતબાર હોય છે તો એ ચીઠ્ઠી કે કાગળ પોતે રાખી રૂપીઆ થોડો નફો લઇ ધીરે છે. આને હુંડી કે ચીઠ્ઠી વેચી કે વટાવી કહે છે. પણ આ વ્યવહારનું ખરું સ્વરૂપ જોઇશું તો એટલુંજ છે કે વેપારીને નાણાવટીએ તેની ચીઠ્ઠીનો પુરાવો રાખીને રૂપીઆ ધીર્યા, એટલે વેપારીએ નાણાવટમાંથી અવેજ સાક્ષાત્ ઉપાડયા જેવુંજ પરિણામ બન્યું છે.

ઉપર પ્રમાણે શહેરમાંથી ગયેલો બધો અવેજ પૂરેપૂરો શહેરમાં મોડો કે વ્હેલો પાછો આવી શકતો હોય, એટલે જો ખેડુત પોતાની પાસે આવેલા બધા અવેજનો શહેરનો માલ લે, અથવા વધ્યો હોય તે શહેરમાં વ્યાજે મોકલે; તેમજ સરકારમાં ભરાયેલા રૂપીઆ સરકાર રૈયતને ઉપયોગ સારૂ એજ સ્થળમાં ખરચી રૈયતને પાછા વાળે, ને વચમાં જે જે લોક વેપારમાં સામેલ હતા તે બધા પોતાના રૂપીઆ બજારમાં લાવે, તો નવા રૂપીઆ પાડવાની થોડીજ જરૂર પડે એ ઉઘાડું છે; પણ તેમ થતું નથી. સરકારને વખતો વખત કરોડો રૂપીઆ પાડવા પડે છે. એના કારણ વિષે આગળ થોડું વિવેચન આવશે.

ઉપર વર્ણવેલી નાણાભીડ દર વર્ષે આવે છે, કે આવવાનો જોગ હોય છે. માટે આપણે એનું નામ **સાંવત્સરિક નાણાભીડ** પાડીએ તો ચાલે. આ ભીડથી વેપારીને વ્યાજ વધારે ભરવું પડે છે, ને વ્યાજની ખોટ વાળવા વેપારી માલની કિંમત ખેડુતને ઓછી આપે તોજ એને રોજગાર કરવો પરવડે. આ પ્રમાણે સાંવત્સરિક નાણાભીડનું એક પરિણામ એ થાય છે, કે માલ પેદા કરનાર ખેડુતને ભાવમાં થોડું નુકસાન ખમવું પડે છે. આપણા દેશમાં પોણા ભાગની વસતી ખેડુતની છે, તેને આવું નુકસાન નાહક ખમવું પડે એ ઇષ્ટ નથી; માટે જો એવો કંઇ માર્ગ હોય કે જેથી આ ખોટ કમી થાય, તો તે માર્ગ લેવો ઇષ્ટ છે. ઉપર જે વિવેચન કર્યું છે તેથીજ કેટલાક ઝીણી સમજવાળા પુરુષોને આવા માર્ગ વિષે કંઇક સૂઝ પડી હશે. સાંવત્સરિક ભીડનું મુખ્ય કારણ એ છે કે ગામડાંમાં લાખો ખેડુતો પાસે થોડા થોડા રૂપીઆ થોડી મુદતમાં વેરાઇ

જાય છે, પણ એકદમ પાછા આવતા નથી; ને તેમાંનો ઘણો ભાગ જેમ જેમ પોતાનું કરજ ખેડુત વાળે છે, કે શહેરી માલ લે છે તેમ તેમ શહેરમાં પાછો આવે છે. વચગાળામાં એ રૂપીઆ ખેડુતની પેટીમાં પડી રહે છે. હવે જો એવો કોઇ રસ્તો નિકળે, કે ખેડુત પોતાની પાસે આવેલા રૂપીઆ પોતે શહેરના માલની ખરીદી કરતાં લગી કોઇ સાહુકાર, સરાફ કે પેઢી કે બૅન્કમાં રાખે, અને તે એ અવેજ શહેરની નાણાવટમાં ધીરે, તો ભીડ ઝાઝી વાર ટકી શકે નહીં એ ઉઘાડું છે. આ બનવું દેખીતું સહેલું પણ વ્યવહારમાં ઘણું કઠણ છે. સાધારણ ખેડુતો અજ્ઞાનને લીધે થોડું પણ વ્યાજ કમાવાનું સમજતા નથી. તેઓમાં ઘણા ખરા કરજદાર હોય છે, એટલે ખેડુત રૂપીઆ ધીરે એવો સંભવ નથી, એ રીતે ખેડુતની અજ્ઞાન રૂપી આડ નાણાભીડનું એક કારણ છે એમ કહીએ તો ચાલે. વળી એમ ધારીએ કે ખેડુત નાણું બે ત્રણ માસ ધીરવાને તૈયાર છે, તો પણ ગામમાં એવો સદ્ધર ને પ્રમાણિક સાહુકાર જોઈએ, કે જ્યારે ખેડુત માગે ત્યારે તેને લીધેલાં નાણાં તે તરત પાછાં આપી શકે. આવા સાહુકાર ગામડાંમાં મળવા મુશ્કેલ છે. ત્યાં જે સાહુકાર છે તે ઘણી નાની નાની મુડીવાળા છે, ને તેમાં સદ્ધર ઘણાજ થોડા હશે. વળી સદ્ધર હશે તે પણ પ્રમાણિક છે, એવી શી ખાતરી ! આપણી હાલની દુર્દશાનું મોટું કારણ એ છે કે પ્રમાણિકપણું દેશમાં છેક ઓછું થયું છે, ને તે એટલે લગી ઓછું થયું છે કે કોઈ આદમી પ્રમાણિક છે, એવું કથન ઘણા ખરાના સહજ માન્યામાં આવતું નથી. પ્રમાણિકપણા વગર ખેડુત પોતાના રૂપિયા ધીરે નહીં એ સ્વાભાવિક છે. આગળ જતાં એવો કાલ આવશે કે સારી મુડીવાળી બૅંકો કે સાહુકારો પોતાના સત્ય વહીવટથી ગામડાંનાં લોકનો વિશ્વાસ મેળવી તેમની પાસે આવેલું પરચુરણ નાણું ભેગું કરી વેપારના અર્થે શહેરની મોટી નાણાવટોમાં ઝટ ઝટ લાવશે.* હાલનો અનુભવ જોતાં એવા સાહુકાર કે બૅન્કો સ્થાપવાને ઘણી વાર લાગશે. એમ દીસે છે ત્યાં લગી તો એક તરફથી ખેડુતનું અજ્ઞાન

* કોઓપરેટિવ કે સહકારી મંડળીઓ ગામડે ગામડે અગર દરેક ગામડામાં અનેક, તે બધાની મધ્યવર્તી બૅન્ક દરેક જીલ્લાના મુખ્ય શહેરમાં, અને એવી જીલ્લા

ને બીજી તરફથી વેપારીઓમાં પ્રમાણિકપણાની ખામીને લીધે સાંવત્સરિક નાણાભીડ કાયમ રહેવી જોઇએ.

આ રીતે **અજ્ઞાન ને તેનું બચ્ચું અપ્રમાણિકપણું એ બે આપણા દેશની ઉન્નતિમાં મોટાં નડતર થઈ પડયાં છે.** આ નડતરો શુદ્ધ જ્ઞાનના સારા પ્રસાર વિના ટળે તેમ નથી. સારા જ્ઞાનનો પ્રસાર સર્વત્ર સાથેલાગો થાય તો રુડું પરિણામ વ્હેલું આવે. તેમ થવાનો જોગ નજરે પડતો નથી. અજ્ઞાનને લીધે આપણું મરણ પ્રમાણ ભારે છે, ને યુરોપિયન લોક કરતાં આપણામાં બમણાથી વધારે માણસો મરે છે. અજ્ઞાનથીજ આપણામાંના ઘણા લોક રોગથી પીડાય છે તથા રોગના અંગનું પૈસાનું ભારે નુકસાન તથા ચિન્તા આપણે ભોગવીએ છીએ. અને આજના સ્થૂલ વ્યાખ્યાનથી સમજાયું હશે કે આપણી નાણાં સંબંધી કંગાલાઇનું પણ ઘણે અંશે અજ્ઞાનજ કારણ છે. એ અજ્ઞાન દૂર કરવાને શાળાઓ તથા બીજી જ્ઞાન ને નીતિ ફેલાવવાની સંસ્થાઓ સ્થાપવી અવશ્ય છે. **મૂળને બાઝીશું તોજ કેટલેક કાલે આપણો ઉદ્ધાર થશે.** જ્ઞાન ફેલાવવાની કોશિશ ગુજરાત કેળવણી મંડળીએ આદરી છે તે જરાએ અસ્થાને નથી ને અકાલે પણ નથી, તથા હરેક દેશહિતેચ્છુના આશ્રયને પાત્ર છે, એ સર્વ કોઇના સમજવામાં આવ્યા વગર રહેશે નહીં.

સાંવત્સરિક સિવાય બીજા પ્રકારની નાણાભીડ હોય છે, તે વિષે વિવેચન શરુ કરતાં પહેલાં એ સાંવત્સરિક ભીડ કમી કરવાના કેટલાક રસ્તા હાલ ચાલે છે તે ઉપર સહજ નજર કરવી જોઈએ. આ દેશમાં કેટલાક લોક એવા છે કે તે પોતાનું નાણું બારે માસ બજારમાં ધીરતા નથી, પણ નાણાભીડની મોસમમાં જ્યારે વ્યાજ ભારે હોય છે, ત્યારે બે ચાર મહિના પોતાના પૈસા બહાર કાઢે છે, ને તેટલામાં જે વ્યાજ મળે તેટલાથી સંતોષ

---

સહકારી બૅંકો કે મંડળીઓના માથા ઉપર પાછી સરકારની ખાતરી અને મદદના પાયા ઉપર રચવામાં આવેલી આખા પ્રાંત કે ઇલાકાની મધ્યસ્થ કોઓપરેટિવ બૅંક—આ સર્વ સહકારી પ્રગતિ છેલ્લાં થોડાં વર્ષમાંજ થયેલી છે.

માની વ્યાજની મોસમ વીતેથી પાછું પોતાનું ધન પટારામાં પુરે છે. આ રીતથી ભીડ થોડી કમી થાય છે એ ઉઘાડું છે. એવા ધનવાન પુરુષો પોતાના પૈસાને બારે માસ વા ખવડાવતા હોય, તો તેમને વ્યાજનો તથા દેશને મુડી સંબંધી વધારે લાભ થાય. પણ હાલની રીતથી થોડો પણ લાભ થાય છે એમાં સંશય નથી.

આના જેવીજ એક બીજી રીત થઈ શકે તેવી છે. આપણા શહેરોમાં ઘણા લોક થોડી ઘણી રકમ ઘરમાં રોકડ રાખે છે. બીજા દેશો કરતાં ને મુંબાઇના લોક કરતાં અત્રે વધારે રાખે છે. એ રોકડ સારી બૅન્કમાં કે સારા સરાફને ઘેર ચાલુ ખાતામાં આપે તો વેપારના ભંડોળમાં વધારો થાય ને ભીડ ઓછી થાય. પણ આમાં પણ અપ્રમાણિકપણાની આડ નડે છે. હમેશ ભરોસો રાખી શકાય એવા સરાફ ઘણા નથી, ને જે છે તેમાં કેટલાક એવાં નાનાં ખાતાં રાખવા ચહાતા નથી. બાકીનો ઘણો ભાગ એવો છે કે તેમના સદ્ધરપણા વિષે લોકોની ખાતરી નથી, તેમ પ્રમાણિકપણા વિષે પણ લોકોનો પૂર્ણ ભરોસો નથી. **અડગ પ્રમાણિકતા** હોય તો આ બધી પરચુરણ રોકડ વેપારની સેવામાં આવી શકે ને બધાને લાભ થાય. એટલે ફરી ફરીને જ્ઞાન તથા નીતિને વધારી લોકને સુધારવાની અગત્યતા આપણી આગળ આવીને સામી ખડી થાય છે.

નાણાભીડ ઓછી કરવાનો એક માર્ગ કેટલાંક ગામડાંઓમાં ને મુખ્યત્વે કરીને રૂના પ્રદેશમાં ચાલે છે, તે વિષે ઇસારો કરી સાંવત્સરિક નાણાભીડનું પ્રકરણ આટોપીશું. રૂ, સરસવ વગેરેના પ્રદેશમાં એવો ચાલ છે, કે વેપારીઓ માલ લેવાનું સાટું કરી ચોમાસામાં ખેડુતને પૈસા ધીરે છે અને તે વખત રૂ વગેરેનો ભાવ નક્કી કરે છે. આને જલપનો વ્યવહાર કહે છે. આ રીતથી લાભ છે. ચોમાસાના છુટના વખતમાં શહેરના વેપારીને વ્યાજ મળે છે ને તેને બદલે ખરા ભીડના વખતમાં રૂપીઆ આપ્યા વગર માલ આવે છે. વળી ખેડુતને ચોમાસામાં પોતાનો માલ પાકયા પહેલાં નાણાંની તંગી હોય છે તેની પણ સવડ થાય છે. ભાવમાં નુકસાન ન હોય

તો આ રીત બેઉને લાભકારી છે. એ કાનમના પ્રદેશમાં વિશેષ ચાલે છે. એમાં પણ પ્રમાણિકપણાનો ઘણો ખપ રહે છે. ખેડુત પ્રમાણિક હોય તોજ આવો વ્યવહાર બની શકે. પરંતુ ઘણે ભાગે માલ પાકે તો ખેડુત વાંકું બોલતો નથી. જલપના વ્યવહારથી સાંવત્સરિક નાણાભીડ મોસમમાં કમી થવીજ જોઇએ એ ઉઘાડું છે.

કોઈ પણ રસ્તે વેપારની મોસમ વખતે ધીરવાના અવેજનો વધારો થાય તો નાણાભીડ ઓછી થાય એ ઉઘાડું છે. કેટલાક મોટા વેપારીઓએ આ વર્ષે એવી સૂચના કરી હતી કે સરકાર પાસે હમેશ વીશેક કરોડ રૂપીઆ તિજોરીમાં સિલક રહે છે, તેમાંથી થોડા કરોડ સરકાર સદ્ધર વેપારી કે બૅન્કોને ધીરે તો તે વેપારના કામમાં આવે, ને નાણાભીડનું દબાણ ઓછું થાય. કેટલાક પરદેશી વેપારીઓએ તો આ વાસ્તે સરકાર વિરુદ્ધ જાહેર છાપામાં હુમલા કરવા માંડયા હતા. હિંદના નાણાં પ્રકરણની તપાસ કરવાને વિલાયતની સરકાર તરફથી કમિશન હાલ નિમાયું છે તે એ વાતની તજવીજ કરે છે, ને એ બાબતપર તેમનો વજનદાર અભિપ્રાય આવશે. પણ તે દરમિયાનમાં સરકાર તરફથી નાણામંત્રીએ જે ખુલાસો કર્યો છે, તે ધ્યાનમાં લેવા લાયક છે. તેઓએ એમ બતાવી આપ્યું છે કે સાધારણ વર્ષમાં સરકારની તિજોરીઓની પુરાંત સરકારના ચાલુ ખરચના લેવડદેવડને પહોંચી શકે તેટલીજ હોય છે ને તે કરતાં વધારે હોતી નથી. એટલે સરકારથી નાણાં ધીરીને વેપારીઓની નાણાભીડ કમી કરવાનું બને તેમ નથી. આટલાથી ખુલાસો થઈ જાય છે.

પણ પળભર એમ માનીએ કે સરકાર પાસે ચાલુ ખરચ નભાવવા જેટલી સિલક કરતાં પણ વધારે સિલક છે, તો પ્રશ્ન એ રહે છે કે વેપારીઓની સાધારણ ભીડ ટાળવાને સરકારે તેઓને પોતાનું નાણું આપવું ઘટિત છે કે કેમ? આનો ઉત્તર એટલો છે કે સરકારનું સામાન્ય કામ વેપાર કરવાનું નથી. સરકારે પોતાના વેરા એવી રીતે નાખવા જોઇએ કે પોતાના ખરચ જેટલી રકમ અથવા તેથી સ્હેજ વધારે રકમ રૈયત પાસેથી મળે. તે કરતાં વધારે વેરા સરકાર લે તો તે લીધાથી રૈયતને બેવડું

નુકસાન થાય છે. એ વધારાના વેરાથી રૈયત પાસેથી મુડીની ઘટ થાય, ને મુડી ઘટવાથી તો ઉત્પત્તિ તથા વેપારનાં સાધન રૈયતના ઓછાં થાય છે. બીજી તરફથી, જોઇએ તે કરતાં સિલકમાં વધારો જોઈ જાસ્તી ખરચ કરવાનું સરકારને મન થાય છે. માટે સુધરેલા રાજ્યની નીતિ પ્રમાણે તો સરકારની સિલક માગી લઈ ભીડ કાઢવાની યોજના અમલમાં લાવી શકાય તેમ નથી. ઇન્દ્રરાજા જેવું કામ કરે છે, તેવું સરકારનું કામ હોવું જોઇએ. ઇન્દ્રરાજા જેમ સૂર્યદ્વારા પૃથ્વી ઉપરથી પાણી લઇ પાછું સમય આવે વર્ષા રૂપે જગતને પાછું આપી હરખાવે છે, તેમજ સરકારે વેરાના રૂપે લોકો પાસેથી નાણાં લઇ તે વડે રૈયતનું સંરક્ષણ કરી બંદોબસ્ત રાખી કેળવણી, આરોગ્ય ને રૈયતના કલ્યાણના ઈતર માર્ગમાં વેરા ખર્ચવા જોઇએ. તે કરતાં વધારે વેરા લેવાજ ન જોઇએ.

આ સાંવત્સરિક ભીડ હિંદુસ્તાન જેવા દેશો જેમાં ખેતી મુખ્ય ઉદ્યમ છે, અને વાણિજય માલ ઉત્પન્ન કરવાના ઉદ્યમ ઘણા થોડા છે તે બધામાં હોવી જોઇએ. યુરોપીઅન દેશોમાં પણ થોડી ઘણી ખેતી બધે ઠેકાણે છે, ને ત્યાં ખેતીનું તુલ પાકે છે ત્યારે થોડી વધતી ભીડ થતી હોવી જોઇએ, પણ વાણિજ્યના ઉદ્યમ જે દેશોમાં પ્રબળ છે ત્યાં આવી ભીડ ઘણી થોડીજ નડી શકે.

સાંવત્સરિક નાણાભીડનો વિષય પૂરો કરતાં અગાઉ એક વાતને સ્હેજ છેડવી જરૂરની છે. એ નાણાભીડનું મુખ્ય કારણ એ છે કે વર્ષાઋતુનો રવિનો પાક થોડા માસમાં પાકે છે; તે બધો ગામડાંમાંથી શહેરમાં આવે છે, તેથી શહેરનું નાણું એક ખળકે ગામડાંમાં જાય છે. તેમાંનું કેટલુંક તો સરકારને ઘેર વેરા રૂપે જાય છે, કેટલુંક ધીરે ધીરે પાછું શહેરોમાં આવે છે, ને કેટલુંક તો પાછું આવતુંજ નથી. હવે શહેરોમાં આવેલો માલ ધીમે ધીમે ખપી જાય છે. ગામડાંના લોકો શહેરનો માલ લેતા જાય છે તેમ તેમ છુટ થતી જાય છે. શહેરમાં આવેલા માલમાંનો ઘણો ભારે કિંમતનો માલ દેશાવર મોકલવા મુંબાઇ જાય કે એવા પાસેના મોટા બંદરે જાય છે. હવે જો તે માલ મુંબાઇથી ઉતાવળો ઉતાવળો ઉપડે

ને તેનાં નાણું શહેરોમાં વ્હેલાં વહેલાં પાછાં આવે તો નાણાભીડ ઝાઝી લાગતી નથી કે ઝાઝી વાર ટકે નહીં. પણ હમેશ એમ બનતું નથી. દાખલા તરીકે મુંબાઇમાં છ સાત માસની મોસમમાં આશરે ૩૦ લાખ રૂની ગાંસડીઓ ( દરેક ૧૦ મણની ) જાય છે, ને તેમાંથી ખરા વખતમાં ૭–૮ લાખ ગાંસડીની પુરાંત રહે છે. એક ગાંસડીની સરાસરી કિંમત ૧૨૫ થી ૧૫૦ લગીની ગણતાં એ ૧૦ થી ૧૨ કરોડ રૂપીઆની કિંમતની થાય. તેટલા રૂપીઆ શહેરોમાંથી ગામડાંમાં ગયેલા હોવાથી ને તેનો ત્રણો ભાગ પાછો ન આવવાથી, ભીડ એટલે નાણાની તંગી રહે એ ઉઘાડું છે.

એ માલ પરદેશ જાય ત્યારે વેપારીઓને તેનો અવેજ મળે ને છુટ થાય. હવે પરદેશમાં અત્રેના જેવા રૂપીઆ ચાલતા નથી. માટે રૂપીઆ આવવાનો માર્ગ શો ? એ આવવાના બે માર્ગ છે. પહેલો તો એ છે કે પરદેશથી સોનું, રૂપું, તાંબું, ખાંડ, કાપડ, લોઢું વગેરે મુંબાઇ વગેરે સ્થળે આવે છે, ને તેનો મોટો ભાગ છેવટે જીલ્લાઓમાં ને ગામડાંમાં વેરાય છે. તેનાં નાણાં બજારમાં પાછાં આવે છે. બીજો રસ્તો જરા વિલક્ષણ છે ને તે આ દેશની રાજસ્થિતિને લીધે થયો છે. તેનો પ્રકાર આ પ્રમાણે છે.

પરદેશ જે માલ જાય છે તે માલ ચઢાવનાર માલની પાવતી પરદેશની અત્રેની બૅન્કોને સોંપે છે, ને તે બૅન્કો તે માલ પરદેશ લઈ જઇ તેનાં નાણાં પોતે મેળવે છે. પણ રૂપીઆ રોકડા બૅન્કો ક્યાંથી લાવે છે? તે બૅન્કો પાસે રોકડા રૂપીઆ મેળવવાના બે માર્ગ છે. જે માલ પરદેશથી અત્રે આવે છે તેની કિંમતના રૂપીઆ વેપારી પાસેથી ધીરધાર આવે છે તે એક માર્ગ; બીજો માર્ગ જરા વિસ્તારથી કહેવો જોઇએ. આપણી હિંદુસ્થાન સરકારને દર વર્ષે વિલાયત ૨૫ થી ૩૦ કરોડ રૂપીઆ મોકલવા પડે છે. તેની મુખ્ય બાબતો નીચે પ્રમાણે છે. ૪ થી ૫ કરોડ અંગ્રેજ નોકરોના પેન્શનના, ૧૨ થી ૧૫ કરોડ કરજના વ્યાજના, ને બાકી મુખ્યત્વે કરીને લસ્કર ખરચના ફાળાના તથા વિલાયતમાં રેલવે વગેરેનો માલ ખરીદ થાય છે તેના. હવે સરકાર આ ૩૦ કરોડ રૂપીઆ વિલાયત રોકડા મોકલી શકતી નથી ને

રોકડા રૂપીઆ વિલાયતમાં મોકલ્યા હોય તો ત્યાં પણ તે ખપમાં ન આવે. માટે એવો પ્રચાર કાઢવામાં આવ્યો છે, કે અત્રેની પરદેશી બૅન્કો વિલાયતમાં ગીનીના રૂપે હિંદુસ્થાન ખાતાના મંત્રીને ત્યાં અવેજ ભરે છે, ને અત્રેની સરકાર તે બૅન્કોને રોકડા રૂપીઆ આપે છે. આ રૂપીઆ બૅન્કો પાસેથી રૂ વેચનાર તથા બીજા માલ મોકલનાર પાસે આવે છે ને પગથીએ પગથીએ ઉતરી રોકડ રૂપીઆ શહેરની નાણાવટમાં આવે છે. આથી પણ છુટ થાય છે. આ વ્યવહારમાં જે હુંડીઓ વેચાય છે તેને કાઉન્સિલ બિલ કહે છે.

ઉપર જે નાણાભીડનું વિવેચન કર્યું છે તે ખેતીના ઉદ્યમ સંબંધિ છે, અને વાણિજ્ય ઉદ્યમને લાગુ નથી. તેવા ઉદ્યમોમાં ભીડનો સમય જૂદો છે, ને ભીડનાં કારણ પણ ભિન્ન હોવાં જોઇએ. હિંદુસ્થાનમાં હાલ કહેવા જેવા વાણિજ્યના મોટા ઉદ્યમ ત્રણ ચાર છે. (૧) રૂ, કાપડ ને સુતરના રેંટીઆ, (૨) તાતાનો લોઢાનો ઉદ્યોગ, (૩) કલકત્તામાં અંબાડાનો ઉદ્યમ, (૪) કોલસાની ખાણનો ઉદ્યમ. આ છેલ્લા બે ઉદ્યમ ઘણે ભાગે પરદેશી લોક ચલાવે છે, ને તેઓ પોતાના ખપનાં નાણાં મોટી બૅન્કોમાંથી લે છે. લોઢાનો ઉદ્યમ હજી બાલ્યાવસ્થામાં છે ને જામ્યો નથી. બાકીનો કાપડ સુતરનાં કારખાનાંનો ઉદ્યમ આપણા જાણવામાં છે, માટે તે વિષેજ અત્રે થોડું વિવેચન કરીશું. જો આવું કારખાનું માલિકે કે કંપનીએ પોતાના અવેજથી બધું ઉભું કર્યું હોય, તો પછી રૂ તથા મસાલો લેવા જેટલાંજ નાણાંની જરૂર પડે; પણ આ લેવાની અમુક મોસમ નથી. રૂ ગમે ત્યારે મળી શકે છે. ચોમાસાને લીધે ગામડાંનો માલ આવી શકતો નથી એ ખરૂં, પણ રૂ ઘણુંખરું શહેરોમાં વેપારીઓ લાવી ભરી રાખે છે, ત્યાંથી ખપ પુરતું માસ બે માસનું મિલોવાળા ભરી રાખે છે, ને જેમ જેમ માલ ખપે છે તેમ તેમ નવું રૂ લઈ શકાય છે. ચોમાસું બેસતાં કેટલીક મિલો ચાર પાંચ માસનું રૂ ભરી રાખે છે, ત્યારે મિલોને કેટલીક વાર નાણાંની વધારે જરૂર પડે છે, પણ તે વખત નાણાબજારમાં છુટ હોય છે એટલે ભીડ ઝાઝી નડતી નથી. વળી મુંબાઇ ઇલાકાની ઘણીખરી મિલો

મુલેકોની પરચુરણ થાપણો રાખી ચાલુ ખરચ ચલાવે છે ને તેવી થાપણ કનારા નાણાવટી ઉપરાંત ઇતર લોક હોય છે, તે બારે માસ વરસની બાંધીથી નાણાં ધીરે છે. તેથી મિલોની ભીડ નાણાબજારને સાધારણ રીતે નડતી નથી. **મિલને બે પ્રસંગે નાણા ભીડ નડે છે. એક તો જ્યારે પેદા થયેલા કાપડ સુતરનો ઉપાડ મંદો પડે છે ત્યારે; ને બીજું જ્યારે થાપણ મુકનારાને અવિશ્વાસ પડે છે ત્યારે.** પહેલા પ્રકારની ભીડ દર વર્ષ થોડી ઘણી ચાલે છે, પણ ખોટા વરસમાં નડે છે. બીજા પ્રકારની ભીડની હદ કહી શકાતી નથી. દુકાળ જેવા વર્ષમાં તે બેવડી નડે છે. એક તરફથી રૂ મોઘું મળે છે ને બીજી તરફથી માલ ઉપડતો નથી. એવામાં થાપણ મુકનારા અધીરા થાય છે તો ઘણી વિટંબણા થાય છે, ને આખરે કેટલાકને હાનિકારક પરિણામ સોસવાં પડે છે. સંવત્ ૧૯૫૬ ના દુકાળમાં આ પ્રમાણે અવસ્થા પ્રત્યક્ષ થઇ હતી.

આ પ્રમાણે રૂપીઆની ધટમાળ ચાલે છે, ભરનિકળ થાય છે. હવે જો બધા રૂપીઆ ગામડાંમાં ગયેલા છેવટે પાછા ફર્યા હોય તો નવું નાણું પાડવાની છેક થોડીજ જરૂર પડે. જેટલું નાણું ઘસાઇ જાય અથવા ખોવાય કે પરદેશ (પૂર્વ આફ્રિકા વગેરે સ્થળે) જાય તેટલું છાપવું પડે. પણ આ કરતાં ઘણા વધારે રૂપીઆ છાપવા પડે છે. એથી અનુમાન એ થાય છે કે રૂપીઆ ગમે તે ઠેકાણે છુપાઇ જાય છે. ખેડુતના ચુલા તળે કેટલાક દટાયા હશે. કેટલાક વાણીઆની કોઠીઓની અંદર કે નીચે, કેટલાક મોટા રાજાઓના ભંડારમાં, વગેરે; પણ **રૂપીઆ અલોપ થાય છે એમાં શક નથી.** આ અવેજ અજવાળામાં રહે અને મુડી તરીકે ઉદ્યમના પોષણ સારૂ વપરાતો હોય તો દેશના ઉદ્યમની પ્રગતિ કેટલી બધી ઉતાવળી થાય? પણ જ્યાં લગી હાલનું અજ્ઞાન ને અજ્ઞાનની દિકરી અનીતિનું બળ છે, ત્યાં લગી સુધારો થવાની આશા થોડી છે. એટલે ફરી ફરીને આપણે ઠામને ઠામ આવીએ છીએ. અજ્ઞાનની દશા સુધારવાને શિક્ષણનાં સાધન વધારવાં એજ આપણી ઉન્નતિનો ખરો માર્ગ છે.

અત્યાર સુધી સાંવત્સરિક ભીડ વિષે તથા વાણિજયના ઉદ્યમની ભીડ

વિષે આપણે વિચાર કર્યો છે, પણ આ સિવાય એક ત્રીજી જાતની ભીડ છે, તેનો વખતોવખત આપણને પરિચય થાય છે, ને આ બે ત્રણ માસમાં જેવો જોઇએ તેવો થયો છે. તેનું નામ **અધીરની ભીડ.** આ ભીડ સમજવાને યાદ રાખવું જોઇએ કે આપણા લોકનો મોટો ભાગ ગાડરીઆ પ્રવાહે ચાલે છે, ને એક કરે છે તે બીજા કરે છે, એટલે લોક જ્યારે ભરોસો રાખે છે ત્યારે પૂરેપૂરો આંખો મિચીને રાખે છે, સારા નરતાનો વિવેક દર્શાવતા નથી ને તપાસ પણ કરતા નથી. સામાન્ય રીતે કહીએ તો સારા નરતાની પરીક્ષાજ હાલની સ્થિતિમાં દરેક બાબતમાં છેક થોડી છે. આવી ગાડરીઆ મતિ ચાલે છે તેથી ધીર કરે છે ત્યારે દેખાદેખીથી ઘણા કરે છે. એકે ધીર કરી તે જાણી બીજો કરે છે. કેટલીક વાર દલાલ ધીર કરાવે છે, પણ તેઓ પણ બહુ વાકેફગાર હોતા નથી. વળી સોદો ઉતારવાની લાલચથી ઘણી વાર ઘરાકને કેટલાક દલાલ ફાવે તે રસ્તે દોરતા હશે. ધીર કરવાના આવા પ્રસારનું પરિણામ એ થાય છે કે જ્યાં લગી બજાર બેઠું* હોય છે, ત્યાં લગી બધું ઠીક ઠીક ચાલે છે, પણ એટલામાં કંઈ નવાજૂની થાય છે એટલે બધા ધીરનારા ભડકી ઉઠે છે, ને આગ હોય ને વર્તે, તે પ્રમાણે નાણાં ઉપાડવાની દોડાદોડ થાય છે. આથી નાણાં રાખનાર ને કરજાઉ લેનાર ઉપર તગાદો શરુ થાય છે. નાણાં લેનારા લીધેલાં નાણાં પટારામાં પૂરી રાખતા નથી, પણ ચાલુ ખપ પુરતો અવેજ રાખી બાકીનો વેપારીઓને ધીરે છે ને વેપારીઓ તે અવેજનો માલ લઇને માલમાં રોકે છે. એટલે તગાદો થવાથી વેપારી બીજાને ત્યાંથી પોતાની વગ પ્રમાણે અવેજ મેળવી ધીરનારને પાછો આપવા પ્રયત્ન કરે છે. પણ જો આ પ્રમાણે તે આપી ન શકે એટલે તેણે દેવાળું કાઢ્યું કહેવાય છે. એક દેવાળું કાઢે છે, એટલે બીજા ધીરનારા પોતાનું લેણું તપાસવા માંડે છે. એટલે ઘણું કરી બીજા ઉપર તગાદો થાય છે ને તે દેવાળુ કાઢે છે, એટલે અફવાઓનો પવન જોસભેર ફુંકાય છે. એમ કરતાં કરતાં ઘણા બ્હીકણ ને અવિચારી ધીરનારને એમ લાગે છે કે આવા વખતમાં

---

* Steady.

વ્યાજની ખોટ ખમી રૂપીઆ ઘરના ઓરડામાં રાખ્યા હોય તો સારૂં ! આવા પ્રસંગે માગનારામાં ડાહ્યા ને અજ્ઞાનનો ફરક રહેતો નથી. બધા અધીર રૂપી વાયુના ભોગ થઇ પડે છે. એટલે અધીરનું જોર વધે છે ને દેવાળાની સંખ્યા વધી જાય છે. વળી એક પરિણામ એ થાય છે કે કેટલાક દોદલા નાણાવટીની જોડે સારી સાખ ને મુડીવાળા વેપારી પણ તુટે છે. સુકા જોડે લીલું બળી જાય છે ને અધીરના કારણથીજ દેવાળાં વધે છે, ને અધીર એટલે લગી વધતી આવે છે કે છેવટે ધીરનો બીલકુલ નાશ થવા માંડે છે.

બધા દેશોમાં અનેક કારણોને લીધે આવા અધીરના પ્રસંગ કોઇ કોઇવાર આવે છે. પણ અફવાઓ સાંભળ્યાની, કથા ફેલાવવાની ટેવથી તથા અતિશય બ્હીકણપણાથી ને સ્વાર્થીપણાથી એવા પ્રસંગ અત્રે વધારે હાનિકારક થઇ પડે છે. સ્વદેશી બૅન્કોની હાલની સ્થિતિ બધા જાણે છે. તેમાંની કેટલીએક કપટને લીધે ભાંગી હશે, કેટલીક ગેરવહીવટથી ભાંગવા લાયક હશે, પણ વ્હેમ ને અફવાના સંજોગથી વાતા સપાટામાં સારી બૅન્કોને તથા બીજા હજારો માણસને અતિશય નુકસાન હાલ થયું છે. **દેશની સારી સંસ્થાઓને નુકસાન લાગે તે દેશ સમસ્તને નુકસાન થયું સમજવાનું છે.** પણ બ્હાવરા થયેલા, અધીરા ને બ્હીકણ માણસોના સમજવામાં આ વાત આવતી નથી.

આવી અધીરતાના પરિણામે સરાફ બજારમાંથી રોકડ ઘસડાઇ જઇને ઘરમાં પટારામાં પડે છે, એટલે વેપારીઓને ઘણી ભીડ નડે છે ને વેપારમાં ભારે ડખલ થાય છે. સાંવત્સરિક ભીડ નરમ પડતી જશે એવી આશા હમેશ રહે છે, પણ આવા વ્હેમ ને ધાસ્તીની અસરથી થયેલી ભીડ કયારે બંધ થાય એ કહેવું કઠણ છે. વ્હેમ ને બ્હીક ટળે; ત્યારે તે ટળે. તેવો વિશ્વાસ પાછો બેસતાં કેટલોક કાળ વહી જાય છે.

આવા સમયે સારા વેપારીને હરકત ન પડે ને સંગીન વેપાર ચાલ્યા કરે માટે કેટલાક દેશોમાં સરકાર તરફથી મદદ કરવામાં આવે છે. સરકાર સદ્ધર બૅન્કો કે સાહુકારોને યોગ્ય તારણ લઇ અવેજ ધીરે છે, ને તે અવેજ નાણાવટમાં વેરાતો જઇ ધીમે ધીમે ભીડની છુટ કરે છે. હિંદુસ્તાન સરકારે

અમુક શરતોથી ઇલાકાની બૅન્કોને હાલના સમયમાં અવેજ ધીરી છુટ કરી છે ને ભીડનાં માઠાં પરિણામોની પૂરી અસર વેપારને નડવા દીધી નથી, એ માટે સરકારનો પાડ માનીએ તેટલો ઓછો છે.

અધીરની ભીડનાં પરિણામો આ પ્રમાણે સારી મદદ આવેથી કેટલેક અંશે ટાળી શકાય છે, પણ તે અધીર અટકાવી શકવાનો માર્ગ સૂઝતો નથી. દેશનું સામાન્ય અજ્ઞાન, અપૂર્ણ કેળવણી, ટુંકો સ્વાર્થ વગેરે માનસિક કારણોને એવી ભીડ વળગી રહેલી છે. જ્યાં લગી એવા કારણનું બળ ઘટે નહીં ત્યાં લગી એવા અધીરના પ્રસંગ આવવાનો ઘણો સંભવ છે. આ રીતે પાછા આપણે ફરી ફરીને ઠામના ઠામ આવીએ છીએ. દેશની સામાજિક સ્થિતિ, કેળવણી, જ્ઞાન ને નીતિના પ્રસારથી ઘણી સુધરે તોજ આવા અધીરના પ્રસંગ થોડા આવે, અથવા આવે ત્યારે તેનું પૂર ઘણું ચઢે નહીં. જ્ઞાન ને નીતિ વધારવાની સંસ્થાઓ તથા તેને લગતા સર્વ ઉદ્યમ કેટલાં જરૂરનાં છે તે આ ઉપરથી પાછું સ્પષ્ટ થાય છે.

---

( ૧૧ )*

# જર્મન દેશનો અર્થોદય.

( ૧ )

## જર્મનીના અર્થોદયનો પ્રારંભ.

૧૮૭૦ ના પહેલાં જર્મનીના વેપારઉદ્યોગમાં મોટા ફેરફાર થવા માંડયા હતા. પણ ૧૮૭૦ ની લઢાઇથી હોંસ, ઉત્સાહ, સત્ત્વ ને સાહસ

---

* આ નોંધ The Evolution of Modern Germany નામના Mr. W. Harburt Dawson ના પુસ્તક ઉપરથી લખાઈ લાગે છે. "વસન્ત" ના સંવત ૧૯૭૧ ના શ્રાવણ માસના અંકમાં તે મેં છપાવી હતી.

ઘણાં વધ્યાં. એ વરસમાં બધાં રાજ્ય ભેગાં થઈ એક શેહેનશાહત થઈ. ફ્રાન્સ જોડેની લઢાઇમાં તેને ભારે દંડ મળ્યો અને લઢાઇમાં રોકાએલી મુડી લઢાઇનો અન્ત આવેથી નવરી પડી. તે અને દંડની રકમ વડે વેપારની મુડીમાં ઘણો વધારો થયો, ને વૃદ્ધિનો વેગ ઘણો પ્રબલ થયો.

આશરે ૫૦–૬૦ વર્ષ ઉપર જર્મની કુસંપી, પૈસે ટકે ગરીબ અને જડ સ્થિતિમાં હતું. હાલ તે જગતના રાજ્યોમાં પહેલી પંક્તિમાં છે.

સને ૧૮૬૦ ની સાલથી જર્મનીએ દ્રવ્યાદિ જડવિષયોમાં મન ઘાલ્યું, ને દુનિયાના રાજવ્યવહારમાં રાજસત્તા સર્વોપરી મેળવવાનો પ્રયત્ન કરવા લાગ્યું.

૧૮૭૦ ના વિજયથી જર્મનીને સંપનું બળ કેટલું છે તેનું ભાન થયું—સંપથી શું શું બને છે તેનો ખ્યાલ થયો. જેમ જુવાન નર હોંસ, હામ, સત્ત્વ ને સાહસ ધરી બીજા મોટાઓની બરોબરી કરવા ઝંપલાય છે તેમ જર્મનીએ અગ્રેસર થવાની કમર કસી. વિજયી યુદ્ધથી બધા દેશમાં તીવ્ર જાગૃતિ પ્રસરી, રોકાએલો પૈસો છુટો થયો, ને તે રોકવાના નવા માર્ગ ખોલવાની ફરજ પડી.

યુરોપની વસતી એટલી વધે છે કે તે બધાનું ગુજરાન પોતાના દેશમાં થાય નહીં. જો નવા ગ્રાહક ને નવાં બજાર મળે તોજ તે વધી શકે. પણ તે વાસ્તે વાણિજ્ય ઉદ્યમની વૃદ્ધિ થવી જરૂરની છે, એટલે પોતાને ત્યાં ઉદ્યમ વધે ને બીજી પ્રજાઓ તેનો માલ લે ને કાચો માલ પૂરો પાડે.

**વેપાર એ જૂદી જૂદી પ્રજાઓની અક્કલ, સત્ત્વ ને કુદરતી દ્રવ્યની વચ્ચે સ્પર્ધા છે.** તેથી વેપાર માટે દ્વાર ઉઘાડાં જોઇએ. **આગળ-વિચાર એજ રાજદ્વારી અક્કલનું તત્ત્વ છે.** જર્મનીના ઔદ્યોગિક વિજયનો પાયો ૧૮ મા સૈકામાં જ્યારે પ્રશિયાએ કેળવણી ફરજીઆત કરી ત્યારે નંખાયો.

**પદ્ધતસર કામ કરવું, વિધિવત્ કરવું, ઝીણી ઝીણી વાત ઉપર લક્ષ આપવું; વૈજ્ઞાનિક ભાવના, મહેનત લેવાની બેહદ**

શક્તિ, સાધ્યને સાધવા સારૂ ચોકસ રીતે સાધનોને યોજવાં, આ ગુણોથી જર્મની મોટું થયુ છે.

( ૨ )

આર્થિક ભાવના.

અધોગતિના સમયમાં માનસિક વિચારોનું બળ હોય છે, વર્ધમાન અવસ્થામાં બહારની આબાદી તરફ મન જાય છે.

આજકાલના જર્મનીનું મુખ્ય લક્ષણ એ છે કે સંસારના વિષયોની તે દૃઢ નિશ્ચયથી પાછલાગ કરે છે, અને જગતમાં સર્વોપરી થવાનો–વેપાર, વિદ્યા, રાજસત્તામાં–તેનો દૃઢ સંકલ્પ છે.

કોઇપણ પ્રજાનું ખરું બળ તેના નૈતિક ને બુદ્ધિના ગુણો ઉપર આધાર રાખે છે. જર્મનીની ઉન્નતિ તેના નીતિગુણોથી થઇ છે, ને રાજકર્ત્તાઓની દીર્ઘદૃષ્ટિથી થઇ છે.

એક સૈકા ઉપર જર્મનીમાં અધ્યાત્મવાદનું જોર હતું. પચાસ વર્ષ ઉપર પણ તે બહુ નરમ પડયું નહોતું. હાલ જો કે વિદ્યાનું માન તથા વિદ્યાનું વ્યસન ત્યાંથી ગયું નથી, તોપણ જડ પદાર્થની વાંચ્છા હાલ પ્રબળ છે. સો વર્ષ ઉપર જર્મનીનો ભાવ ઉચ્ચ તત્ત્વજ્ઞાન ઉપર હતો. સંસારનાં સુખસાધનોમાં ગરીબાઇ હતી. ઓગણીસમા સૈકાના પ્રારંભમાં જર્મન ફિલસુફ ફિટે*નો મનોભાવ એવો હતો કે જર્મની હમેશ જ્ઞાની ને તત્ત્વજ્ઞાનીઓની ભૂમિજ રહે અને જડપદાર્થના લોભમાં ન પડે; પોતાના અંદરના વેપારથી સંતોષ પામે, એકસંપીલી રહે, સ્વાશ્રયી રહે.

જડપદાર્થની લાલસા કરવી હોય તો ઉચ્ચ ભાવના કોરે મુકવી પડે છે. તેમજ જર્મનીએ કર્યું. આ નવી ભાવના સફળ કરવાને કેળવણીમાં તેણે ફેરફાર કર્યો. જૂની પાઠશાળાઓનો ભાવ ઓછો પુછાવા લાગ્યો, અને શાળાઓનું શિક્ષણ હાલની નવી કામનાઓની ખોટ પૂરી

* Fichte.

પાડે તેવું રચી, લાટીન ગ્રીક મુકી, વેપારમાં અંગ્રેજી ઉપયોગી પડે માટે તે ભણવા લાગ્યા.

૧૭૬૦ થી જર્મની સાંસારિક વિષયોમાં સર્વોપરિ થવા મથે છે. આખા દેશમાં હાલ એવી હોંસ ને હિમ્મત છે કે આપણે આખા જગતમાં પહેલી પંક્તિએ પહોંચવું; ને વેપાર કે ઉધમ કરવો એ એક જાતની લત થઈ પડી છે.

( ૩ )

## કેળવણી.

જર્મનીની હાલની ઊંચી સ્થિતિ તેના વેપારીઓ તથા રાજદરબારીઓની દીર્ઘ દૃષ્ટિથી તથા જર્મનોના જાતિગુણોથી આવી છે.

કોઈ પણ પ્રજાનું ખરું બળ તેના મનના ને નીતિના ઉચ્ચ ગુણો ઉપર આધાર રાખે છે. જર્મનીના તત્ત્વજ્ઞાનીઓ ને કવિઓએ આત્મભોગની ભાવના પ્રથમ ઉત્પન્ન કરી; કેળવણી ને શિક્ષણનાં શોખનાં મૂળ સો વરસ ઉપર રોપ્યાં. હાલ વ્યવહારઉપયોગિતા ઉપર ખાસ લક્ષ અપાય છે. ખરી સત્તા પશુ જેવા જોરમાં–પાશવ બળમાં–નથી.

જર્મની એક દેશ કે પ્રજા નથી. તેમાં ઘણાં નાનાં રાજ્યો છે, તે ભિન્ન ભિન્ન સંસ્કારવાળા છે. રાજ્યની પદ્ધત પણ જૂદી જૂદી છે. પ્રશિયામાં આપખુદીની હવા છે; ઉત્તર જર્મનીના લોક અક્કડ ને ભારેખમ છે. દક્ષિણ જર્મનીવાળા સરલ, સંતોષી ને ઓછા મમતી છે. પશ્ચિમના અતિશય ઉદ્યોગી, ને પૂર્વમાં ખેતી પ્રધાન છે. તોપણ બધાં રાજ્ય પોતપોતાની પ્રજાને ફાવે તેવી રીતે ઉત્તેજન આપે છે.

તેમાં હુન્નરકેળવણી રુચે તેવી આપે છે. ફેરણીશિક્ષકો રાખી ઘેર બેઠે હુન્નરનું જ્ઞાન આપે છે. ફરતા શિક્ષકો હાથવણતરમાં મદદ આપે છે, નવા બુટ્ટા*

---

* Designs.

વિષે મદદ આપે છે, નવા નિશાળીઆઓને વણતાં શિખવે છે, ગામડાંના વેપારીનો માલ વેપારીને વેચી આપે છે, અથવા સોદા કરી આપે છે.

શિખવામાં જર્મન ઘણા ધીરા ને ઉદ્યોગી છે. હાલ તો વળી જગતમાં શ્રેષ્ઠ થવાની હોંસ છે, એટલે ઉદ્યોગનું શું કહેવું ?

કેળવણીનો લાભ જર્મની એવો કરે છે કે પોતાના બધા વ્યવહારોમાં તેઓ કેળવાએલી બુદ્ધિનો ઉપયોગ કરે છે.

જર્મનીની ઉદ્યમશાળાઓ ઉદ્યમોને ખાસ લાભ મળે તેવા પ્રયાસ નિરંતર કરે છે. તેઓએ તાપ દેવાની નવી કળાઓ કાઢી છે, તેથી જોઇએ તેટલો તાપ થોડામાં થોડા વખતમાં ને થોડામાં થોડે ખરચે તે ઉત્પન્ન કરી શકે છે.

કેટલાંક સંસ્થાનો પોતાની નિપજનાં એક સ્થળે પ્રદર્શન રાખે છે, ને લોકોને કેળવણી આપવાને ફરતાં પ્રદર્શન નભાવે છે, ને માહિતી આપનાર ખાતાં રાખે છે. વળી કેટલાંક રાજ્યો મોટાં પુસ્તકાલય, ઔદ્યોગિક સંગ્રહસ્થાનો, રસાયની પ્રયોગશાળાઓ રાખે છે, ને એ શાળાઓમાં મુકાદમ તથા કારીગરોની પરીક્ષા લે છે અને હુન્નરશાળાઓ નભાવે છે.

ઔદ્યોગિક મંડળીઓ હુન્નરના શિક્ષણને માર્ગ દેખાડી ઉત્તેજન આપે છે.

જર્મનીની હુન્નરશાળાઓ દર વર્ષે કેળવાયલા ડિરેક્ટરો, ઇજનેરો, રસાયનશાસ્ત્રીઓ કાઢે છે, તેઓ વિજ્ઞાનના નવામાં નવા ભેદ જાણે છે. ઔદ્યોગિક ક્રિયા વિષે વિજ્ઞાનના નવા શોધની હમેશ ખબર રાખે છે.

પ્રાથમિક મફત શાળાઓ સો સો વરસની છે, તે દર વર્ષે જોઇએ તેટલા ચતુર કામદારો કાઢે છે. કામદારોને હુન્નર ને વિજ્ઞાનનાં મૂળતત્ત્વો ખબર હોય છે, ને વળી પુરવણી શાળાઓમાં તેઓ ધંધાની હાથચાલાકી મેળવે છે. આવી હુન્નરની શાળાઓ સેંકડો વરસની છે. પણ સૌથી સરસ પચાસ વરસ ઉપર થયાં ચાલે છે. તેમાં ઉદ્યોગ ને ઉદ્યોગની બધી કળાઓ શિખવાય છે.

જર્મનીમાં ખરચ કરવાની ઘેલછા નથી. તેઓ ઉપયોગમાં આવે તેટલું જ ખરચ કરે છે. બધા શિક્ષકો વહીવટી જ્ઞાનવાળા હોય છે.

સૌથી સારા (શિક્ષકને રૂ. ૩૦૦૦) કરતાં વધારે મળતું નથી. જ્ઞાનના ધંધાના પગારનું ધોરણ કોઈ પણ ઠેકાણે ભારે નથી. આવા નોકર જોઈએ તેવા ને તેટલા હમેશ મળે છે, તેથી જર્મનીમાં હુન્નરશાળા સ્થાપવી ને નભાવવી સેહેલું પડે છે.

જર્મનીમાં હુન્નરશિક્ષણ સર્વવ્યાપક છે, એટલે જે જે ધંધામાં શાળામાં શિખવ્યાથી ફાયદો થાય તે બધા ત્યાં શિખવાય છે.

જ્ઞાન ફેલાવવાની થોડા ખરચની રીતે હુન્નર–જ્ઞાનનો પ્રસાર કરવામાં આવે છે. ગામડામાં નિશાળના મકાનમાં તેલનો દીવો બાળી નાનકડા વર્ગને હુન્નરનું જ્ઞાન અપાય છે. ગામડાના હાથકારીગરોને ફેરણી કરતાં પ્રદર્શનો વડે કારીગરીના સારા નમુના બતાવવામાં આવે છે. ફરતા શિક્ષકો એક ગામથી બીજે ગામ, એમ ફેરણી કરી હુન્નરનું જ્ઞાન ગામડાંના લોકને આપતા ફરે છે. આવી થોડા ખરચની ઘણી યુક્તિઓ જર્મનો પાસે છે.

સાક્સની સંસ્થાનની વસતી ૪૫ લાખની છે. ત્યાંના લોક પોતાના પુરુષાર્થ ઉપર વધારે આધાર રાખે છે. ત્યાં હુન્નરકેળવણી માટે ખાસ હુન્નરોની ૩૬૦ શાળાઓ છે. આ શાળાઓ લોકઉમંગથી ઉભી કરી છે.

જેમ જેમ અમુક જાતના હુન્નરની શાળાનો ખપ પડે છે તેમ તેમ તેવી હુન્નરશાળા લોક સ્થાપે છે. વ્યવહારમાં કામ આવે તેવી સ્થાપે છે. ઘણી ખરી ઉંચા પ્રકારની શાળાઓ સરકાર સ્થાપે છે.

સાક્સનીમાં ૭ જાતની હુન્નરશાળાઓ છે; (૧) ઉંચા પ્રકારની પાઠશાળા, (૨) કળાની ઉદ્યોગશાળા, (૩) ઔદ્યોગિક શાળા, (૪) નિશાળ છોડનારને માટે પુરવણી ઉદ્યોગશાળા, (૫) વેપારીશાળાઓ, અને (૬) ખેતીની શાળાઓ.

પ્રાથમિક શાળાઓમાં મજુરને ઉદ્યોગ કરવાની ટેવ, દાનતદારી, ચોખ્ખાઇ, ચાલાકી, નિયમિતપણું શિખવે છે.

ઘણાં ઇજનેરીખાતાં પોતાના મજુરને કેળવે છે. મજુરોમાં કેળવણી ને જ્ઞાનની ઇચ્છા સર્વત્ર છે, તેમજ જમાનાના માનસિક ને આત્મિક જ્ઞાનની

પણ છે. તેઓ લોભ કરતાં જ્ઞાનને વધારે ચાહે છે. તેઓ રાત્રે કેળવણી લે છે.

કારીગરોએ પોતે કેળવણીમંડળો ઉભાં કરેલાં છે. તેમાં વિજ્ઞાનનું શિક્ષણ રાત્રે ફાનસોથી અપાય છે. બર્લિનમાં સોશિઅલિસ્ટસ મજુરોના સુધારાની નિશાળ ચાલે છે. શિયાળામાં સાંજના વર્ગ ચાલે છે, તેમાં અર્થ-શાસ્ત્ર, સંસારશાસ્ત્ર, કાયદો, ઇતિહાસ, અલંકારશાસ્ત્ર શિખવાય છે. રાવવાર ને ઇતર વારે વગર ખરચે ભાષણ અપાય છે.

મજુરોનાં પુસ્તકાલય છે.

પાઠશાળાવાળા દેશોમાં વિદ્યાર્થીઓ ગરીબોને ભણાવે છે.

રાજ્યના કાયદાથી આરોગ્ય રહે છે ને જીવનનું ધોરણ ઠીક રહે છે. મંદવાડમાં દાકતર મફત દવા કરે છે, ને તે વખતના ગુજરાનનો બંદોબસ્ત હોય છે. ઘડપણ કે અશક્તિ માટે પેન્શન હોય છે.

અકસ્માતથી ઇજા થાય તેનું ખરચ વેપારીને માથે પડે છે. મંદવાડનો વીમો ઉતારે છે તેના ⅔ મજુર ભરે છે, ને ઘડપણ ને અશક્તિના પેન્શનના ફંડમાં મજુર ને શેઠ સરખે હિસ્સે ટકા ભરે છે.

લશ્કરી નોકરી સાર્વજનિક છે, તેથી મર્યાદશીલતા વગેરે ઘણા ઉતમ ગુણો વધે છે; વળી તેથી વ્યવસ્થિતપણું ને બીજા જોડે કામ કરવાની ટેવ પડે છે.

(૪)

## શરીરે બળવાન પ્રજા ઉત્પન્ન કરવાના પ્રયત્ન.

જર્મનીમાં શરીરે બળવાન ને વીર્યવાળી પ્રજા ઉત્પન્ન કરવાને ભગીરથ પ્રયત્ન યથાવિધિ થાય છે. બાળમરણ ઓછું કરવા જંગ મચાવ્યું છે. ૧૮૭૬ માં જન્મપ્રમાણ ૪૧ હતું તે ૧૯૦૫ માં ૩૩ થયું છે; પણ મરણ પ્રમાણ ૧૯૦૬ માં હજારે ૧૮.૬ હતું. ( વિલાયતમાં ૧૯૦૫ માં ૧૬ હતું. ) બાકી ઉંમરના માણસોનું મરણપ્રમાણ ઘટ્યું છે તેવી રીતે બાળમરણનું પ્રમાણ પણ ઘટ્યું છે. ( વિલાયતમાં ૧૦૦ છોકરાં જન્મે તેમાં ૧૧.૮ મરે

છે, પણ સ્વીડન નોર્વેમાં ૮.૧ મરે છે.) શહેરોમાં જે જીલ્લાઓમાં મજુર વર્ગ રહે છે ત્યાં મરણપ્રમાણ સૌથી ભારે છે.

બાળમરણના પ્રમાણનો દર દરેક જાતના* ગુણ, સાંસારિક રિવાજ ને ટેવો, દ્રવ્યની સ્થિતિ ને સુધારાની સ્થિતિ ઉપર આધાર રાખે છે. આ મરણપ્રમાણનો મોટો ભાગ (૧) હવા અજવાળાનો અભાવ, (૨) રોગી ઘર, (૩) ખરાબ ખોરાક, ને (૪) કૃત્રિમ ધાવણ ને ખોરાકથી થાય છે.

બાળમરણ અટકાવવાને નીચે પ્રમાણે ઉપાય લેવામાં આવ્યા છેઃ (૧) મા ને બાળકને વાસ્તે આશ્રમસ્થાન, ઘર, દવાખાનું, ને ઇસ્પિતાલો સ્થાપવી. (૨) ગરીબ મજુર વર્ગનાં બાળકોને જાળવવાને રાખવા સારૂ દિવસના સાર્વજનિક બાલાશ્રમ સ્થાપવા. (૩) દુધભંડાર (આ બધું કરવામાં સરકાર આગેવાની કરેછે), (૪) લોકોને ભાષણ ને શિક્ષણથી સુધારવા.

**માને ધાવેલાં કરતાં દૂધ પાએલાં છોકરાં પાંચ છ ગણાં મરે છે.**

જે માઓ છોકરાંને ધવડાવે તેને દૂધ સસતું વેચાય છે. માઓને છોકરાં ઉછેરવા ને રાખવાનું વિધિસર શિક્ષણ આપવામાં આવે છે. તેવુંજ પરિચારિકાને અપાય છે. મફત દવાખાનામાં સુવાવડ પહેલાં ચાર માસ લગી માઓને મફત દૂધ ને જમણ આપવામાં આવે છે, અને જે મા ધવડાવે તેને ઉત્તેજન આપ્રે છે. મા નિરોગી હોય તો જ છોકરૂં નિરોગી થાય.

છોકરૂં અવતર્યા પછી એક માસ સુધી કામ ન કરવું પડે તે માટે એક સામાન્ય ફંડ કર્યું છે. તેવુંજ બેજીવવાળી વાસ્તે છે.

બાળમરણ વાસ્તે એક શોધનશાળા કાઢી છે.

જુવાનની તંદુરસ્તીની ઘણી સંભાળ લેવાય છે. નાનાં છોકરાંની શાળાઓ ઉઘાડી અવલોકનનું શિક્ષણ, વાર્ત્તાકથા, પુનરાવર્તન, રમત, ગીત, ગાયન, સાદું હાથકામ, વાડી, ખેતી, જાનવરખાનું, શરીરકસરત, ને મરદાની ખેલ કરાવે છે. વળી હવે પછી શહેર બંધાય તેમાં છોકરાંને રમવાની જગો રાખવી જ જોઈએ એવો ઠરાવ છે.

---

* Race.

( ૫ )

## વેપાર વધારવાની કળાઓ.

કોઇપણ ધંધાની છેવટનો માલ ઉત્પન્ન કરતાં લગીની બધી કળાઓ જર્મનો એકજ ઠેકાણે કરે છે ને તેથી ખરચ બહુ થોડું આવે છે. વિલાયતમાં કાંતવાનું, વણવાનું, ધોવાનું, છાપવાનું વગેરે જૂદે જૂદે ઠેકાણે થાય છે તેથી ખરચ દરેક કારખાનાનું વધે છે, પણ બધું એક ઠેકાણે થવાથી વહનખરચ તથા દેખરેખનું અને ભાડાનું ખરચ ઘણું ઘટે છે.

પોતાને જોઇતો માલ તેઓ પોતેજ પેદા કરે છે. આશરે ૩૦ વર્ષ ઉપર જર્મની એમ માનતું કે વિલાયતમાંજ સારાં વહાણ બને. પછી વિલાયતના કારીગર લાવી પોતાની ગોદીઓમાં તે બનાવવાં માંડયાં. હાલ તે પોતાનાં વહાણ બાંધે છે એટલું જ નહીં, પણ બીજા દેશનાં બાંધી આપે છે.

દેશની બૅન્કો ઉદ્યોગોને ઘણો આશ્રય આપે છે. તેથી ટ્રામવે, વિજળીના દીવા, વિજળીની રેલવે કાઢવામાં ઘણી સુગમતા વધી છે.

વળી બૅન્કોની મદદથી મોટાં કારખાનાં કાઢવામાં ઘણી મદદ મળે છે. દહાડે દહાડે મોટાં કારખાનાં કાઢવાં ને ઉદ્યમને એક કંપનીના હાથમાં લાવવો, કોઠો કરી નફો વહેંચી લેનારી કંપનીઓ કાઢવી, વગેરે રસ્તે વેપાર વધ્યો છે, ને હાલ એકહથ્થુ વેપારની નીતિ તરફ જર્મનનો વેપાર વધે છે. તોપણ પાંચ લાખ માણસ ઘરબેઠાં ઉદ્યમ કરે છે. વળી વિદ્યુતબળ ઘરબેઠે મળવાથી ઘણા નાના નાના ઉદ્યોગ નિકળ્યા છે. નાના ધંધાવાળા સંપ કરી પોતાના ધંધાનું મહાજન ઉભું કરે છે, તેથી તેઓ ટકી શકે છે.

જર્મનીમાં અનેક પેટારાજ્યો છે. તે દરેક ગામડાના લોક ઘેરબેઠે કરી શકે એવા ઉદ્યમને ઉત્તેજન આપે છે. તેથી ખેડુતની સ્થિતિ સારી છે. આ ઉત્તેજનના પ્રકારમાં દરેક જગાને ફાવે તેવી હુન્નરકેળવણી આપવા તેવી નિશાળો સ્થાપે છે, અથવા ફરતા શિક્ષકો રાખી તેવી કેળવણી આપે છે; અને તેમને સરકાર આફતમાં મોટી મદદ આપે છે.

આવેરીઆના ફરતા શિક્ષકો હાથના વણાટના કામ ઉપર નજર રાખે છે, નવા બુટ્ટાની સલાહ આપે છે; નવા નિશાળીઆને વણતાં શિખવે છે, ગામડાંના વેપારીનો માલ ફાયદાસર વેચી આપે છે, વેચવાના સોદા કરી આપે છે.

ઘરએઠે રમકડાં બનાવવાનો ઉધમ પણ થાય છે.

વહાણના માલિકને સરકાર તરફથી ઉત્તેજન મળે છે. સરકારના નોકર અધિકારી વહાણની કંપનીના નિયામક ડિરેક્ટર થાય છે.

વહાણને આવવાજવાનાં, દુરસ્ત કરવાનાં ને બનાવવાનાં બંદરો સરકાર કે મ્યુનિસિપાલિટી સુધારે છે.

નહેરો બાંધી તેમાંજ દેશની અંદર માલ મોકલવાની યોજનાથી વહનખરચ ઘણું થોડું થયું છે. જર્મનો નદીનાં બંદરો ઘણા જોરથી વધારે જાય છે.

દૃષ્ટાંત—માનહેમ નામનું નગર કોલોનથી ૧૬૦ મૈલ ઉપર છે. તે વેપારી ગામ હતું ને માલ લાવવા મોકલવાનું મથક હતું. તે શહેરે ૩૫૦ એકર ભેજવાળી નકામી જમીન વેચાણ લીધી, તેમાં ઉધમો વસાવવાનો નકશો રચ્યો, ગોદીઓ, ડક્કા ને આગગાડીઓ બાંધી. આમાં ૪૮ લાખ ખરચ થયું, એટલે વસતીના પ્રમાણમાં માથા દીઠ રૂ. ૫૨–૮–૦ આવ્યું. આ યોજના ધાર્યા કરતાં પણ લાભકારક નિવડી. હાલ એ ગામની વસતી વધીને દોઢ લાખ થઇ છે. પહેલાં નેવું હજાર હતી.

દરેક પેટા સંસ્થાન નદીઓને ઊંડી કરે છે, અથવા નવી નહેરો બાંધે છે, અને વહાણ આવે એવી નદીઓ ઉપરનાં શહેરો પોતે ડક્કા ને બંદર સુધારે જાય છે.

જર્મનીએ અંગ્રેજ કારીગર આણી પોતે બધું શિખ્યું. શનિવારે બપોરથી આરામ લઇ દોઢ દિવસ સેહેલ* કરવા નાશી જવાની અંગ્રેજોની જે ટેવ છે ને જે ટેવનું મુંબાઇમાં ઘણા દેશીઓ અનુકરણ કરે છે તેને જર્મની નામરદાઇ ને બાયલાપણાનું ચિહ્‌ન ગણે છે.

કારખાનાનો ઉપરી સૌથી પહેલો આવે છે ને છેલ્લો જાય છે.

* Week-end.

વેપારમાં પહેલી પંક્તિએ પહોંચવાની કામના કરી એ બેસી રહેતું નથી, પણ સફળ કરવાનાં સાધન ને ઉપાય લે છે; ને તે ઉપાયો લાંબી નજર ને ચતુરાઇથી યોજે છે. વેપાર પણ એક જાતની વિદ્યાકળા છે એમ તેઓ ગણે છે, ને બીજા વ્યવહારની પેઠે તેમાં તેઓ કેળવાએલી અક્કલ ખરચે છે.

**આખા દેશનું સંસારખરચ મધ્યમસર ને નીતિનું છે. બધી પ્રજા સાદાઇથી રહે છે. ખોટી મોજમાં લોક પડતા નથી, ખરચાળ ટેવો પાડતા નથી, ને તવંગર પણ નીતિથી વર્તે છે. આ કારણથી પગાર ને મુસારા હલકા રહે છે, તેથી જર્મની માલ સોંઘો પેદા કરી શકે છે ને બીજા દેશને પાછા હઠાવે છે.**

કાચો માલ લેવામાં દલાલ, આડતીઆ રાખતા નથી, સંચાથી જે કામ થાય તે હાથથી કરતા નથી, ને વિજળીનું બળ જ્યાં વપરાય ત્યાં વાપરે છે.

હુન્નરશાળાઓ ને ઉદ્યમનાં કારખાનાંને નિકટ સંબંધ છે. શાળાઓમાં ઉદ્યમને પુષ્ટિ કરે એવી શોધ થાય છે, ને ઉદ્યમનાં કારખાનાં શાળામાં શિખેલાને ઉત્તેજન આપે છે.

જર્મની રસાયનશાસ્ત્રના જ્ઞાનનો બને ત્યાં ઉપયોગ કરે છે, તેથી રસાયણના ઉદ્યોગ બીજા બધા દેશ કરતાં ત્યાં વધારે પ્રસર્યા છે.

ઘરાકને ગમે તેવોજ માલ જર્મનીનાં કારખાનાં પેદા કરે છે, ઘરાકની ભાષા શિખે છે, તેમનાં માપ, તોલ, નાણાં પણ શિખે છે.

દરેક સંસ્થાન તથા આખી શેહેનશાહત ઉદ્યોગને ઉત્તેજન આપે છે.

રેલવે સરકારની છે; તે નૂરના દર દેશના વેપારને અનુકૂળ પડે તેવા ઠરાવે છે.

નિકાશ માલને ઉત્તેજન આપવાને તેવા માલની જણસ ઉપર જકાત હલકી ને સમવિષમ એવી રાખે છે કે તેથી વાણિજ્યદાર પરદેશી સામું ટક્કર લઇ શકે.

દેશની અંદરના જલમાર્ગ સરકાર બનાવે છે.

કેટલાંક સંસ્થાનો ફરતાં કે સ્થાયી પ્રદર્શનો રાખે છે, તથા પોતાન

ઉદ્યોગને લગતા ખબર ને માહિતી આપનારાં ખાતાં રાખે છે.

જર્મનીના બધા વાણિજ્યકારો એકસંપી કરી માલ વેચે છે—પડાપડી કરતા નથી. આવાં ૪૦૦ મહાજનો છે. (૧) રક્ષણનીતિ, (૨) એક હાથમાં મુડીનો સમુચ્ચય, ને (૩) ઉદ્યમ ઘણા થોડા હાથમાં હોવાથી વાણિજ્યને ઘણી પુષ્ટિ મળે છે.

મહાજનના પ્રકાર અનેક છે:

(૧) માલ પેદા કરનારનું મહાજન—તેનો ઉદ્દેશ લોકને, પરચુરણ વેપારીને, સારો માલ શા ભાવે વેચવો ને ભાવ, ઉધારનો વાયદો કેટલો રાખવો તેની મુદત ને શરત, નાણાં લેવાની મુદત, વટાવનો દર, વગેરે નક્કી કરવાનો છે.

(૨) કિંમત નક્કી કરનારાં મહાજન તે લઘુતમ કિંમત નક્કી કરે છે. આવાં ઘણાં મહાજન છે.

(૩) મહાજનો મળીને થએલાં મહાજન—મોટાં મહાજન.*

રેલવે સરકારે બાંધી છે તેથી જનવારની મુડી છુટી રહી છે.

રેલવે ટ્રામ વગેરે સરકાર બાંધે છે તેથી વેરાનું ભારણ હલકું રહે છે. જર્મન રાજ્યને રેલવે, ટપાલ, તાર, જંગમ, ચિનાઇ માટીનાં વાસણ, છાપખાનાં ને સરકારી બૅન્કમાંથી સારી ઉપજ મળે છે.

ખેતીવાડી ખાતું નફા સારૂ ખેતી કરાવે છે, તેથી નાના ખેડુતોને પદાર્થજ્ઞાન જેવું દૃષ્ટાંત મળે છે.

બાવેરીઆનું રાજ્ય ખેડુતના ઢોરનો વીમો ઉતારે છે, પાકનો વીમો હિમ તથા આગના નાશ બાબત ઉતારે છે.

રેલવેના માલિક સરકાર હોવાથી સાર્વજનિક પ્રશ્નોનું દૃષ્ટિસ્થાન ઉપજ ઉપર નજર રાખી નક્કી કરે છે. **પણ રાજ્ય પોતાનો પૈસો ઉંચા સંસ્કારની વૃદ્ધિ કરવામાં વાપરે છે.**

જલમાર્ગ ને નહેરો સરકાર બનાવે છે ને ઉંડી કરે છે.

---

* Syndicates.

સહકૃતિની જર્મન લોકની ટેવ વેપારમાં ઘણી ઉપયોગી છે.

અરસ્પરસના લાભ માટે ભેગા થવું એ જર્મનોમાં પ્રકૃતિગુણ છે. ૧૫ માં ૧ કોઈ ને કોઇ સહકારી મંડળના સભ્ય છે. વિલાયતમાં ૨૦ માં ૧ છે. સહકારી મંડળીઓ (૧) કરજ લેવાની, (૨) વેપારનો કાચો માલ ખરીદવાની, (૩) વેપાર કરવાની, (૪) ઉત્પત્તિ નિપજાવવાની, (૫) ખોરાક મેળવવાની, અને (૬) ઘર બાંધવાની છે. ગામડાંનો મહેતાજી સહકારી બૅન્કનો મંત્રી થાય છે; તે કસરને ઉત્તેજન આપે છે, અને આઠ દહાડે એક વાર ફરીને ગામડાંના લોકની બચત ઉઘરાવે છે. લોકની નીતિ ઉંચી કરવાનો આવી મંડળીઓનો હેતુ છે.

જર્મનીમાં દરેક શહેરમાં મ્યુનિસિપાલિટીની સેવિંગ બૅંક હોય છે. તે આબાદ હોય છે.

**સૃષ્ટિમાં જે ફેરફાર થાય છે તે તુટક ને આચકા જેવા બળથી થતા નથી. તે જ પ્રમાણે સંસારનું બંધારણ મનકલ્પિત માર્ગવડે નાશ પામતું નથી. ધીમે ધીમે જુનું બદલાઇ નવું થાય છે.**

**એક નિશાન, એક જીવ, ને સંપ હોય તોજ ખરું ફલ થાય.**



---

* આ નોંધ યુદ્ધ પહેલાંની છે. અત્યારે એ પ્રસિદ્ધ કરતી વખતે માત્ર એકજ વાત ઉમેરવા જેવી છે--તે એ કે જર્મનીએ પોતાની આર્થિક સ્થિતિ સુધારવાના જે જે પ્રયત્નો કર્યા તે સ્તુત્ય છે. પણ દ્રવ્યલોભમાં પડી કાર્યાકાર્યની નૈતિક બુદ્ધિ તજી, જે આસુરી સંપદ્‌નું સેવન કરવા માંડ્યું અને જેને પરિણામે આ યુદ્ધમાં સર્વ નીતિના નિયમોનો એણે ભંગ કર્યો--એ અત્યન્ત જુગુપ્સા ઉપજાવે છે અને એના તત્વજ્ઞાનની કીર્તિને કલંક લગાડે છે. આસુરી સંપદ્‌નો પરિણામે કદી જય તો થતો નથી એ આ વિશ્વના વ્યવહારનું સનાતન સત્ય છે, અને એ સત્ય યુદ્ધને અંતે પ્રકટ થયા વિના રહેવાનું નથી એમ આપણને ખાતરી છે.

( તંત્રી—**વસન્ત.** )

# રાજકીય પ્રકરણ.

## (૧)*

**પ્રતિનિધિ બંધુઓ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,**

જે ગૃહસ્થોએ અઢારમી હિંદી નૅશનલ કૅાગ્રેસની વ્યવસ્થા કરી છે તેમણે ગુજરાતની રાજધાની આ ઐતિહાસિક શહેરમાં આપને અંતઃકરણપૂર્વક આવકાર આપવાનું અત્યુત્કૃષ્ટ માન મને આપ્યું છે. અને હું મ્હારા જીવનના ઉચ્ચાભિમાની હક તરીકે લેખું છું. તે એક એવો હક છે કે તે મેળવનારાઓના પુત્રો અને વંશજો તેના તરફ ખાસ સંતોષ સાથે ધ્યાન દોરી શકે. આવકાર આપનારી કમિટી તરફથી, ગુજરાતના લોકો તરફથી, મુંબાઇની સ્ટેન્ડિંગ કમિટી તરફથી, હું આપને ઘણો અંતઃકરણપૂર્વક આવકાર આપું છું. હું હિંમતથી કહું છું કે આપનામાંથી ઘણાઓ ઇલાકાવાળા શહેરમાં, અગર વર્ષના ગમે તે એક વખત સ્થાનિક સરકારની બેઠક થતી હોય એવા શહેરમાં મળેલી અગાઉની કૅાન્ગ્રેસોમાં ગયા હશો. આ મહાન્ પ્રજાકીય સભાને જીલ્લાના શહેર તરફથી સ્વેચ્છાનુસાર આમંત્રણ કરવાનું માથે લેવામાં અમારૂં નમ્ર શહેર આખા હિન્દમાં પ્રથમ હોવાનો દાવો વાજબી રીતે કરી શકે, જોકે આ માનથી અમે વાકેફ છીએ, તોપણ આ દેશાભિમાની ફરજ બજાવવા અમે તૈયાર છીએ, તે કાંઈ શંકા વગર થયા છીએ એમ નથી. આપ બેશક જાણો છો કે અમે આ સદીના એક ઘણાજ દુઃખદાયક દુકાળમાંથી પસાર થયા છીએ, અને દુકાળ પછીનાં બે વર્ષો પણ ખેતીવાડીને મોટા દુઃખનાં અને વ્યાપારની મોટી પડતીનાં નિવડયાં છે. મુંબાઇ, ગુજરાત અને દક્ષિણમાં લાંબા સમયથી મરકી કેર વર્તાવી રહી છે, આવી સ્થિતિની અંદર અમારી ફરજ સંતોષકારક રૂપે બજાવવાને માટે જોઈતાં નાણાં અમે મેળવી શકીશું

---

* અમદાવાદ મુકામે ભરાયલી અઢારમી નેશનલ કૅાન્ગ્રેસની સ્વાગત કમિટીના પ્રમુખ તરીકે આપેલું ભાષણ; તા. ૨૩-૧૨-૧૯૦૨. (પ્રજાબંધુ)

કે કેમ તે વિષે શક લાગ્યો હતો. વળી ગુજરાત લાંબા સમયથી શાન્તિને ચ્હાનાર અને ઉદ્યોગી પ્રાંત તરીકે ઓળખાયેલો છે, અને કૉન્ગ્રેસની ફત્તેહને સારૂ અગાઉની જે સઘળી તૈયારીઓની જરૂર છે તે રચવાને અને તેને પૂર્ણ કરવાને જોઈતા યુવાન, ઉત્સાહી અને લોકલાગણી ધરાવનારા માણસો કૉન્ગ્રેસની સારી સેવા બજાવવાને મેળવી શકવાની ખાતરી અમને ન હતી. સરકારી અમલદારોનો સ્વભાવ અને વલણ એ અમને અજાણ્યું અવયવ હતું. અને અન્ય સ્થળોના અનુભવ ઉપરથી એ વિષે જોઈતું લક્ષ આપવું વાજબી ધારવામાં આવ્યું હતું. અમને કહેતાં આનંદ થાય છે કે અમારી શંકાઓ ઘણે ભાગે આધાર વિનાની નિવડી છે. નિર્બળ સાધનો અને ખરાબ વખત હોવા છતાં કામની શરૂઆત થઇ કે તુરત ઉઘરાણાંની રકમો ઉદારતાથી આવવા લાગી, અને અમે આશ્ચર્યની સાથે અમારા કેળવાયલા માણસોની અંદર ઉત્સાહ, લોક-લાગણી અને પ્રજાના કલ્યાણ પ્રત્યેની મમતા જોયાં, કે જે બીજી રીતે દીર્ઘકાળ પર્યંત અદ્રશ્ય રહ્યાં હોત. અમલદારોનો સ્વભાવ, અમે આભારની સાથે જણાવીએ છીએ કે, જોઇએ તેવો રહેલો છે. સાધારણ રીતે કૉન્ગ્રેસના કામ તરફ તેઓએ દયાળુ અને મધ્યસ્થ સ્થિતિ રાખી છે, અને આપણા કામના એક ભાગ તરફ, અર્થાત્ હુન્નરઉદ્યોગના પ્રદર્શન પ્રત્યે તેઓએ સારી મિત્રતા દર્શાવી છે. અમારા વિભાગના કમિશનર ઑન. મી. એફ. એસ. પી. લેલી તેના સૌથી પ્રથમ આશ્રય-દાતા છે, અને થોડુંક થયાં મુંબાઈના ગવર્નર ના. લૉર્ડ નૉર્થકોટે કૃપા કરીને પેટ્રન થવા કબૂલ્યું છે. જ્યારે આ સઘળી સ્થિતિ અચાનક અનુકૂળ નિવડી છે ત્યારે અમારા શહેરના ક્ષેત્રફળ, સ્થિતિ અને વર્તણુકથી જૂદી પાડી ના શકાય તેવી સ્થિતિ છે, કે જેણે એવી મુશ્કેલીઓ ઉભી કરી છે કે તે જલદીથી દૂર થઇ શકે તેમ નથી. આપની સગવડ અને આપના આરામના માટે ગોઠવણ કરવાને માટે અમે અમારો બનતો યત્ન કર્યા છતાં, ગૃહસ્થો, અમને હજુ ભય છે કે આપના—અમારા માનવંતા પરોણાઓના, દેશના તમામ ભાગમાંથી પધારેલા પ્રતિનિધિઓના—મોભા,

વિચાર અને પ્રતિષ્ઠાને યોગ્ય ગોઠવણો અમે સંપૂર્ણ રીતે કરી શકયા નથી. જે ખામીઓ હજુ સુધી રહેલી હોય તે માટે અમે આપની ક્ષમા યાચીએ છીએ. અમારા તરફની ખાતરી સ્વીકારવા કૃપા કરશો કે આપની સેવા સારી રીતે ઉઠાવવાની ઇચ્છામાં અમે, આપને ભૂતકાલમાં માન આપ્યું હોય અગર ભવિષ્યમાં આપને આમંત્રણ કરે તેવા, કોઈ સ્થાનકથી ઉતરતા નથી. મિત્રોને લખતી વખતે અમે ગુજરાતીઓ ઘણીવાર એક કહેવત વાપરીએ છીએ કે, "થોડું કર્યું ઘણું કરી માનજો." આને અમારી બાબતમાં આપના માયાળુપણાની નિશાની તરીકે, દિલસોજી ભરેલી રીતે લગાડવા આપને નમ્રતાથી વિનવું છું.

ગુજરાત અને ત્યાંના લોક તેમની ધૈર્યવંત અને ઉદ્યોગી ટેવો અને વ્યાપારી બાબત તરફ મજબૂત મમતા માટે લાંબા સમયથી સારી રીતે વિખ્યાત છે. બ્રિટિશ રાજ્યના મજબૂત હથીઆરોને લીધે સ્થપાયેલી કાયમની શાન્તિ અને બ્રિટિશ રાજ્યે લોકોને કરી આપેલાં ઘણાંક બીજાં સંગીન લાભના ફાયદાની કિંમત, સુલેહને ચ્હાનારા અને ધંધાદાર ગુજરાતના લોકો કરતાં વધારે સારી રીતે અને વધારે આબેહુબ રીતે કદાચ આખા દેશમાં કોઇ પણ સ્થળે થતી નહીં હોય; અને હું કહેવાને હિમ્મત ધરૂં છું કે બ્રિટિશ રાજ્ય પ્રત્યેની વફાદારીની લાગણી આ એકવાર ભાગ્યશાળી ગણાતી ભૂમિમાં છે તેના કરતાં વિશેષ મજબૂત કોઇ સ્થળે નથી. કેટલાક વખત સુધી અમે અમારી શક્તિઓ માત્ર ખેતીવાડી, ધંધા અને વ્યાપારમાંજ ગાળીને સંતોષ માન્યો હતો. પૈસો મેળવવો એ અમારો મુખ્ય હેતુ હતો, અને ગુજરાત રાજકીય હિલચાલની અગત્યથી અજાણ છે એવો ઘટિત ઠપકો અમે ચુપકીથી સહન કર્યો. છેલ્લી બે સદીના દેશના સાધારણ સુધારાએ આવી ચાલતી રીતને વળગી રહેનારી અને શાંત જાતિની રીતમાં ફેરફાર કર્યો છે. જુની પદ્ધતિના વ્યાપારી જનો પણ સમજતા હતા કે રાજ્ય કરનાર તત્ત્વને પોતાના પક્ષમાં રાખવાથી પોતાને લાભ છે. કેળવણી અને જ્ઞાનોદ્દીપનના પ્રસારે આમના તેમજ તે પછીની ઓલાદના દ્રષ્ટિવિષયનો વિસ્તાર ધીમે ધીમે ફેલાવ્યો છે. વ્યાપારી ગુજરાતે જોવા માંડયું છે કે આખી

દુનિયાપર હવે ધંધાની જબરી હરીફાઇ ચાલે છે; અને આ ધમાચકડીમાં પાશ્ચિમ્યાત્ય દુનિયાની દરેક આગેવાન પ્રજા વ્યાપાર સંબંધી પોતાના ફાયદાને માટે પોતાનાથી બનતી તમામ રાજદ્વારી સત્તા સ્વાભાવિક રીતે વાપરે છે, અને પરદેશી પેદાશોને બાતલ રાખવાને માટે તેમાંનો મોટો ભાગ રક્ષણકારક અટકાવો નાખે છે. અંદરખાનેથી હિંદી સરકારના ચલણના લગતા ધારાએ, તેનો નાણાં સંબંધી બચાવ ગમે તે હોય તોપણ, ઘણા અગત્યના ધંધાદારી અને ખેડુતોના મનમાં આટલી વાત સખત રીતે ઠસાવી છે કે, કરકસરથી પ્રાપ્ત કરેલાં લાભનાં ફળરૂપ સાધનો ફક્ત નાણાંનેજ લગતા રાજ્યના એકાદ રાજદ્વારી કૃત્યને લીધે એકાએક કમી થઈ જાય છે અગર તેની નાશકારક અસર તેને લાગે છે. બ્રિટિશ સરકારના હાલના રાજકારભારની વ્યવસ્થા પ્રમાણે દર વર્ષે ૩૦ કરોડ રૂપિયાની જે મોટી રકમ ઘસડાઈ જાય છે તે રકમ દેશના ધંધા અને ઉદ્યોગમાંથી આપવામાં આવતા કરોમાંથી પૂરી પાડવામાં આવે છે. પરદેશી માલની ભરતી આ પ્રાંતના ગામઠી ઉદ્યોગના વિનાશ માટે મોટા ભાગે જવાબદાર છે, અને આ સ્થિતિને લીધે તેઓ સારી રીતે સમજવા લાગ્યા છે કે વ્યાપારને રાજકીય સ્થિતિની અસર ઘણી થાય છે. ગુજરાતના લોકો કેપ કોલોની, નાતાલ, ટ્રાન્સવાલ અને દક્ષિણ આફ્રિકાના બીજા ભાગોમાં મજુર, કારીગર, ધંધાદારી અને થાપણવાળા તરીકે મોટી સંખ્યામાં જઇ વસે છે. ત્યાંના ગોરા વસનારાઓ જે બ્રિટિશ રૈયત છે તેમના તરફથી તેમના તરફ ચલાવવામાં આવતી અતિ નિંદ્ય અને અયોગ્ય રીતભાતના હેવાલ ત્યાં જઇ વસેલાઓ અત્રેના તેમના જાતભાઇઓ ઉપર મોકલે છે; અને લોકની આસ્થા એવી દ્રઢ થતી જાય છે કે, ગોરા બ્રિટિશો અને આપણે પ્રજા તરીકે સરખા છીએ, તો પણ આપણા ઉપરની તેમની રાજદ્વારી પદવીનો ગેરવાજબી લાભ અદેખાઇમાં લેવાનું તેઓ ઇચ્છે છે. અને આપણે માનવું પડે છે કે તમામ બ્રિટિશ રૈયતની વ્યાપારની સોઈ એકસરખી કરવાને ઠાવકા અને વફાદારી ભરેલા ધોરણ ઉપર રાજદ્વારી હિલચાલ કરવાની જરૂર છે.

સાહેબ, આપને લઇને ટ્રેન આ શહેર આગળ આવી પહોંચી તે

વખતે રેલવે આગળની ગમે તે બાજુ ઉપર ઉંચાં ભુંગળાં જોઇને આપ આશ્ચર્ય પામ્યા હશો. એ અમારી કાંતવાની તથા વણવાની મિલો છે જેને માટે અમે યોગ્ય રીતે મગરૂર છીએ. હવે અમારી કાપડની દરેક મિલને હિન્દી સરકાર તરફથી નાખવામાં આવેલી અપ્રિય જકાત આપવી પડે છે. આ મિલોના શેર ઘણે ભાગે આ શહેરના લોકોના છે. જેથી લગભગ દરેક ઘરમાં તે જકાતનું અન્યાયપણું જણાયલું છે, અને એણે પણ અમને સમજાવ્યા છે, કે રાજકીય હિલચાલ બિલકુલ કર્યા વગર વ્યાપારમાં મંડયા રહેવું તે જીવનની હાલની સ્થિતિ પ્રમાણે ઘણું નુકશાનકારક છે. ગૃહસ્થો, આપ જાણો છો કે સદીના મોટામાં મોટા દુકાળમાંથી અમે પસાર થયા છીએ અને અમારી એક કરોડ કરતાં ઓછી વસતીમાંથી લગભગ ૨૫ લાખ માણસો અમે ખોયાં છે. અનાજની ભરેલી ગાડીઓ રોજ આવતી અને તોપણ ઠેર ઠેર માણસો રસ્તા ઉપર માંખોની માફક મરતાં, અને આ જીવ બચાવવાને માટે સરકારે તથા ખાનગી ગૃહસ્થોએ કરેલી પ્રશંસનીય ગોઠવણો તથા ગૃહસ્થોની ખાનગી અને જાહેર સખાવતમાંથી ઉભાં થયેલાં વિશાળ ફંડો અને આપે તથા અમારા સર્વ શુભેચ્છકોએ મોકલાવેલા ઉદાર ઉઘરાણાંઓ છતાં બન્યું હતું. આ ગરીબ માણસો સખત ભૂખમરાને લીધે મરી ગયાં; તે કાંઇ અનાજ નહીં મળી શકવાથી મરી ગયાં એમ નથી, પણ તેનું કારણ એમ છે કે, તે ખરીદવાને તેમની પાસે પૈસા નહોતા. તેઓ ઘણાખરા ગામડીઆ હતા અને તેમનાં ઝુંપડાં હવે ઉજ્જડ પડેલાં છે આ દિલગીરી ભરેલા દેખાવને લીધે અમે જે શાન્તિને ઇચ્છનાર અને વ્યાપારી માણસો છીએ તેમને તપાસ કરવાની ફરજ પડી કે આપણા જાતભાઇઓ આટલા બધા ગરીબ કેમ છે? તેના જૂદા જૂદા જવાબ અપાયલા છે. તેમની પરીક્ષા કરી તેમાંથી ખરા કયા છે તેનો નિર્ણય કરવાની આ જગા નથી. અમારા ખેડુતો લાંબા વખતથી બૂમો પાડતા આવ્યા હતા કે સરકાર તરફની જમીનની વીઘોટીની દરેક કહેવાતી ફરી તપાસણી વખતે મોટો વધારો કરવામાં આવતો હતો. મહેસુલ વસુલાતની પદ્ધતિ સખતાઈ ભરેલી હતી, અને જમીનના ખેડનારાઓ વધારે ગરીબ

અને દેવાદાર થતા જતા હતા. જે બુદ્ધિશાળી હિંદીઓએ ઉત્તર અને પૂર્વ હિંદુસ્થાનમાં મુસાફરી કરી હતી તેમના જોવામાં આવ્યું કે ગુજરાતમાં જમીન ઉપરનો કર ઘણો ભારે છે. અમારા એક ઘણા માનવંત પુરુષ મરહુમ મિ. ઝવેરીલાલ યાજ્ઞિકે ગુજરાતમાં જમીન ઉપરનો જુલમભરેલો કર વારંવાર લોકોની જાણમાં આણ્યો. આથી કાંઈ ફાયદો થયો નહીં. પછી સર એન્ટોની મેકડોનલ્ડ ફેમિન કમિશને હિમ્મત ભરી રીતે જણાવ્યું કે " ગુજરાતમાં વીઘોટી પૂરી લેવાય છે " તે જુલમ ભરેલી છે એવો લોકમત કબુલ રાખવાનો આ સારો રસ્તો છે. દુકાળે, તેટલા માટે જમીનના સવાલ જાહેરની આગળ જાથુકનો રાખવાની અગત્યતા તરફ, અમારી આંખો ઉઘાડી છે. આ તરફ જમીનનો કર ઉઘરાવવાની બાબતમાં પદ્ધતિ જરૂર વગરની જુલમ ભરેલી છે. ગામડાંના લોકોને આ ક્યારનું લાગેલું છે, પણ તેમની ફરિયાદો ઘણા વખત સુધી સત્તાવાળાઓ પાસે જઈ શકી નહીં, અગર તે તરફ અલક્ષ કરવામાં આવ્યું હતું. દુકાળની અંદર મહેસુલી અધિકારીઓએ દરેક ખેડુતના સાધનના સંબંધમાં માણસ દીઠ તપાસ કર્યા સિવાય મહેસુલ ઉઘરાવવાનું મુલતવી રાખ્યું નહતું. માણસ દીઠ તપાસ કરવાનું કેવું અશક્ય છે તે તથા સરકારની પદ્ધતિમાંથી નિપજનાર નુકસાન જાહેર પુરુષોએ સરકારને બતાવ્યું હતું, પરંતુ મહેસુલી અમલદારોએ તે તરફ આડાકાન કર્યા હતા; મહેસુલ ઉઘરાવવા માટે ભારે જુલમ ગુજાર્યો હતો અને ભરૂચના કેટલાક અમલદારોની વર્તણુક સારૂ સરકારી તપાસ થઇ હતી; અને તેમાં સાબિત થયું હતું કે મહેસુલ ઉઘરાવવામાં ત્યાંના ગામના નોકરોએ ઘણી ગેરકાયદેસર અને નામોશી ભરેલી રીતો વાપરી હતી. આથી પણ સરકારના વલણમાં કાંઇ દેખીતો ફેરફાર થયો નહીં.

છેવટે ફેમિન કમિશન આવ્યું અને તેણે દુકાળના વખતમાં જમીન ઉપરનો કર મુલતવી રાખતાં પહેલાં દરેક માણસના સાધનની તપાસ કરવાની રીત અવિચારી અને અશક્ય જણાવી સખત રીતે નાપસંદ કરી, તોપણ મુંબાઇ સરકારે કાંઇ ફેરફાર કર્યો નહીં. થોડીક મુદત પર એવું

જણાવવામાં આવ્યું હતું કે તેમની રીતોમાંની ખામી તેમણે જોઇ છે, અને દુકાળના વખતમાં આસામીવાર તપાસ કરવાનું છોડી દેવામાં આવશે. હવે ગૃહસ્થો, આ જ છેલ્લા બનાવે અમને સમજાવ્યા છે કે રાજકીય બાબતો-થી નિરાળા અને બેદરકાર રહ્યાથી અમારાં દુઃખ વધે છે, અને અમારી જાતના મોટા ખેડુત વર્ગની ખાતર એકત્ર અને સંપીલા કાર્યની જરૂર પહેલી છે.

ઉપરના વિચારોએ આ પ્રાંતના વ્યાપારમાં ટેવાયલા લોકોને અસર કરી છે અને અસર કર્યા કરશે, અને આ મહાન્ સભાએ જે કાર્ય ઉઠાવેલું છે તેની વધારે ને વધારે નજીક તેમને પ્રતિદિન લાવશે. જે જ્ઞાન-વંત અને આગેવાન પુરુષો ચાલુ બનાવોના ધોરણોનો અભ્યાસ કરી શકે છે, અને પોતાની દૃષ્ટિ દૂરના લક્ષ્ય તરફ પ્રસારી શકે છે, તેમને નૅશનલ કૉંગ્રેસની હિલચાલ એક એવું મધ્યસ્થાન છે કે જ્યાં તેમના હેતુ અને તેમની આશાઓ એક કેન્દ્રાભિમુખ થાય છે. તે એક એવું કાર્ય છે કે ત્યાં આગળ તેઓ તેમના પોતાના હેતુઓને ઓછા મહત્વના ગણે છે અને પોતાનામાં હોય તેટલી શારીરિક તથા માનસિક શક્તિ અને પોતાના દૈહિક તથા આધ્યાત્મિક તમામ સાધનો તેને અર્પણ કરે છે. કૉંગ્રેસને ફિતુરી અને બિનવફાદાર મંડળ તરીકે જાહેર કરવાનો ઍંગ્લો ઇન્ડિન પત્રોનો અમુક વર્ગનો રિવાજ પડી ગયો હતો તે દિવસ ગયા છે. જે અજ્ઞાન અને વ્હેમી લોકો બાબતોને ખરા રૂપમાં અને ખરા પ્રમાણમાં પ્રમાણમાં જોતા નથી તેવા લોકો ઘણી વાર તેવી ભાષા વાપરતા હતા. જે ઍંગ્લો ઇન્ડિયનો હમેશ ધારે છે કે હિન્દી નોકરીઓ તેમના છોકરાઓના માટેજ રાખેલી છે તેઓ સ્વાર્થી હેતુઓના લીધે ગાળ દેવામાં જોડાયા, અને એક સદી કરતાં વધારે મુદતના સુધારાના પ્રવાહને લીધે થયેલા ફેર-ફારો તેઓ સમજી શકયા નહીં તેથી સ્વાભાવિક રીતે આશ્ચર્ય પામ્યા, અને કૉન્ગ્રેસની હિલચાલમાં તેમને ભયની સોડમ આવી. ગાળોનું તોફાન કેટલાક વખત સુધી ભારે અને જોસભેર ચાલ્યું. બ્રિટિશ રાજગાદી તરફની વફા-દારીના જે મજબૂત ખડક ઉપર આપણા પાયા રહેલા છે તેમની સામે તે

તોફાન એકાએક અટકળાયું અને તેનું બળ તેની મેળે નાશ પામ્યું. આપણા હેતુઓ ને ઉદ્દેશો આપણા સતત કાર્યથી, આપણી વિવેક ભરેલી ડાવકી પદ્ધતિથી, અને જે માનવંત ઇંગ્રેજો પ્રથમથી આપણા અતિ વિશ્વાસુ મિત્ર અને સલાહકાર રહેલા છે, તેમની સહાયથી બતાવી અપાયેલા છે. સ્વાભાવિક રીતે રાજકારભારની જૂદી જૂદી દિશાઓમાં સમકાલિન સુધારા થવાને માટે અને સરકારની પદ્ધતિમાં પણ ફેરફાર થવાને માટે આપણે યત્ન કરીએ છીએ. પરંતુ આપણાં કાર્યોની અંદર જે મુખ્ય વિચાર રહેલો છે, એ વિચાર કે જે આપણી રાજદ્વારી ભૂમિતિનું એક સૂત્ર અને ગૃહિત-પદ જેવું છે, તે એ છે કે બ્રિટિશ રાજ્ય આપણા દેશમાં શ્રેષ્ઠ થતું જાય તે આપણને લાભકારક છે. આપણાં કાર્યો અને આપણી રીતિઓનું તમામ બંધારણ જે સ્થળમાં રહેવાનું છે તેનો આ પાયો છે. ગૃહસ્થો, બ્રિટિશ સરકાર પ્રત્યેની વફાદારી એ દરેક કૉન્ગ્રેસવાળાનો પ્રાધાન્ય વિચાર છે. આપણી વફાદારી આપણા પોતાના જરૂરી અને કાયમના લાભનો બુદ્ધિ-પૂર્વક વિચાર કરીને રચાયેલી છે. તે યથાયોગ્ય વિચાર છે અને માત્ર આંધળો ભાવ નથી. આ આપણી અંતરની લાગણી હોવાથી જેઓ સત્તર વર્ષોનો ખરો અનુભવ મળ્યા છતાં હજુ આપણા ઉદ્દેશ અને આશાઓને ખોટું રૂપ આપવામાં ગુંથાયેલા છે તેમનો ઝીણો સાદ આપણે સહન કરી શકીએ છીએ, અગર તેને ચુપકીથી તિરસ્કારી શકીએ છીએ. ઇંગ્લાંડ અને હિંદુસ્થાનનો સંબંધ એકસરખા ધોરણ ઉપર સર્વ રીતે, ખાસ કરીને નાણાં સંબંધી બાબતમાં, અરસપરસ લાભકારક રીતે ચાલવો જોઇએ એવું આપણે ઇચ્છીએ છીએ. તેનું કારણ એ છે કે હિંદમાં બ્રિટિશ રાજ્ય કાયમ રહેવા માટે આપણે ઘણા આતુર છીએ. આપણો પાયો આવા ધોરણ ઉપર જોઇને આપણે અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ કે હિંદવતની-ઓ તરફની બ્રિટિશ તરફની રાજનીતિ હદ બાંધેલા વિશ્વાસની કે અ-વિશ્વાસની નહીં પરંતુ વિશ્વાસ ભરેલી હોવી જોઇએ. ગૃહસ્થો, આપણે માનીએ છીએ અને બ્રિટિશ સરકારને વારંવાર વિજ્ઞપ્તિ કરવાની આપણી ફરજ ધારીએ છીએ કે હિંદવતનીઓને સરકારના કામમાં સામેલ કરવામાં

આવશે. તે સિવાય અને ત્યાં સુધી બ્રિટિશ રાજ્યના પૂર્ણ લાભ હિંદી પ્રજાને પ્રાપ્ત થનાર નથી. તેમની સમક્ષ આ સ્વતઃસિદ્ધ પ્રમાણ આપણે મુકીએ છીએ કે, જેવી રીતે દરેક સવાલને બે બાજુઓ હોય છે તેવી રીતે દરેક રાજકારભારી પગલાં વિષે હિંદનો પ્રજામત પણ હોય છે; અને બંને બાજુના ઉત્તમ લાભને માટે જરૂરનું છે કે આ વિચાર રાજ્ય કરનારા લોકોને યોગ્ય રીતે બતાવવો જોઇએ, અને તેમણે લાગણીથી અને ધૈર્યથી તે વિચાર કરવો જોઇએ. આ સ્વદેશાભિમાની ફરજ બજાવવાનો બોજો લોકોના કુદરતી આગેવાનો અને પ્રતિનિધિઓના ઉપર રહેલો છે. હિંદી સવાલો આપણી વાર્ષિક સભા વખતે સત્તાવાળાઓ સમક્ષ મુકવા અને આખા વર્ષ દરમિયાન તે વિષે ચર્ચા કરવી તે આપણું કામ છે.

એવા પણ દિવસો હતા કે જ્યારે આખી વસતી બ્રિટિશ રાજ્ય અને સરકારની પાશ્ચાત્ય પદ્ધતિથી અજ્ઞાન હતી અને ત્યારે રાજકારભારનો સર્વ બોજો અમલદાર વર્ગ ઉપર રહેલો હતો. કેળવણી અને ઉદાર વિચારોના પ્રસારને લીધે હિંદી મંડળની સ્થિતિઓમાં મોટો ફેરફાર થયો છે. જ્ઞાન અને ડહાપણનો કબજો જે એક વખત ફક્ત અમલદારોનોજ હતો તે હવે તેમનો રહ્યો નથી. એકસો વર્ષ ઉપર સ્થપાયેલું રાજ્યબંધારણ આપણી ફરેલી સ્થિતિને યોગ્ય થતું અટક્યું છે. આપણે સ્વાભાવિક રીતે ઇચ્છીએ છીએ કે સરકારની રીતિઓ ફરેલી સ્થિતિને અનુકૂળ આવે એવો ફેરફાર તેમાં કરવો જોઇએ. જે મુખ્ય ઠરાવો અગાઉની કૉન્ગ્રેસોએ કર્યા છે તે અગાઉના નિયમોના માત્ર અનુષંગી સિદ્ધાંતો અને તેમને વ્યાવહારિક રૂપ આપવા જેવા છે. હિંદુસ્થાનના લોકોની અંદર વધારે વિશ્વાસ રાખવાની નીતિ તરફ એક પગલું ભરવા તરીકે આપણે પ્રાર્થના કરીએ છીએ કે હથિયારના કાયદાની સખતાઇ વિચારપૂર્વક ઓછી કરવી જોઇએ. દેશની લશ્કરી નોકરીમાંની મોટી જગાઓ લાયક હિંદીઓ માટે ઉઘાડી રાખવી જોઇએ, અને હિંદીઓને વોલન્ટીઅરો બનાવવાના સવાલ ઉપર કૃપા ભરેલો વિચાર કરવો જોઇએ. તે જ કારણસર હિંદી સનંદી નોકરી માટેની અને વૈદક તથા બીજી સર્વ નોકરી માટેની પરીક્ષાઓ હિંદમાં

લેવાની માગણી આપણે કરીએ છીએ. આપણે ઇચ્છીએ છીએ કે લોકોને રાજકારભારમાં સામેલ કરવાનો નિયમ, કાયદા બાંધનારી સભાઓના બંધારણનો વિસ્તાર વધારીને અને લોકલ તથા મ્યુનિસિપાલ બૉર્ડોમાં ચુંટણીનું તત્ત્વ વધારીને તથા જુરીની પદ્ધતિ પણ લંબાવીને વધારે લાગુ પાડવો જોઇએ. એકજ હાથમાં એકત્ર કરેલી, કર ઉઘરાવનાર અમલદાર અને ન્યાયાધીશની ફરજો જરૂર કરતાં વધારે વખત રાખવામાં આવી છે તેથી હવે અન્યાય થાય છે અને આગળ સુધારો થતો અટકે છે. આપણે એ દર્શાવવાની આપણી ફરજ સમજીએ છીએ કે લશ્કરી ખાતાંઓનું ખર્ચ કમી કરવું જોઇએ અને પ્રાથમિક, મધ્યમ વર્ગની અને ઉદ્યોગને લગતી હરેક પ્રકારની કેળવણી ફેલાવવાને મોટી રકમો કાઢવી જોઇએ. નાણાં સંબંધી ન્યાયનાં પગલાં તરીકે આપણે પ્રાર્થના કરીએ છીએ કે હિંદમાં મુકવામાં આવેલા બ્રિટિશ લશ્કરોનું અગર તેમના મોટા ભાગનું ખર્ચ શેહેનશાહની તિજોરીએ ખમવું જોઇએ અને હિંદને તેમાંથી મુકત કરવું જોઇએ. અલબત, દરેક સવાલનો વિવાદ એક કરતાં વધારે આધાર ઉપર કરવો જોઇએ, અને જે બાબતો વિષે આપણે સરકારનું લક્ષ ખેંચીએ છીએ તેમાંથી ઘણીખરી બાબતો ઉપર નાણાં સંબંધી ન્યાયના અધારે દબાણ થવું જોઇએ.

ગૃહસ્થો, આ મહાન્ પ્રજાકીય હિલચાલ તરફનું કેળવાયલા હિંદીઓનું વલણ નક્કી કરનાર અને તેમના વર્તનને દોરનાર નિયમો અને સિદ્ધાંતો આવા છે. તે પોતાની જાત અને પોતાના દેશ તરફ ભક્તિભાવ ધરાવનાર દરેક હિંદીના સિદ્ધાંતો હશે. આપણો કાર્યક્રમ મોટો છે, અને તેની અંદર જાત જાતના વિષયો સમાયલા છે, અને એ નક્કી છે કે, આપણી કોમના સુધારાની સાથે તે વધારે ને વધારે મોટો થશે. આ, આપણામાંના જેઓ, તે જલદીથી પૂરા થવાથી આશા રાખે છે તેઓના નસીબમાં, મને ધાસ્તી લાગે છે કે, ઘણું ઉમેદભંગ થવાનું લખેલું છે. તેઓએ ઇંગ્રેજી ઇતિહાસ કાળજી પૂર્વક, અગર લાભ થાય તેવી રીતે વાંચ્યો નથી. આપણા કરારનાં તત્ત્વોને લીધે આપણે વ્યવસ્થાનુરૂપ નિયમાનુંસાર ચાલવાને, અને કામ

કરવાને કાયદા પૂર્વક રીતિઓ પસંદ કરવાને આપણે બંધાયેલા છીએ. જે ફેરફારો આપણે શોધીએ છીએ અગર તે ઉપર હવે પછી ઠરાવ કરીએ તે તો અમલમાં માત્ર બ્રિટિશ પાર્લામેન્ટ અને બ્રિટિશ લોકો લાવી શકશે. એમ બને છે કે બ્રિટિશ લોકોનો મોટો વર્ગ હિંદ વિષે અને હિંદની બાબતો વિષે ઘણો અજ્ઞાત હોય છે અને પાર્લામેન્ટના સાધારણ સભાસદને આપણા સંબંધી કાળજી હોતી નથી. આપણે તેટલા માટે મત આપવાને અધિકારવાળા ઇંગ્રેજને કેળવવાનો છે, અને તેને આપણી માગણીઓનું વાજબીપણું અને જરૂરિયાત જોતા કરવાનું અને તેને કબૂલ કરાવવાનું છે. આ કાંઇ હલકું કે નાનું કામ નથી. તે બરોબર રીતે પાર પાડવાને આપણી પાસે કાયમનો જાહેર જુસ્સો જોઈશે, વખત અને નાણાંનો મોટો ભોગ આપવો પડશે, અને એ ઉપરાંત જે સામાન્ય બિંદુઓ તરફ આપણે ધીમે ધીમે કેળવાઇએ છીએ તે માટે એકત્રપણાના જુસ્સાની જરૂર પડશે. ગૃહસ્થો, તે માટે કેટલાંક વર્ષ સુધી, કદાચ એક સૈકા કરતાં વધારે વખત સુધી ધૈર્ય અને ખંત જોઇશે. તે ઉપરાંત વળી ઉશ્કેરણીની સ્થિતિમાં જે વિવેક અને ગાંભીર્ય શરુઆતથી આપણા પ્રખ્યાત ગુણો થઇ પડેલાં છે તે જ રસ્તે આપણે ચાલ્યા જવું પડશે. હું ધારૂં છું કે તોફાની અને કંટકમય રસ્તા ઉપર એક લાંબો અને સખત ઝઘડો ઉઠશે અને તેમાં જોડાવા આપણે તૈયાર રહેવું જોઇએ. તે આપણા સ્વદેશાભિમાન ઉપર, આપણા પક્ષ પ્રત્યેની આપણી ભક્તિ ઉપર, આપણી વફાદારી ઉપર, આત્મભોગના આપણા જુસ્સા ઉપર અને ટુંકમાં આપણા માનસિક અને શારીરિક બળ ઉપર સખત દુઃખ નાખશે. કદાચ એવો પણ વખત આવે કે આપણું ભવિષ્ય ખેદકારક અને ઉદાશી ભરેલું જણાય અને બ્હીકણ ડાહ્યાઓ આપણને આપણા રસ્તેથી ખસવાનું સૂચવે. જીવનના છેવટના ભાગ ઉપર હું આવી રહેલો હોવાથી આ સ્વદેશાભિમાની મહેનતનાં પરિણામ નિહાળવાની આશા હું રાખી શકતો નથી. તે ઝળહળતો ને શુભ દિવસ નિહાળવાને જે યુવાનો હાલ હાજર છે તેમાંથી પણ કદાચ ઘણા ભાગ્યશાળી નહીં થાય. પણ ગૃહસ્થો, હું હમેશ સારી આશાભરી રીતે જોનાર માણસ છું. જો કોઇપણ એકાદ બાબતની

મને ખાતરી હોય-સંપૂર્ણ ખાતરી હોય-તો તે આ છે કે, ફત્તેહ-સંપૂર્ણ ફત્તેહ-એવો આપણને નક્કી બદલો મળનાર છે. ગૃહસ્થો, મ્હારી ખાતરી આટલી બધી થાય છે તે આપણા દેશના આપણા ખરા પ્યારમાં અને તેના લાભ માટેની આપણી મમતામાં મને વિશ્વાસ હોવાને લીધે છે. છેલ્લાં સત્તર વર્ષ દરમિયાન આ કૉન્ગ્રેસે કરેલા સંગીન કાર્યને લીધે આવી મજબૂત આશાઓ હું રાખું છું. હું આવી ખરી આશા રાખું છું તેનું કારણ એ છે કે સ્વદેશાભિમાનનું જે મોટું મોજું આ દેશમાં ઉછળવા માંડયું છે તે મોટા વિસ્તીર્ણ પ્રદેશ ઉપર પ્રસરતું જાય છે અને તેની અંદર દેશના તમામ યુવાનોને ધીમે ધીમે લેતું જાય છે. મિ. એ. ઓ. હ્યુમ, સર ડબલ્યુ. વેડર્બર્ન, મિ. ડબલ્યુ. એસ. કેન અને મિ. ડિગ્બી જેવા તથા બીજા કેટલાક પરદુઃખભંજન ઈંગ્રેજોની ખરી મિત્રતા અને મજબૂત મદદના લીધે ભવિષ્યનો આવો આનંદદાયક ખ્યાલ હું બાંધું છું. જાણીતા હિંદી રાજ-કારભારીઓના હોદ્દામાંથી સર એચ. કૉટન અને મિ. થોર્બર્ન જેવા આપણા સત્ય મિત્રો વધતા જતા હોવાથી હું માનું છું કે આપણા લલાટમાં ફત્તેહ લખેલી છે. મિ. દાદાભાઇ નવરોજી, મિ. આર. સી. દત્ત અને એવા બીજા સ્વદેશાભિમાની પુરુષો જેમના નામ દેતાં મને ખુશી ઉપજે છે અને જે સ્વદેશાભિમાની પુરુષો માટે કોઈ પણ દેશ મગરૂર હોઇ શકે એવા ઉમદા સ્વદેશાભિમાની પુરુષો આપણા હોવાથી આ આપણા મહાન્ અને ઐતિહાસિક દેશના પુનરોદ્ધાર માટેની શુભ આશા હું રાખી શકું છું. જે મહાન્ બ્રિટિશ પ્રજાને ઇશ્વરે આપણાં નસીબ સોંપ્યાં છે તેના ઉંચા નીતિ ભરેલા હેતુઓ, વ્યવહારૂ ડહાપણ અને રાજદ્વારીપણા માટે મને હદ ઉપરાંત વિશ્વાસ છે. છેવટે નીતિનિયમા-ધિન સૃષ્ટિક્રમ ઉપર અને સત્ય તથા અસત્યના સનાતન નિયમોમાં મને આસ્થા છે. જગતના નીતિના ઇતિહાસમાં કોઇ પણ વાજબી અને સત્ય પક્ષ ફત્તેહ પામ્યા સિવાય રહ્યો નથી. આ સંગીન કારણો ઉપર મ્હારી આશાઓ રહેલી છે. આપ હાલ જે વાવો છો તેનાં ફળ હવે પછીની ઓલાદો લણશે ત્યારે તે દિવસ ચળકી ઉઠશે. આ દેશના કલ્યાણને માટે જેઓએ ધૈર્યથી અને વિવેકથી પણ તે સાથે દેશાભિમાન-

ના જુસ્સાથી કામ કર્યું છે તે સત્રની કાયમની કીર્તિ, તે દિવસના પરિણામે તરશે. બ્રિટિશ શેહેનશાહતની તવારીખમાં તે દિવસ યાદગાર રહેશે અને બ્રિટિશ તખત તેના સર્વથી ચળકતા જવાહીર-હિંદી શેહેનશાહતની વધેલી આબાદીના લીધે વિશેષ પ્રકાશી રહેશે.

હવે આપના પ્રમુખ ચુંટી કાઢવાનું કામ કરવાને આપને હું વિનંતિ કરૂં છું.

( ૨ )

## દક્ષિણ આફ્રિકા.

( અ ) *

" આ સભામાં મળેલા અત્રેના શહેરીઓ ટ્રાન્સવાલની સરકાર એશિયાટિકોને રજીસ્ટર કરવાનો કાયદો પસાર કરી ત્યાં વસતા હિંદીઓને કેદ કરવાનું નિર્દય વર્તન ચલાવે છે તે માટે તેના તરફ પોતનો ક્રોધ દર્શાવે છે. વધુમાં તેઓ તેમના સ્વદેશી જનો ટ્રાન્સવાલમાં સ્વમાન અને હકની લાગણીને માટે જે કષ્ટ ભોગવે છે તેમના તરફ અંતઃકરણ પૂર્વક દિલસોજી દર્શાવે છે. "

ઉપલો ઠરાવ રજુ કરતાં અંબાલાલભાઇએ જણાવ્યું કે:

અમારી બાલ્યાવસ્થા સમયે અમને યાદ છે કે ઢેડ વગેરે હલકી વર્ણને ઘણું દુઃખ હતું. તેઓનો પડછાયો પડે તોપણ લોકો તેમને ઇંટો મારતા. સમજુ પુરુષો તેવું વર્તન ચલાવનારને મૂર્ખ ગણાતા હતા. આજે આપણે જોઈએ છીએ કે ખ્રિસ્તીઓ જે પોતાના ધર્મને સર્વથી ઉત્તમ ગણે છે તેઓ આવી વર્તણુક ચલાવે છે, તો ઉક્ત અજ્ઞાનીઓ કરતાં આ લોકો વિશેષ

* અમદાવાદમાં તા. ૧૯-૧-૧૯૦૮ ના રોજ મળેલી જાહેર સભામાં પહેલો ઠરાવ રજુ કરતાં કરેલું ભાષણ.

દુષ્ટ અને પાપી છે. અજ્ઞાનતાને લીધે થયેલું પાપ માફ થઈ શકે, પણ લાભ અને સ્વાર્થ માટે પાપ કરનારાઓને માટે માફી છે જ નહીં. તેઓ એમ સમજે છે કે આ જગતમાં ધોળી અને કાળી બે વર્ણો છે. ધોળી પ્રજાને મન કાળી પ્રજા ઉતરતી પંકિતની છે. તેઓ કહે છે કે અમે તમારા હિન્દુસ્તાનમાં આવીએ, પણ તમારાથી અમારા દેશમાં પેસાય નહીં ! પણ તેઓ તેમ સ્પષ્ટ કહે તેવા ભોળા નથી. તેઓ પોતાના પાપને છુપાવવાને નીતિનું બ્હાનું બતાવે છે. તેમણે ટ્રાન્સવાલમાં હિંદવાનો ગંદા છે એવું બ્હાનું કાઢી તેમને ઢેડની પેઠે ગામથી બહાર રાખ્યા. તેમનો સંસર્ગ મુકી દીધો છતાં શાન્ત હિન્દીવાનો તેવી રીતે પણ પોતાનો વ્યાપાર ચલાવવા લાગ્યા. આથી ધોળી પ્રજા તે વ્યાપાર પણ પોતાને હાથ કરી લેવા હિંદવાનોને ટ્રાન્સવાલમાંથી દૂર કરવા તત્પર થઇ. રજીસ્ટ્રેશન ઍકટ ઘડયો. તેમની આંખો એવી નબળી છે કે હિન્દીઓને તેઓ ઓળખી રાખી શકતા નથી ! તેથી કેદીઓના અંગુઠાની છાપ લેવાય છે તેમ હિન્દીઓના દશે આંગળાંની છાપ લેવાનો કાયદો ત્યાંની સરકારે કર્યો. આ હિન્દીઓ સહન કરી શકયા નહીં, તેમણે તેમને શરણ ન થવાનો નિશ્ચય કર્યો. આપણા મ. ગાંધીએ ત્યાંની પ્રજાને મદદ કરી અને સરકારને તે લોકોએ અરજ કરી પણ કાંઈ વળ્યું નહીં. આમ છતાં હિંદવાનો અડગ રહ્યા. તેમણે કહ્યું કે અમે આબરુદાર છીએ. યુરોપના ચોર, લુટારા, દગાખોરથી દક્ષિણ આફ્રિકા વસાયેલું છે તેવા અમે નથી, માટે અમે સહી નહીં કરીએ અને છાપ નહીં આપીએ. તેમાંના કેટલાક મેમણો સિવાય બીજાઓએ સહીઓ કરી નહીં તેથી તેમના આગેવાનો મેસર્સ ગાંધી, પંડિત રામસુંદર વગેરેને કેદ કર્યા, તેમ બીજા પારસી, હિન્દુ, શિખ, મુસલમાન વગેરેને પકડી કેદની સજા કરવામાં આવી છે. કેટલાક પારસીઓ સમજે છે કે અમે અંગ્રેજના વાહલા છીએ તેથી આપણને છોડશે, પણ તેમને પણ મુકયા નથી. આપણા વાઇસરૉયને તેમાં વચ્ચે પડવાની અરજ કરવામાં આવી હતી, પણ બ્હાનું એવું દર્શાવવામાં આવ્યું કે અમે તેમને સ્વરાજ્ય આપ્યું છે માટે અમારાથી વચ્ચે

પડી શકાય નહીં. જો આમ હતું તો પ્રથમથી હિન્દીઓને પ્રતિબંધ નહ કરવાની કલમ કેમ રાખવામાં ન આવી? જો તમારા રાજ્યમાં બીજી રૈયત અમારાપર જુલમ કરે તો તમે અમારા ધણી શાના? જો તમે આ પ્રમાણે તમારી રૈયતનો બચાવ નહીં કરો તો અમારો તમારાપર વિશ્વાસ રહેશે નહીં.

( બ )*

આમાં જે કાંઇ મુખ્ય સવાલ છે તે–National Honour—પ્રજાકીય પ્રતિષ્ઠાને લગતો છે. આ પ્રકારની પોતાની પ્રજાકીય પ્રતિષ્ઠા જાળવી રાખવાને ત્યાં વસતા હિન્દવાસીઓએ સખતમાં સખત પ્રતિજ્ઞા લીધી છે કે, જેલમાં જવું પણ જુલમી કાયદાને આધીન થઇને આંગળાંની છાપો તો આપવી નહીં જ. બંધુઓ! આજકાલ તો જેલમાં પણ હિન્દવાસીઓ ભૂખે મરવા લાગ્યા છે. તેમને ટાઢ-તડકો સહન કરવાં પડે છે, સખત મજુરી કરવી પડે છે, છતાં તેમના દૃઢ નિશ્ચયમાંથી તેઓ ચલાયમાન થયા નથી. આપણા બંધુઓ હિન્દની પ્રજાકીય પ્રતિષ્ઠાને માટે આ પ્રકારની જે સત્યાગ્રહની લડત ચલાવી રહ્યા છે તેમની પ્રત્યે આપણે આપણી દિલસોજી જાહેર કરવી અને તે જુલમી કાયદાની સામું પોકાર ઉઠાવવો, તે આપણી મુખ્ય ફરજ છે, કે જે ફરજ બજાવવાને આજે આપણે એકઠા મળ્યા છીએ.

( ક )×

બીજી પ્રજા એમ કહે છે કે હિન્દીઓ ઘરમાં રહે તેવા છે અને પરદેશમાં જતાં બ્હીએ છે, પરંતુ તે ખોટું છે. આપણા લોકો બ્રિટિશ ગિયાના, મોરિશિયસ, દક્ષિણ આફ્રિકા વગેરે આખી દુનિયામાં પ્રસરેલા છે. આ સભા દક્ષિણ આફ્રિકા સંબંધી છે. ત્યાંના આપણા દેશી ભાઇઓ પર

---

* અમદાવાદમાં તા. ૨૬–૯–૧૯૦૯ ને રોજ મળેલી જાહેર સભાના પ્રમુખપદેથી કરેલા ભાષણમાંથી.

× અમદાવાદમાં તા. ૩૦–૧૧–૧૯૧૩ ના રોજ મળેલી જાહેર સભાના પ્રમુખપદેથી કરેલા ભાષણમાંથી.

જે સંકટો પાડવામાં આવે છે તે માટે શું ઉપાયો લેવા તેનો વિચાર કરવાનો છે. દક્ષિણ આફ્રિકામાં આપણા લોકોને, જેમ આપણે ઢેડવાડો જૂદો રાખીએ છીએ તેવી રીતે જૂદી જગોએ રહેવા દેવામાં આવે છે. રેલવેમાં પણ તેમનાથી ગોરાઓની સાથે બેસાય નહીં. મૂળ દક્ષિણ આફ્રિકાના ગોરા લોકોને મજુરોનો ખપ હતો ત્યારે હિન્દી સરકારને સમજાવીને હિન્દી મજુરોને ત્યાં બોલાવ્યા. જે મજુરોની કરારની મુદત પૂરી થયેલી તે લોકો બીજો સ્વતંત્ર વેપાર કરી અગર બીજો ધંધો કરી જમીન વગેરેના માલિક પણ થયા હતા. આવી રીતે સ્વતંત્ર વ્યાપારથી અને હિન્દીઓની કરકસરથી ગોરા લોકોને નુકસાન થતું લાગ્યું અને હિન્દીઓના કરકસરના ગુણને લીધે તથા તેમના કાળા રંગને લીધે એવો કાયદો કરવામાં આવ્યો કે, જે મજુરના કરારની મુદત પૂરી થાય તે જો ફરીથી લખત કરી આપે નહીં તો તેવા દરેકે ત્યાં રહેવા માટે રૂ. ૪૫) નો દર વર્ષે કર ભરવો. વળી ત્યાંના હિન્દીઓ, હિન્દુ અગર મુસલમાન, કાયદા પ્રમાણે જે સ્ત્રી પરણે તે તેની કાયદેસરની સ્ત્રી ગણાય નહીં, પરંતુ રખાત ગણાય, અને તેનાથી થએલા વંશજોને વારસો મળી શકે નહીં. દક્ષિણ આફ્રિકાના યુનિયનના ચાર વિભાગ છે; નાતાલ, કેપ કોલોની, ઑરેન્જ કોલોની અને ટ્રાન્સવાલ–આ ચારે વિભાગમાં એકમાંથી બીજામાં જવાય અવાય નહીં. આવી રીતે તદન અન્યાયી અને જુલમી કાયદાઓ કરી ગમે તે રીતે હિન્દી વ્યાપારીઓને ત્યાંથી હાંકી કાઢવાની યુક્તિઓ કરી છે. આપણે કાંઇ ગોરા લોકોની પેઠે સામા હથિયાર લઇને લઢવાનું નથી, પરંતુ ફક્ત આપણા દક્ષિણ આફ્રિકામાંના બંધુઓ કે જેઓ કેદમાં ગયા છે તેમનાં બચ્ચાં છોકરાંઓને સારૂ નાણાંની મદદ કરવાની છે. હાલમાં અડસટ્ટો કાઢયા પ્રમાણે દર મહિને રૂ. ૧॥। લાખ જોઇશે અને એ પ્રમાણે પાંચ, છ મહિના લઢત ચાલે તો દશથી બાર લાખ રૂપિયાની જરૂર પડે. આ રકમ કાંઈ મોટી કહી શકાય નહીં.

# કેળવણી પ્રકરણ.

## ( ૧ )*

શ્રીમંત મહારાજા સાહેબ, શિક્ષકો, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

આજના મેળાવડાના પ્રમુખસ્થાન ઉપર મ્હારી પસંદગી કરીને તમે મને મોટી આબરૂનું પદ આપ્યું છે, તે માટે હું તમારો ઉપકાર માનું છું. મને પ્રમુખ તરીકે ચુંટી કાઢવાની દરખાસ્ત કરનાર અને તેને અનુમોદન આપનારા ગૃહસ્થોએ મ્હારા જે ગુણો ગાયા, તે હાલ એવી સ્તુતિ કરવાનો પ્રચાર પડયો છે તે પ્રમાણે મ્હારે માટે પણ કરવામાં આવ્યું છે એમ હું માનું છું. કેમકે મ્હારી જાતને તે પ્રશંસાને લાયક હું માનતો નથી. મ્હારી તારીફ કરવામાં અતિશયોક્તિ થઇ છે, તોપણ તમારો આશય શુદ્ધ અને સાચો છે તેથી તમારી શુભેચ્છા માટે હું તમારો ઉપકૃત થયો છું એમ હું ફરીથી જણાવું છું.

મ્હારા પૂર્વકાળમાંનાં કેટલાંક વર્ષ શિક્ષકનું કામ કરવામાં ગયાં છે, પણ આખો જન્મારો તે કામમાં ગયો નથી તેથી હું દિલગીર છું. જો કે શ્રીમંત સરકાર મહારાજા સાહેબની કૃપાથી મને પસ્તાવાનું કારણ રહ્યું નથી, અને દુનિયામાં આબરુ, પૈસા, માન વગેરે જે જે વસ્તુઓની પાછળ જગત્ દોડયા કરે છે તે સર્વ મને મળ્યું છે. તોપણ શિક્ષક તરીકેજ મેં મ્હારી આખી જીંદગી ગાળી હોત, તો હું મ્હારા પંડને મહા ભાગ્યશાળી માનત. મેં પંદર વર્ષ સુધી શિક્ષકનું કામ કર્યું છે, અને તેથી હું ન્યાયાસન પર બિરાજતો હતો ત્યારે મને કેટલીક વખતે મ્હારા ઑર જાતના વિચાર જાણી મ્હારા મિત્રો મને ટકોરમાં કહેતા કે મહેતાજીના ગુણો હજી તમારામાંથી ગયા નથી. જ્યારે મ્હારા મિત્રો આવું મ્હેણું મારતા, ત્યારે હું અંતઃકરણમાં ખુશી થતો હતો, કેમકે

---

* તા. ૧૦-૨-૧૯૦૮ ના રોજ વડોદરા મુકામે વડોદરા શિક્ષક મંડળના બીજા વર્ષના મેળાવડામાં પ્રમુખ તરીકે આપેલું ભાષણ.

**બીજા બધા ધંધા માત્ર ઉપજીવિકાને માટેજ કરવાના હોય છે, પરંતુ મ્હારા અભિપ્રાય પ્રમાણે ઉત્તમ ધંધો તો શિક્ષકનોજ છે.** બીજા ધંધા જ્યારે માત્ર પેટ ભરવા માટેજ હોય છે ત્યારે શિક્ષકના ધંધામાં સ્વાર્થ સાથે પરમાર્થ પણ સંધાયેલો છે. બીજા ધંધામાંથી સ્થૂલ પદાર્થ બનાવવાનાં હોય છે, એટલે કે ચામડાં, માટી, પથ્થર, કાપડ ઇત્યાદિ પદાર્થોને કેળવી તેનાં ઘાટ બનાવવાના હોય છે, ત્યારે શિક્ષકના ધંધામાં મનુષ્યને કેળવી ઘાટ આપી તેને ખરો માનવી બનાવવાનું હોય છે, માટે હું તેને ઉત્તમ ધંધો માનું છું.* આ કારણને લીધે મને તમે આજની સભાનું પ્રમુખપદ આપ્યું તે માટે પુનઃ તમારો ઉપકાર માનું છું.

શિક્ષકના ધંધામાં ૨૫ અને ૩૦ વર્ષ સુધીનો અનુભવ જેમને થયો છે તેવા અત્રે બેઠેલા ઘણા અનુભવી શિક્ષકો છે, તેમના કરતાં કેળવણીની

---

* તા. ૧૨–૯–૧૯૦૬ ના રોજ ગુજરાત કૉલેજના પ્રોફેસર મિ. જમશેદજી અ. દારૂવાળાના માનમાં થયેલા મેળાવડા પ્રસંગે આવાજ ઉદ્ગાર અંબાલાલભાઈએ કહાડ્યા હતા. તેમણે જણાવ્યું કે:

વિદ્યાર્થીઓના મન કેળવવા એ એક ઉત્તમ ધંધો છે, અને તેમાં વળી કૉલેજના પ્રોફેસરનો હોદ્દો ઘણોજ ઉત્તમ છે. થોડું કામ, દુનિયાના હલકા પ્રપંચોથી દૂર રહી અભ્યાસ માટે પુરતો અવકાશ, એના જેવું બીજું સુખમય જીવન હું સમજતો નથી. પ્રોફેસર દારૂવાળાના ભાગ્યમાં આવો હોદ્દો મળ્યાથી તેમણે પોતાને ભાગ્યશાળી માનવા જોઇએ. ભવિષ્યની ઓલાદને કેળવવી એ એક ઉમદા કાર્ય છે, કેમકે તેનાજ ઉપર દેશનો આધાર રહેલો છે. હું કહીશ કે પ્રોફેસર દારૂવાળાની માતૃભૂમિ પણ આ દેશજ છે, અને તેની સુધારણામાં તેમણે પણ પોતાનો ફાળો આપવાનો છે. તેઓ હાલ તરત જાપાન જવા ઇરાદો રાખે છે, અને ત્યાં કદાચ શેષ જીવન પુરૂં કરવા તેમનો વિચાર હશે. પણ હું તેમને આ દેશની ખાતર આગ્રહપૂર્વક વિનંતિ કરૂં છું કે ફરીથી વિચાર કરી પોતાનો આગલો ઠરાવ તેઓ ફેરવશે, અને અત્ર પાછા ફરશે, અને વિદ્યાર્થી વર્ગને કેળવવાનું કામ પાછું હાથ ધરશે.

જાપાન ઉગતા સૂર્યનો દેશ છે, પરંતુ આપણી ભૂમિપર એક વાર સૂર્ય ઉગી ગયો છે. હાલ તે અસ્ત થયો છે, પણ દૂર દૃષ્ટિમર્યાદામાં હું તેના ઉગવાનાં ચિહ્ન જોઉં છું. કદાચ તમારામાંના કોઇ તેને ઉગેલો જોવા ભાગ્યશાળી બનશો.

કળાના સંબંધમાં હું વધારે જ્ઞાન ધરાવતો નથી એ તો ઉઘાડું જ છે. તોપણ કેળવણીને લગતી કેટલીક મોટી મોટી વાતો, જે જગતના વ્યવહારમાં લક્ષ રાખનારા સર્વ માણસોએ જાણવી જોઇએ, તે વિષે હું કાંઇ વિવેચન કરૂં, તો તે અસ્થાને કર્યું નહીં ગણાય.

જેઓ ભૂમિતિ શિખ્યા હશે તેઓ પ્રત્યેકને ખબર હશે, કે તેના સિદ્ધાન્તના મથાળે "પ્રમેય" અને "કૃત્ય" એવા બે વિભાગ પાડેલા હોય છે. તે પ્રમાણે કેટલાક ધંધા કાંઇક સમજવાના છે, અને કેટલાક ધંધામાં કાંઇક કરી બતાવવાનું હોય છે. શિક્ષકનો ધંધો કરી બતાવવાનો છે, એટલે તે એક કળા છે, તે સર્વે શિક્ષકોએ યાદ રાખવું જોઇએ. હવે કરવું હોય ત્યારે શું કરવું છે તેની પહેલી સમજવાની જરૂર છે. માટે આપણા કેળવણીના ઉદ્દેશ અને કાર્યનું લક્ષ્યબિંદુ શું છે, તે જાણીને તે પછી તે ઉદ્યોગ કરીએ તો ઉત્તમ ફળની આશા રાખી શકાય. લક્ષ્મીવિલાસ રાજમહેલ બંધાવવો હતો, ત્યારે પહેલાં તો તે કેવો જોઇએ, તેમાં સગવડો કેવી જોઇએ, બાંધણીના ઘાટ કેવા જોઇએ, તેમાં શિલ્પના શણગાર કેવા જોઇએ, એ વગેરે વિષે પ્રથમ નક્કી કરવામાં આવ્યું હતું, અને તે પછી ઇજનેરોએ તેપર વિચાર કરીને તેનો નકશો આગળથી કાઢીને યોગ્ય ઉદ્યોગથી તે બાંધી આપ્યો હતો. તેવીજ રીતે શિક્ષક પાસેથી પણ શું કાર્ય કરાવવું છે, તે કેવું હોવું જોઇએ, તેની પાસેથી જગત્ અને બાળકનાં માબાપ શું માગેછે, તે આપણે જાણવું જોઇએ. પછી તેમની માગણી પ્રમાણે બાળકને તેવાં બનાવી આપવાં એ શિક્ષકનું કામ છે.

શિક્ષકો પુછે કે અમારી પાસેથી તમે શું શું મેળવવાની આશા રાખો છો? જગત્ અને બાળકનાં માબાપ જે ઇચ્છે તે પ્રથમ તેમણે જાણી તે પછી તે લક્ષ્યબિંદુ તરફ દૃષ્ટિ રાખી કામ કરવાથી તેમની માગણી પ્રમાણે કરવાનું બની શકે. હવે પહેલી આશા શિક્ષકો પાસે જગત્ અને બાળકનાં માબાપ એવી રાખે છે કે **અમારાં બાળક શરીરે દૃઢ થવાં જોઇએ.** આજકાલ આપણે ખુલતાં કપડાં પહેરતા થયા છીએ, એટલે કપડાંની ટાપટીપથી ઢાંકેલું શરીર તો કાંઇક સારૂં દેખાય છે, પરંતુ

વાસ્તવિક રીતે જોતાં એમ કહેવું પડે છે, કે "ઉપરથી તો ખૂબ બનાઇ," પણ ભીતરની વાત કોણ નથી જાણતું? જ્ઞાતિમાં જમવા જતા યુવાનો કે જેમનું અંગ એક વસ્ત્ર સિવાય ખુલ્લું હોય છે, તેમને હું જોઉં છું ત્યારે મને તેમના શરીરના બાંધા જોઇ ખરેખર અંતઃકરણપૂર્વક ખેદ થાય છે. ઉંચાઇમાં વામનજી, છાતી માત્ર વેંતની, કેડનો ઘેર એક હાથનો, તાણીને બોલાય નહીં, જલદીથી ચલાય નહીં, સ્હેજ મહેનતમાં હાંફીને થાકી જાય, એવા નિર્માલ્ય જન હાલ દેશમાં પેદા થાય છે. દેશની ઉન્નતિની આશા હાલ સર્વ સુજ્ઞ જનોના હૃદયમાં વસી રહી છે, પણ આ ઠેકાણે મ્હારે સ્પષ્ટતાથી કહેવું જોઇએ કે જ્યાં લગી દેશનાં સ્ત્રી પુરુષના શરીર આવાં નિર્માલ્ય છે, ત્યાં લગી એવી આશા રાખવી એ શુદ્ધ મૂર્ખાઇ છે. જ્યાં લગી આપણામાંના પ્રત્યેક સ્ત્રીપુરુષની શરીરસંપત્તિ વધે નહીં, ને બધા જણા અંગે બળવાન, જબરા, કદાવર અને ખંભીરવાળા થાય નહીં, ત્યાં લગી દેશની ઉન્નતિની આશા રાખવી વ્યર્થ છે. કાબુલી જેવા બળવાન, શરીરે કદાવર જન આપણા દેશમાં કેમ પેદા નથી થતા ? જ્યારે કાબુલીને જોઉં છું, ત્યારે મને તેમનું શરીર જોઇ અદેખાઈ થાય છે કે આ લોક આવા બાંધાના કેમ, અને મ્હારા પુત્ર ને દેશી બાંધવો તેવા બાંધાના કેમ નહીં? હું પ્રારબ્ધવાદી નથી પણ પુરુષાર્થવાદી છું. આપણાં માબાપે કે આપણે ખરાબ કામ કર્યું હોય તો ખરાબ પરિણામ થાય, અને તેના કર્ત્તવ્યનું ફળ આપણે ભોગવવું પડે એ મ્હારો મત છે. ભૂતકાલનો પુત્ર વર્તમાનકાલ છે ને વર્તમાનનો પુત્ર ભવિષ્ય છે. હાલ આપણે જેવું કરીશું તેવો ભવિષ્યકાલ થશે. માટે શિક્ષકો પાસે પહેલી એવી માગણી કરી શકાય કે તમારી બધી મનશક્તિ, તનશક્તિ, ને ઉદ્યોગથી અમારાં બાળકોને તમે કાબુલી જેવા દૃઢ બનાવો. કાબુલી જેવા એટલે માત્ર હૃષ્ટપુષ્ટ હોય તે કામનાં નહીં. તેવા માણસોમાં ખમવાની શક્તિ હોતી નથી. શરીરના કદના જોડે તેમાં બળ પણ જોઇએ, તથા થાક, ભૂખ, ને દુઃખ ખમવાની શક્તિ ઉત્તમ પ્રકારની થાય તેવાં બનાવો. જગતની બીજી આગળ પડતી પ્રજા, દરરોજના ઉદ્યોગ-માં તથા રણમાં તેમજ વનમાં જેવી છે, તેના બરોબરની અમારી

પ્રજાને કરો. આગળના લોક દશ વીશ ગાઉ ચાલતા, ભૂખ વેઠતા, થાક વેઠતા, ઉજાગરો ખમતા, અને શહેરમાં કે રણમાં પોતાનું કામ સ્હેલથી કરી શકતા. તેની જગાએ હાલમાં તો એ માઇલ જવામાં તો સારી કસરત થઇ એમ ગણી ઘણો આનંદ માનવામાં આવે છે, એટલે આપણામાંથી હાલ ખમવાની શક્તિ ગઇ છે, માટે અમારાં બાળકોને બળવાન અને ખંભીરવાળાં એટલે ખમનારાં બનાવો; એ અમારૂં તમારી પાસે પહેલું માગણું છે.

તેની સાથે શિક્ષકો પાસે બીજું માગવાનું કે **અમારાં બાળકોને દીર્ઘાયુષી બનાવો.** મને હાલ ૬૪ વર્ષ થયાં છે તેથી કેટલાક મને કાકા અને કેટલાક ડોસા કહે છે, પણ તે મને પસંદ નથી. હજી જો મને ૮૦ વર્ષ થયા પછી તેમ કહે તો કાંઇક ઠીક એમ મને લાગે છે. કેમકે મ્હારી જીવવાની આશાઓ મોટી મોટી છે. ઇંગ્લાંડનો પ્રધાન સર હેન્રી બૅનરમેન ૭૨ વર્ષનો ગુજરી ગયો. લૉર્ડ રિપન હજુ ૮૦ વર્ષનો જીવે છે. જૉન મોર્લી ૭૪ વર્ષનો છે, અને તે હાલ યુવાવસ્થાના જેવાં કામ કરી યુવાન ગણાય છે; તો આપણા દેશમાં પણ તેટલી ઉંમર થતાં સુધી યુવાન ગણાઇએ એવું થવુંજ જોઇએ. આપણે હાલ અલ્પાયુષી થયા છીએ. એટલે ૪૫-૫૦ વર્ષની ઉંમરનાને ઘરડા માનીએ છીએ. પણ પહેલાં આપણે એવા નહોતા, કેમકે આપણા શાસ્ત્રમાં સો વર્ષ સુધી જીવવાનાં આશીર્વચનો છે. તેને બદલે હાલ તો 'વન'માંથી નિકળનાર એટલે એકાવન, બાવન, પંચાવન, સત્તાવન, અઠાવન વર્ષ વટાવનાર તો મહાભાગ્યશાળી અને પરાક્રમી ગણાય છે, એ કેટલી અવનતિ? તમારો શિક્ષક વર્ગ પોતાનાં જ્ઞાન, બુદ્ધિ, અને ઉદ્યોગથી અમારી પ્રજાને દીર્ઘાયુષી બનાવે, એટલી મ્હારી તમને સોંપેલા બાળકોના શરીર માટે બીજી માગણી છે. નિરોગી જીવન થયા વગર દીર્ઘાયુષી થવાતું નથી. માટે આરોગ્યના નિયમો શા છે, ને તે કેવી રીતે પાળ્યાથી દીર્ઘાયુષ્યની જોડે નિરોગી રહી શકાય છે, તે સર્વ પ્રજાને શિખવવાનું કામ તમારૂં છે.

હવે તેમની બુદ્ધિ કેવી કરવી એ તેને માટે હું અને જગત તમારી પાસે એવી આશા રાખીએ છીએ કે આપણામાં જેમ આર્યભટ્ટ, ભાસ્કરાચાર્ય થયા છે, તેવા બીજા પેદા કરો; શાસ્ત્રમાં ગૌતમ, કપિલ,

પતંજલી થઇ ગયા છે, તેવા હાલ કેમ થતા નથી? એક ખખત જે જમીનમાં જેવો પાક પાકયો હોય છે, તેવો બીજી વખત પણ પાકવો સંભવિત છે. જો તેવો પાક બીજ છતાં ફરીથી તે જમીનમાં ન પાકે, તો તેમાં ખેતી કરવામાંજ ખામી છે એમ સમજવું જોઇએ. માટે જો શિક્ષકો ધારે તો તેવા મહા પુરુષ બનાવી શકાય તેમ છે. આપણામાં હાલ બે પ્રાસ મેળવતાં આવડયા કે કવિ ગણાય છે, પણ ક્યાં કાલિદાસ, ભવભૂતિ, શેકસપિયર અને દયારામ અને ક્યાં હાલના બે પ્રાસ મેળવી કાવ કહેવડાવનાર કવિઓ? માટે તમે કાલિદાસ, ભવભૂતિ અને શેકસપિયર જેવા કવિ આ ભૂમિમાં તૈયાર કરો. શોધકો તરીકે લૉર્ડ કેલ્વિન અને ફેરેડે વિલાયતમાં થયા છે તેવા શોધકો તમે તૈયાર કરી આપો. હાલનાજ કાળમાં બંગાલમાં સુપ્રસિદ્ધ વિદ્યાગુરુ* જગદીશચંદ્ર વસુ વિદ્યમાન છે, એટલે એવા થશે કે નહીં તેવી શંકા લાવવાની નથી. યોજકો એટલે નવાં નવાં યંત્રો બનાવનાર પૂર્વે આ દેશમાં ઘણા હતા. ખગોળના યંત્રો અત્રેજ જે થયા છે, તેના નમુના જયપુરની વેધશાળામાં જોવાથી આપણા પૂર્વજોની બુદ્ધિ વિષે આપણા હૈયામાં અભિમાન ભરાય છે. રોમન અંક કરતાં આપણા અંક–આંકડાની શોધ કરનારની કેવી મહાન્ બુદ્ધિ છે કે ૧ થી ૯ સુધીના અંક એવી યુક્તિથી ગોઠવવાનું શોધી કાઢયું છે કે જમે તેટલી મોટી સંખ્યા તેથી બનાવી શકાય છે. તો તમારી પાસેથી પણ તેવા ગણિતશાસ્ત્રીઓ અને યોજકો મેળવવાની આશા કેમ ન રાખી શકાય? અગાઉ રાજકારભારમાં વિક્રમ, અકબર, શિવાજી વગેરે જેવા મોટા મોટા બાદશાહો થઇ ગયા છે, તેવા આપણા દેશમાં હાલ કેમ ન થાય? કેટલાક એમ કહે છે કે બધી વાતની સીમા છે. હું એ વાતને સ્વીકારતો નથી. મનુષ્યનું કામ પારસીઆને લાત મારી આગળ ખસેડવાનું છે, ને ભૂતકાલમાં જે ઉત્કર્ષને પામ્યા હોઇએ તેથી પણ આગળ વધવાનું છે. દુનિયામાં અવતરે ત્યારથી હરકતો દૂર કરી જીત

* પ્રોફેસર.

મેળવી ઉત્કર્ષને પામવું એ મનુષ્યનું કર્ત્તવ્ય છે. આપણા દેશમાં શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબનાં ઘણાં લોકોપકાર ને બુદ્ધિનાં કામથી આખો દેશ તેમની સુકીર્તિની ગર્જના કરી રહ્યો છે. પણ એવા બુદ્ધિશાળી ને પરોપકારી રાજા ઠામ ઠામ કેમ ન થાય? એવા પેદા કરવા તે પણ ગુરૂ એટલે શિક્ષકનું કામ છે. રાજકારભારમાં ટોડરમલ જાણીતો છે; સર સાલારજંગ અને નાના ફડનવિસ જેવા આગળ પાકયા હતા. ત્યારે હાલ તેવા કેમ ન થાય? તે માટે અમુક હરકતો છે એમ તમે કહેશો તે હું જાણું છું. પરંતુ તે દૂર કરવા નિરંતર પ્રયાસ કરવો ને ફળ મળે ત્યારે જ સંતોષ પામવો– આ એક શિક્ષકની ફરજ છે. સ્વદેશાભિમાની પુરુષો જેવા કે ગેરિબાલ્ડી, મેઝિની, ક્રુસદ અને દાદાભાઇ નવરોજજી જગતમાં પાકયા છે. હવે જો શિક્ષકનામાં શિક્ષકપણું હોય ને સત્ય સંકલ્પ હોય તો હાલ આપણા દેશમાં તેવા ઠામ ઠામ કેમ ન પાકે? ગરીબ હોય તે મોટા માણસ કેમ ન થાય? હાલમાંજ આપણા દેશની મુસાફરીએ પાર્લામેન્ટનો મજુર પક્ષનો સભાસદ શ્રીયુત કેરહાર્ડી આવ્યો હતો, તે ખાણમાં મજુરી કરતો હતો. તે પગલે પગલે ચઢીને હાલ બ્રિટિશ પાર્લામેન્ટનો સભાસદ થયો છે. મુંબાઇમાં જાવજી દાદાજી એક કંપોઝીટરની પંક્તિમાંથી ચઢીને ઉત્તમ છાપખાનાનો માલિક. ને પ્રસિદ્ધ દાખલો લેવાલાયક નર બન્યો છે. એવા આપણા દેશમાં પણ હાલ કોઇક પાકે છે. પરંતુ તે જવલેજ કેમ પાકે છે? તેને માટે હાલની પ્રતિકૂળ સ્થિતિ હોય તો તે ફેરવવા જેટલું પૌરુષ પેદા કરવું ને એ પરિસ્થિતિને બદલવી એ પણ શિક્ષકનું કાર્ય છે. વેપારીઓમાં અમદાવાદના રા. બા. રણછોડલાલ છોટાલાલ, મુંબાઇના શેઠ જમશેદજી જીજીભાઇ બાટલીવાળા કે જે બાટલીઓના વેપારથી નામાંકિત વેપારી થયા હતા, નવસારીવાળા જમશેદજી તાતા, એવા થોડા કેમ થાય છે? ત્રીસ કરોડની વસતીમાં તેવાની સરાસરી કરોડે એકની પણ કેમ નથી આવતી? તેનું કારણ એ છે કે મનુષ્યના જન્મથીજ શિક્ષણપદ્ધતિમાં ખામી છે. જગતમાં માણસનો જન્મ થાય છે ત્યારથી તે મરણ થતાં લગી તેને હમેશ શિક્ષણ મળ્યાં કરે

છે. પ્રથમ મા પાસેથી પાંચ સાત વર્ષ લગી મળે છે; પછી ગુરુ એટલે શિક્ષક પાસેથી મળે છે; ને તેની જોડે તથા ત્યારપછી હમેશ જગતના વ્યવહારના આઘાત અને પ્રત્યાઘાતથી શિક્ષણ મળતું જાય છે. પણ એ ત્રણે શિક્ષકનું મૂળ ગુરુનું શિક્ષણ છે. માટે બધી આશાઓનું મંડાણ તમારા ઉપર છે. આવી આવી મોટી મોટી આશાઓ જગત્ તમારી પાસેથી સાધવાની ઇચ્છા રાખે છે, ને એવાં મહત્ કાર્યના ધંધામાં તમે પડયા છો,. તે તમારૂં સુભાગ્ય તમારે માનવું જોઇએ. બેશક, તમારો તથા તમારા કુટુંબનો નિર્વાહ સારી રીતે થઇ શકે એવો પગાર તમને મળવો જોઇએ. પણ કોઇ પણ શિક્ષક એમ સમજે કે પગારના બદલામાં મ્હારે મજુરી કરવાની છે તો તેણે પોતાના કર્તવ્યનો ઘણો અધમ ખ્યાલ કર્યો એમ નક્કી સમજવું. એવા શિક્ષકને હું કદી માન આપી શકું નહીં; જગતના ઉદ્ધારમાં ને ઉન્નતિ કરવામાં આપણે અંગભૂત છીએ, એમ નિરંતર અને નિશ્ચલ ભાવના રાખીને દરેક શિક્ષકે પોતાનું કામ કરવું જોઈએ. હમેશ યાદ રાખવું જોઇએ કે ઉંચી વાસના વગર ઉંચાં કામ બનતાં નથી, ને માણસમાં ખરી મોટાઈ આવતી નથી. તેમ છતાં જેમની પૈસા મેળવવા ઉપર વધારે વાંચ્છના હોય, તેમને માત્ર મ્હારે એટલુંજ કહેવાનું છે કે આ પવિત્ર ધંધામાં તમારૂં કામ નથી.

હવે તમે કહેશો કે આવી મોટી મોટી માગણીઓ અમારી પાસે કરો છો; હવે તે માગણીઓ યથાશકિત નિર્લોભવૃત્તિથી ને દેશાભિમાનની ભાવનાથી અમે સિદ્ધ કરવાને આતુર છીએ, પણ એ સિદ્ધ કરવાનો ઉપાય શો ? એ રસ્તો હું મ્હારા થોડા અનુભવ પ્રમાણે તમારા આગળ મુકું છું. પ્રથમ તો શરીર સુદૃઢ થવા માટે શરીરનીતિની જરૂર છે. શરીરનીતિ એટલે શરીરનો કાયદો છે. તે પ્રમાણે જો પ્રજાની ઉત્પત્તિ થાય, ને તે ઉત્પન્ન થએલાને ઉછેરવામાં આવે તો બળ, આરોગ્ય, દીર્ઘાયુષ વગેરે સહજ સાધી શકાય. શરીરના કાયદા પાળવાને કાંઇ આખું વૈદક ભણવું પડતુ નથી. શરીરને નિયમમાં રાખીએ તો તે સારૂં રહે છે એમ હું મ્હારા પોતાના અનુભવથી કહી શકું છું. તાવ આવવો, માંદા પડવું, રોગી થવું કે નિરોગી રહેવું, એ

મનુષ્યના પોતાના હાથમાં છે, એમ હું માનું છું. રોગનાં કારણો કેટલાંક આપણા પંડના આહાર વિહારને વળગીને રહ્યાં છે, કેટલાંક બહારના પંચમહાભૂતના વિહારને લીધે થાય છે. બહારનાં કારણો દૂર કરવા માટે સાર્વજનિક ઉપાયો લેવા પડે છે, ને તેવા ઇલાજ હાલ મોટાં શહેરોમાં સુધરાઇ ખાતું લે છે, તેવા ઇલાજ સર્વત્ર લેવા જોઇએ. પરંતુ તેવાં કારણો વિષે એક વાત યાદ રાખવાની છે તે એ કે શરીર પ્રકૃતિ સુદૃઢ કરી હોય છે તો આગંતુક રોગ સામે સારી રીતે ટક્કર લઇ શકીએ છીએ. વળી દારૂ, ભાંગ, ગાંજો, તમાકુ, અફીણ વગેરે વ્યસનોથી દૂર રહેવાથી શરીર સારૂં રહી શકે છે. શરીર સુદૃઢ કરવાને બ્રહ્મચર્ય સૌથી ઉત્તમ ઉપાય છે, એ આપણા પૂર્વજોએ અભ્યાસ કરીને સિદ્ધ કરી આપ્યું છે, અને હાલ અનુભવ કરવાથી સિદ્ધ થાય છે. ખોરાકથી કે વ્યાયામથી શરીર સુદૃઢ થાય તે કરતાં બ્રહ્મચર્યથી વધારે સુદૃઢ થાય છે. બ્રહ્મચર્ય પાળતાં શિખવવું અને તેનો ઉપદેશ કરી બ્રહ્મચર્યની મહત્તા વધારવી એ કામ શિક્ષકો ધારે તો અવશ્ય કરી શકે તેમ છે. સ્વચ્છતા એ પણ શરીરનીતિનો એક અગત્યનો ભાગ છે. બાહ્યશૌચ એટલે ઉપરની ચોખ્ખાઇના નિયમો તેટલાજ માટે આપણા ધર્મમાં દાખલ કરવામાં આવેલા છે કે મૂર્ખ લોકો ધર્મનું બહાનું નહીં હોય તો તે નિયમો ઉપર ધ્યાન નહીં આપે. એ કારણસર ધર્મ સાથે શરીરની ચોખ્ખાઇના નિયમોને આપણા ઋષિઓએ સાંકળ્યા છે. હાલમાં તે નિયમોમાં અતિશયોક્તિ થાય છે. હાલ મરકીના હંગામમાં જેવા નિયમો પળાય છે તેવાજ નિયમો આપણામાં અગાઉથીજ પળાતા હતા. આપણા જૂના રિવાજ પ્રમાણે શબને અડકવાં પહેલાં અને અડકયા પછી શરીરશુદ્ધિ માટે સ્નાન કરવું જરૂરનું છે, અને અડકેલાને શૌચસૂતક દશ કે સોળ દિવસ પાળી ઘર સ્વચ્છ કરવાની ધર્મની ફરજ થઇ પડેલી છે, તે હાલના ક્વારન્ટાઇનને મળતું શાસન છે. પરંતુ તે નિયમનાં કારણ ભૂલી જઇ તેના હુંઠા પકડવાથી હાલ કેટલુંક મૂર્ખાઇ ભરેલું થઇ પડે છે. માટે લોકોમાંથી શરીરની બાહ્યશૌચતા માટે શિથિલતા

ન આવે તે માટે શિક્ષકે શરુઆતથીજ બાળકોને તેવી રીતે કારણ સમજાવી તૈયાર કરવાં જોઇએ. અનુભવથી જણાયું છે કે સાર્વજનિક આરોગ્યના નિયમો પાળવાથી પણ ફાયદો થાય છે. શાળાઓમાં સાર્વજનિક આરોગ્યના નિયમો ભણાવવા ને શાળાના ગૃહ વિષે પળાવવા પણ જોઇએ. કેટલાક શિક્ષકો તે જાણતા હોય છે. વિદ્યાર્થીઓની નજર આગળ તે વારંવાર લાવવા જોઇએ. કસરત થાય અને બ્રહ્મચર્ય પળાય તો શરીર દઢ બને એમાં શક નથી. સાધારણ કસરતની તો દરેક જણને ખાસ જરૂર છે. સૃષ્ટિનો નિયમજ છે કે મહેનત વગર રોટલો નથી. **મનુષ્ય જેટલી મહેનત કરે છે તેટલું તે ખાઇ શકે છે.** એ નિયમ દરેકે યાદ રાખવો જોઇએ. કાં શ્રીમંત કે કાં ગરીબ કાં રાજા, કે કાં રંક, જેટલી મહેનત કરે તેટલીજ તેને ભૂખ લાગે, અને જેટલી ભૂખ લાગે તેટલુંજ તે ખાઇ શકે છે. એ સૂત્ર ઈશ્વરેજ નિર્માણ કરેલું છે. હાલ બૈરાંને જો બેસી રહેવાનું મળે તો પોતે પોતાને નસીબદાર ગણે છે. પરંતુ તે ભાવના તેમની બિલકુલ ભૂલ ભરેલી છે. પાણીના નળ નહોતા ત્યારે સ્ત્રીઓને દૂર જઇ કુવામાંથી પાણી ખેંચી માથે ઉપાડી લાવવાનો શ્રમ પડતો હતો, ત્યારે તે સ્ત્રીઓ સુદઢ શરીરવાળી અને દીર્ઘાયુષી હતી. હાલ તેમ ન થતાં નળમાંથી, ઘરમાં બેઠા, વગર મહેનતે પાણી મળવા લાગ્યું ત્યારે તેની જગાએ બીજી કસરતનું કામ દાખલ ન થયાથી હાલ જુવાન સ્ત્રીઓ કેવી દેખાય છે? સ્ત્રીઓમાં ક્ષય, કસુવાવડ, જવાન વયે મરણ એ ઘણાં બને છે, તેનું કારણ તેમની કસરતના અભાવને લીધે છે. માટે દરેક સ્ત્રીપુરુષે યાદ રાખવું જોઇએ કે **જેટલી ભૂખ તેટલો આહાર, જેવું અન્ન તેવું તન, ને તન તેવું મન,** એ ખાસ નિયમ છે. હું એક બીજી અનુભવસિદ્ધ સલાહ આપીશ, તે જેને યોગ્ય લાગે તેણે ગ્રહણ કરવી. સ્નાન કર્યા પછી દરેક બાળક ને બાળિકાએ સૂર્યને નમસ્કાર કરવાની ટેવ પાડવી, અને દરેક માતાએ છોકરીઓને પણ એ નિયમ પળાવવો જોઇએ. એથી જેઓ ધર્મ માને તેમણે તેમ માનવું અને ન માને તેમણે કસરત થશે એ નિયમ માની કરવું. આ કસરત કરવામાં બાધ આવે તેમ નથી.

વળી તમે જે બાળકોને ભણાવો તે ઢેડ, કોળી, બ્રાહ્મણ કે રાજાનાં બાળકો હોય તોપણ તે દરેકને મનુષ્યદેહનું મહત્વ સમજાવવું જોઇએ. બધાના જીવ ને આત્મા સરખા છે એમ શાસ્ત્ર કહે છે. કોને ખબર છે કે ગરીબમાં ગરીબ માબાપનો છોકરો આગળ જતાં મોટો થઇ મહત્ કાર્યો કરી દેશને અને જનસમાજને ઉપયોગી નહીં થઇ પડે? બીજા દેશમાં એવા ગરીબ મોટા થયેલા છે. માટે દરેક **મનુષ્યને સમાન ગણવા, તેમાં ગરીબને તો વધુ ઉત્તેજન આપવું એ આપણી ફરજ છે.** મનુષ્યનો દેહ ઉત્તમ ગણાય છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે અનેક જન્મ પછી મનુષ્યના દેહમાં પ્રાણી ધારે તો મોક્ષ મેળવી શકે છે, માટે મનુષ્યદેહ મોટો છે એમ બાળકોને શિખવો. વળી તેનીજ સાથે સઘળા મનુષ્યને તે વૃદ્ધ, બાળક, યુવાન, ગરીબ, ગૃહસ્થ કે રાજા હોય તોપણ તે **સર્વને આ દુનિયામાં જીવવાનો અને રહેવાનો સરખો હક છે,** એમ તેમને સમજતાં કરો. જે **ક્રમ વર્ણાશ્રમનો બાંધ્યો છે તે તો દુનિયાની સગવડ માટે કર્યો છે, તે ક્રમ કાંઇ ઇશ્વરકૃતિ નથી. હાલના ક્રમથી જો સુખ કરતાં દુઃખ વધારે જણાય તો તે ફેરવવો જોઈએ.** સર્વ મનુષ્ય સરખા છે, તેમના હક સરખા છે, એમ બાળકોને શિક્ષકોએ વારંવાર શિખવવું અગત્યનું છે. તેમાંજ સ્વતંત્રતાનો સમાવેશ થઈ જાય છે.

વળી પોતાનું સુખ પણ એવી રીતે સાધવું કે **બીજાને દુઃખ ન થતાં પોતાને સુખ મળે; તે જ સુખ ઉત્તમ કહેવાય.** વળી તમારે **દરેક જણને ઉંચી આશાઓ આપવી;** હલકી આશા આપવી નહીં. તમે સારા નિકળશો તો રાજાના દિવાન થશો. તમે ગરીબ છો તોપણ શા માટે દિવાન ન થઇ શકો? તમે જે ધારો તે કરી શકો તેમ છો, એમ બાળપણથી હરેક બાળકને શિખવવું જોઇએ. આપણું નસીબ આટલુંજ છે, આપણે ગરીબ છીએ તેનું નસીબ ગરીબજ હોય એવું કદી શિખવવું નહીં. આપણે પાંચ ગાઉ જવાનો સંકલ્પ કરી નિકળીએ તો ૩–૪ ગાઉ જઇ શકીએ; પણ ત્રણ ગાઉનોજ સંકલ્પ કરીએ તો દોઢ બે ગાઉ જતાં થાકી જવાના. માટે **અભિલાષા હમેશ ઉંચી રાખવી,** ને

બધા તેવી રાખતા થાય તેવું શિક્ષણ દરેક બાળકને આપવું. તેમને હાથી ન દેતાં ઉચ્ચ કામનાઓવાળા કરવા. વળી છોકરાઓને આપકર્મી થતાં શિખવવું. બાપના પૈસા છે માટે પુત્રોને કાંઇ કરવાની જરૂર નથી, બાળકોને આવી ધારણાવાળા થવા દેવાં નહીં. **બાપનું ખાવું તે ઠંડું ખાવા જેવું છે.** ઠંડું અનાજ રાંધ્યા પછી ખાવામાં અને ગરમ ખાવામાં કેટલો તફાવત છે, એટલો બાપકર્મી અને આપકર્મી થવામાં છે, એવું સમજતા છોકરાઓને કરવા જોઈએ. બાપે હમેશ ઇચ્છા એવી રાખવી કે દિકરો મારાથી સવાઈ કરે, ને છોકરાએ એવું અભિમાન રાખવું કે " શું મ્હારામાં દમ નથી કે પિતાનું કમાએલુંજ હું ખાઉં ? " તમારે આવું અભિમાન દરેક બાળકના મનમાં સિંચવું. તેમના મનમાં ઠસાવવું કે **પરાક્રમથી પેદા કરેલા સો રૂપિયા તે વારસાથી મેળવેલા એક હજાર રૂપિયાની બરોબર છે.**

હાલની કેળવણીની ખામીથી કે શિખવાના ભારને લીધે ભણ્યા પછી પણ ઘણો ભાગ અવિચારી રહે છે, અને ખરું શું છે તે ન જાણવાથી સ્વાશ્રયી ન થતાં બીજાના પર આધાર રાખનારા થાય છે. તેથી બીજા તેઓને ઠગી તેનું ભક્ષણ કરે છે. માટે મનુષ્યને ખરું શું છે તે શોધતાં શીખવી તેનો લાભ આપવો જોઇએ. **અન્ય ભણાવવા કરતાં સમજશકિત વધે ને ચારિત્ર બંધાય, એવું જે ભણાવવું તે જ ખરું ભણાવવું છે.** છોકરાઓને ખરું જાણતા કરવા માટે તેમને નિડર બનાવીને એમ કહેવું કે **" તમને પૂરી સમજ પડે તોજ શિક્ષકનું કહેવું માન્ય કરજો."** એમ તેમને ઉશ્કેરવાં, એ ટેવ સારી છે. કારણ કે માણસો પૂરું સમજ્યા વગર, અથવા વિચાર કર્યા વગર, અથવા પ્રમાણ કે પુરાવો માગ્યા વગર ઘણી વાતો માની લે છે તેથી દુનિયામાં દુઃખ થાય છે ને અનિષ્ઠ બનાવો બને છે. માટે બીજાના કહેવા પરજ માત્ર આધાર ન રાખતાં, પ્રમાણ શોધી ખાતરી કરવાની ટેવ શિખવવી જોઇએ. તજવીજ કર્યા વિના ગપો માનવી તે મૂર્ખાઇ છે, એમ છોકરાંને શિખવી તેમને બધી વાતનો આધાર માગતાં કરવાં જોઇએ. છોકરાંને શિક્ષકોએ કપટી ન કરવાં. એક શિક્ષક

પૃથ્વી ફરે છે તે વિદ્યાર્થીને સમજાવી ન શકયો, ત્યારે તેણે તેને શિખવ્યું કે પરીક્ષક આવે ત્યારે તો તારે પૃથ્વી ફરે છે એમ કહેવું; પણ તે ફરતીજ નથી. એવા શિક્ષક તમારે થવું નહીં. એટલે છોકરાં કપટી થશે નહીં. ઘણામાં ઘણું તો ૨૦-૨૫ વર્ષ સુધી ભણવાનું હોય છે, પરંતુ તેટલામાં સર્વે ભણાતું નથી, તેમ બુદ્ધિ પરિપકવ થતી નથી; માટે બાળકોને અન્તર્દર્શન કરતાં શિખવવું. હું કરૂં છું તે ખરું છે કે ખોટું છે, તેવા વિચાર કરવાની ટેવ બાળપણથી બાળકને પાડવી જોઇએ. અંતર્દૃષ્ટિ ખિલ્યા વગર મનુષ્ય એવકુફ રહે છે, અભિમાની થાય છે, ને આગળ વૃદ્ધિ પામતો નથી. **અંતર્ દૃષ્ટિ વિનાનો તે આંખ વગર અને કાન વગરના આંધળા બ્હેરા જેવો છે.** માટે પોતાની ભૂલ પોતે કાઢે તેવી ટેવ બાળપણથી શિક્ષકોએ બાળકને પાડવી જોઇએ, અને તેમ કરવા માટે તેમનામાં નમ્રતા કે વિનય આણવાની જરૂર છે. મ્હારામાં ખામી નથી એવું જુવાન માણસ સ્વાભાવિક રીતે ધારે છે. એ જુવાનીનો ગુણ છે. એ વયનો ગુણ ઉમર વધતાં સુધરે છે, માટે બાળપણથીજ બીજા કહે તે વિનયથી સાંભળી વિચાર કરતાં બાળકને શિખવવું જોઇએ.

મનુષ્યમાં બુદ્ધિ કરતાં સુજનતા વિશેષ ઉત્તમ ગણાય છે. **બુદ્ધિશાળી કરતાં સુજન જગતને વધારે ઉપયોગી છે.** માટે ભલાઇ, સુજનતા, સારાપણું, એવા ગુણો બાળકને નાનપણથી શિખવવા જોઇએ. એને માટે પ્રમાણિકને વખાણવા તથા શાબાશી આપવી જોઇએ, તેમજ છોકરા પાસે પ્રમાણિકની પરીક્ષા કરાવવી જોઇએ. વળી એ માટે **સત્સંગની** પણ જરૂર છે. સત્સંગ એટલે સારી સોબત. જેવી રીતે સત્સંગની જરૂર છે તેવી રીતે **મહત્સંગની** જરૂર પણ છે. નાનાની સોબતમાંથી નાનો અને મોટાની સોબતમાંથી મોટો લાભ થાય છે. મોટાની વાત મોટા વિષય ઉપર હોય છે, ને તેની વિચારની શૈલી પણ મોટી હોય છે. માટે સત્સંગ જેવીજ મહત્સંગની પણ જરૂર છે. હાલ દેશના કમભાગ્યે તેવી મહત્ સંગતિ જોઇએ તેટલી મળી શકતી નથી એ દિલગીર થવાનું છે. ઉપર દર્શાવેલા સર્વ ગુણોનો એક બે મોટા ગુણોમાં સમાવેશ થાય છે. **સ્વદેશભકિત અથવા સ્વજનભકિત તથા સુજનભકિત** એ જો બાળકોને નાનપણથી શિખવવામાં આવે, તો તેનામાં

ઉપર બતાવેલું સર્વ આવી જાય. બીજાનું ભલું ઇચ્છવું, ખરાબ વિચારને મનમાં પૈસવા દેવા નહીં, અને કહેવું તેજ કરવું, તેજ જગતમાં જન્મ્યાનું સાર્થક છે એમ બાળકોને જાચતાં   કરતાં કરવાં.

આ પ્રમાણે માત્ર ઇસારા તરીકે મેં મ્હારા મુખ્ય વિચારો બતાવ્યા છે. આ વિષય પૂરો કરતાં પહેલાં મ્હારે છેલ્લો એક શબ્દ કહેવાનો છે. **શિક્ષકનો ધંધો સબુરીનો** છે. શિક્ષકો બાળકોને ધમકાવે છે, તે તેમની ભૂલ છે. બાળક ન સમજે એટલે તેને જડ કે મૂર્ખ કહેવો એ ખોટું છે. આ ઠેકાણે તેમ કહેનારજ મૂર્ખ ને જડ છે એવું ઘણી વાર બને છે, માટે સબુરી હમેશ રાખવી જોઇએ. તેમજ શિષ્ય પોતાના સંતાન સમાન છે એવી તેમના ઉપર હમેશ ચાહના તથા મમતા રાખવી જોઇએ. ભિન્ન ભાવ ન રાખતાં પુત્ર પ્રમાણે ગણી પોતાની સર્વ ક્રિયાઓ બતાવવી ને શિખવવી; અને તેને પોતાથી પણ વડો કરવાની ઉમેદ શિક્ષકે રાખવી. બાળકને ગુંચવણ પડે તે એકદમ કહી દેવું નહીં, પણ તે ગુંચવણ ઉકેલતાં તેને શિખવવું.

આ પ્રમાણે મ્હારા ટુંકા અનુભવ પ્રમાણે જે જે માર્ગ સૂઝ્યા તે મેં તમારા આગળ મુકયા છે. આ માત્ર દિગ્દર્શન છે. તમારા ધંધાનું છેવટનું નિશાન શું છે ને તે નિશાને પહોંચવાના ધોરી માર્ગ શા શા છે તે માત્ર મેં બતાવ્યા છે. તન ને મનથી નિરંતર ઉદ્યોગ કરી, હમેશ સંતુષ્ટ રહી, ને હમેશ તમારા ધંધાનું ઉચ્ચ અભિમાન રાખી, એ નિશાન સાધવાને ને આપણા દેશનો ઉદય શોધવામાં તમો સર્વ હોંસભર્યા સતત પ્રયત્ન કરો, એટલીજ ઇશ્વર પાસે મારી જાચના છે.

ઉપલો સમારંભ પૂરો કરતાં તેમણે જણાવ્યું કેઃ

શિક્ષકો પાસેથી આપણે શું માગીએ છીએ તે મેં ગઇ કાલે દર્શાવ્યું હતું. ધર્મ અને નીતિના પાયા સિવાય શિક્ષણની ઇમારત ટટાર રહી શકતી નથી એ વાત ખરી છે. **દુનિયાનું બધું બંધારણ નીતિપરજ** છે. નીતિપાલન સિવાય એક ક્ષણ પણ દુનિયામાં રહેવાય તેમ નથી. હાલ જગતમાં વિદ્વાનો અને બુદ્ધિશાળી પુરુષો કરતાં નીતિમાન અને ઉદ્યોગી પુરુષોનો વધારે

ખપ છે. ધર્મના વિષયમાં પેસતાં કાદવની ભૂમિમાં પેસવા જેવું થાય છે. ધર્મ શબ્દના ઘણા અર્થ થાય છે: કર્ત્તવ્ય, મોક્ષપ્રાપ્તિનો ઉપાય, એવા તેના અનેક અર્થ છે, તેથી તેના ઉંડાણ અને વિવાદમાં ઉતર્યા સિવાય હું સૂચવીશ કે **તમે દ્વૈતવાદનું શિક્ષણ આપો તો બધા મનુષ્યોને ભાઈસમાન ગણવાનું શિખવજો, અને જો અદ્વૈતવાદનો તમે બોધ કરો તો તમારા નિશાળીઆને તમે કહેજો કે આપણે સર્વ એકજ છીએ એવું હમેશ તમારા મનમાં સમજજો.**

ધર્મનું શિક્ષણ સરકારી શાળામાં દાખલ કર્યું નથી તેનું કારણ એ છે કે સરકારના માર્ગમાં તેમ કરવામાં ઘણી મુસ્કેલીઓ છે. પચીશ નિશાળીઆનો વર્ગ હોય તો તેમાં હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તિ, જૈન, બૌદ્ધ, શૈવ, વૈષ્ણવ, રામાનંદી, સ્વામીનારાયણ અને કબીરપંથ માનનારા છોકરા હોય; તો કઇ પદ્ધતિથી અને કયા ધર્મનું શિક્ષણ આપવું તેવો સવાલ ઉભો થાય છે. તેથી વિશેષધર્મ કરતાં સામાન્ય ધર્મ અને નીતિના સિદ્ધાન્તો સ્હેલથી શિખવી શકાશે એમ હું ધારૂં છું.

જુવાનીઆ અને ઘરડામાં એક મોટો તફાવત હોય છે. તે તફાવત એ છે કે ઘરડા ઘડાએલા અને ઘા ખમેલા હોય છે, તેથી ધીમી ગતિવાળા અને ધીરા હોય છે. જુવાનીઆ ગરમ લોહીવાળા હોય છે, તેની સાથે સંસારના ધક્કામુક્કીના માર તેમણે અનુભવ્યા હોતા નથી, તેથી તેઓ ઉતાવળા અને અધીરા હોય છે. આ કારણથી ફલની પ્રાપ્તિ માટે તેઓ ઘરડા કરતાં વધારે ઉતાપો અને ઉતાવળ કરે છે. વૃદ્ધો માને છે કે સંસારનું ગાડું ધીમે ધીમે ચાલે છે. તેથી રત વિના ફળ આવતાં નથી. જનમંડળને સુધારવાની વાત બાજુએ રહી, પણ પોતપોતાના ઘરના સુધારા વિષેજ વિચાર કરો કે સૌ પોતાના ઘરના રાજા છે, છતાં વડીલોનું તેમના ઘરમાં હમેશાં સર્વ બાબતમાં ધાર્યું થતું નથી. આનું કારણ એ છે કે જૂદી જૂદી વ્યક્તિના અભિપ્રાય જૂદા હોય છે, તેથી એકની ઇચ્છાનુસાર ઘર ચલાવવાનો કરેલો વિચાર ઘણી વખતે પાર પડતો નથી. પોતાના ઘરમાંજ આ પ્રમાણે ધાર્યું થતું નથી તો સમાજમાં મંડળ કે બીજાને હાથે પોતાનું ધાર્યું તત્કાલ

થવાની આશા રાખવી તે ઠીક નથી. જુવાનો અને વૃદ્ધો, ઉતાવળા અને ધીમા, એક બીજાની સોબતમાં સંસારપર્યટન કરે છે, તો તેમાં કોની ગતિ અનુસાર ચાલવું–ઉતાવળાની કે ધીમાની? મ્હારા મત પ્રમાણે ઉતાવળા કરતાં ધીમાના વેગને, વિચારને અને રીતભાતને અનુસરવું એ સલાહ ભરેલું છે. આ નિયમ સંસારનાં બધાં કામોમાં યાદ રાખવાની જરૂર છે. રાજ્ય પાસેથી કે ઉપરી પાસેથી કામ કાઢી લેવામાં ઉતાવળા નહીં થતાં, કળથી અને ધીરજથી કામ કરવાની મ્હારી તમને ભલામણ છે.

તમારા આ સમારંભના કામ તરફ મહારાજાની દિલસોજી છે એ તમારાં સદ્‌ભાગ્ય છે. બીજાં કેટલાંક રાજ્યોમાં તો પાંચ પચીશને ભેગાં મળવાની પણ બંધી હોય છે. આપણા મહારાજાના રાજ્યમાં એવો અયોગ્ય પ્રતિબંધ નથી તેથી તમારે ખુશી થવા જેવું છે. લાભ મળવા માટે અરજીઓ કરતાં આ વાત યાદ રાખજો કે રાજકર્ત્તાને તમારી સાથે રાજ્યનાં બીજાં ખાતાંની સગવડ ઉપર પણ ધ્યાન આપવાનું હોય છે. રાજ્યની તિજોરી ઉપર જૂદી જૂદી દિશાએથી દબાણ પડે છે. તેથી પગારનો લાભ મળવાની મુરાદ એકદમ કે પૂર્ણાંશે પાર ન પડે તો સમજ વાપરીને નિરાશ કે નિરુત્સાહી થશો નહીં. હાલ ગુરુનું પદ હલકું પડયું છે એ વાત ખરી છે.

વગ વાળાજ માણસો ટ્રેનિંગ કૉલેજમાં અભ્યાસ કરીને કેળવણી ખાતામાં જોડાય છે. આ વ્યવસ્થા સારી નથી. કેળવણી ખાતામાં સારી વ્યવસ્થા અને ઉન્નતિની લાલચના અભાવે ઉંચી શક્તિના માણસો દાખલ થતા નથી. હાલ શિક્ષકોજ ભણાવવાનું કામ કરે છે. પૂર્વે ધર્માચાર્યો, સન્યાસીઓ અને બ્રહ્મચારીઓ આશ્રમો અને મઠો સ્થાપી જ્ઞાનની વૃદ્ધિ કરવામાં પ્રવૃત્ત થતા હતા. આર્યસમાજોએ ગુરુકુલો સ્થાપવાની શરૂઆત કરી છે. તે પદ્ધતિ અનુસાર હાલના ધર્માચાર્યોએ તેમના દેવદ્રવ્યનો વ્યય શાળાઓ અને આશ્રમો સ્થાપવામાં શા માટે ન કરવો જોઇએ એ મ્હારાથી સમજાતું નથી.

બીજી આ પ્રસંગે મ્હારી એ સૂચના છે કે બનતાં સુધી બધા વિષયનું

શિક્ષણ પરભાષાને બદલે દેશી ભાષામાંજ આપવાની તજવીજ થવી જોઈએ. સંસ્કૃતની પેઠે અંગ્રેજી બીજી ભાષા તરીકે શિખવવાની ગોઠવણ થાય અને તે સિવાયના બાકીના વિષયો દેશી ભાષામાં જ સમજાવવામાં આવે તો અભ્યાસની કઠિનતાની ફરિયાદ ઘણે અંશે ઓછી થાય. શિક્ષણના વિષયોનાં પત્રો પ્રકટ કરવાનો ઉદ્દેશ ઉત્તમ છે. તે દ્વારા શિક્ષકો વિચારોનો વિનિમય કરી શકે છે.

**દુનિયામાં ઈશ્વરનો અને રાજ્યના કાયદા ઉલ્લંઘન કરવાનો જ ડર રાખજો. તે સિવાય બીજા કશાની દહેશત રાખશો નહીં.** શિક્ષકોના પગાર ઓછા છે તે વધારવા માટે સતત ચાલુ માગણી રહેવી જોઈએ. તેની અરજીઓ કરવાનો પ્રતિબંધ ન થાય ત્યાં સુધી તમારે અરજીઓ મોકલવાનું ચાલુ રાખવું. આની સાથે હું એટલું પણ જણાવીશ કે મહારાજા બહુ સમજુ છે, તેથી તમને તમારી અરજ મંજુર કરાવવામાં બહુ મહેનત પડશે નહીં. તેમને અરજદારની અરજ વાજબી અને રીતસરની જણાય તો તે મંજુર કરવામાં તેઓ ઢીલ કરે તેવા નથી. બધા શિક્ષકોને મ્હારી ભલામણ છે કે તમે તમારી જીંદગીનો વીમો ઉતરાવજો, કેમકે તેથી તમે કરકસર કરતાં શિખશો અને કજારજાએ તમારાં બૈરાં છોકરાંને ભૂખમરાની દહેશતમાં આવી પડવાની દહેશત રહેશે નહીં. છેવટે તમે ઉપાડેલું કામ અધુરૂં ન મુકતાં સદાને માટે ચાલુ રાખવાને આગ્રહપૂર્વક તમને સૂચના કરૂં છું.

( ૨ )*

સદ્‌ગૃહસ્થો,

નવીન સ્થપાએલી “ ગુજરાત કેળવણી મંડળી ” ના હેતુ શા શા છે, તે વિષે બને તેટલી પ્રસિદ્ધિ થાય તે માટે આપ સર્વને આજ અત્રે પધારવાનું આમંત્રણ કરવામાં આવ્યું છે. અને આશા રાખીએ છીએ કે તે

---

* ગુજરાત કેળવણી મંડળી તરફથી આપેલું પ્રસ્તાવિક ભાષણ; તા. ૨૮-૪-૧૯૧૩.

હેતુઓ આપ સર્વને પસંદ પડશે, ને પસંદ પડયા પછી આપ તથા બીજા અત્રે હાજર નથી, તે સર્વ સ્વદેશપ્રેમી ગૃહસ્થો એ વિષે આખા ગુજરાતમાં તથા તે બહાર તેની ખ્યાતિ કરી સહાયભૂત થશો.*

એ સંસ્થાનો મુખ્ય હેતુ એકજ છે; તે એ કે ગુજરાતમાં ગુજરાતી ભાષા દ્વારા સર્વ પ્રકારના જ્ઞાનનો, કળાનો, નીતિનો, તથા શરીરસંપત્તિનો પ્રસાર કરવો. આ હેતુ હાલના સમયમાં સર્વમાન્ય છે. જગતના બીજા દેશો કરતાં આ દેશ સર્વ વાતે ઉતરતો છે, એ વાત હાલ સર્વ સમજુ ને સુશિક્ષિત લોકની જાણમાં આવવા લાગી છે. યુરોપના દેશો આપણાથી સંસારની બધી વાતમાં ચઢતા છે. તેઓ શરીરે નિરોગી, જબરા ને જોશવાળા છે. આપણે રોગી, નબળા ને હોશ વગરના છીએ. તેઓમાં મરણપ્રમાણ

---

* It is my ambition to make the institution a central power-house spreading knowledge in all directions by the means indicated in the memo. I have perhaps taken it up late in life, and cannot dream that it will be a grand institution before I leave you all. But if before that time its foundations are firmly laid, and does some of the useful matters embraced by the 'objects', I shall be more than satisfied. ( 12-6-13 ).

Yes, the possibilities are immense, but I long to make a few of them at least hard realities; and as you say, much or all will depend on work and workers. As for myself, I intend, D. V.† to spend the remaining spen of my life to secure tangible results. But I want hearty supporters and co-operators and young workers. It is not easy to get these, but I trust, as time goes, some will be secured.

(15-6-13 ).

( Letters to Dr. Samant B. Mehta.)

† D. V.=Durante Vita=જ્યાં લગી જીવ છે ત્યાં લગી.

દર હજારે ૧૫ થી ૨૦ ટકાનું છે. આપણામાં ૩૦ થી ૪૦ ટકા લગીનું છે. એમનામાં ઘણા પુરુષો ને સ્ત્રીઓ ૭૦, ૮૦ ને ૧૦૦ ની ઉમરે પહોંચે છે; આપણામાં ૭૦ ઉપરની ઉમરે ઘણા થોડા જ પહોંચતા હશે. આપણું સરાસરી આયુષ્ય ૩૫ ની અંદર છે; તેમનું ૪૫ ઉપર છે. આપણામાં જીવતાં જન્મેલાં બાળકોમાં અરધો અરધ ભાગ પાંચ વર્ષની અંદર મરી જાય છે. શરીરબળ વિષે તો યુરોપીઅન લોક આગળ આપણે કંઈ હિસાબમાં નથી. ગુજરાતીઓને સરકારે લશ્કરી નોકરી માટે લાયક ગણ્યા નથી ને પલટણમાં ગુજરાતીને રાખવાની બંધી છે. આરોગ્ય અને બળ નથી એટલે જોમ, જુસ્સો, સત્ત્વ કે દમ તો હોય જ ક્યાંથી ? આપણે રોગી, નિર્બળ ને હોશ વગરના છીએ એ વિષે લાંબું બોલવાની જરૂર નથી. પરંતુ સંસારની સર્વ પ્રકારની ચઢતીનો પાયો શરીરસંપત્તિ છે, માટે તે વિષે પ્રથમ ઇસારો કરવો અવશ્ય છે. **શરીરસંપત્તિ વગર ઇતર પ્રગતિ થઇ શકે નહીં.**

૧. ધનસંપત્તિ—પેઢી ઉતાર ચાલતાં આવેલાં કેટલાંક કારણોને લીધે, તથા આર્યાવર્તમાં ગુજરાતના સ્થાનને લીધે, ભરતખંડના કેટલાક ભાગ કરતાં દ્રવ્ય અત્રે કંઇક વધારે હોય એવો સંભવ છે. પરંતુ વસ્તિનો થોડો ભાગ કદાચ ધનવાન હશે, તો પણ મહેનત કર્યા વગર ઉપજીવિકા ચલાવી શકે એવા લોક ગુજરાતમાં ઘણા નથી. પેટ પણ પૂરૂં ભરી ન શકે એવા માણસની સંખ્યા અત્રે ઓછી નથી. ગુજરાતમાં પણ માથા દીઠ કમાઈ વિલાયતના લોકની સરાસરી કમાઇ કરતાં ૧૫ મા કે ૨૦ મા ભાગની છે. વળી શહેરમાં ગમે તેમ હશે તોપણ પૂરૂં ખાવાનું તથા પૂરાં વસ્ત્ર ન મળે એવાં હજારો માણસ ગામડામાં ગુજરાતમાં પણ છે.

ભરતખંડના બીજા ભાગોમાં લાખો લોક વ્હેમથી તથા સંસારના હાનિ કરે એવા અને નિરૂપયોગી રિવાજોથી પીડાય છે, તેમ ગુજરાતમાં પણ વ્હેમ તથા ખોટા રિવાજનું નુકશાનકારક બળ પ્રવર્તેલું છે.

આ રીતે નજર કરી સામટી રીતે અવલોકન કરતાં આ દેશની દાઝ

જાણનાર ને દયાળુ લોકના મનમાં ઘણો ખેદ થાય છે. જે કુટુંબ હમેશ દરિદ્રી ને રોગી હોય, તેના ચલાવનારના મનમાં હમેશ ચિન્તા, ઉદાસી ને નિરાશા રહે છે, તેમ ગુજરાતનું ભલું ઇચ્છનાર ઘણા લોકના મનમાં હાલની સ્થિતિ સાલ્યા કરે છે. માયાળુ ને ઉદાર વૃત્તિના અંગ્રેજ સરકારના રાજ્યની સ્થાપના થયા પછી શાન્તિ ને સલાહ સર્વત્ર વ્યાપી રહી છે, તોપણ ઉપરનાં તથા તેના જેવાં બીજાં અનેક દુઃખો હજી જયાં ત્યાં નજરે આવે છે.

જ્યારથી દેશમાં જ્ઞાનનો પ્રચાર થવા લાગ્યો છે, ત્યારથી આવી વિટંબણાઓને ટાળવા તરફ તથા આપણી સ્થિતિ ચઢતી કરવા તરફ અનેક ઉત્સાહી પુરુષોનાં મન ખેંચાયાં છે, ને થોડા ઘણા પ્રયત્ન પણ થયા છે ખરા. શરીરનાં દુઃખ ટાળવા ઇસ્પિતાલો ને ડિસ્પેન્સરીઓ પુણ્યશાળી ગૃહસ્થોએ તથા સરકારે કેટલેક ઠેકાણે સ્થાપી છે; સાર્વજનિક આરોગ્ય વધારવાને મોટાં શહેરોમાં તથા કસ્બાઓમાં સુધરાઈ ખાતાં કાઢ્યાં છે; અનાથ બાળકોને પાળવા તથા ઉછેરવા સારૂ થોડાં આશ્રમ સ્થપાયાં છે; વિધવાઓની સ્થિતિ સુધારવા વિધવાશ્રમ અસ્તિત્વમાં આવવા લાગ્યાં છે; ઉદ્યોગ ને હુન્નરની વૃદ્ધિ કરવા સારૂ પણ થોડું થોડું મથન ઇદરઉદર થાય છે; ને એકંદરે ઘણાં માણસો આ વિષયોનું રટણ કર્યા કરે છે. છાપાઓમાં આ બાબતો થોડી ઘણી ચર્ચાયા કરે છે.

આવી રીતે લાંબા વિસ્તારમાં જાગૃતિ થઇ છે, તોપણ કહેવા જેવું ફળ અથવા ફળનો ઉદય હજી નજરે પડતો નથી, તેમજ નજરે પડવા જેવાં ચિહ્ન હજુ દૃષ્ટિએ પડતાં નથી. રોગ મટાડવાને ઇસ્પિતાલો કે ડિસ્પેન્સરીઓ સ્થપાઇ છે, તેમાં કંઈ ખોટું નથી; તેમાં વધારો થવો જરૂરનો છે. લોકો જયાં લગી સમજશે નહીં, ત્યાં લગી સુધરાઇ ખાતાનું પૂરૂં ફળ નહીં મળે. એ સત્ય સરકારી અમલદારોને હવે સૂઝવા લાગ્યું છે. મુંબાઇમાં લોકોને આ વિષયમાં સમજુ કરવા આરોગ્ય મંડળી* સ્થપાઇ છે. એ વાત ફરી ફરીને કહેવી જરૂરની છે, કે

*Sanitary Association.

આપણી નબળાઈનું, રોગનું, ટુંકા આવરદાનું કારણ ઘણે ભાગે અજ્ઞાન છે; તેથી કરીને જ્યાં લગી શરીરસંપત્તિ વિષેનું જ્ઞાન જનસમુહમાં પ્રસરશે નહીં, ત્યાં લગી એ દુઃખોમાં ઘટાડો થવાની ઝાઝી આશા રાખવી મિથ્યા છે. શરીર શી રીતે સારૂં થાય, તેના પોષણ ને વૃદ્ધિના કેવા નિયમ છે, ને તેનો કેવી રીતે ભંગ થવાથી રોગ, નબળાઈ ને અકાળ મરણ નિપજે છે, તે હરેક જણને સમજાવવું જોઇએ. તેવી જ રીતે આપણા દારિદ્રય વિષે રાત દહાડો પોકાર કરવાથી તે ટળવાનું નથી. દ્રવ્યોત્પત્તિ ને વૃદ્ધિનાં કારણોનું જ્ઞાન પ્રસરવું જોઇએ. **જે જે વિજ્ઞાન કે કળા કે હુન્નરથી દ્રવ્યની વૃદ્ધિ થાય છે, તે તે વિજ્ઞાન, કળા, કસબ, હુન્નર લોકોને શિખવીએ ત્યારે જ દ્રવ્યની વૃદ્ધિ થાય. આવી વૃદ્ધિ પાકા પાયા ઉપર કરવી હોય, તો આ દેશમાં જ સર્વ વિદ્યાનું, વિજ્ઞાનનું તથા કળાનું જ્ઞાન લાવવું જોઇએ, એટલું જ નહીં, પણ આ ભૂમિ સર્વ જાતના જ્ઞાન વિજ્ઞાનનું ધામ થાય, એવા બ્હોળા પાયાના પ્રયાસ થવા જોઇએ.** આવા પ્રયાસ હાલ જગતની બધી પ્રજાઓ કરે છે, ને આપણે યથાશકિત કરવા માંડવા જોઇએ, ને તેનો લાભ ખરેખરો લેવો હોય તો આપણી સ્વભાષાદ્વારા તે જ્ઞાન આપવા સારૂ મથવું જોઇએ. **આ કાર્ય મહાભારત છે એ વાત ખરી છે, પણ ભરતખંડની વસતી પણ મહાભારત છે.** જગતની મનુષ્યસંખ્યાના પાંચમા ભાગમાં આપણે એકલા છીએ. આપણામાં ગમે તે ખોડખામીઓ હશે પણ એક મોટો ગુણ એ છે કે એક વાર આપણી ખાતરી થાય છે કે અમુક માર્ગ પકડવાથી આપણું શ્રેય થશે તો પછી મોડા વ્હેલા આપણે તે માર્ગે જતાં બ્હીતા નથી. માટે કાર્યનું અતિ મહત્વ જોઈ હબકી જવાનું કારણ નથી, અથવા તેનો અનારંભ થવો ઇષ્ટ નથી. **જેમ કાર્ય ઘણું અગત્યનું હોય તેમ તેને વ્હેલું પ્રારંભવું જોઇએ,** ને તે સિદ્ધ કરવાને વિચાર, વિવેક, હોંસ ને આત્મભોગ આપવાને વગર વિલંબે આપણે સર્વેએ તત્પર થવું જોઇએ.

આવો પ્રયાસ, ઉત્સાહ ને આત્મભોગ આપવાની ફરજ કોઇ અમુક

વર્ગ કે વર્ણ જાતિના છે એમ કહેવું બરાબર નથી. જગત બધું સંકળાએલું છે. આપણામાંના દ્રવ્યવાન ને સુખી લોકોએ તેમજ બીજા સર્વેએ હમેશ યાદ રાખવાનું સૂત્ર એ છે કે, આપણને ખબર હોય કે ન હોય, ને આપણી ઇચ્છા હોય કે ન હોય તોપણ આપણું સુખ બીજાને આધારે ને આપણું દુઃખ પણ બીજાને લઇને છે. જો ગરીબ સારા તો તાલેવર સારા; ગરીબ દુઃખી તો ઇતર લોક દુઃખી થવાના. આ દૃઢ સત્ય છે. મનુષ્યના આજ લગીના ઇતિહાસથી તે સિદ્ધ થએલું છે ને કોઇ પણ ટુંકા કે સ્વાર્થી મતથી તે રદ થવાનું નથી. આપણા સર્વ દેશી ભાઇઓ જ્ઞાની, નિરોગી, હોંસવાળા, ભક્તિવાળા, સદ્‌ગુણી હશે, તો જ સર્વ ગુજરાતને સુખ, શાન્તિ ને સુબુદ્ધિ મળશે. તેથી ભિન્ન આશા રાખવી એ મોટામાં મોટો ભ્રમ છે.

કોઇ અમુક પુરુષ, અમુક કુટુંબ, અમુક જ્ઞાતિ કે ગામ, કે દેશનો ખરેખરો સુધારો કરવાનો માત્ર એકજ માર્ગ છેઃ તે એ કે તે માણસ કે માણસસમૂહને જ્ઞાન, નીતિ ને આરોગ્યના સંસ્કાર આપવા. આવા સંસ્કાર આપવાનો વિશાળ ને નિરંતર પ્રયાસ કર્યા વગર ઇચ્છેલું ફળ મળવું શક્ય નથી. અજ્ઞાન એ રોગનું મૂળ છે. અજ્ઞાન એ દારિદ્ર્યનું મૂળ છે, અજ્ઞાન એ અનીતિનું મૂળ છે, અજ્ઞાન એ વ્હેમનું મૂળ છે, અજ્ઞાન એ સર્વ જાતની હાનિનું મૂળ છે, માટે જ્યાં લગી જ્ઞાનવડે એ અજ્ઞાનની જડ દૂર થાય નહીં ત્યાં લગી બીજા બધા પ્રયાસ ઝેરી ઝાડને એક તરફથી સ્હોરવા સમાન છે. એક મેરથી સ્હોરેલું ઝાડ બીજી તરફથી ફુટ્યા વગર રહેતું નથી; જ્યારે તેનાં જડમૂળ ઉપર ઘા કરીએ છીએ ત્યારેજ તેથી થતી હાનિ દૂર થાય છે. આજુબાજુના કારણથી અનર્થ એક ઠેકાણેથી જઈ, બીજે ઠેકાણેથી પાછો ફુટી નિકળે છે.

અજ્ઞાનને દૂર કરવાના આ પ્રયાસ નવીન છે એમ નથી. ઉદાર નીતિવાળા અંગ્રેજ સરકારે તેમજ કેટલાક સ્વદેશી ભાઇઓએ થોડો વત્તો પ્રયત્ન આજ લગી કર્યો છે, ને તે પ્રયત્ન કરવાં તેઓએ ઘણા શુદ્ધ ભાવથી દ્રવ્યભોગ આપ્યાજ કર્યો છે. બીજો શ્રમ ઉપાડ્યો છે તે વિષે શંકા

લેવા કારણ નથી. તોપણ ઠંડા મગજથી વિચાર કરતાં તેમાં કેટલીક મોટી ને ઉઘડ ખામીઓ નજર પડે છે. એક સૌથી મોટી ખોડ એ છે કે એમાંના ઘણા ખરા પ્રયાસ અંગ્રેજી ભાષા દ્વારા જ્ઞાન આપીને આજ લગી કરવામાં આવ્યા છે ને હજી કરાય છે. અંગ્રેજી જાણનારની સંખ્યા પ્રમાણમાં હાલ ઘણી થોડી છે, ને તે વધી વધીને ઘણી વધશે તોપણ ભાગ્યેજ સેંકડે એક બે ટકા જેટલી થઇ શકશે. એટલે અંગ્રેજી ભાષાને દ્વાર તરીકે વાપરી પ્રયત્ન કરવાથી સોમાંથી નવાણું કે અઠાણું ઉપર કંઇ પણ સાક્ષાત્ અસર થવાનો ઘણોજ થોડો જોગ છે. હાલના પ્રયાસોની બીજી મોટી ખામીનો અણસારો ઉપર કરવામાં આવ્યો છે, તે એ કે પ્રયાસો થડમૂળને ન ગાઝતાં ડાળાં પાંખડાંને વળગે છે, ને એકદેશી સુધારા તરફ કેટલીક સંસ્થાઓ વિશેષ આગ્રહ બતાવે છે. આવા વ્યવસાય ઇચ્છેલું ફળ આપતા નથી. મનુષ્યનું મન એવું ઘેલું છે કે તેના એક પાસાને મઠાર્યાથી જોઈતું ફળ થતું નથી, એટલુંજ નહીં પણ ઘણી વાર તેથી તેની પાક્ષિક ને એકદેશી ખિલવણી થાય છે. આ પરિણામ ઇષ્ટ નથી એ ઉઘડ છે.

ઉપર દર્શાવેલા પ્રકારના વિચારોને વશ થઇને આ સંસ્થાએ પોતાનો મુખ્ય હેતુ એવો રાખ્યો છે કે ગુજરાતી ભાષા દ્વારા જ્ઞાન આપી અજ્ઞાન દૂર કરવું, ને સર્વ પ્રકારના જ્ઞાનનો, કળાનો, નીતિનો તથા શરીરસંપત્તિનો વધારો કરવો. આપણા દેશની, દ્રવ્યની કે ઇતર પ્રકારની વૃદ્ધિ કરવાનો ઉદ્દેશ સ્પષ્ટપણે આ સંસ્થાએ રાખ્યો નથી, પણ શરીરસંપત્તિ વધશે, જ્ઞાન વડે બુદ્ધિ ખિલશે, હુન્નરકળા ને કસબનું જ્ઞાન મળશે, ને નીતિ વધશે, ને વ્હેમનાં બંધન તુટશે, તો દ્રવ્ય નીતિ ને ઇતર પ્રગતિ થયા વગર રહેશે નહીં; કારણ પ્રગતિનાં કારણને આપણે સારી રીતે સેવીશું તો સાક્ષાત્ પ્રગતિ એ સાધનોની પાછળ એની મેળે આવશે. કારણનું સંયોજન થાય એટલે કાર્ય ઉત્પન્ન થયા વગર રહેજ નહીં.

ભરતખંડના સર્વ ભાગોમાં આવા પ્રયાસ થવાની હાલ જરૂર છે, પણ આપણે ગુજરાત પુરતું આપણું કર્ત્તવ્ય કરી શકીએ તો હાલની આપણી સ્થિતિ જોતાં આપણે ઘણું કર્યું ગણાય. બીજે ઠેકાણે એવા પ્રયત્ન શરુ

થયાના ભણકારા આપણે કાને આવવા લાગ્યા છે. તે પ્રયત્નમાંથી જે લાભ મળવાનો હશે તે આપણે લઇ શકીશું ને આપણા પ્રયાસમાંથી તેઓ ગુણ કાઢે તો ભલે કાઢે. હાલની આપણી વિશેષ સ્થિતિ જોતાં પ્રયાસની આવી સ્થાનિક સીમા બાંધવી એ અઘટિત લાગશે નહીં. આ પ્રમાણે ગુજરાતી ભાષાનું દ્વાર વાપરીને ગુજરાત દેશને સીમા સમજી આપણે આ સમારંભ માંડયો છે. એ સમારંભમાં પ્રથમ પગલાં કીયાં ભરવામાં આવશે તે વિષે બારિક વિવેચન હાલ થઇ શકે તેમ નથી. ગુજરાતના સુશિક્ષિત, સંસ્કારી ને દેશાભિમાની નરોની સહાય ઉપર ભવિષ્યનો ઘણો આધાર છે. તે સહાય મળશે એ માટે મ્હારા મનમાં રજ પણ સંદેહ નથી. હાલ એમ ધાર્યું છે કે કેટલાંક સરળ ને સુલભ કાર્ય પ્હેલાં હાથમાં લેવાં ને પછી નાણાંની તથા બીજી સવડ જેમ જેમ વધતી જાય તેમ તેમ બીજાં કાર્ય વધારતાં જવું. ગુજરાતી ભાષામાં જ્ઞાન, નીતિ, આરોગ્ય ને વિજ્ઞાન તથા કળાનો પ્રસાર થાય એવાં ભાષણ અપાવવાં તથા પ્રયોગ કરાવવા, રાત્રિશાળા તથા રજાના દિવસોની શાળાઓ કાઢવી, બુદ્ધિમાન ગરીબોને ગુજરાતી કે પરભાષામાં દરેક જાતની કેળવણી મળી શકે તેવી મદદ કે સવડ કરવી, નાણાંની સવડ થયેથી જનઉપયોગી કેળવણી મળે તેવી પ્રાથમિક મફત ગુજરાતી શાળાઓ કાઢવી, વગેરે હેતુ પ્રથમ સધાશે. એમ ધારી તે ઉદ્દેશની ગણનામાં પ્રથમ તેને મુક્યા છે. પણ આ મંડળીના હેતુની સીમા ઘણી બ્હોળી ને વ્યાપક રાખી છે. જો આપણા ઉત્સાહી ભાઇઓ ઉમંગથી આ મહાન્ કામમાં ટપોટપ સામેલ થઇ આશ્રય આપે તો હસ્તકળાના કે ઉદ્યમ શિખવવાના વર્ગ કે શાળાઓ કાઢવી, હુન્નર કે કળાના વર્ગ કે શાળાઓ કાઢવી, જ્ઞાન-વિજ્ઞાનનાં ઉપયોગી પુસ્તકો રચાવવાં, સ્ત્રીઓને સારી ને ઉંચી કેળવણી ગુજરાતીમાં આપી શકાય એવા ઇલાજ લેવા; સારાંશ કે **ગુજરાતી ભાષામાં ઉંચી ને સંપૂર્ણ ને સર્વ પ્રકારની કેળવણી આપી શકાય તેવી વ્યવસ્થા કરવી, એ આ મંડળીનું છેલ્લું નિશાન છે.**

કોઇ કહેશે કે વામન જેમ આકાશને બાથમાં ભીડવા જાય, તેવો આ પ્રયત્ન છે, તો મ્હારો નમ્ર ઉત્તર એટલોજ છે કે કોઈ અમુક

વ્યક્તિનો કે અમુક ટોળીનો, કે અમુક સાથનો કે અમુક સંઘનો આ પ્રયાસ નથી, પણ એક કરોડ ગુજરાતીનું આ લક્ષ્યબિન્દુ છે. ગુજરાતીને માતૃભાષા જાણનારાઓએ આજ લગી જે જે કર્યું છે તેને આંખ આગળ લાવી જોઈશું તો હિમ્મત, સંપ, ભક્તિ ને આત્મભોગથી આ કામ પણ મોડું વ્હેલું જરૂર પાર પડશે. વળી 'જીવની આશા ડુંગર જેવડી ' એ ભજન હું વિસરી જતો નથી, પણ એવાં વેણ આ પ્રયાસ-ને લાગુ જ નથી. કારણ કે હોંસિલા, અનુભવી, દેશરાગી, અનેક જુવાન નર તથા નારીઓના અંતરના ઉદ્દેશ સફળ કરવાનો આ વ્યવસાય છે. **વ્યક્ત જીવો મરણ પામશે, તોપણ ગુજરાત ને ગુજરાતીઓ અમર છે.**

દેશી ભાષા દ્વારા જ્ઞાન આપવાનો આ પ્રયાસ અપૂર્વ છે એમ કોઈ માને તો તે ભૂલ છે. ખરું કહીએ તો **પરભાષા દ્વારા ઉંચું જ્ઞાન આપવાની નીતિ જ જગતમાં કેવળ અપવાદ રૂપ છે.** જગતના મોટા ને ઉચ્ચ પદે ચઢેલા દેશોમાં એવો એક પણ દેશ નથી કે જેણે વિજ્ઞાન ને સાહિત્યનો પ્રસાર કરવા પરભાષાને ગ્રહણ કરી હોય. જાપાને ૪૦ વરસ ઉપર પશ્ચિમનું જ્ઞાન તથા કળા મેળવવાનો મનસુબો કર્યો, ત્યારે તેણે સ્વભાષા વાપરવાનો નિશ્ચય કર્યો. જૂની જાપાની ભાષા હાલની હિન્દની ભાષાઓ કરતાં વધારે સંસ્કારાએલી હતી એમ માનવા કંઈ કારણ નથી. તેમ છતાં જાપાને પોતાની ભાષા દ્વારા સર્વ પ્રકારના શાસ્ત્ર, કળા ને હુનર સ્વાધીન કર્યાં છે. રૂશીઆમાં થોડાં વર્ષ ઉપર સર્વ પ્રકારનું ઉંચું જ્ઞાન પરભાષામાં અપાતું હતું; હાલ 'રશિયન' ભાષામાં આપી શકાય છે. બંગ ભાષાની સાહિત્ય પરિષદ્ થોડા સમય ઉપર મળી ત્યારે તેના વિજ્ઞાનવિભાગના સંમેલનનું અધ્યક્ષપદ પ્રસિદ્ધ રસાયણશાસ્ત્રી બાબુ પ્રતાપચંદ્ર રૉયને આપવામાં આવ્યું હતું. તેમણે એ ઉચ્ચ આસન ઉપરથી ટીકા કરી છે કે અંગ્રેજી દ્વારા વિજ્ઞાનનું શિક્ષણ આપવાના હાલના રિવાજથી આપણા ઉછરતા જુવાનોનો ઘણો વખત નકામો જાય છે ને નિરર્થક શ્રમ વધે છે, ને આગ્રહથી તેઓએ બલામણ કરી હતી કે બંગાલી ભાષા દ્વારા સર્વ પ્રકારના વિજ્ઞાનની માહિતી બંગાલીમાં આપવી જોઈએ. એઓને બીજી

ભાષાઓની ઘણી માહિતી કદાપિ નહીં હોય, પણ બંગ ભાષામાં વિજ્ઞાન શિખવી શકાય, તો ગુજરાતીમાં શિખવવાને કંઈપણ વાંધો સૂઝતો નથી. વળી બંગાલ કે મહારાષ્ટ્રની શબ્દ-પરિભાષા ગુજરાતીમાં લઈ શકાશે. ગમે તેમ હોય પણ એક વાત નિર્વિવાદ છે કે **આ મોટા દેશની ઉન્નતિ કરવી હોય તો સર્વ જ્ઞાન દેશી ભાષામાં આપ્યા વગર છુટકોજ નથી.** જગતના જે જે દેશ હાલ આબાદ છે, તે તે દેશની બધી પ્રજાને ઉત્તરોત્તર ઉંચું જ્ઞાન આપવાનો પ્રયત્ન નિરંતર થયે જાય છે. દુનિયાની બાજીમાં જીતવાનો માર્ગ જ્ઞાન સિવાય બીજો નથી. એજ રીતે અજ્ઞાનનો નાશ થશે, **અને અજ્ઞાનનો નાશ નહીં કરીએ તો અજ્ઞાન આપણો નાશ કરશે.**

જે સદ્‌ગૃહસ્થોએ આ યોજનાને ઉપાડી લઇ તન, મન ને ધનથી અત્યાર લગી તેને પુષ્ટિ આપી છે તેમનો આભાર માની આ ટુંક પ્રસ્તાવના આટોપવાની રજા માગું છું.

---

## સાહિત્ય પ્રકરણ.

### ( ૧ )*

**સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ,**

હું આજે પ્રમુખ તરીકે ભાષણ કરૂં છું, પરંતુ જે કહું છું તે સર્વ વિચારો મ્હારા પોતાના છે. આપણી આ સોસાઇટીએ સાઠ વર્ષમાં કરેલાં કામનો ટુંક સાર ઑનરરી સેક્રેટરી સાહેબે જણાવ્યો તે ઉપરથી આપ સર્વને જણાયું હશેજ કે શરુઆતમાં કાંઇ નહોતું તેમાંથી આટલું બધું થયું છે. લગભગ ૨૫૦ નવાં પુસ્તકો સોસાઈટીએ પ્રસિદ્ધ કર્યાં છે, અને લગભગ અઢીલાખ રૂપીઆ જેટલી મિલકત ટ્રસ્ટમાં રાખી તેનો વહીવટ સોસાઇટી કરે છે. લગભગ દોઢલાખ રૂપીઆના ફંડ ઉપરાંત

---

* ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના હીરક મહોત્સવ વખતે સોસાઈટીના પ્રમુખ તરીકે કરેલું ભાષણ. તા. ૯-૩-૧૯૦૯.

પચાસ સાઠ હજાર રૂપીઆની સોસાઇટીની પોતાની સ્થાવર તથા જંગમ મિલકત થઈ છે; અને આ સિવાય ઘણા લેખકોને આશ્રય આપવામાં આવ્યો છે. સોસાઇટીની સ્થાપના અલેકઝાન્ડર કીન્લાક ફાર્બસ સાહેબે કરી ત્યારે, હાલ ભદ્રમાં એજ્યુકેશનલ ઇન્સ્પેકટરની ઑફિસ બેસે છે તે મેડા ઉપર એક નાની ઓરડીમાં તેની લાઇબ્રેરી હતી. તે વખતે લાઇબ્રેરીમાં થોડાંક જ પુસ્તકો હતાં. ત્યાર પછી સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તર મરહુમ રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસની યાદગીરી નિમિત્તે તેમના શિષ્યોએ એક ફંડ એકઠું કરી, તેમાંથી કબાટો તથા પુસ્તકો ખરીદ કરી સોસાઇટીને સોંપ્યાં હતાં. આ પુસ્તક ઉપર રા. સા. ભોગીલાલભાઇના નામની ચિઠ્ઠીઓ છપાવીને ચોંટાડવામાં આવી હતી, અને તે રા. સા. ભોગીલાલ લાઇબ્રેરી તરીકે હતી. પછી તે લાઇબ્રેરીનું શું થયું તે જાણવામાં નથી. કદાચ હાલની હિમાભાઇ ઇન્સ્ટિટયૂટ સાથે જોડાઇ ગઇ હોય તો કોણ જાણે. સોસાઇટીની લાઇબ્રેરીનું મકાન બાંધવા નગરશેઠ હિમાભાઈ વખતચંદે પાંચ હજાર રૂપીઆ આપ્યા, એટલે થોડી મુદતે મકાન બંધાયું, તેને "હિમાભાઇ ઇન્સ્ટિટયૂટ" એવું નામ આપવામાં આવ્યું. તેના થોડા ભાગમાં સોસાઇટીની ઑફિસ બેસતી હતી. એજ નગરશેઠના કુટુંબની ઉદારતાથી હાલનું મોટું મકાન અને આ ભવ્ય હૉલ મેળવવા આપણી સોસાઇટી ભાગ્યશાળી થઈ છે. આ પ્રમાણે સોસાઇટીનું શરીર વૃદ્ધિ પામ્યું છે અને તેજ પ્રમાણે તેના આત્મામાં પણ વૃદ્ધિ થતી ગઇ છે.

ગયાં સાઠ વર્ષમાં આ મંડળે જે જે કર્યું છે તેનો યથાર્થ ઇતિહાસ આપ સર્વને માલમ છે. એમાં કંઇ ઓછાપણ કે ખામી નથી, એમ કહેવા કોઇ માગતું નથી. સાઠ વર્ષ જેવા લાંબા કાળમાં કંઇ પણ ભૂલ થઈ નહીં હોય એમ કહેવાની કોઈ શાણો માણસ હિંમત ધરે નહીં કરવાનાં કામ રહી ગયાં નથી એમ પણ ડોળ કેમ કરી શકાય? જે થયું છે તે બધું પરિપૂર્ણ ને દોષરહિત થયું છે એમ પણ કહેવું યથાર્થ નથી. જે જે પુસ્તકો રચાયાં છે, તેથી સારાં થઇ શકતજ નહીં, એવો દાવો પણ ભાગ્યેજ

કરી શકાય. કેટલાંક મોટાં કાર્ય, જેમ કે ગુજરાતી ભાષાનો કોષ, ગુજરાતી ભાષાનું વ્યાકરણ, તેમજ જોડણીના નિયમ હજુ કરવા બાકી છે, તે સોસાઇટીના કાર્યકરનારાઓ સારી પેઠે સમજે છે. મૂળ ગ્રંથો એટલે જેને original works કરીને કહે છે તેનો તો હજુ પ્રવેશજ થયો નથી, એ પણ નમ્રતા સાથે કબૂલ કરવું પડશેજ. આવી રીતે કરણીમાં ને વર્તનરૂપમાં ઘણી ન્યૂનતા છે એ કાર્ય કરનારાઓની જાણ બહાર નથી; પરંતુ સુજ્ઞ ને મિત્રભાવથી ટીકા કરનારને એ બોલ કહેવા અપ્રસંગી નહીં ગણાય. ગયાં સાઠ વર્ષમાં જે જે દેશોપકારી પુરુષોના હાથમાં આ મંડળનું સૂત્ર આવી ગયું છે તે બધાને એકકાલીન ગણવા યોગ્ય નથી. પ્રારંભમાં તો થોડા આદમીને આ કામ સારૂ એકઠા કરવા એ મુસ્કેલી ભરેલું હતું. કેળવણી છેક બાલ્યાવસ્થામાં હતી, ને યુરોપીય સદ્‌ગ્રહસ્થોના આશ્રય ને દોરણીની ઘણીજ જરૂર હતી. મંડળ ઉભું કરીને ચલાવવું તથા તે વખતના ચાલતા વહેમ ને કુચાલને દૂર કરવા એ ઉદ્દેશો તે કાલે મુખ્ય હતા, માટે ભૂતનિબંધ, જાદુ વિષે નિબંધ, બાળવિવાહ ને વિધવાવિવાહ નિબંધ, વગેરે રચાવવામાં, ને બુદ્ધિપ્રકાશને વખતોવખત પ્રકટ કરી લોકોમાં સદ્વિચારનો પ્રસાર કરવાના ઉદ્યોગમાં લગભગ ૨૦ વર્ષ સુધી આ મંડળનો પ્રયાસ હતો. વળી નાણાં સંબંધી સ્થિતિ સુધારવી એમાં પણ વ્યવસ્થાપકોનો કેટલોક કાળ જતો. આ શહેરમાં સૌથી પ્રથમની પુસ્તકશાળા આ મંડળે કાઢી ને શેઠ હિમાભાઇ વખતચંદે ઉદારતાથી બક્ષીસ આપી મકાન બંધાવ્યું ત્યાં લગી એ પુસ્તકસંગ્રહ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની લાયબ્રેરીના નામથી ઓળખાતો. વિશ્વવિદ્યાલય એટલે યુનિવર્સિટિની સ્થાપના પછી અંગ્રેજી વિદ્યાનો જેમ જેમ બ્હોળો પ્રસાર થતો ગયો તેમ તેમ અંગ્રેજી વિદ્યાના ભંડારને ગુજરાતી ભાષાંતરના રૂપમાં ગુજરાતી પ્રજાની સમક્ષ લાવવાનો પ્રયત્ન ચાલુ થયો છે. તે દિશાએ હજુ સોસાઇટીનો ઉદ્યોગ ચાલ્યા કરે છે. મરાઠી ને બંગાલી ભાષામાં સારાં પુસ્તકો રચાય છે, તેને પણ યોગ્ય રૂપમાં ગુજરાતી વાચકો આગળ મુકવામાં આવે છે. સંસ્કૃત વિદ્યાનો અભ્યાસ વધવાથી, તેનાં સરસ પુસ્તક ગુજરાતીમાં સમજાય એવાં કરવાનો ક્રમ હાલમાં હાથ ધર્યો છે. હુન્નરકળા ને નૈસર્ગિક શાસ્ત્રની આવશ્યકતા

હાલ ઘણી સમજાયાથી તે વિષય ઉપર પુસ્તકો રચાવવાની આ મંડળે પ્હેલ કરી છે. આ રીતે જૂદા જૂદા માર્ગે ને જૂદા જૂદા વેગથી ગતિ થયા કરી છે.

હું ફરી કહું છું કે આ લાંબા કાળની કાર્યપ્રણાલિકામાં કેટલાંક કરવાનાં કામો રહી ગયાં હશે, કેટલાંક મોડાં કરવાનાં વ્હેલાં થયાં હશે, ને વ્હેલાં થવાનાં મોડાં થયાં હશે; પણ **માણસના કે મંડળના કામની તુલના કરતી વખત તેની બધી સ્થિતિ જોવી જોઈએ.** બને ત્યાં લગી તેને ઠેકાણે આપણે હોઇએ તો આપણે શું કરીએ, તેનો વિચાર પણ કરવો જોઇએ. વળી તેની આસપાસની પરિસ્થિતિ પણ કેવી હતી, તે પણ જાણવું જોઇએ: તેનાં દ્રવ્ય સંબંધી સાધન લક્ષમાં રાખવાં જોઇએ, ને મનુષ્ય રૂપી કાર્ય કરનારા કોણ હતા, ને તે કાળના વિચાર કેવા હતા, તે પણ જોવું જોઈએ. આ રીતે બધી હકીકતનો સામટો તોલ કરી મૈત્રદષ્ટિથી અભિપ્રાય બાંધશે, તેને એમ લાગશે કે જો કે ખામીઓ, અપૂર્ણતા, ન્યૂનતા વગેરે છે તોપણ એકંદર જે કામ થયું છે, તેથી અસંતોષ થવાનો કંઈ આધાર નથી.

વિચારવંત પુરુષને એમ પણ લાગ્યા વગર નહીં રહે કે જે જે અડચણોની વચમાં ગુજરાતી સાહિત્યનો ઉદય શરુ થયો છે તે એવી સખત અને ભારે હતી, કે અડચણોનો પરાજય કરીને હાલના જેવો સાહિત્યનો ઉદ્‌ભવ થયો એજ ચમત્કાર જેવું બન્યું છે. બીજા દેશોમાં ભાષાનો ઉદય કેટલીક વાર શ્રીમાન્ નરોના આશ્રયથી થયો છે, ને આ દેશમાં પણ આગળ એમ થતું; પરંતુ ગઇ સાદીના પ્રથમ ભાગમાં દેશની સ્થિતિ ઘણી કંગાળ હતી, ને એવા આશ્રયનો સંભવ છેક થોડો હતો. વળી ભાષાની ખરી ખિલવણી યોગ્ય સ્થળ ને પરિસ્થિતિમાં થાય છે. તેમાંનાં કેટલાંકનો હાલના કાળમાં છેક અભાવ છે. રાજદરબારી મંડળોમાં તથા તેને લગતી સંસ્થાઓમાં વકતૃત્વને તથા બીજા સાહિત્યને કેટલું પોષણ મળે છે, તે અંગ્રેજી–Political Eloquence–રાજકીય ભાષણોના ગ્રન્થ વાંચનારને વિદિત છે. આ દેશમાં હાલની સ્થિતિમાં તેવી જાતના સાહિત્યનો ઉદ્‌ભવ થવાનો ઘણોજ થોડો જોગ દીસે છે. વિલાયતનાં ન્યાયમંદિર એટલે કોર્ટો પણ સાહિત્ય ને વકતૃત્વને ઉત્તેજન આપનાર ભૂમિ છે. Forensic eloquence & Literature

ન્યાયાધીશોનાં ને વકીલોનાં ઉત્તમ ભાષણ ને વિદ્વત્તાભરેલા ગ્રન્થો, તથા ન્યાયાસનના ફેંસલાથી ભાષાને જે વૃદ્ધિ મળે તે પણ અત્રે મળી શકે તેવું નથી. અંગ્રેજી ભાષા કોર્ટોમાં દાખલ થવાથી ને માત્ર અંગ્રેજી ગ્રન્થોનો ઉપયોગ ત્યાં થવાથી સાહિત્યના વૃક્ષને એ તરફ ફાલીને પાંગરવાનો માર્ગજ રહ્યો નથી. વળી યુરોપીય દેશોમાં ધર્મ સંબંધી સામાન્ય લાગણી હોવાથી Pulpit eloquence & religious literature એટલે ધર્માસનથી સુભાષિત ભાષણો ને ગ્રન્થો રૂપે પ્રત્યેક ભાષાને જે પુષ્ટિ મળે છે, તેનો પણ અત્રે હાલની સ્થિતિમાં કંઇ અવકાશ દીસતો નથી. આગળ સંસ્કૃત ભાષા દ્વારા એવા વિવાદ થતા, ને હજુ પણ થોડા થાય છે, ને દેશી ભાષામાં ધર્મના વિભાગો ને મન્દતાને લીધે હાલ તેનો પ્રસંગજ નથી.

ભાષાની વૃદ્ધિના માર્ગમાં આવતી અડચણોનું ઉપર મેં જે દિગ્દર્શન કર્યું છે, તે રાજવ્યવસ્થાને લગતું છે. આ મંડળનો હેતુ ને વહીવટ એ પ્રસંગોથી અલગ રહેવાનો છે એ હું સારી પેઠે જાણું છું; પણ સંસારનાં બધાં પ્રશ્ન એવાં ફૂલગુંથણીઆં છે કે એકને લઇને ચાલતાં બાકીનાંનો સંસર્ગ થયા વિના રહેતો નથી. આપણે ઘણી વાર એમ બોલીએ છીએ કે માત્ર વિદ્યાવૃદ્ધિ કે સાહિત્ય કે સાંસારિક સુધારા કે ઉદ્યોગવૃદ્ધિ એજ આપણો મુખ્ય ઉદ્દેશ છે, પણ સંસારના ફૂલગુંથણીઆ વ્યવહારમાં દરેક જણને ને દરેક મંડળને એ બધાનો થોડો ઘણો સ્પર્શ કર્યા વગર ચાલતું નથી. સાહિત્યની ખરી ખિલવણીને રાજ્યની સુવ્યવસ્થા કેટલી અગત્યની છે, ને હાલની સ્થિતિનો તે જોડે કેટલો બધો સંબંધ છે તે બતાવવા આ ઇસારો કર્યો છે. આવી અડચણો છતાં પણ આટલો પ્રસાર સાઠ વર્ષમાં થયો તે આપણે બધાને ખુશ થવા જેવું છે.

એ વાત ખરી છે કે આવાં નડતર છતાં પણ થોડાં મૂળ ગ્રન્થો—original works—થઈ શકવાનો જોગ હતો, ને તે થયા નથી તે આપણને ભૂષણદાયક નથી. પરંતુ આ દૂષણ એકલી ગુજરાતી ભાષાને લાગુ પડતું નથી; ભારતવર્ષની સર્વ ભાષાને થોડું વધતું લાગે છે. કેળવણીનાં બીજ રોપાયાને હજી ઘણાં વર્ષ થયાં નથી, વળી પ્રારંભમાં તેનો પ્રસાર

છેક થોડો હતો; હજુ પણ સેંકડે ચાર પાંચ ટકાથી વધારે લોક ભણતા નથી. સ્ત્રીઓની કેળવણી તો ઘણીજ પછાત છે, એટલે વાચકવર્ગ હજુ છેક ટુંકો છે લોકો તરફનું ઉત્તેજન હોય ત્યારેજ મૂળ ગ્રન્થો થાય છે, તેવું સામાન્ય લોક તરફનું હાલ ઉત્તેજન નથી. એવા ગ્રન્થ ગુજરાતી ભાષામાં લખવામાં આબરુ ને કીર્તિ પણ થોડીજ મળે છે, એટલે કીર્તિ રૂપી બદલાથી મહાન્ ગ્રન્થો રચાય છે તેવી પ્રેરણા પણ નથી. સૌથી મોટું કારણ એ જણાય છે, કે વધારે વિદ્વાન્ ને વધારે સંસ્કારવાળા પુરુષોને ગુજરાતી છુટથી લખવાની ટેવ હોતી નથી. વળી બધું ઉંચું જ્ઞાન અંગ્રેજી દ્વારા મળે છે, તેથી નવીન ઉત્પાદનશક્તિ દબાઇ જાય છે. નવીન ગ્રન્થરચનાશકિતને આવી ભારે અડચણો નડે છે તેમ છતાં કેટલાંક સારાં નાટકો, નવલકથાઓ છેલ્લી પચીસીમાં રચાયાં છે તે સંતોષનું કારણ છે.

ખરું જોઇએ તો સંસારના કોઇ પણ પ્રયાસમાં આપણે હજુ નવીન ગ્રન્થ રચવાની દશામાં આવ્યા નથી. વેપારમાં આપણી શી અવસ્થા છે? જેટલો મોટો અને ઘણા નફાનો વેપાર એટલો પરદેશીના હાથમાં છે, ને આપણા ઘણાખરા વેપારી દલાલી કે વચગાળાની દુકાનદારી કરનારા છે. **પારકો માલ પરદેશી લાવે તે વચગાળે ઉભા રહી વેચી ખપાવવાનો આપણા વેપારી જેમ ઉદ્યમ કરે છે તેમ વિદ્યા ને જ્ઞાનમાં પણ પરદેશના ભંડારમાંથી થોડું થોડું લાવી દેશમાં પ્રસરાવીએ એજ આપણી વિદ્યાવૃદ્ધિની હાલ સ્થિતિ છે.** વિદ્યાખાતામાં પરદેશના ગુરુઓ આવી ત્યાંનું જ્ઞાન આપે છે. તે ભણીને હોશિયાર થએલા આપણા ભાઇઓ કાં તો તે જ્ઞાનને ભાષાંતર ગ્રન્થના રૂપમાં લાવે છે, અથવા તો ટ્રેનિંગ કૉલેજ કે હાઇસ્કૂલોમાં મધ્યસ્થ રહીને તે વિદ્યા ને જ્ઞાનને દેશમાં વેરે છે; રાજકારભારમાં, રેલવેઓમાં, મોટી બૅન્કોમાં પણ આને મળતી દશા છે. આ ઠેકાણે આ વિષયમાં ઉતરવાનો પ્રસંગ એટલોજ છે, કે જ્ઞાનની નાની દુકાનદારી જે હાલ ચાલે છે તેવી મધ્યસ્થ સ્થિતિ હાલ સર્વત્ર છે. કદાચને ઘણા પ્રયાસથી સાહિત્યમાં કેટલેક અંશે ઉચ્ચ પદવી મળી શકે, પણ હાલની સ્થિતિ એ એકંદર દેશની

હાલતનું પ્રતિબિંબ છે. એ઼ી હાલત ફરે ત્યારેજ આ સંબંધી આપણી આશા પૂરેપૂરી ફલિભૂત થાય.

આપણી સંસારી સ્થિતિ પણ આપણી સાહિત્યની હલકી દશા માટે જવાબદાર છે. જ્યાં માણસ માણસથી જૂદા જૂદા અનેક ભેદોથી અળગો રહે, ત્યાં સર્વની એક વાણી ક્યાંથી નિકળે ? જ્યાં પ્રવાસ કરવાનો તિરસ્કાર હોય એટલુંજ નહીં, પણ તે કરનારને ભારે શાસન કરવામાં આવે, ત્યાં મોજ સારૂ પ્રવાસ થોડાજ કરે, ને પ્રવાસીજન સિવાય– voyage and discovery–સફરો ને શોધોના જે અગણિત ગ્રન્થો બીજા દેશોમાં નિરંતર રચાય છે તેની શી રીતે અત્રે આશા રાખી શકાય ?

સારાંશ એટલો છે કે ભાષા ને સાહિત્ય એ લોકસમસ્તની વાણી છે. માણસના મનમાં જે જે વિવિધ વિચારો, ખ્યાલો, તુરંગો, ઉભરાઓ, ઉર્મિઓ, ઉમળકાઓ, દાઝો, લાગણીઓ ને ભાવનાઓ નિરંતર ચઢ ઉતર કર્યા કરે છે, તેને શબ્દનો વેશ આપી માણસ જગત્ આગળ ધરે છે. જો અંતરની લાગણી ઉંડી ને બળવાન્ હોય છે તો તેના ઉદ્ગાર પણ ગંભીર ને જુસ્સાદાર નિકળે છે. જો તે લાગણી છાછરી ને બીન કૌવતવાન હોય છે તો મુખનો શબ્દ પણ ધીમો ને નબળો નિકળે છે. અન્તરના મનની ને બુદ્ધિની દૃષ્ટિ જો બ્હોળી ને ઉચ્ચ હોય છે તો તેનો વિષય પણ વ્યાપક ને વિસ્તૃત હોય છે. જો મન દબાયલું, રાંક, બાયલું, કાયર, બ્હીકણ ને કંટાળેલું હોય છે, તો તે મૂગું બની જાય છે. વળી ખરા રૂપીઆનો રણકો જેમ ખરો થાય છે, તેમ ખરી લાગણીનો ધ્વનિ પણ ઓરજ થાય છે. ખરી લાગણી ને ખરા વિચાર, તથા વિપુલ ને અબાધિત અવકાશ એવી ભૂમિમાંજ સાહિત્ય રૂપી છોડવાનો પોષક ક્યારો છે, ને સ્વતંત્રતા રૂપી શુદ્ધ વાયુના આવરણમાં તે બ્હેલો ઉછરે છે. અઘટિત અંકુશની છાયામાં તે કરમાઈ, ચિમડાઇ અથવા ઠિંગરાઇ જાય છે. સાહિત્યનો ખરો ઉદ્ભવ દેશના સર્વજનોના કાયિક, માનસિક, આત્મિક

ઉદ્ભવ* જોડે સંકળાએલો છે, અને આ ઉદ્ભવો રાજકીય, સાંસારિક, ઔદ્યોગિક, અને શિક્ષણપ્રસારના સુધારા ઉપર આધાર રાખે છે. સાહિત્યના સુધારાનાં આ ઊંડાં કારણો ઉપર લક્ષ ખેંચવાનો હેતુ એ છે કે કારણની પ્રફુલ્લતા વગર કાર્યની આશા રાખવી અઘટિત છે, એ સિદ્ધાંતનું સ્મરણ થાય.

આ પ્રમાણે આજ લગીનાં કરેલાં કાર્યના સંબંધમાં મેં મ્હારા વિચાર આપની આગળ મુકયા છે. પણ મોટો પ્રશ્ન હાલ એ છે કે હવે પછી આ મંડળના કાર્યની ગતિ વધારે લાભકારક થવાને બધી સ્થિતિ વિચારમાં લઇને શા ઉપાય રચવા, શાં પગલાં ભરવાં ને કીયે રસ્તે ચાલવું ?

આ વિષે મ્હારે પ્રથમ કંઇક કહેવાનું છે તે ઉપર દર્શાવેલા વિચારથી આપના કળ્યામાં આવ્યું હશે, તે એ છે કે દેશના બધી જાતના ઉત્કર્ષના સમારંભ જોડે આ મંડળની પૂર્ણ સહાનુભૂતિ જોઇએ. એ બધા સમારંભથીજ સાહિત્યની વૃદ્ધિ થવાનો પૂર્ણ જોગ છે. માટે એવી સહાનુભૂતિમાં આવાં મંડળનો સ્વાર્થ રહેલો છે. એવી રીતે સહાનુભૂતિની દૃષ્ટિએ જોતાં પ્રથમ સવાલ એ થાય છે, કે આ તથા બીજાં આવાં મંડળોએ પોતાનો શ્રમ હવે બંધ કરવો કે જારી રાખવો ? આ પ્રશ્ન કેટલાકને હસવા જેવો લાગશે, પણ તે તેવો નથી. હાલ કેટલાક એવું માને છે કે દેશનું ઐક્ય વધારવાના અર્થે એકજ ભાષા કરવી જોઇએ. હવે જો એકજ ભાષા થાય તો કાં તો અંગ્રેજી થાય કે હિંદી થાય, પણ ગુજરાતીને કંઇ આશા નથી. કદાપિ એમ કહેવામાં આવશે કે આપણે તો કરીએ છીએ તે કર્યા કરો, પછી જે થાય તે ખરું; પણ આવું મન રાખવું ઘટારત નથી. જો એ વાત નક્કીજ હોય કે આ ભાષા રહેવાનીજ નથી, તો પછી વ્યર્થ કાળ ને શ્રમ શું કામ ખરચવાં ? હવે મ્હારી જાતના નમ્ર વિચાર આપના આગળ આ સંબંધમાં મુકું છું. હિંદુસ્તાનનું ઐક્ય થાય એ મ્હારા મનનો ઊંડો મનોરથ છે, તેમ બીજાનો પણ હશેજ. પણ એ ઐક્ય સામ્રાજ્ય-

* પ્રગતિવાળી ઉત્તરોત્તર ઉન્નતિની દશા; ઉત્તરોત્તર ઉત્કર્ષ.

ના સ્વરૂપનું* થવું જોઇએ, ને તેવુંજ થવું ઇષ્ટ છે. ને તેવું જ થવું શકય છે એમ હું ધારૂં છું. બધો દેશ સર્વ રીતે એક થાય એમ સૈકા કે બે સૈકામાં બને એમ હું ધારતો નથી. જે ઐક્ય થશે તે સામ્રાજ્ય સ્વરૂપનું થશે, એટલે બંગાલ, હિંદુસ્તાન, ગુજરાત, મહારાષ્ટ્ર, તૈલંગ વગેરે જૂદા જૂદા ખંડો એકસંપથી જોડાશે, આની સ્થિતિ થાય તો દરેક મુખ્ય ભાષા ને તેનું સાહિત્ય અવિકલ રહેશે. એ વાત ખરી છે કે જેમ જેમ સંપ ને એકતા વધશે તેમ તેમ દેશની બધી ભાષાઓ પાસે પાસે આવતી જશે. પ્રત્યેક ભાગના જે લોક છે, તેમના ગુણ લક્ષણ ધીમે ધીમે મળતા થશે. પણ લાંબામાં લાંબી નજર કરતાં પણ ગુજરાતી, પંજાબી, દક્ષણી, બંગાલી, હિંદુસ્તાની, તૈલંગી એ બધા સર્વ રીતે એક થાય એવો કાળ જો આવવાનો હશે તો તે ઘણો દૂર છે એમ હું માનું છું. હાલ અમેરિકામાં તથા દક્ષિણ આફ્રિકામાં જૂદી જૂદી ભાષા-વાળી પ્રજાઓ ભેગી રહે છે તેમ અત્રે બનવું વધારે સંભવિત છે.

આ રીતે હાલના પ્રયાસ બંધ રાખવા કે ધીમા પાડવાનું કંઇ કારણ મ્હારી નજરમાં આવતું નથી, માટે તેની વૃદ્ધિના ઉપાય આપણે બને તેટલા ને ઉત્તરોત્તર વધતામાં વધતા લેવા જોઇએ. આ ઉપાયમાંનો સૌથી પ્હેલો ઉપાય એ છે કે ઉંચી કેળવણીને સર્વ જાતનું જ્ઞાન આપણી ભાષામાં-ગુજરાતીઓને ગુજરાતી ભાષામાં મળે તેવા ઇલાજ આપણે યોજવા જોઇએ. આ સંબંધી આપણી હાલની સ્થિતિ ઘણી અલૌકિક એટલે અસ્વાભાવિક છે. જગતના કોઇ પણ સ્વતંત્ર દેશમાં ઉંચી કેળવણી પરભાષા દ્વારા અપાતી હોય એમ મ્હારા જાણવામાં નથી. જાપાને પશ્ચિમ દેશોનું બધું જ્ઞાન પોતાની ભાષા દ્વારા આપવાનો માર્ગ લીધો ત્યારેજ તેની ઉન્નતિ થઇ છે. જ્યાં લગી ઉંચી કેળવણી અંગ્રેજી ભાષા દ્વારા આપવાની રીત રહેશે ત્યાં લગી ઉંચા સાહિત્યની બહુ આશા રાખવી ફોકટ છે. અંગ્રેજી વિદ્યા કે ભાષા ઉપર મ્હારો જરા પણ અણગમો નથી, ને કોઇ

* federal union.

સમજુ માણસનો હોય નહીં. જેને જગતની વિદ્યાની પ્રગતિ જોડે સંબંધ રાખવો હોય તેણે અંગ્રેજી ભાષા ભણવી અવશ્ય છે, પણ આ માટે અંગ્રેજી ભાષા માત્ર બીજી ભાષા તરીકે નિશાળો ને વિદ્યાલયોમાં શિખવવી જોઇએ. હાલ દશદશ બારબાર વર્ષ તે ભાષાનું જ્ઞાન મેળવવામાં જાય છે ને તેમાં શિખવાતા વિષય ઘણા કાચા ભણાય છે, તે બધું ઘણું નુકસાનકારક છે. આપણામાંના થોડા સારા કેળવાએલા પુરુષોએ અંગ્રેજી ભણવું જોઇએ, તે એવી મતલબથી ભણવું જોઇએ કે તે દ્વારા પશ્ચિમનું જ્ઞાન મળે. હાલ એ ભાષાની ઝીણી ઝીણી બારિકીઓ સમજવામાં જે કાળ જાય છે, તે જન સમાજની દૃષ્ટિથી જોતાં નકામો જાય છે. **બધું જ્ઞાન આપણી સ્વભાષામાં મળવું જોઇએ ને અંગ્રેજી માત્ર બીજી ભાષા તરીકે ભણવી જોઇએ.** આમ થયા વગર આપણા સાહિત્યનો ઘણો ઉદય થવાનો જોગ દીસતો નથી. હું જાણું છું કે આ વિચાર અમલમાં લાવવામાં ઘણી મુશ્કેલીઓ છે. હાલ બધી આબરૂ અંગ્રેજી સારા જ્ઞાન જોડે વળગેલી છે સરકારના સંબંધમાં બધા લાભ તેમાં રહ્યા છે; વળી થોડું અંગ્રેજી જ્ઞાન પણ વ્યવહારમાં ખપમાં આવે છે. આ તથા બીજી ઘણી હરકતો છે, તેમ છતાં પણ **મહાભારત મહેનત ને ખર્ચ વેઠી બધું જ્ઞાન સ્વભાષા દ્વારા આપવાનો ક્રમ શરૂ કરવા વગર આપણો ઉદ્ધાર નથી એમ મ્હારી પાકી ખાતરજમા છે.** તે રસ્તો આ મંડળના વિચાર સારૂ આ પ્રસંગને ઉચિત જાણી આગ્રહપૂર્વક મુકું છું.

સાહિત્યની વૃદ્ધિનો બીજો ઉપાય આ પ્હેલા ઉપાયને લગતો છે; તે એ કે **જનસમસ્તને અક્ષર ને જ્ઞાનના મુખ્ય મુખ્ય સંસ્કાર આપવા જોઇએ.** કોઇ પણ પુરુષ કે સ્ત્રી એટલા સંસ્કાર વગરનાં રહેવાં ન જોઇએ. આ પ્રશ્ન હાલ ઘણો ચર્ચાય છે ને એ વિષે હવે બહુ મતભેદ નથી. સરકાર પણ તેની આવશ્યકતા કબૂલ કરે છે, પણ તેમના હાથ નાણાભીડમાં છે તેથી તેઓ પ્રારંભ કરી શકતા નથી. પણ હું ધારૂં છું કે તવંગર પુરુષોએ એ કામનો આરંભ હવે વગર વિલંબે કરવો જોઇએ. આ

મંડળને પોતાના બંધારણના કાયદાની કે બીજી રીતની હરકત ન હોય તો, દાખલા તરીકે બને તેટલી એવી શાળાઓ આ મંડળે કાઢવી જોઇએ. જ્યારે જનસમાજ ભણીને આગળ આવશે, ત્યારેજ સાહિત્યની ખરી પુષ્ટ થશે એટલુંજ નહીં, પણ સાહિત્યના લખનાર ને લખાવનારાને અત્યંત પુષ્ટિ મળશે.

**સ્ત્રીકેળવણી** એટલે ગુજરાતની બધી વર્ણની દરેક સ્ત્રીને તેના સ્થિતિને યોગ્ય અને બને તેટલી સારી કેળવણી આપવી એ સાહિત્યની વૃદ્ધિનો એક મોટો ઉપાય છે. હાલની સ્ત્રીકેળવણી બહુજ છીછરી છે ને તેનું ફળ છેક થોડું છે. સાધારણ રીતે સ્ત્રીને અંગ્રેજી ભાષાની કેળવણી આપવાનું હું ફળ સમજી શકતો નથી; પરંતુ જે સ્ત્રીઓને પૂર્ણ અવકાશ હોય, ને આગળ જતાં તેનો પૂરો ઉપયોગ કરી શકે એવી હોય, તેમને અંગ્રેજી ઉંચી કેળવણી આપવી તે ઇષ્ટ છે. પણ હાલ તો મ્હારા બોલવાનો આશય એટલોજ છે કે **તમામ સ્ત્રીઓને સ્થિતિને અનુસાર સારી કેળવણી મળવી જોઇએ. તે જ સ્થિતિના પુરુષ કરતાં તે વધારે ચઢતી હોવી જોઇએ;** કેમકે બાળકને ઉછેરવાનો બોજો સ્ત્રીને માથે પડવાનો છે. આ મંડળ આવો પ્રયત્ન કરી શકતું હોય તો ઉત્તમ છે, પણ સરકારનો તેમ ધનવાન પુરુષોનો ધર્મ છે, કે સ્ત્રીઓને ઉંચામાં ઉંચી કેળવણી આપવામાં મદદ કરવી. આમ કરવામાં જનસમાજનો મોટો લાભ રહેલો છે, ને સાહિત્યની વૃદ્ધિનું તે એક મોટું ને જબરું અંગ થશે એમ મારી પૂર્ણ આશા છે. સ્ત્રીની ઉદ્દગતિ વગર દેશની ઉદ્દગતિની આશા રાખવી ફોકટ છે.

ઉપર દર્શાવેલા તથા બીજા એવા સૂઝે તે ઉપાયો કરવાના અર્થે દેશી ભાઇઓના સમ્મેલનથી કામ કરવાનો જે પ્રચાર પડયો છે તે કાયમ રાખવા મ્હારી આગ્રહપૂર્વક ભલામણ છે. આપણામાં જે ખોડખામીઓ છે, તે આપણે બધા જાણીએ છીએ, પણ જાતે કામ કર્યા વગર સુધારો થવો કઠણ છે. **આત્મસહાયના** દૃષ્ટાંત તરીકે પણ આ દાખલો કાયમ રાખવો ઘટે છે. યુરોપીઅનોના સહવાસના લાભ હું સમજતો નથી એમ નથી, ને તેમના સારા ગુણની પૂર્ણ કદર કરૂં છું; પણ આ મંડળના ઉદ્દેશની ખાતર તથા બીજાં આવાં મંડળના દાખલા સારૂ આપણા દેશી ભાઇઓના માથા

ઉપરજ આવાં મંડળ ચલાવવાની તથા સુધારા ને વૃદ્ધિ કરવાની જુમ્મેદારી રહેવી જોઇએ. આપણે આવું કામ સારી રીતે બજાવી નહીં શકીએ, તો વધારે જોખમના કામની લાયકીનો હક કરી શકીશું નહીં. બધા સભાસદોએ આ લક્ષમાં રાખવું જોઇએ.

સાહિત્યની વૃદ્ધિ ઘણીખરી હાલ એકદેશી થાય છે એવો ગુમાટ છે. આ મંડળ કાળના પ્રબળ અભિપ્રાયો ઉપર વિચાર રાખી તેમાં વખતો વખત પુરતી કરતું આવે છે, પણ **સાહિત્યનો અર્થ બ્હોળો કરવો જોઇએ, એટલે માણસના સર્વ જાતના લેખિત વિચારનો તેમાં સમાવેશ કરવો જોઇએ.** એમાં સંકોચ થયાથી દેશને એટલે અર્થાત્ સાહિત્યને પણ હાનિ પહોંચવાનો ભય રહે છે.

વળી **સાહિત્યના વેહેળાના પ્રવાહને વાળતી વખત આપણા દેશના કલ્યાણના ઉદય ઉપરજ નજર રાખવી જોઇએ.** અનુકરણ કે નકલ કરવાની પૂર્વ કાળમાં થોડી જરૂર હશે, પણ હવે તો માત્ર આપણા દેશ અને લોકના કલ્યાણ તરફ નજર રાખી વિવેકબુદ્ધિ વાપરી જે કરવાનું યોગ્ય તે જ સ્વીકારવું જોઇએ, ને હલકા અવિચારના અનુકરણને પરહરવું જોઇએ. અનુકરણ એટલે આંધળી નકલથી થોડો કાળ ઘણો લાભ થાય છે, પણ તેથી વિચાર દહાડે દહાડે મન્દ થાય છે, ને આપબળ પણ ઢીલું પડે છે. **વિચાર ને આપબળ એ બે હરેક ઉદયના મોટા સ્તંભ છે.**

સાહિત્યની વૃદ્ધિના પ્રશ્નનો આપણા દેશની બધી જાતની કેળવણી જોડે નિકટ સંબંધ છે. કેળવણીમાં આપણે આપણું નિશાન પ્રથમ નક્કી કરવું જોઇએ, અને તે ઉપર નિરંતર નજર રાખીને આગળ ચાલવું જોઇએ. જનસમસ્તની કેળવણી, ઉચ્ચ કેળવણી, સ્ત્રીકેળવણી, ને કેળવણીના દ્વાર રૂપ ભાષા એ વિષે મ્હારા અલ્પ વિચાર મેં ઉપર દર્શાવ્યા છે, પણ એ બધી કેળવણીનું છેવટ ફલિત આપણે શું આદરવું તે નક્કી કરવું જોઇએ. **આપણા લોકો ઉદ્યોગે, બુદ્ધિએ, રાજકારભારમાં તથા સંસારનાં સર્વ સુખમાં જગતના બીજા બળવાન્ લોકોના જેવા અથવા તેથી ચઢીઆતા થાય એ આપણું અન્તિમ નિશાન છે.**

એવું નિશાન રાખીને તથા સબુરી, શાન્તતા ને અતિ શ્રમથી પ્રયાણ કરવાથી આપણો ઉદય થશે. જર્મન દેશે ગઇ સાદીમાં એ પ્રમાણે કરવાથી હાલની ઉત્તમ સ્થિતિને તે પામ્યો છે, ને જાપાન પણ ગયા અર્ધ સૈકામાં તે જ રસ્તે ચાલીને ઉત્કૃષ્ટ ફળ કમાયો છે. આપણું મંડળ પણ એ ઉદ્દેશ લક્ષમાં રાખશે એમાં શક નથી. સાહિત્યનું સુકાન દેશ-કાળના વાતાવરણના પવન પ્રમાણે ફરે છે, ને ફર્યા વગર રહે નહીં. ગયાં સાઠ વર્ષમાં આપણા મંડળની દિશાઓ એ પ્રમાણે બદલાતી ગઇ છે; પણ આ સ્થળે બોલવાનો ઉદ્દેશ એટલોજ છે કે છેવટનો મુકામ નજર આગળ દૃઢ કરીને રાખવાથી આપણું સાહિત્યવૃદ્ધિનું કામ સરસ ફલદાયક નિવડશે.

ગુજરાતી સાહિત્યની વૃદ્ધિ કરનારાઓએ એક વાત હમેશ યાદ રાખવાની છે. ગુજરાતી ભાષા એ કંઈ એક ધર્મવાળાની કે એક જાતવાળાની કે એક નાતવાળાની ભાષા નથી, પણ ગુર્જર ખંડને માતૃભૂમિ માનનાર હરેક નરનારીની તે માતૃભાષા છે. હિંદુ, જૈન, મુસલમાન, પારસી, ખ્રિસ્તિ, અને બીજા અન્ય ધર્મવાળા જે ગુજરાતમાં વસે છે તેઓ સર્વ ગુજરાતી ભાષાને પોતાની માતૃભાષા તરીકે સ્વીકારે છે. આગળ ગમે તેમ હશે પણ હાલ બ્રાહ્મણ ઉપરાંત ઇતર બધી વર્ણના જનો તેમાં ગ્રન્થ રચે છે. કેટલાક મુસલમાનો ને પારસીભાઇઓની શુદ્ધ, સરળ ને લૌકિક ગુજરાતી વાણી જોઈ આપણને આશ્ચર્ય સાથે હરખ થાય છે. માટે આપણી ભાષાની ખિલવણી માટે સાહિત્યકારે જેમ બને તેમ બ્હોળામાં બ્હોળા વર્ગને ગુજરાતી ગ્રન્થોનો લાભ મળવો ઘટિત છે, તે વાત નિરંતર સ્મરણમાં રાખવી જોઇએ. દરેક જણને પોતાને રુચે તેવા શબ્દ વાપરવાનો હક છે, પણ એવા પોતાના પંડના તુરંગને વળગી રહેવાથી આપણા દેશીભાઇ-ઓની સેવા કરવાનો જે સાહિત્યનો મહાન્ આશય હમેશ હોય છે, તે ફલિભૂત થાય છે કે નહિ તે દરેક શાણા પુરુષે વિચારવું જોઇએ. સરળ, રસદાર ને સર્વને સમજાય એવી ભાષાથી આપણા વાચકોને વધારે ગુણ

થાય એ ઉઘાડું છે. આ સાધારણ સૂચનાઓ આપ સર્વ ભાઇઓના આગળ વિનયપૂર્વક મુકવામાં આવે છે તે વિષે પુખ્ત વિચાર થવો ઘટિત છે એમ મને દીસે છે. કેટલીક વિશેષ સૂચનાઓ કરવાનો પણ આ સારો તાકડો છે એમ જાણી તે પણ મુકવા છુટ લઉં છું.

**ગુજરાતી કોશની** ખામી આજ લગી ચાલી આવી છે, એમાં ગુજરાતની આગેવાન ગણાતી **સાહિત્ય મંડળીની** શોભા ન કહેવાય, હવે એ કામ ઉપાડી લેવાનો પ્રયાસ શરૂ થવા ઠરાવ થયો છે, તે સંતોષની વાત છે. 'સારૂં મળે નહિ ને ખોટું ગમે નહીં', એ કહેવત પ્રમાણે આજ લગી આપણી દશા હતી. હવે નિશ્ચય થયો છે કે વિભાગ વિભાગથી કામ કરવા માંડવું, ને બધા વિભાગ પૂરા થયેથી, પછી બધાને ગાળી નાખી એક પૂરું પુસ્તક બનાવવું, એ મને દુરસ્ત લાગે છે. એકદમ મોટો પાયો નાંખી ગંજાવર ઇમારત શરૂ કરવી, ને પછી પૈસા ખૂટવાથી કે કારીગર ન મળવાથી તેવી ઇમારત વર્ષનાં વર્ષ લગી રઝળે એમ કર્યા કરતાં થોડા થોડા ભાગ પરિપૂર્ણ કરવા એ માર્ગ વધારે ઉપયુક્ત છે એમ મને લાગ્યું છે, ને તે સર્વસંમતિથી હાથમાં લીધો છે, એટલે જતે દહાડે એક સારો ગુજરાતી કોશ થશે, એવી પાકી આશા હવે ઉત્પન્ન થાય છે.

**ગુજરાતી જોડણીનો** પ્રશ્ન વધારે વિકટ છે, ને લેખકોમાં તે વિષે હજુ એકમત થવો કઠણ છે. જૂદાં જૂદાં ધોરણ મગજ મગજમાં રમી રહ્યાં છે, એટલે ધોરણની એકતા વગર આગળ નિકાલ થવાનો ક્રમ ચાલી શકે તેમ નથી. પણ જો સુજ્ઞ પુરુષો ધારે તો કોશની માફક આ પ્રશ્ન સંબંધી પણ કંઇક બની શકે એવું છે. જે શબ્દો સંસ્કૃત કે ફારસીના અસલ વેશમાંજ હજુ ગુજરાતી બોલીમાં વપરાય છે, તેને અસલ પ્રમાણેજ લખવા એમ લેખકોની ને આ મંડળની સંમતિ થાય તો કંઇક થયું એમ કહેવાય. તે જ પ્રમાણે બીજા પણ એવા ઘણા શબ્દો છે, કે જેનો સંગ્રહ કરી લેખકોના તેની જોડણી વિષે અભિપ્રાય લેવા, ને ઘણા મતથી તેની જોડણી નક્કી કરી, તેની આધારભૂત ચોપડી આ મંડળી થોડી કિંમતે વેચી શકે. અલબત, લેખકોની સંમતિ વગર એક ડગલું પણ આગળ ચાલી

શકાતું નથી, પણ આ પ્રમાણે થવાથી ઘણા કાલથી વાંધામાં પડેલા જોડણી-ના પ્રશ્નનો થોડો ઘણો નિકાલ થાય એવું છે.

ગુજરાતી ભાષામાં આજ લગીમાં છપાઈ પ્રસિદ્ધ થએલાં સર્વ **પુસ્તકની એક પુસ્તકશાળાની** ઘણી જરૂર છે એ સર્વમાન્ય છે. એવો સંગ્રહ કરવો આ મંડળની મગદૂર બહારની વાત નથી. એ થવાથી ખરા વિદ્યાર્થીને વિદ્યાની વૃદ્ધિમાં ઘણી સહાય મળે એ ઉઘાડું છે. કોશની રચ-નામાં પણ તેની આવશ્યકતા છે. વળી નવાં પુસ્તક રચાવતી વખત અમુક વિષય ઉપર પુસ્તક થયું છે કે નહીં તે જોવાની જરૂર પડે છે, ને કેટલીક વાર બધું નક્કી થયા પછી એવું પુસ્તક નિકળવાથી કેટલોક શ્રમ વ્યર્થ જાય છે તે પણ એવા સંગ્રહથી બચી શકશે. આપણા સાહિત્યનું સામટું અવલોકન કરવામાં આવા સંગ્રહથી ઘણી સહાય મળશે લેખકોનો ઉદ્યોગ કઈ કઇ દિશાએ ગયો છે, ને કઈ કઇ દિશાઓ હજુ બિલકુલ ખાલી છે, અમુક દિશામાં પણ કેટલા કેટલા ખુણા હજુ અડક્યા વગર રહ્યા છે, એ વગેરે સમગ્ર દર્શન કરવાને આવો સંગ્રહ ઘણો જરૂરનો છે. ભાષા ને સાહિત્ય-નો સારો ઇતિહાસ રચાવવાને સારૂ પણ આવા સંગ્રહની જરૂર છે. સરકાર જે ત્રૈમાસિક યાદીઓ ( કેટલોગ ) છાપે છે તે ઉપરથી પ્રથમ એક પૂર્ણ નોંધ આ મંડળ કરાવે ને પછી સવડે સવડે પુસ્તકો ભેગાં કરે તો ધીમે ધીમે કામ સરાડે ચડે. આ સૂચના સર્વ ભાઇઓના વિચાર સારૂ મુકુ છું.

ઉપરના વિષય જોડે સંબંધ રાખતી પણ તેથી વધારે ઉપયોગી એક બીજી સૂચના છે. ગુજરાતના જૂના સાહિત્યમાંથી હજુ થોડુંજ પ્રકાશમાં આવ્યું છે. તે ઘણું તો પડ્યું પડ્યું ઉધઈ ખાતું હશે, ને કેટલુંક તો ગાંધી ને વ્હોરાને ત્યાં પડીકાં બાંધવામાં જવા માંડયું છે. આ બધું સાહિત્ય હસ્તગત કરવાના ઉપાય લેવામાં ઢીલ થાય તો આપણા દેશને પાર વિનાની હાનિ થાય. દર વર્ષે થોડો થોડો અવેજ જૂદો કાઢી આ **હસ્તલેખો** સોસાઇટીએ પોતાના કબજામાં લેવાથી દેશની એક મોટી સેવા તુલ્ય કામ થશે.

આની જોડે ગુજરાતમાંથી મળતા જૂના સિક્કા, તામ્રલેખો, શિલા-

લેખો વગેરેને જાળવી રાખી, તેની નકલો કરાવી, તે પોતાના હસ્તગતમાં રાખવી એ પણ ઘણુંજ અગત્યનું કર્મ છે.

આ અલૌકિક પ્રસંગનો લાભ લઇ કેટલાક મુખ્ય મુખ્ય વિષયો ઉપર મેં મ્હારા વિચાર આપ સર્વની આગળ મુકયા છે. તે ઉપર શ્રોતામંડળ તથા સભાસદો પોતાનો અભિપ્રાય બાંધશે તો મને બહુ સંતોષ થશે.

ગુર્જર દેશનું અને તેની ભાષાનું ભવિષ્ય ઘણું ઉત્કૃષ્ટ થવાનું છે એમ અતીન્દ્રિય નજરથી મને લાગે છે. આખા ભરતખંડમાં, ને તેની બહાર દુનીઆમાં ગુજરાતની પ્રજા, પછી તે મુસલમાન, પારસી, જૈન કે હિંદુ–સાહસ ને હિંમતથી ફરે છે, ને તેનું દ્રવ્ય તથા તેની જોડે બુદ્ધિનો પ્રકાશ ગુજરાતમાં લાવી નાખે છે. હજુ થોડા કાળમાં તેનો વધારો થશે, એ વાત નિઃસંશય છે. હિંદુસ્તાનની બીજી પ્રજાઓ જે આપણને ભાઇને ઠેકાણે છે તે કંઇ કંઈ અંગોમાં આપણા કરતાં ચઢી-આતી હશે. કોઇ શરીરબળમાં, કોઇ વિદ્યાપાઠમાં, કોઇ શૌર્યમાં; પણ જ્યારે સમગ્ર ગુણોનો વિચાર કરીએ છીએ ત્યારે ગુર્જર પ્રજામાં ગુણા-ધિક્ય છે એમ આપણા મનમાં સત્ય અભિમાનનો ઉમળકો આવ્યા વગર રહેતો નથી. સંસાર વ્યવહારના સ્થાયી, ડાહ્યા, ને વિચારશીલ ગુણોમાં આપણે ચઢીઆતા છીએ. આપણામાં ઠંડા વિચારના પ્રાબલ્યને લીધે આપણે એક તરફ ઢળી પડતા કે ધડાકમાં છટકી જતા નથી. આવા ગુણોનો ઉત્કર્ષ કરવો ને જનસમાજના તન, મન ને બુદ્ધિને શિક્ષણ ને રંજન આપવું એ સાહિત્યનું કામ છે. આપણા ખંડનું અભિમાન કાયમ રાખી એવું સાહિત્ય આપણી પ્રજા ઉત્પન્ન કરી શકશે એવી મારી પૂર્ણ ખાતરી થાય છે. જેવી ભૂમિ ને જેવી આબોહવા તેવું ફળ પાકે એ સ્વાભાવિક છે. એવા સાહિત્યના પાકમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી દિન પર દિન વધારે ને વધારે સહાય થાય, એજ શ્રી પર-માત્મા આગળ આપણુ સર્વેની અંતરની વાંચ્છના છે.

છેવટ એક કહેવાનું છે કે આપણી આજ લગીની વૃદ્ધિ યુરોપીય

અમલદારોની અંતરની મદદ ને સહાનુભૂતિને લઇને થાય છે, ને રાજ્યની શાન્ત ને મીઠી નજર વગર વિદ્યા ને સાહિત્યની વૃદ્ધિ થવી ઘણી દુર્ઘટ છે. એ વાત મ્હારા દેશી ભાઇઓને નિરંતર યાદ રાખવા મ્હારી છેવટ અરજ છે.

આ મંડળ દિન પર દિન વર્ધમાન દશાને પામો ને ગુજરાતની અધિકાધિક સેવા કરો.

( ૨ )*

**શ્રીમતી મહારાણી સાહેબ ને પરિષદના ગૃહસ્થો,**

આપ જેવાં ગુર્જરખંડનાં મહા શિષ્ટ ને સંસ્કારી સ્ત્રીપુરુષોનાં દર્શનથી મ્હારા મનને અપૂર્વ હર્ષ થાય છે. આવા મહાન્ વિદ્વાન્ મંડળનાં દર્શન કરી થોડો સમય તેમના સન્નિકર્ષ તથા સંગમાં કાઢવો એ લ્હાવો આ જીવનના જે મોટા ને અનુપમ લ્હાવાઓ છે, તેમાંનો છે. આવા પ્રકારના મોટા સમાજની સેવામાં એક અંગ તરીકે સામેલ રહેવું એ પણ મોટું માન છે. તેમાં વળી પ્રમુખના આસન ઉપર રહી એ સેવા બજાવવી એ ઘણી અસાધારણ પ્રતિષ્ઠા છે. તમો સર્વ શિષ્ઠ સજ્જનોએ એ પ્રતિષ્ઠા મને આપવાનું યોગ્ય ધાર્યું માટે હું સર્વનો મ્હારા અંતરથી આભાર માનું છું. એ આસન લેવાની તમારી ખુશી છે કે નહીં, એમ મને અવકાશથી પુછવામાં આવ્યું હોત તો હું શો ઉત્તર દેત તે કહેવાને હાલ અસમર્થ છું. પણ એટલું જ કહેવું બસ છે કે **દેશ સમસ્તનાં કાર્યોમાં નિમંત્રણ થાય એ જ દેશની આજ્ઞા સમાન છે.** એ નિમંત્રણ માથે ચઢાવવામાં આનાકાની કરવાની મ્હારા જેવાની મગદૂર નથી. હવે આ સામાન્ય આજ્ઞાને તાબે થતાં માત્ર એક કૃપા માગી લઉં છું, તે એ કે જેવી ઉદાર વૃત્તિથી આ આસનનું કાર્ય ઉપાડવાનું મને સોંપવામાં

* રાજકોટ મુકામે ભરાયલી ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે આપેલું ભાષણ; તા. ૨૮-૧૦-૧૯૦૯.

આવ્યું છે, તેવીજ વૃત્તિથી મને અંત લગી આપ સર્વ સહાય કરી નિભાવી લેશો.

આવા પ્રકારે સાહિત્યની પરિષદો ભરવાના લાભાલાભ વિષે કોઇ કંઇ શંકા ઉઠાવે તો તેથી કોઇ રીતની અવગણના થઈ એમ સમજવું દુરસ્ત નથી. હરકોઇ નવીન સંસ્થા વિષે એવો સવાલ ઉભો થવો સાહજિક છે. ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રેરકો હવે આ પ્રશ્નનો ઉત્તર અનેક રીતે આપી શકે છે. મહારાષ્ટ્રના વિદ્વાનોએ આજ અરસામાં એવી પરિષદ વીરક્ષેત્રમાં આ વર્ષે ભરી છે ને બંગાલામાં પણ ન્યાયમૂર્તિ શારદાચરણ મિત્રની અધ્યક્ષતા લઇને બંગ ભાષાની પરિષદ ભરાઇ હતી. આ ઉપરથી વિનય સાથે એટલું તો કહી શકાય કે ગુજરાતે આવું મંડળ એકઠું કરવામાં કંઇ અલૌકિક પગલું ભર્યું નથી.

ગયાં ચાર વર્ષના અનુભવનો આધાર લઇને ઉઠાવેલી શંકાનું કેટલેક અંશે સમાધાન કરી શકાય છે. આ પરિષદના કારણથી ગુજરાતના સર્વ જાતના તથા ઇતર પ્રાંતોના સદ્‌ગૃહસ્થો જેમાંના ઘણાએક વિદ્વત્તાથી, સાક્ષરતાથી, શિષ્ટતાથી, જ્ઞાનથી, ડહાપણથી, વિવેકથી, જગતના અનુભવથી ને શુદ્ધ જીવનથી સર્વત્ર પંકાએલા છે તે એક સ્થળે ભેગા થાય છે, એ કંઇ નાનોસૂનો લાભ નથી. મહા કવિ ભવભૂતિ કહે છે કે:

**सतां सद्भिः संगः कथमपि हि पुण्येन भवति ।**

સન્તને સન્ત જોડે સમાગમ ખરા પુણ્યના યોગથી થાય છે. વળી એવા સમાગમથી લોકોમાં સાહિત્ય પ્રત્યે ઉત્સાહ અને પ્રેમ ખિલે છે, સાહિત્યની ભૂખ વધતી જાય છે, ને સાહિત્ય રૂપી દીપકનું તેજ વૃદ્ધિ પામે છે. પરિષદના પ્રાસંગિક લાભમાં આ લાભ છે. આ ઉપરાંત વિદ્વત્તાવાળા, સૂક્ષ્મ વિચારવાળા, ઉંડી મનભાવનાવાળા ગ્રંથો, નિબંધો, કાવ્યો, કવનો આ પરિષદને લીધે જ લખાયાં છે, ને તેથી આપણી ભાષાના સાહિત્યમાં અમૂલ્ય વધારો થયો છે. વળી આપણી ભાષાના ઇતિહાસ અને ઉત્પત્તિ વિષે આ પરિષદોને લીધેજ કંઇક નવો પ્રકાશ પડયો છે. એમ કહેવામાં આવે કે પરિષદ ન ભરાતી હોત તોપણ આમાંના કેટલાક પ્રબંધ લખાયા વગર રહેત નહીં, તો તે તકરાર માત્ર થોડે અંશે ખરી

છે. કેટલાંક તો પરિષદની પ્રેરણાથી જ લખાયાં છે ને પરિષદ ન હોત તો ભાગ્યેજ લખાત. આ પ્રમાણે આ પરિષદનો મેળાવડો વિદ્વજ્જનો-નો પ્રેરણા રૂપ થઇ ગયો છે એ પણ પરિષદનો સાક્ષાત્ લાભ છે.

આ પ્રમાણે આવતા બધા નિબંધ સાંભળવાનો બધાને લાભ મળતો નથી, એવો દોષ કાંઇક અંશે પરિષદની કાર્યવિધિ ઉપર મુકી શકાય. અન્ય દેશોમાં કામ ચલાવવાની સુગમતા સારૂ પરિષદના વિષયવાર ખંડ પાડી જૂદા જૂદા વિષય જૂદા જૂદા સ્થળમાં વંચાવવામાં આવે છે, ને તેથી જેને જેનો પ્રેમ તે તે ખંડમાં બેસે છે, ને એકંદર નિબંધો ઘણા લઇ શકાય છે. વળી એક કરતાં વધારે વિષયના શોખીનોની સગવડ સાચવવાને જૂદા જૂદા ખંડોના ક્રમમાં આગળ પાછળ ફેરફાર કરી ઘણાનું મન સાચવી શકાય છે. આવો વિધિ ગ્રહણ કરવાનો સમય અત્રે આવ્યો છે કે નહીં, તે જાણવા હું સમર્થ નથી. પણ ઘણા ગૃહસ્થોની મરજી થાય તો તેને દાખલ કરવાનો માર્ગ ગમે ત્યારે લઇ શકાય.

ઉત્તમ ગ્રંથોને આવકાર અને ઉત્તેજન આપવાનું આ પરિષદ મોટું સ્થળ થાય, અને ઉત્તમ ગ્રંથકારોને આ પરિષદનું અભિનંદન લેવાની વાંચ્છના થાય, તો બેશક આપણા સાહિત્યને ઘણુંજ ઉત્તેજન મળે. કાલા-ન્તરે પરિષદ આવું સ્વરૂપ પામે, એવી આપણે ઉમેદ રાખીએ, તો તે અઘટિત નથી.

ઉપર જે લાભ બતાવ્યા છે, તે જો કે ખરેખરા છે, તોપણ આવા મહા સમારંભને પૂર્ણ રીતે ઘટે તેવા તે વિપુલ, વિસ્તીર્ણ ને સ્થાયી નથી. આવી સમિતિઓના વાસ્તવિક ફાયદા તો ચિરકાલ ટકે તેવા, તથા પ્રજા-સમસ્તના ભીતર ભાગને અસર કરે તેવા થવા જોઇએ. તેવા લાભ સાધવાને આપણે શું શું કરવું જોઇએ, તે નક્કી કર્યા પ્હેલાં સાહિત્ય એટલે શું તે આપણે એક વાર આપણા એકવિચારથી નક્કી કરવું જરૂરી છે. હવે વિદ્વાનોએ ઈતર દેશોમાં એવું ગ્રહણ કર્યું છે કે " માણસના મનોગત સર્વ પ્રકારના વ્યાપારની વાણી " એટલે સાહિત્ય સમજવું. બીજી પરિષદના વિદ્વાન્ પ્રમુખે સાહિત્યનું લક્ષણ આપ્યું છે, તે ઉપરની વ્યાખ્યાને ઘણું મળતું છે; પણ તે વધારે ચોક્કસ છે કે " સંસ્કારી સ્થાયી ભાષામાં

લોકોત્તર લેખકથન" એજ સાહિત્ય. આ બે લક્ષણ ઘણાં વ્યાપક છે, એ ઉઘાડું છે. આ અર્થથી જૂદો ને કંઇક અંશે સંકુચિત અર્થ સાહિત્યનો ઘણી વાર કરવામાં આવે છે. કાવ્યો, નાટકો, સંવાદો, નવલકથાઓ, વાર્તાઓ, રૂપકો, નિબંધો, અને બીજા એવા લેખો, એટલાને આ બીજા અર્થમાં સાહિત્યના કુંડાળામાં દાખલ કરવામાં આવે છે. એટલે આ બીજા અર્થની મર્યાદામાં તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, ઇતિહાસ વગેરે અનેક જાતના ગૌરવવાળા સાહિત્યનો સમાવેશ થતો નથી. કોઈ પ્રસંગે કયા અર્થમાં સાહિત્ય શબ્દ વાપરવો એ લખનારની મરજી ઉપર છે. પણ વિષયનો અર્થ સંદિગ્ધ રહેવાથી ઘણી ભ્રાન્તિ, અને ભ્રાન્તિને લઇને ઘણા નકામા વાદ ઉત્પન્ન થાય છે. આ મંડળ 'સાહિત્ય' નો વિપુલ ને વ્યાપક અર્થ લઇને પોતાનો ઉદ્યોગ આદરે છે, એટલુંજ કહેવું બસ છે. બીજી પરિષદના વિદ્વાન્ પ્રમુખે કહ્યું છે તે પ્રમાણે, **ગુજરાતી ભાષાનું સાહિત્ય એટલે ગુજરાતી વાઙ્મય સમજવાનું છે.**

આ પ્રમાણે લક્ષણબંધી કર્યા પછી, આવી પરિષદે કરવાનાં કર્ત્તવ્યો શાં તેની સીમાનું ડોળાઉં કરવું સુગમ પડે છે. પ્રથમ તો હાલનું એટલે આપણા પૂર્વજોએ તથા આપણે પેદા કરેલું સાહિત્યધન શું છે, તે કેવા પ્રકારનું ને કેવી કિંમતનું છે, તેનું આપણે ખરેખરું ને પૂર્ણ જ્ઞાન મેળવવું એ ઘણું અગત્યનું છે. ગુજરાતી જૂના સાહિત્યનો ઘણો ભાગ હજુ ખુણેખોચરે પડ્યો પડ્યો ઉધઇનું પોષણ કરે છે. માટે તેવું જીર્ણ ને જૂનું સાહિત્ય કેટલું છે, તેની પ્રથમ નોંધ કરાવવી જોઇએ. પછી તે હાલના પ્રકટ થએલા સાહિત્યની બાજુએ એક સ્થળે આપણે સ્વાધીન રહે, ને તેનો લાભ આપણા સાક્ષરોને મળે તેમ કરવું જોઈએ. ઘણો ખરચ કરતાં પણ આ પ્રયાસને સફળ થતાં કેટલોક લાંબો કાળ લાગશે. લગભગ ૩૫—૪૦ વર્ષ થયાં, પણ હજુ સંસ્કૃત જીર્ણ પુસ્તકોની શોધખોળ પૂરી થઇ નથી. આ પ્રમાણે એક દિશાએ ઉદ્યોગને ચાલતો કરી બીજી દિશાએ તેના જેવો પણ તેથી વધારે કઠણ ઉદ્યોગ છે તે ગ્રહણ કરવો જરૂરનો છે. હજુ વાર્તાઓ, રાસડાઓ, રાસો, ગાનો, કવિત, લોકકથાઓ, લોકગીત, ઇત્યાદિ રૂપે ગુજરાતી ઘણું સાહિત્ય માણસના સ્મરણરૂપી નાશવન્ત આધારેરહેલું

દિન પર દિન ક્ષય પામતું જાય છે. તેને કાગળ ઉપર ને અક્ષરરૂપમાં લાવવું એ આવી પરિષદનું બીજું કર્ત્તવ્ય છે. સ્વર્ગવાસી ફ્રામજી બમનજી માસ્તરે એક વાર આવો પ્રયાસ કર્યો હતો. તેમની રચેલી ગુજરાત ને કાઠિયાવાડની વાર્ત્તાઓ ઉપરથી આવું સાહિત્ય કેટલું મૂલ્યવાન છે, તેનો ખ્યાલ થાય છે. આ પણ લાંબા પ્રયાસ અને મોટા ખરચનું કામ છે. આની સાથે જૂના તામ્રલેખ, શિલાલેખ, પાળીઆ, સિક્કા અને હરેક જાતની જૂની વસ્તુનો શોધ કરી આપણા પૂર્વજો અને પૂર્વના ઇતિહાસનું જ્ઞાન દહાડે દહાડે પૂર્ણ કરવાનો શ્રમ લેવો, એ પણ આ પરિષદોનાં કર્ત્તવ્ય પૈકી એક છે. આ પ્રયાસોમાં આપણા જૈનબંધુઓના એજ દિશાના પ્રયાસથી આપણને ઘણી સહાય મળવાની આશા છે. આપણા સાધન અને આપણા કાર્ય કરનારા થોડા છે, માટે દેશની બીજી આવા જ લક્ષવાળી સંસ્થાઓ જોડે એકાર્થતા કરી પ્રયાસ કરવાથી સર્વને સુગમતા અને લાભ છે.

આ પ્રયાસો આરંભવાને સારૂ તથા તે સતત જીવતા રાખવાને તથા સફળ કરવાને સારૂ એક બે મંત્રી તથા કાયમ કમિટીની સંસ્થા રચવી જરૂરી છે. એટલુંજ નહીં પણ તેને નાણાં રૂપી પૂર્ણ સવડ ગુર્જર સાહિત્યના પ્રેમીઓએ કરી આપવી આવશ્યક છે. આ પ્રથમ પાયો રચ્યા વગર દર્શાવેલું ફળ મળવાનો ઘણો થોડો જોગ છે.

પરિષદે પોતાનાં કર્ત્તવ્ય સાધવાને આવી સ્થાયી ઘટના રચ્યા છતાં પણ બીજી દિશાઓ તરફ પોતાની નજર સતત રાખવી પડશે, ને તે ભણી પણ શ્રમ ને વ્યય નિરંતર કરવો પડશે. આવી પરિષદના પ્રમુખની યોજના જો વર્ષ કે બે વર્ષ અગાઉથી કરવાનું બનતું હોય, તો તે પ્રમુખના આસન અને મુખથી અથવા બીજા શિષ્ટજનના મુખથી ગુજરાતી સાહિત્યની બધી વર્તમાન સ્થિતિનું એક સમગ્ર પટ્દર્શન થોડે થોડે કાલાન્તરે આપણને મળી શકે. વળી જગતના સંસ્કારી દેશોમાંના એકાદનું સાહિત્ય લઈ તેની જોડે સરખામણી કરવાથી આપણા ગુજરાતી સાહિત્યના કિયા કિયા પ્રદેશ સારા ખેડાયા છે, કિયા હજુ સમૂળગા ઉજ્જડ છે, કિયામાં થોડો કે ઘણો આપણે પ્રવેશ કર્યો છે, ને કિયાને આપણે હાથ અડકાડયો નથી, એ

વગેરેનું સમગ્ર દર્શન આપણા સાક્ષરોના મુખથી પરિષદ આગળ આવી શકે, અને તેથી પણ ઘણો અમૂલ્ય લાભ આપણા સાહિત્યને મળી શકે. વળી આપણા ભરતખંડવાસી બન્ધુઓના સાહિત્ય જોડે સરખામણી કરવાથી પણ સારો લાભ આપણને મળી શકે, માટે દરેક પરિષદના કર્તવ્ય પૈકીનું આ કર્તવ્ય છે, એમ ગણના થવાની જરૂર છે.

આ પ્રમાણે સમર્થ પુરુષોના હસ્તે કાલે કાલે ગુજરાતી સાહિત્યનું સમગ્ર દર્શન થવાથી સાહિત્યની ખિલવણી તથા વૃદ્ધિ સારૂ સાર્વજનિક ઉપાય શા કરવા, તે વિષે આપણને માર્ગ સુઝશે. એમ માલમ પડવાનો સંભવ છે કે કેટલાક પ્રદેશો જે હાલ પડતર ભૂમિ જેવા છે, તે આપણા કેટલાક બન્ધુઓ પોતપોતાની મેળે જ ખેડવા ઉપાડી લેશે, અને તેમાં મંડળીના મેલનથી કરવાનું કંઈ નથી. કેટલાક ભણી આપણા ભાઇઓનું માત્ર લક્ષ દોરવાને થોડો પ્રયત્ન કરવો પડશે; કેટલાક પ્રદેશ તો નૈસર્ગિક પ્રેરણાવાળા અલૌકિક જનો મળશે તોજ ફળરુપ થશે; અને વિદેશી જ્ઞાન રૂપી ખાતરની જે પ્રદેશોમાં અપેક્ષા છે, તે દેશોમાં આવી સાહિત્ય પરિષદે ઉપાડવાનો ભાર વિશેષ માલમ પડશે. આ રીતે ગુર્જર સાહિત્યને પોષક અને મનોરંજક ક્ષેત્ર અને વાડી બનાવવાનો પ્રયત્ન હરેક ગુર્જર કરશે એવી આપણી સંપૂર્ણ ઉમેદ છે. તેમાં વિશેષ કરીને આપણા વિદ્વાન્ અને સંસ્કારી પુરુષો પોતાના ભાગનો ભાર અથવા તે કરતાં પણ વધારે ભાર ઉપાડવાને આનાકાની નહીં કરે એમ માગવાનો આપણો હક છે. જ્યારે આપણા વિદ્વાન્ ને સંસ્કારી પુરુષો હાલ કરતાં વધારે વધારે સંખ્યામાં ને ઘણી હોંસથી આ કામમાં મંડશે, ત્યારે ગુર્જર ભાષાનો રથ કડકડાટ દોડશે. આ કર્તવ્યો કાયમની સંસ્થા વગર બનવાં અશક્ય છે. ગમે તે રીતનો પ્રયત્ન કરવામાં આવે, તોપણ એક વાત સ્મરણમાં રાખવાની અતિશય જરૂર છે; તે એ કે **નૈસર્ગિક કે મુળ સ્વતંત્ર ગ્રંથો ગુજરાતીમાં રચાય, તોજ આપણું શ્રેય થશે.** જગતનું સર્વ જ્ઞાન અને વિજ્ઞાન ભાષાંતર દ્વારા કે એવીજ રીતે આપણે આપણા દેશમાં વસાવવું એ ઘણું ઉપયોગી છે, પણ જ્યારે આપણો અન્તરનો આત્મા જાગૃત થઈ પોતાના મમત્વનો વિકાસ કરી બહારનું બધું જ્ઞાન, વિજ્ઞાન, વિચાર પોતાના કોઠામાં ઉતારી તે જ્ઞાન અને

લાગણીને પોતાના રૂપ કરી, પોતાના અંતરની વાણી વડે બતાવી શકશે, ત્યારે જ આપણા સાહિત્યનો તેમજ આપણા જનસમૂહનો ઉદય થયો સમજાશે. **અનુકરણથી કોઇ પ્રજા મહત્વને પામી નથી, ને પામનાર નથી.**

આપણા વિસ્તાર્ણ ભરતખંડમાં **એક ભાષા** થવી ઈષ્ટ ને શક્ય છે કે નહીં, ને તે થવાનો હાલ સંભવ છે કે નહીં તે વિષે મેં મ્હારા વિચાર અન્ય સ્થળે જણાવ્યા છે. એ વાતને છ માસ વીતી ગયા છે, પણ વચગાળામાં એ અભિપ્રાયમાં ફેરફાર કરવા જેવું કંઈ સબળ કારણ મને મળ્યું નથી. કાલાંતરે શું થશે, તે ભાખવાની મ્હારામાં શક્તિ નથી; પણ ફરી ફરીને મનન કરતાં મ્હારો એ વિચાર દૃઢ થતો જાય છે. **આપણું ૮૦૦ વર્ષનું સાહિત્ય જે આપણા આજ લગીના જીવનનો આદર્શ છે, જેનું બળ ને અબળ આપણી રગેરગમાં વ્યાપી રહ્યું છે, જે સાહિત્ય આપણા પૂર્વજોના નિરંતર વ્યાપારથી ઘડાયું છે, જે સાહિત્ય અક્ષત જાળવવા અને વધારવાના સંકલ્પથી આપણા વૃદ્ધોએ આપણને વારસામાં આપ્યું છે તેને ભરતખંડના ઐક્યની ભાવના રૂપી વેદી પર હાલ તરત અર્પી દેવાને મ્હારૂં મન હા પાડી શકતું નથી. જે ઐક્ય ઉપર કેટલાકનું મન હાલ મોહ્યા જાય છે, તે સર્વથા માન્ય છે, પણ ગુજરાતી, મરાઠી, બંગાલી, તૈલંગી, તામીલ વગેરે બધી વર્તમાન ભાષાઓના સાહિત્યનો દેહભોગ આપ્યા સિવાય એ મેળવવાનો બીજો માર્ગ છે કે નહીં તે ઠંડા મગજથી વિચારવાનું છે.** મ્હારા નમ્ર વિચાર પ્રમાણે **હાલની સ્થિતિ જોતાં સામ્રાજ્ય રૂપી ઐક્ય સાધવાનો પ્રયત્ન કરવો, તે જ યોગ્ય ને ફલદાયક માર્ગ છે.** તે સામ્રાજ્યની સાધારણ ભાષા હિંદી કે અંગ્રેજી કરવાને હરકત નથી, પણ હાલ આપણી ભાષા અને સાહિત્ય છે તેવાં રાખવાથી ઐક્ય સાધવામાં હરકત કે ઢીલ થાય છે, એમ મને લાગતું નથી. જ્યારે ઐક્તાની ભાવના અતિ પ્રબળ થઇ સર્વત્ર હિંદનો કે બીજી સામાન્ય ભાષાનો પ્રચાર વધશે,

તે વખતે સર્વ વૈભાગિક સાહિત્ય એની મેળે તજવામાં આવશે, પરંતુ એ કાલ હજુ ઘણો દૂર લાગે છે.

હિંદુસ્થાનમાં એક ભાષા હાલ થવી અશક્ય હોય, તોપણ એક લિપિ થવાથી પ્રાંત પ્રાંતના વસનારને એક બીજાનું સાહિત્ય સમજવામાં થોડી ઘણી સુગમતા થાય, એ પક્ષમાં ઘણી તકરારની જગા નથી. એક લિપિ કરવી તો કઇ કરવી તે વિષે મતભેદ પડયો છે. બનારસની નાગરી પ્રચારિણી સભા* અને બંગાલની એક લિપિ

---

* ઉપલી સભા આગળ અંબાલાલભાઇએ ડિસેંબર ૧૯૦૫ માં આ વિષયને લગતું ટુંક ભાષણ આપ્યું હતું, જેમાંનો જરૂરી ભાગ નીચે ઉતાર્યો છે.

Coming from Gujarat, a land of merchants, I will take care that my remarks are brief. Much of what I had to say has been already anticipated by our worthy President and by the able Mahratta scholar Mr. B. G. Tilak. I will therefore now refer to some of the practical aspects of the question.

The one great and inspring desire of the day in the minds of all of us is to approach each other Whether in the distant future we shall be all one people or a grand confederation of nations, I would leave the future to decide. But there is no harm in proceeding upon some common line under which both the ends or either may be achieved, and one of these is having a common character for our literature.

Now there are two ways of looking at the question: (a) Character for writing and (b) character for printing; the former should be left out of account for the present.

Happily in Gujarat the text books that were first composed gave lessons in the Nagari as well as Gujarati character and every one who has studied in the schools of Gujarat can read the Nagari character. It is said that in the new series

વિસ્તારક સભાએ દેવનાગરી એટલે બાળબોધ લિપિને પસંદ કરી છે, અને તેનો પ્રચાર કરવાનો શ્રમ અને ખરચ વેઠે છે. એમનો અંતિમ ઉદ્દેશ ઘણો સ્તુત્ય છે, એ વિષે બહુ વાદ નથી. પરંતુ ઉત્તર હિંદુસ્તાનમાં ફારસી એટલે ઉર્દુ લિપિનો ઘણો વાપર છે તેથી, તથા ઉર્દુવાળાને નાગરી

---

which they are going to provide, these lessons in the Nagari character are to be omitted. It will be a great misfortune if that course is adopted. A representation should be made by this Sabha to have the old course maintained. One very valuable suggestion was made by our President, *viz.*, that all books of real worth may be printed in the Nagari character. I think that at least all scientific works such as works in Botany, Chemistry, Philosophy should be printed in the Nagari character. The language may bo local language; but the character ought to be Nagari character; and there will de no harm in doing so. All those who study science may de presumed to be acquainted with the Nagari character. That will be one way of extending the use of Nagari character.

Another way which occurs to me is that in all departments of business,communication sent in the Nagari character should be accepted. The Ahmedabad merchants have already taken a step in this direction They communicate with their agents in Cawnpore and other places in Northern India in Nagari. As I have travelled from Gujarat to Northern India the names of stations written in the Nagari character were a great help to me.

There are many people in these days who wish to print advertisements. We find people from Punjab sending advertisements to local papers in the Urdu character. Urdu may be read in Northern India; but if they send the advertisements in Urdu character to papers in Gujarat or the Deccan they

લિપિ સામાન્ય થવાથી પોતાનો રોજગાર જવાની ધાસ્તી પેઠી છે તેથી, **સંયુક્ત પ્રાંતોમાં** એ વિષે ઘણી તકરાર ઉઠી છે. **મહારાષ્ટ્રને** એ વાત અનુકૂળ છે, અને દ્રવિડ પ્રાંતોનું મન હજુ આપણને સમજાયું નથી. આપણે અહીં ઘણા કાલથી એક લિપિ ચાલે છે, અને જો કે ગુજરાતીનો સામાન્ય પ્રચાર છે, તોપણ કેટલાંક કિંમતી પુસ્તકો બાળબોધ એટલે નાગરીમાં છપાયાં છે. એ લિપિ છાપવાનું ખરચ કંઈક વિશેષ થાય છે તેથી સસ્તા લૌકિક સાહિત્યમાં બાળબોધ વાપર્યાથી તે મોંઘું થવાની નડતર આવે છે, ને આપણે અહીં પણ સામાન્ય લોકનો તે ઉપર ભાવ દીસતો નથી. વળી મૂળ નિશાનનું ભાન હજુ ઘણા થોડાને જ થયું છે, એટલે હાલ એકદમ પગ ઉપાડો થઇ શકે એમ દીસતું નથી. માત્ર **ધર્મનાં ને વિજ્ઞાનનાં પુસ્તક તેમાં છાપવાનો પ્રચાર વધે તો તે ઇષ્ટ છે.** આ ઉપરાંત આ વિષય સર્વની નજર આગળ હમેશ રાખી સાહિત્ય વિષે કર્તવ્યની જે ટીપ થાય તેમાં તેને સામેલ રાખવો ઘટે છે.

આમ ભરતખંડની રાજકીય એકતા થવા સારૂ તથા **હિંદુ ધર્મનું** માહાત્મ્ય વધારવા સારૂ **હિંદી ભાષાનું** જ્ઞાન પ્રસરવાની ઇષ્ટતા દર્શાવવામાં આવે છે, તે દ્રષ્ટિબિંદુ આ પરિષદના ઉદ્દેશની સીમામાં ભાગ્યે જ આવી

---

will be hardly read. I would suggest to all business people of different provinces to give their advertisements in Nagari character. It will be a commercial gain to them because their advertisements are more likely to be read, and the article advertised is more likely to be sold if the advertisement is in the Nagari character. In Gujarat for example we do read one Bengali advertisement about the Keshranjan Oil given in the Nagari character.

One more recommendation I will make and that is there ought to be a Nagari Paper edited in Northern India in Hindi and in the Nagari character.

શકે. પરંતુ આપણા શિષ્ટ જનોએ મનના વિકાસ તથા વિદ્યા ને સાહિત્યની વૃદ્ધિના અર્થે હાલની રૂઢ ભાષામાંથી એક બે કે તેથી અધિક જેટલી બને તેટલી ભણવી યુક્ત છે. હિંદી ભણવાથી તુલસીકૃત રામાયણ જેવા સાહિત્યના મહા ગ્રંથોનું જ્ઞાન થાય એટલુંજ નહીં, પણ તે ભાષા ભણનારને પ્રવાસ ને વ્યાપારમાં તેમ જ સાર્વજાનક કાર્યોમાં ઘણી અનુકૂળતા ને લાભ થાય એમાં સંશય નથી. યુરોપના. વેપારીઓ બીજી ભાષાઓ વ્યાપાર આગળ વધારવા શિખે છે. ઉત્તર હિંદુસ્તાન જોડે ગુજરાતનો વેપાર હાલ ઘણો છે, ને દિવસે દિવસે વધશે, સબબ હિંદી ઉપર આપણા દેશી ભાઇઓએ વિશેષ લક્ષ આપવું ઘટારત છે. ગુજરાતીનું જૂનું સાહિત્ય કેટલુંક હિંદીની શાખા જે વ્રજ છે તે ઉપરથી ઘડાયું છે, એટલે ગુર્જરીના ભાષાપંડિતને હિંદીનું સારૂં જ્ઞાન સંપાદન કરવું અગત્યનું છે.

**જનસમૂહને શિક્ષણ** આપવાથી આપણા સાહિત્યના ઉત્કર્ષને જેટલી પુષ્ટિ મળવાનો જોગ છે, એટલો બીજા કોઇ પણ એક ઉપાયથી મળવાનો નથી. છેક ગરીબમાં ગરીબ સ્ત્રી કે પુરુષને પણ લેખન, વાંચન ને ગણિતના સંસ્કાર તથા સામાન્ય વિજ્ઞાન મળવું આવશ્યક છે. જ્યારે લોકસમસ્ત વાંચવાના શોખી થશે, ત્યારે લેખકોને અપૂર્વ ઉત્તેજન મળશે, ને સાહિત્યના સત્ત્વમાં ઘણો ઉત્કર્ષ થશે. વળી એવું પણ બનશે કે એ ગરીબમાંથી કેટલાક સંસ્કાર પામી સાહિત્યમાં નવું બળ પ્રેરશે. ગુજરાતમાં કેટલાંક સ્વદેશી રાજ્યોમાં આવી કેળવણી મફત આપવાનો લોકોપકારક માર્ગ ઉઘાડો થઇ ગયો છે, તેનો પ્રથમ જશ શ્રીમંત મહારાજ સયાજીરાવ ગાયકવાડને તથા કાઠિયાવાડમાં ગોંડલ, લીંબડી વગેરે સંસ્કારી રાજાઓને ઘટે છે. હું ધારૂં છું કે અત્રે પધારેલા સદ્‌ગૃહસ્થોની મનકામના એવી છે કે આ પ્રાંતનાં સર્વ નાનાં મોટાં રાજ્યોમાં એ જ ધોરણે સાર્વજનિક કેળવણીનું સત્ર થોડા વખતમાં દાખલ થાય. માત્ર આ સંબંધમાં એક જ સૂચના કરવી ઇષ્ટ છે, તે એ કે સામાન્ય કેળવણીનો પૂર્ણ લાભ મેળવવો હોય, તો તેની રચના એવા હેતુથી કરવી જોઇએ કે એથી લેખન, વાંચન વગેરેના સંસ્કાર ઉપરાંત જન જનના ચરિત્રનો વિકાસ

થાય, તેમનાં તન અને મનનું અંતર્બળ વૃદ્ધિ પામે, અને દેશાભિમાન, દેશભક્તિ, સ્વાર્પણ વગેરે ઉચ્ચ લાગણીઓની અભિવૃદ્ધિ થાય, અને તેની જોડે નિર્વાહનો કસબ હરગીજ શિખે. આથી જૂદી કેળવણી બહુ ફલદાયી ભાગ્યે જ થાય.

જનસમૂહની કેળવણીનું પૂરેપૂરું ફળ મેળવવા સારૂ બીજી એક વાત અત્રે સૂચવવાની હું છુટ લઉં છું, તે એ કે પ્રાથમિક કેળવણીનો લાભ પામેલાને શાળા છોડયા પછી વાંચવા લાયક પુસ્તકો રચાવવાં જોઇએ. શ્રીમંત ગાયકવાડ મહારાજે આ વાત ઉપર મ્હારૂં લક્ષ ખેંચ્યું છે, અને આ પરિષદના નિયામકોની પણ એ દિશાએ નજર ગએલી દીસે છે. માત્ર કંઇક સૂચના કરવાની ઉચિત હોય, તો તે એટલી જ છે કે ગરીબને વાસ્તે રચાએલાં ચોપાનીઆં કે પુસ્તકોની ભાષા કેવળ સરળ, તરત સમજાય એવી અને નકામા સંસ્કૃત શબ્દોના આડંબરથી મુક્ત હોવી જોઇએ* વિષય અને તેનું વર્ણન પણ તેમના જ્ઞાન અને કેળવણીના ગજા ઉપરાંત હોવું ન જોઇએ. તેવું સાહિત્ય સસ્તું જોઇએ, એ કહેવાની જરૂર નથી.

---

* સરળ ભાષા સંબંધી અન્ય પ્રસંગે તેમણે નીચેના વિચારો જણાવ્યા હતા:

રા. રા. કમળાશંકરે શબ્દોના "ઉપરોક્ત" જેવા ખોટા પ્રયોગો કરવામાં આવે છે તે સંબંધી જે વિવેચન કર્યું છે તે વાજબી છે. ઘણા ખરા તેને માટે "સદરહુ" જેવા સાદા શબ્દો છોડી ભાષામાં ગૌરવ આણવાની લાલચને વશ થઈ ખોટા પ્રયોગો કરી ઉલટા હાંસીપાત્ર કરે છે. તે માટે એક સૂચના કરવાની જરૂર મને જણાય છે. જ્યારે આપણે લખવા બેસીએ છીએ ત્યારે અમુક શબ્દ આપણને આવડે છે કે નહીં તે વિચારવું. જો નથી આવડતો એવો શક પડયો તો તે શબ્દ લખવોજ નહીં. એમ કરવાથી ભાષામાં દોષ રહેશે નહીં. જો–ઑથૉરિટી–આધાર કે પ્રમાણ મળી શકે તેમ હોય તો તે કંઇ ઠીક છે, પરંતુ જો શબ્દ આવડતો ન હોય અથવા તેમાં શંકા રહેતી હોય અને તેમ છતાં તે શબ્દ લખવો તે એક જાતની ઠગાઇનું કામ છે.

(તા. ૧૪–૭–૧૯૧૧ ના રોજ ગુજરાત સાહિત્ય સભાના વાર્ષિક મહોત્સવ પ્રસંગે કરેલા વિવેચનમાંથી.)

સાહિત્યનો ઉત્કર્ષ સાધવાનો એક ઘણો ફલદાયક માર્ગ સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવાનો છે. તે સ્ત્રીકેળવણીનો થોડો ઘણો પ્રારંભ સર્વત્ર થયો છે, પણ તે બસ નથી. હાલ શિક્ષણનો લાભ માત્ર કાચી વયની કન્યાઓ લે છે; તેથી વધારે વયની કન્યાઓને બ્હોળી કેળવણી આપવાનો આ સૂચનાનો આશય છે. આવું ઉંચા પ્રકારનું શિક્ષણ આપણી સ્ત્રીઓને ગુજરાતી દ્વારા આપવું જોઇએ, ને તેવું આપવાને સ્ત્રીઓ સારૂ ઉચ્ચ શાળાઓ-High Schools સ્થાપવી જોઇએ. તેથી શાળાઓમાં આગળ જતાં ગુજરાતી વિજ્ઞાનનું શિક્ષણ આપી છેક બી. એ. ના ક્રમની કેળવણી આપી શકાશે. હાલ તુરત આ બધું બનવું દુર્ઘટ દીસે છે, તોપણ તેમાં આજ કાલની કન્યાશાળા કરતાં ઘણા સારા સંસ્કાર આપી શકાશે, એમાં શક નથી. જે થોડી સ્ત્રીઓથી બને તેઓ અંગ્રેજી ભણી પુરુષોની બરોબરી કરી તેઓના જેવી પદવીઓ મેળવે તેમાં કંઇ પણ હરકત દીસતી નથી, પણ તેવો લાભ લેવાનું ઘણી થોડીથી જ બનશે સામાન્ય રીતે સ્ત્રીઓને અધકચરું અંગ્રેજી જ્ઞાન આપવાથી કંઇ પણ વિશેષ ફળ નથી. માટે તે ભણવાનો કાલ ઉગારી તેને બદલે બીજું વિજ્ઞાન ને સારા સંસ્કાર આપણી ભાષા દ્વારા આપણી બ્હેન દિકરીઓને આપવાનું આપ સર્વને લાભકારી જણાશે. આ અર્થે સ્થાપેલી સ્ત્રીઓની ઉચ્ચ શાળાઓનો લાભ આપણા સંસારના રિવાજોને લીધે ઘણી સ્ત્રીઓ લઈ શકશે નહીં, તોપણ કન્યાશાળાનો અભ્યાસક્રમ થોડે થોડે વધારી તે માર્ગે ચાલી ઉચ્ચ શિક્ષણનો આરંભ કરવાનું હાલ બની શકે એમ દીસે છે. શિક્ષકોની ખોટ ને શિખનારની અછત હાલ પણ નડે છે ને હજુ કેટલાક કાલ લગી નડશે; પણ ધીમે ધીમે તે ઘટતી જશે, અને સ્ત્રીઓ વાચકવર્ગમાં દાખલ થશે, ત્યારે લેખકના લેખોના સત્વમાં સુધારો થશે, એટલુંજ નહીં પણ ભાષાની શુદ્ધિ ને સરળતા પણ વૃદ્ધિ પામશે, ને લેખકોને ઘણું ઉત્તેજન મળશે. વળી સ્ત્રીઓ પોતે પણ સાહિત્યના સમૂહમાં કિમતી વધારો કરશે, ને પાછી મીરાંબાઈ, ગાર્ગી, મૈત્રેયી જેવી અલૌકિક નારીઓ આ દેશમાં અવતરી સર્વત્ર સદ્દગુણ, દેશભક્તિ, પાતિવ્રત્ય, ધર્મ અને સુજ્ઞાનની કાન્તિ પ્રસારશે.

અંગ્રેજી શાળાઓમાં અપાતું અંગ્રેજી ભાષા સિવાયનું સર્વ જ્ઞાન ગુજરાતી ભાષા દ્વારા આપવાની અગત્ય વિષે મેં મ્હારા વિચાર અનેક વાર દર્શાવ્યા છે. પચીસ વર્ષ પૂર્વે સર વિલિયમ હન્ટરના શિક્ષણ કમિશન આગળ મેં તે નિવેદન કર્યાં હતા ને ત્યાર પછી પ્રસંગે પ્રસંગે તેમ કરવાની તક આવી ત્યારે તે પ્રકટ કરવાને ચુક્યો નથી. પણ હજુ તેનું કંઈ પણ ફળ થયું નથી. અથવા ફલાશા બંધાય એવાં ચિહ્ન પણ દીસતાં નથી. જો એ વાત માલ વગરની કે સામાન્ય ગૌરવની હોત તો કદાચ તે હું મુકી દેત; પણ જેમ જેમ કાલ જાય છે, તેમ તેમ તેનું મહત્વ મને વધારે વધારે લાગતું જાય છે, માટે આપ સર્વની રૂબરૂ વિનયથી પણ આગ્રહપૂર્વક ફરીને તે હું મુકું છું. હાલના પ્રચારથી આપણા યુવાનોને તનની, મનની અને તેની જોડે ધનની ભારે હાનિ થાય છે, માટે એ વાત મુકી દઉં તો દેશસેવાના અંગની મ્હારી કર્ત્તવ્યતામાં ઘણો ભંશ થાય. જગતમાં કોઈ પણ સ્થળે સામાન્ય જ્ઞાન પરભાષામાં આપવાનો આપણા દેશના જેવો વિપરીત શિક્ષણક્રમ નથી. વળી આગળ જ્યારે અંગ્રેજી કેળવણી બાલ્યાવસ્થામાં હતી, ત્યારે અંગ્રેજી શાળામાં ઘણું શિક્ષણ આપણી ભાષા દ્વારા અપાતું હતું, તે વખતના ફળ જોડે વર્તમાન પ્રચારનાં ફળ સરખાવ્યાથી પણ મ્હારી પ્રતીતિ દૃઢ થઇ છે. ચાલતા શિક્ષણમાં શિખેલા પુરુષોની કૃતિ, વિચાર, હોંસ ઇત્યાદિમાં સામાન્ય રીતે જે મન્દતા અને નિર્માલ્યપણું કેટલીકવાર નજરે પડે છે, તેનાં કારણોમાંનું એક મૂળભૂત કારણ આ હાનિકારક પદ્ધતિ છે. એ પદ્ધતિ જેમ બને તેમ વ્હેલી પડતી મૂકી અંકગણિત, બીજગણિત, ભૂમિતિ, પદાર્થવિજ્ઞાન, ખગોળ, ઇતિહાસ, ભૂગોળ અને સંસ્કૃત–સારાંશ કે અંગ્રેજી સિવાયના બધા વિષય–માતૃભાષા દ્વારા શિખવવામાં આવે, તો વિદ્યાર્થીને પડતો શ્રમ કમી થઇ શાળાઓમાં ભણતા દરેક યુવાનના આવરદાનાં કમીમાં કમી બે ચાર અમૂલ્ય વર્ષ ઉગરે, એટલુંજ નહીં, પણ આપણાં બાળકોના તનની, મનની ને હૃદયની શક્તિઓનો ઉકેલ ઘણો સારો થાય. કેળવણીનો ખરચ પણ કમી થાય. ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ ઇચ્છનારાઓની આ મહા

સમાજ સમક્ષ એ સૂચના ઘણી આશાભર હું મુકું છું. વળી ગુજરાતનું રાજસ્થાન જે કાઠિયાવાડ, તેના ધોરી સ્થળમાં એ સૂચના મુકવાથી તે વિષે વ્યવહારુ પગલાં લેવાઈ અનુભવ મેળવવાની પણ સુગમતા વધારે થવાનો જોગ છે. આ વિષય ઉપર શાન્તતાથી લક્ષ પ્હોચાંડવાની સર્વને મ્હારી ખાસ વિનંતિ છે. વ્યવહારુ રીત ગ્રહણ કરીને આ સૂચનાને મેં નિયમિત કરી અંગ્રેજી ઉચ્ચ શાળાઓના ક્રમ વિષે દાખલ કરી છે, તેમાં પુસ્તકોની ખોટ રૂપી અડચણ આવવાનો સંભવ રહ્યો નથી, ને શિક્ષકો પણ મળી શકે છે. આ આરંભથી આગળ વધતાં વધતાં અન્તિમ નિશાન આપણી માતૃભાષા દ્વારા સર્વ પ્રકારનું જ્ઞાનવિજ્ઞાન આપવાનું છે. તે સાધવાનો માર્ગ બેશક વધારે વિકટ છે અને પુસ્તકો અને શિક્ષકો તેમજ પરિભાષા વગેરેની અડચણો હાલ તો ઘણી દુર્ગમ દીસે છે, પરંતુ અડચણો જોઈ જોઇને ઉભા રહેવાથી અડચણો દૂર થતી નથી તેમના સન્મુખ જવાથી તે ઓછી થાય છે. સર્વ જ્ઞાનનું દ્વાર માતૃભાષાને એટલે ગુર્જરખંડમાં ગુજરાતીને આપણે બનાવવી છે, અને એમ થઇ શકશે ત્યારેજ આપણા સાહિત્યમાં ખરો જુવાનીનો જીવ અને ઉત્સાહ આવશે એ વાત નિઃસંશય છે.

સાહિત્યની અભિવૃદ્ધિનો રાજકારભારના વ્યવહારની જોડે નિકટ સંબંધ છે એ સિદ્ધ થાય છે. હિંદમાં ॥ બ્રિટિશ ભાગમાં અનેક કારણોથી અંગ્રેજી વિદ્યાની કેળવણી લેવાના તથા તેમાં ઉચ્ચ જ્ઞાનશક્તિ મેળવવાના ફાયદા એટલા પ્રસિદ્ધ થયા છે, કે તેથી તે કેળવણી પાછળ આપણા ગુર્જર દેશના લોક પણ ટોળાબંધ વળ્યાં છે. વળી દેશી રાજ્યોમાં પણ તે કેળવણીને પ્રસંગવશાત્ ઉત્તેજન આપવામાં આવ્યું છે. તોપણ તે રાજ્યોનો બધો કારભાર, દફ્તર આદિ ગુજરાતી ભાષામાં ચાલે છે, ને ન્યાયના ફેંસલા પણ તેમાં લખાય છે. આ રિવાજ સાહિત્યના હિતમાં ઘણો લાભકારી છે, માટે તેને દૃઢ કરી તેનો પ્રસાર કરવાની, આપણા ગુર્જર ખંડના સ્વદેશી રાજકર્ત્તાઓની પાસે સાહિત્ય સેવકો માગણી કરે તો તે અસ્થાને નથી. વડોદરામાં ધનસાફના અમાત્યના ફેંસલા

**દેશી ભાષાઓમાં લખવાનું ઠર્યા પછી ગુજરાતી ભાષાની શૈલી અને શુદ્ધતામાં ઘણો સુધારો થયો છે, એટલુંજ નહીં પણ શબ્દાર્થ પણ નિર્ણિત અને ચોક્કસ થયા છે.** કાઠીયાવાડ એ ગુજરાતનું રાજસ્થાન છે. તેમાં એજ નિયમ ગ્રહણ કર્યાથી એ કરતાં પણ વધારે લાભ થશે એમાં શક નથી.

**શુદ્ધ ભાષા** તે શું, ને કેવા શબ્દરૂપને અને વાક્યપ્રયોગને શુદ્ધ ગણવા, અને કેવાને અશુદ્ધ ગણવા એ વિષય ઉપર આપણા વિદ્વાનોનું લક્ષ દોરાએલું છે, એ સંતોષની વાત છે. પણ આ પ્રશ્નનો નિર્ણય કરતાં પ્હેલાં શુદ્ધાશુદ્ધનું ધોરણ પ્રથમ નક્કી કરવું અવશ્ય છે. શુદ્ધ એટલે શું, ને એમાં વાદ પડે તો કિયા સામાન્ય નિયમ પ્રમાણે વર્તવું એનો પ્રથમ નિર્ણય થવો જોઇએ. એવો નિયમ ન થાય ત્યાં લગી ઘણું મતાંતર, અને શબ્દયુદ્ધના ઝઘડા થવાનો સંભવ છે. જે શબ્દરૂપ કે વાક્યપ્રયોગના વિષે સામાન્ય રીતે એકજ મત હોય તે રૂપ અને પ્રયોગ તે મત પ્રમાણેજ થવાં જોઇએ, ને તેથી ભિન્ન થાય તો તે અશુદ્ધ ગણાય. આટલે લગી મતફેરનો માર્ગ નથી. વળી સામાન્ય રીતે શબ્દ ને વાક્યના અર્થ ચોક્કસ ને નિશ્ચિત વ્યાપ્તિવાળા જોઇએ, એ વિષે પણ વાદ થવાનો સંભવ નથી. પણ એટલેથી આગળ વધતાં શબ્દશુદ્ધિનો નિર્ણય કરવાનો એક તરફથી એવો માર્ગ પકડવાનું વલણ દીસે છે, કે સંસ્કૃતના મૂળ રૂપ સરખો જે શબ્દ હોય તેને શુદ્ધ શબ્દ સમજવો, અને જે તેથી આઘો ગયો હોય તેને અશુદ્ધ ગણવો. એટલા માટે ઘણાજ વિનય સાથે કહેવાની જરૂર છે કે, આ નિયમમાં મતફેરનો ઘણો અવકાશ છે. સંસ્કૃત ઉપરથી ગુજરાતીનો શબ્દસમૂહ તથા વાક્યરચના નિકળ્યાં છે, એ વાત ખરી છે. **બેશક ગુજરાતી ભાષા એ સંસ્કૃતની પુત્રી છે, પણ માની આંગળી પકડી ચાલનાર બાળપુત્રી તે નથી.** તેણે પોતાનો વ્યવહાર ઘણા સૈકા થયાં પોતાને માથે ઉપાડી લીધો છે. સેંકડો વર્ષની રાજક્રાંતિઓ, વ્યવહારક્રાંતિઓ, ધર્મક્રાંતિઓ વગેરે મોટી આફતોમાં તેણે પોતાનું અસ્તિત્વ અને જીવન જાળવ્યું છે.

કાલને નમીને પોતાનાં ચલણવલણુ તે બદલતી ગઈ છે. ટુંકામાં તે સ્વતંત્ર ભાષાના પદને પામી છે તેથી બીજી સ્વતંત્ર ભાષાના સમાન જ પોતાની ગણના થવાનો હક તે માગી શકે છે. હવે દરેક સ્વતંત્ર ભાષામાં તે ભાષાની સ્થાપિત થયેલી શબ્દરૂઢિ અને વાક્યરૂઢિ જ સર્વથા પ્રબળ ગણાય છે. તે રૂઢિ મૂળ ભાષાથી જૂદી હોય તોપણ તે રૂઢિ શુદ્ધ ગણાય છે, ને તેવો પ્રચાર હાલ જગતની સર્વ ભાષા વિષે છે. અંગ્રેજી ભાષા ઍન્ગ્લો સેક્સન–Anglo–saxon–ઉપરથી નિકળી છે. અને ફ્રેન્ચ ભાષા લેટિન ઉપરથી નિકળી છે, તોપણ હાલ એ ભાષાઓમાં વપરાતો કોઇ અમુક શબ્દ કે વાક્યપ્રયોગ મૂળથી જૂદો હોય માટે તે અશુદ્ધ ગણાતો નથી. તેમ જ ગુજરાતીમાં કોઇ અમુક શબ્દ કે વાક્યપ્રયોગ મૂળ સંસ્કૃતના વ્યાપારથી અર્થમાં કે જોડણીમાં જૂદો કે ઉલટો હોય, તેટલા જ કારણથી તેને અશુદ્ધ ગણવો એ ઘટિત નથી. જ્યાં ચાલતી આવેલી રૂઢિ નક્કી થઈ હોય, ત્યાં શુદ્ધતા અને અશુદ્ધતા રૂઢિવડે જ માત્ર નક્કી થઈ શકે. સ્થાપિત રૂઢિ એ જ શુદ્ધતા ને અશુદ્ધતાનું સર્વ સ્વીકૃત માન છે. આ વિષે મ્હારા જૂના મિત્ર શ્રીયુત્ દોરાબજી એદલજી ગીમી, જે આ પ્રદેશમાં કેટલોક કાલ વિદ્યાગુરૂને* સ્થાને રહ્યા હતા, તેમણે ભાષા–ઉત્પત્તિ વિષે એક નાનું પણ ઘણી વિદ્વત્તાવાળું ચોપાનિયું રચ્યું છે, તે ઉપર વિદ્વજ્જનોનું લક્ષ જવું ઘટે છે. તે એમ લખે છે કે "સંસ્કૃત પ્રમાણે ગુજરાતીમાં લખવું જોઇએ એ દલીલ ખોટી છે; કોઈ પણ શબ્દ ભાષામાં બદલાતો બદલાતો આજ જે સ્વરૂપમાં કાયમ થયો હોય તે જ તેનું ખરું સ્વરૂપ માનવું જોઇએ." શબ્દશુદ્ધિ વિષે આ નિયમ સ્વીકારવામાં આવશે, તો ઘણી તકરારો તથા ચર્ચાનો પ્રસંગ રહેશે નહીં. આ સંબંધી વિચારમાં ભિન્નતા અને ભ્રાંતિક દોષ જે જોવામાં આવે છે તે ધોરણ નક્કી નથી તેને લીધે છે. એક ભાષા બીજી ભાષામાંથી જન્મ પામી હોય, માટે તેણે તેની માતાનું જ સર્વ સ્વીકારવું જોઇએ, એવો ગર્ભિત સિદ્ધાંત કેટલાક સજ્જનોએ માન્ય કર્યો છે, તે જ આ મતભેદનું મૂળ છે. એ

* Head Mastor.

સિદ્ધાંત જો સર્વથા ગ્રહણ કરવામાં આવે, તો સંસ્કૃત ને લેટિન આદિ ભાષાઓને મુકીને પણ તેમની માતૃભાષા જે મૂળ આર્યભાષા ત્યાં લગી જવાની અવસ્થા પ્રાપ્ત થાય. ગમે તેમ હોય તોપણ હાલની જીવતી ભાષાઓ એ પ્રમાણે કરવાને કે પોતાની માતૃભાષા ઉપર જ આધાર રાખી બેસી રહેવાને કબૂલ નહીંજ થાય.

આ વિષયમાં કેટલોક નકામો ગુંચવાડો અપભ્રંશ શબ્દોના પ્રયોગથી થયો છે. અપભ્રંશ એટલે મૂળથી બદલાયેલો શબ્દ એમ હું સમજું છું. પણ સાધારણ રીતે એમ સમજ હોય છે કે મૂળથી બદલાઇને બગડેલું રૂપ તે અપભ્રંશ. પરંતુ ખરો પ્રકાર આ પ્રમાણે નથી. મૂળથી બદલાઇને નવાં થએલાં કેટલાંક રૂપ તો એવાં સૂચક, મર્મવાળાં ને અર્થવાન્ હોય છે કે તેમનો અર્થ ને પૂર્ણ ભાવ મૂળ રૂપમાં હોતો નથી. આથી કરીને એવી ભ્રાન્તિ થઇ છે કે અપભ્રંશ તે અશુદ્ધ હોય. દૃષ્ટાન્ત તરીકે રાજાની 'આણ' કે દેવની 'આણ' એ પ્રયોગમાં જે અર્થ છે તે અર્થ રાજ આજ્ઞા કે દેવ આજ્ઞામાં આવતો નથી. તેમ સાસરવાસા યોગ્ય કન્યાને જે આણું કરવામાં આવે તેનો અર્થ આમંત્રણ કે આજ્ઞાપનમાં આવતો નથી; નૃત્ય શબ્દમાં નાચનું સામર્થ્ય નથી; કોઇ તવંગરનો ભરમ એ ભ્રમ નથી; કંથનો અર્થ કાન્તમાં નથી, અને મહંતનો મહાન્‌માં નથી; લ્હાવાનો અર્થ લાભમાં નથી. સબબ, મૂળ સંસ્કૃત શબ્દનું માહાત્મ્ય વધારવાથી, અથવા તેને પાછા લાવવાથી ભાષાની શુદ્ધિ કે વૃદ્ધિ થવાનો જોગ નથી. ભાષાશુદ્ધિને સારૂ તથા તેની ખિલવણી સારૂ આપણા મહાકવિ પ્રેમાનંદ, સામળ, દયારામ વગેરેના ગ્રંથોનો ઘણો બ્હોળો અભ્યાસ થવાની જરૂર છે.

ફારસી શબ્દોને શુદ્ધ ગુજરાતી લખાણમાં રાખવા કે નહીં, એ પણ ઉપરના પ્રશ્નના ફાંટા રૂપ પ્રશ્ન છે. લગભગ સાતસો વર્ષથી એવા શબ્દો આપણી ભાષામાં દાખલ થતા આવ્યા છે, ને એમાંના કેટલાક તો છેક ભાષાના અન્તર્ભાગમાં પેસી ગયા છે કે તે હવે કાઢી શકાય એવા નથી. કબ્જો, કાયદો, કેદ, મેજ, ખુરશી વગેરે કેટલાક બોલ તો એવા છે કે, તે

કહેવાનું મન કરીએ, તો તેની જગાએ એવા સાર્થક શબ્દ તરત ઘડવાનું બને નહીં, ને કોઈ મનસ્વી રીતે ઘડે તોપણ, તેમાં જૂનાનો અર્થ આવી શકતાં કેટલાક કાલના કાલ જાય. પણ જો સવાલ પુછવાની છુટ હોય તો આપણે પુછીએ કે ફારસી શબ્દો ટાળવાનો વિચાર શા માટે કરવો જોઇએ? ગુજરાતના ઐતિહાસિક બનાવોના બળથી જેમ સંસ્કૃત શબ્દો ને દેશી શબ્દો ગુજરાતી ભાષામાં આવ્યા છે, તેમ ફારસી પણ ભળી ગયા છે; તેમ જ હાલ અંગ્રેજી શબ્દો ભળતા જાય છે. જ્યાં ભાષાનો નિભાવ આપણા ચાલુ શબ્દોથી થતો હોય, ત્યાં માત્ર ગફલતથી કે શુદ્ધતાના અનાદરથી કે બીજાં એવાં જ કારણથી પરભાષાના શબ્દ વાપરવા, એ કોઈ પણ સંસ્કારવાળા જનને ગમે નહીં, પણ રૂઢ થઈ ગયેલા સાધારણ શબ્દો, પછી તે ફારસી કે બીજી ભાષાના હોય તેનો ત્યાગ કરવાની ઇચ્છા શા માટે કરવી? એકાદ જણ પોતે પોતાના ઘરને ખુણે બેસી ફારસી શબ્દ વર્જીને બધા સંસ્કૃત વ્યુત્પત્તિવાળા શબ્દ વાપરવાનો પ્રયત્ન કરે, તો તે તેના તુરંગની વાત છે, પણ વિચારવંત પુરુષો તરફથી તેને ભાગ્યે જ ઉત્તેજન મળશે.

આ સંબંધમાં બીજો એક વિચાર મને સૂઝે છે, તે આ મંડળ આગળ મુકી આ પ્રકરણ સમેટવા ધારૂં છું. આપણી સર્વની ઇચ્છા એવી છે કે, આપણા ઇસ્લામી બંધુઓ આપણી જોડે સામેલ રહી ગુર્જર ભાષાની ખિલવણી ને ફાલવણીમાં સહાયક થાય. હવે દુનિયાદારીના વ્યવહારકુશળ પુરુષો દાખલ આપણને વિચારવાનું એટલું છે કે, ફારસી શબ્દ કેવળ વર્જવાથી આ હેતુ સિદ્ધિએ જશે કે નહીં? આપણા ઇસ્લામી બંધુઓ અનેક કારણોથી એવા શબ્દો આપણા કરતાં અનેકગણા વાપરે છે, તેમને આથી સારૂં લાગશે ખરું? તેઓ આપણાં સંસ્કૃતમય પુસ્તકો હાલ પણ વાંચી શકતા નથી. સારાંશ કે, એવું થશે કે ફારસી શબ્દો ટાળવાની વાત વધારે પ્રસરશે, તો ગુજરાતમાં બે જાતનાં સાહિત્ય ચાલવાનો પ્રસંગ આવશેઃ એક મુસલમાન બાઇઓ અને સામાન્ય લોકો સમજે તેવું, અને બીજું સંસ્કૃત ભણેલા લોકો સમજી શકે તેવું. આવું પરિણામ સાહિત્યપ્રેમીઓને ઇષ્ટ નહીં જ હોય.

ઉર્દુ ભાષા વિષે આવા મંડળ સમક્ષ બે બોલ બોલવા અનુચિત નહીં ગણાય. ગુજરાતમાં લગભગ ચોથા ભાગની વસતી આપણા ઇસ્લામી બંધુઓની છે. તેઓમાંનો એક ભાગ મૂળ હિંદુઓ હતો, તે હજુ પ્હેરવેશ હિંદુઓના જેવો પ્હેરે છે, ને ઘરમાં પણ ગુજરાતી બોલી બોલે છે. આટલે લગી તો એ સાહિત્યની દૃષ્ટિએ બધી મનમાનતી વાત છે, પણ તે સિવાયનો બીજો ભાગ સંખ્યામાં નાનો છે, તે ઘરમાં તેમજ વ્યવહારમાં ઉર્દુ કે હિંદુસ્તાનીનો ઉપયોગ કરે છે. આ બીજા ભાગ તરફથી એવી માગણી થાય છે કે, ઇસ્લામી ભાઇઓનું બધું શિક્ષણ ઉર્દુ દ્વારા થવું જોઈએ. ગુજરાતનું ઐક્ય, ને ગુજરાતી સાહિત્યનો દિનપરદિન ઉત્કર્ષ ઇચ્છનારે આ માગણી ઉપર જરૂર વિચાર કરવો ઘટે છે. સર્વ મુસલમાન ભાઇ ઉર્દુ બોલી અને ફારસી લિપિ શિખે, ને તેમાં લખેલાં પુસ્તકો સ્હેલથી વાંચવાને શક્તિવાન થાય, ને વળી તેમનું પવિત્ર ધર્મપુસ્તક કુરાને શરીફ પણ પઢી શકે, એટલું બેશક તેમને માટે જરૂરનું છે. પણ આ અર્થ સાધવા સારૂ બધું શિક્ષણ જૂદું રાખવાની અગત્ય છે કે નહીં? આપણા પારસી ભાઇઓ દેશસમસ્તની સામાન્ય શાળાઓમાં શિક્ષણ લઇ પોતાનાં ધર્મપુસ્તક વાંચવા અને સમજવા પુરતો જૂદો બંદોબસ્ત કરી શકે છે. જૈનો પણ તેમ કરે છે; તો તેમ ઈસ્લામી ભાઈઓ પણ સ્હેલાઈથી કરી શકે. નાગપુરમાં આપણા ગુર્જર ભાઈઓએ હિન્દુ, મુસલમાન, પારસી સર્વેએ મળી એક ગુજરાતી શાળા કાઢી છે. તેમાં હિસાબ, વાંચન વગેરે પ્રાથમિક કેળવણી બધી જાતના છોકરાઓને એક હારે આપવામાં આવે છે. તે સિવાય ત્યાંના હાફિઝી બ્હોરાઓ પોતાનાં છોકરાંને કુરાન વાંચતાં શિખવવાનો જૂદો બંદોબસ્ત ઘેર કરે છે. હવે નાગપુરમાં બન્યું છે, તે બીજાં સ્થળે પણ બની શકે તેવું છે. આ સૂચના કેવળ મિત્રભાવથી આગળ મુકવામાં આવે છે.

હિંદુ મુસલમાન એ હિંદની ડાબી જમણી આંખો છે. ઈશ્વરે પોતાની અકળ માયા વાપરી બેઉનું પાનું ભેગું નાખ્યું છે, તે હવે ન નાખ્યું થાય તેવું નથી. બને હિંદને પોતાનાં દેશ ને માતૃ-

ભૂમિ ગણે છે, ને સંસારના બધા વ્યાપાર રોજગારમાં ને બીજા અગત્યના વ્યવહારમાં બેઉ જાતિ ભેગી ને ભેગીજ રહી સાથે કાર્ય કરે છે. આ પ્રમાણે એકતા વધારવાથી બેને લાભ થાય છે, એ ઉઘાડું છે. બેના હિતમાં ઘણીખરી વાતોમાં લગાર પણ વિરોધ નથી. જ્યાં તેવો સંભવ હોય ત્યાં દરેક પોતપોતાનું કામ સંભાળી લે એ ઉચિત છે. પણ ગુર્જરખંડની ગુર્જરી ભાષાની ખિલવણી કરવામાં બેઉનો સરખો સ્વાર્થ રહેલો છે, એ મહંમદીય વિદ્વાનો પણ ઉંડો વિચાર કરતાં કબૂલ કરશે. આપણા ઇસ્લામી બંધુઓ ઘણા ઉદાર મનના ને ઝીણી અક્કલવાળા ને કળાકૌશલ્યમાં કસબી છે. તેઓનાં સાહસ અને કસબથી ગુર્જરખંડને ઘણો લાભ થયો છે, ને હજુ પણ થશે. એ લાભનું વેહેણ સાહિત્યના પ્રદેશમાં હજુ વળ્યું નથી. તે દિનપરદિન વર્ધમાન વેગમાં વળે અને ગુર્જર સાહિત્યનો વેગ અને સત્ત્વ વધારવામાં ઇસ્લામી બંધુઓ મોટો ભાગ લે, એવી આપણી સર્વની વાંચ્છના છે, માટે આ ઇસારો કરવાની છુટ લીધી છે.

ગુજરાતી ભાષાના શબ્દોની જોડણી એકસરખી કરવી ઇષ્ટ છે, એ વિષે બે મત નથી. પણ તે એકતા શી રીતે સાધવી, એ હજી આપણને બરોબર સૂઝતું નથી. એ પ્રશ્ન ઉપર આપણા શિષ્ટ મંડળમાંના અનેક વિખ્યાત પુરુષોએ લક્ષ આપ્યું છે, ને પોતપોતાના અભિપ્રાય દર્શાવ્યા છે. શ્રીયુત્ નવલરામ, મણિલાલ, માધવલાલ, નરસિંહરાવ, ગોવર્ધનરામ, કમળાશંકર, વગેરેએ આ વિષય ઉપર ઘણી ઝીણી નજરે વિચાર કરી પોતપોતાના મત બાંધ્યા છે, પણ હજુ નિર્ણયનું સ્થળ પાસે આવ્યું હોય, એવાં ચિહ્ન દીસતાં નથી. હવે એકતા સાધવાના માર્ગ માત્ર બે છે: (૧) કાં તો વાદવિવાદ કર્યા પછી એક ધોરણ નક્કી થાય તો તે માર્ગ, અથવા તો (૨) એકજ ધોરણ રાખવાનો પ્રયાસ મુકી દઇ બાંધછોડ કરી, કંઈ વ્યવહારુ માર્ગ કાઢવો. શબ્દોના ઉચ્ચાર પ્રમાણે લેખન થાય એ વિષે મતફેર જણાતો નથી, પણ ભાગ ભાગના ઉચ્ચાર સરખા નથી, તેથીં શુદ્ધ ઉચ્ચાર કિયો લઇને ચાલવું, એ પ્રશ્નની પાછળ બધી કટાકટી મચી રહી છે, તેથી મુશ્કેલી ને ગુંચવણ પણ વધ્યાં છે. કેટલાક વિદ્વજ્જનો શબ્દની

વ્યુત્પત્તિની સહાય લઇ ઉકેલ કાઢવા માગે છે, ને કેટલાક વ્યુત્પત્તિની દરકાર રાખતા નથી. આ રીતની સ્થિતિ છે. બીજી પરિષદમાં આ પ્રશ્નનો નિર્ણય કરવા એક કમિટી નિમી હતી. તે બેશક બધી બાજુનો વિચાર કરી નિકાલ કાઢશે. હાલ સૂચના કરવી ઘટિત હોય તો તે એટલી જ છે કે, સામાન્ય રીતે જોતાં ભાષાના શબ્દની ઘટના એક જ ધોરણ ઉપર ગતકાળમાં થઇ નથી, ને હાલ પણ થતી નથી. શબ્દ ઘણાં ભિન્ન ભિન્ન બળોને વશ રહીને થાય છે, ને ફરે છે. માટે એક જ ધોરણ ઉપર બધું જોડણીનું તંત્ર રચવાના પ્રયત્ન કરવા કરતાં બાંધછોડ કરી ઉચ્ચાર, રૂઢિ, સરલતા, વ્યુત્પત્તિ વગેરે સર્વ જૂદાં જૂદાં બળોને યોગ્ય વજન આપવાથી આ જૂના પ્રશ્નનો નિકાલ થવો જોઇએ. પરંતુ હાલ તુરતમાં આપણે એવા નિકાલ ઉપર આવી શકીએ એવો થોડો જ જોગ દીસે છે.

પદાર્થવિજ્ઞાનનો પ્રસાર કરવામાં પ્રથમ પ્રશ્ન તેની પરિભાષાનો આવે છે. એવા વિજ્ઞાનના શબ્દ હાલ કે આપણા જૂના શાસ્ત્રમાં અસ્તિત્વમાં નથી. તેની ખોટ શી રીતે પૂરવી? કેટલાકનો મત એવો છે કે સંસ્કૃત કે ફારસીની મદદથી નવા શબ્દ રચવા, અને કેટલાકનું કહેવું એવું છે કે, અસલ અંગ્રેજીમાં જે શબ્દ છે, તે જ ગ્રહણ કરવા. પ્રથમનો મત ભાષાશુદ્ધિના અભિમાનને પુષ્ટિકારક છે, એ વાત ખરી; પણ તે સર્વત્ર ગ્રાહ્ય થઈ શકે એવો નથી. મહા પ્રયત્ન કરતાં પણ નવીન પદાર્થોની સંજ્ઞા આપણી પ્રાચીન ભાષાવડે ઘડવી સ્હેલ નથી. શ્રી કાશીક્ષેત્રની નાગરી પ્રચારિણી સભાએ આ કામ ઉપાડી લઇ વૈજ્ઞાનિક કોશ તૈયાર કરાવ્યો છે, તેમાં પણ પદાર્થનાં નામ તો અંગ્રેજી જેવાં ને તેવાં કેટલેક ભાગે રાખ્યાં છે, અને ક્રિયા તથા વિધિદર્શક શબ્દો કેટલાક સંસ્કૃત ઉપરથી નવીન રચ્યાં છે. આપણે પણ એવોજ રસ્તો પકડવો પડશે, એમ મને લાગે છે.

આપણાં મહત્વનાં કાર્યો મધ્યે ગુજરાતી ભાષાનો કોશ રચાવવાનું કામ છે. તે પરિષદ કે એવી સંસ્થાએ ઉપાડી લેવાલાયક છે. તેવો કોશ શુદ્ધ ને પૂર્ણ હોવો જોઈએ. તેમાં પ્રત્યેક શબ્દના બધા અર્થ કાલ પ્રમાણે ગોઠવવા, તેના અર્થનાં દૃષ્ટાંતો અને આધાર રૂપ ગ્રન્થકારોના ઉતારા

આપવા, વગેરે આપવા વિદ્વાન્ મંત્રીએ જે જે સૂચનાઓ કરી છે, તે લક્ષમાં લેવાલાયક છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ વૈભાગિક યોજનાથી કોશ કરાવવાનો આરંભ કર્યો છે. કાયમની સંસ્થા તથા પુરતાં નાણાં અને અનુભવી સાક્ષરોની સહાયતા વગર એ કાર્ય પાર જાય નહીં. માટે એ ત્રણ ઉત્પન્ન કરવા ઉપર પ્રથમ પ્રયત્ન થવો ઇષ્ટ છે.

ગુજરાતી ભાષાનું એક સમર્પક વ્યાકરણ ઘડવાનું કામ તેટલું વિકટ નથી, પણ તેમાં ગુજરાતી સાહિત્ય તથા ગુર્જરી ભાષાના સંપૂર્ણ રીતે વાકેફગાર અને તેની જોડે સંસ્કૃત, ફારસીમાં પ્રવીણ ને સામાન્ય ભાષાશાસ્ત્રમાં કુશળ એવા પુરુષ વગર આપણી કામના સિદ્ધ થવી કઠણ છે. એવી યોગ્યતાવાળા પુરુષ ઘણા નથી, ને જે થોડા છે તે બીજા વ્યવહારમાં રોકાએલા છે. એટલે હાલ સુગમ રસ્તો નજરે પડતો નથી. પરંતુ આને અર્થે પણ કાયમનું ફંડ ને કાયમની સંસ્થાની આવશ્યકતા છે.

ગુજરાતી સાહિત્યનો ઉત્કર્ષ કઇ કઇ રીતે સાધી શકાય તેનો ઇસારો ઉપર હું કરી ગયો છું, તેનો ઉપસંહાર કરી આપનો વખત લેવો દુરસ્ત નથી. પણ એ સર્વના સામાન્ય આધારનો માર્ગ એ છે કે, તે અર્થને ઉદ્દેશીને આપણે એક સમર્પક ને કાયમ સંસ્થા બનાવવી. એવી વ્યાપક સંસ્થાને સારૂ દ્રવ્ય જોઇશે તે વિષે મને કાંઇ ચિંતા લાગતી નથી; કેમકે હું માનું છું કે દ્રવ્ય તો કર્ત્તવ્યપરાયણ ને હોંસિલા કાર્ય કરનારને મોડું વ્હેલું મળ્યા વગર રહેતું નથી. જે જે સારાં કામ અટકી રહે છે, તે દ્રવ્ય વગર નહીં પણ તે ઉપાડવાને સમર્થ નરો નથી, તેથી અટકે છે. વળી સર્વ એકઠા થઇને કામ કરવાની શક્તિ આપણામાં ઘણી અલ્પ છે, અને મ્હારા મનથી સર્વ શુભ કાર્યમાં મોટી અડચણ તે એ છે. જન જનની સુજનતા તથા શુદ્ધ મનન ને શુદ્ધ જીવન સિવાય એ નિર્બળતા દૂર થવાની નથી. માટે તેવી સુજનતા, તેવું શુદ્ધ મનન ને શુદ્ધ વર્ત્તન પ્રસારવા તરફ વર્તમાન સાહિત્યનું વલણ થાય, તો આપણને અમૂલ્ય લાભ થાય; કારણ કે શુદ્ધ જીવન ને સુજનતા એજ વ્યક્ત પુરુષ તથા જનસમાજની સમૃદ્ધિનું

મૂળ છે. એ વગર કોઇ પણ પ્રકારના સામાજિક ઉદયની આશા રાખવી વ્યર્થ છે.

* ૫ *

ઉપલી પરિષદમાં અંબાલાલભાઈનો ઉપકાર માનવાનો ઠરાવ થયો તેના પ્રત્યુત્તરમાં તેમણે કહ્યું કેઃ—

* * * મ્હારી જે પ્રશંસા કરવામાં આવી છે, તે જો હું ખરી માનું તો "સાઠી ને બુદ્ધિ નાઠી." એ કહેવતનું ઉદાહરણ હુંજ બનું. અને વળી જો એ પ્રશંસા ખરી માનું તો કેવી દિલગીરીની–દેશની હતભાગ્યની–વાત કહેવાય! દેશના આ ચળકતા યુવાનો અને પાકેલા સાક્ષરોમાં મ્હારાથી વિદ્યામાં, જ્ઞાનમાં, શક્તિઓમાં સાક્ષાત્ મોટા આજે પણ અનેક છે, અને વધતા આવે છે. મેં આ મોટું માનપ્રદ પદ સ્વીકાર્યું તે મ્હારી યોગ્યાયોગ્યતાના વિચારથી નહીં; એક કેવળ દેશસેવાનો પ્રસંગ મળે છે એવા વિચારથી. આથી અમે તો હવે ઘરડા થયા ને તમારે હવે નભાવી લેવાના. તમે સૌએ મ્હારી નભાવણી કરી છે એ માટે હું તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. આ વિશાળ દરબારહૉલમાંની આ મોટી સભા જેવી–મેં આથી પણ મોટી સભા જોઈ નથી એમ નથી, પણ તથ્ય કહું છું કે–આત્મસંયમમાં, નિયમમાં, વિવેકમાં આની બરોબરી કરે એવી સભા મેં તો આજદિન સુધીમાં એકે દીઠી નથી.

મ્હારૂં કામ–પ્રમુખનું કર્ત્તવ્ય–ઘંટડી વગાડવાનું; વિષયોનો પૂરો સાર લેવા ન દેવાનું; વિષયમાં રસ પડવા માંડે કે તરત તેને અટકાવવાનું; એવાં કામ આપ સૌની ઇચ્છા વિરુદ્ધ બનીજ કેમ શકે? માટે હવે પછીની પરિષદોમાં એ રજા આપનારી ઘંટડીને પોતાનેજ રજા આપવામાં આવે, પરિષદના જૂદા જૂદા વિભાગો પાડવામાં આવે તો વધારે સારૂં.

પરિષદ હવે કંઈ વ્યવસ્થામાં આવશે–વધશે–ખિલશે એવી તમારા સૌના ઉત્સાહ અને કામ જોતાં આશા પડવા માંડે છે. કાઠિયાવાડ એક

વખત અજ્ઞાન હતો, તેને કેળવવાને માટે ગુજરાતે ઘણું ઘણું કર્યું છે, પોતાના એક પછી એક નરરત્નો આપ્યાં છે; દુર્ગારામ મહેતાજી, એની વીશીનો એ એકજ પુરુષ; ભોગીલાલ માસ્તર, વિશુદ્ધ જીવનનો નમુનો; હરગોવિંદદાસ, ગોપાલજી સુરભાઇ, નવલરામ-એ આદિને ગુજરાતે કાઠિયાવાડની સેવા અર્થે અર્પ્યા તો તેનું ફલ આજે પામવાનો સમય આવ્યો છે. આજે એજ કાઠિયાવાડ ગુજરાતને તેના ઉપકારનો બદલો વાળી આપે છે. **आदानं हि विसर्गाय सतां वारिमुचामिव** ॥ આ સાહિત્યના કાર્યમાં આખો દેશ સામેલ થયો છે. સૌએ પોતપોતાના ગજા પ્રમાણે સેવા કરી છે, અને મોટી મોટી પદવીના સ્ત્રીપુરુષોએ—કુંવરીઓ, રાણીઓ, રાજાઓ, મહારાજાઓએ-પરિષદને નવાજી છે. સાહિત્યપોષણના ઉદયનો દિવસ ઉગ્યો છે. મફત કેળવણી અને સ્ત્રીકેળવણીના પ્રસારની સાથે પરિષદ્ જેવી સંસ્થાઓને ઉત્સાહભર્યું ઉત્તેજન મળવા માંડયું છે. પ્રજાના ઉદયનાં એ આશાભર્યા ચિહ્નો નિહાળતાં મ્હારો આત્મા આનંદ પામે છે-પ્રફુલ્લ બને છે. અહીં પધારેલા રાજા મહારાજાઓને ભાષાનો ઉદ્ધાર અને વિદ્યાના પ્રસારના દેશ સેવાનાં કાર્યોની સુપરત કરૂં છું. એઓ અગ્રણી પુરુષો છે. **राजा कालस्य कारणम्.** ઉદયકાલ આણો. રાણીશ્રીએ પોતાના ભાષણમાં કથેલા કૃતયુગને પ્રવર્તાવો.

---

# સંસાર પ્રકરણ.

## (૧)*

### સ્ત્રીકેળવણી અને બાળલગ્ન.

કેળવણીની મરદ અને સ્ત્રી બંનેને માટે જરૂર છે. પ્રથમ એમ મનાતું કે સ્ત્રીઓ ભણીને શું કરશે? પણ હવે લોકોની ખાતરી થઇ છે કે સ્ત્રીને પણ ભણાવવાની જરૂર છે. નાગર કોમનાં બૈરાં બસેં વર્ષથી ભણતાં આવ્યાં છે, તેથી થતા ફાયદાના અનેક દાખલા જાહેરમાં આવ્યા છે. હું જ્યારે કડીમાં હતો ત્યારે એક નાગર વિધવા તેના સગીર દિકરાની વતી લેહેણું વસુલ કરતી, દાવા લઢતી, નામું લખતી, અને લેવડદેવડ ને ધીરધાર કરતી હતી. અમારી ન્યાતમાં પણ બધું કામ સ્ત્રીઓજ કરે છે. અમે પૈસા કમાઈ લાવીએ છીએ તેનો હિસાબ બૈરાં રાખે છે. લગ્નનાં બધાં કામ સ્ત્રીઓ જ કરે છે. એ બધો સ્ત્રીકેળવણીનો પ્રતાપ છે. બચ્ચાંની શિક્ષક મા છે. ઑન. મિ. ચિમનલાલ સેતલવાડના મા ભણેલાં હતાં તો તેમણે ત્રણ વર્ષથી શિક્ષણ આપવા માંડયું હતું. તેના ફાયદા તમે પ્રત્યક્ષ જુઓ છો. સ્ત્રીઓને લખતાં વાંચતાં આવડવુંજ જોઇએ. સઘળાં બૈરાં કેળવાશે ત્યારે આપણો ઉદ્ધાર થશે.

ધર્મ અને કેળવણી પછી ત્રીજો સવાલ આ મિટિંગમાં બાળલગ્ન વિશે રજુ થવાનો છે. તત્ સંબંધમાં મ્હારે કહેવું જોઇએ કે મદ્રાસ, બંગાલ, ઉત્તર હિંદ, વગેરે પ્રાંતોમાં પ્રસંગોપાત્ત મ્હારૂં જવું થયેલું છે તેપરથી સ્વાનુભવથી હું કહી શકું છું કે બાળલગ્નનો દુષ્ટ રિવાજ ગુજરાતમાં જેટલાં મૂળ ઉંડાં ઘાલીને બેઠો છે તેવો અનહદ કુધારાનો પ્રચાર બીજા પ્રાંતોમાં નથી. એ રિવાજથી કેટકેટલું નુકસાન થયું છે. તેનો વિચાર

---

* બોરસદ મુકામે ત્યાંની બ્રાહ્મણ હિતવર્ધક સભામાં આપેલા ભાષણમાંથી; તા. ૧૯–૪–૧૯૦૮.

કરશો. અત્રે ભેગાં થયેલાં બધાં માણસોમાં એક ગજ પ્હોળી છાતીવાળો આદમી દેખાતો નથી, ને બધાં વેંતીઆ જેવા જણાય છે તેનું કારણ શું છે? એને ઋતુપ્રાપ્તિ થયા પ્હેલાં લગ્ન કર્યાના તે બધાં પરિણામ છે. ગુજરાતમાં નાના બાળકો બહુ મરે છે. જન્મેલા પૈકીના અર્ધ સંખ્યાનાં છોકરાં છ માસની અંદરજ મૃત્યુના ભોગ થાય છે. આ પ્રમાણે શા સારૂ બને છે તેની ખોજ કરો. યાદ રાખજો કે તેઓ કમનસીબ છે માટે અકાળ મૃત્યુને શરણ થાય છે એમ નથી. તેઓની કુમળી વયમાં થતાં મરણ આપણાં કર્મ ને મૂર્ખાઇનાં જ ફળ છે. માટે બાળલગ્ન કરવાનો ચાલ છોડી દો. નહીં તો પાયમાલ થશો, તન મન ધનથી ખુવાર થશો અને છેવટે વંશોચ્છેદન પણ થશે. છ મહિનાનું બાળક મરી જાય એ બનાવને તમે નજીવો ગણોછો અને શોક કરતા નથી. તે શું શરમની વાત નથી? શું તે જ નાનું બાળક ઉછરીને મોટું બાળક ન થાત? પારાશર સ્મૃતિનો **अष्ट वर्षात् भवेत् गौरी** નો શ્લોક આઠ વર્ષે કન્યાદાન દેવાની સંમતિ આપે છે. આ શ્લોક યુક્તિ, તર્ક અને સામાન્ય અક્કલથી વિરૂદ્ધ જનારો છે, માટે તે ક્ષેપક છે કે નહીં તે વિષે તપાસ કરવા સારૂ પારાશરના વાક્યની મૂળ પ્રત જોવી જોઇએ. આર્યોનો મૂળ નિયમ એવો હતો કે લગ્ન સમયે વરનું વય ઓછામાં ઓછું પચીસ વર્ષનું અને કન્યાની વય સોળ વર્ષની જોઇએ. આ વાતને વૈદકશાસ્ત્ર પણ ટેકો આપે છે. આ સિદ્ધાંતની વાસ્તવિકતા સાબિત કરવાને હું તૈયાર છું.

( ૨ )*

માનવંતા ભાઇઓ,

આપ સર્વ બન્ધુઓએ આપણી નાતની આ છઠ્ઠી પરિષદના પ્રમુખનું પદ મને આપ્યું, તેને હું ઘણું મોટું માન સમજું છું, અને તે

---

* અમદાવાદ મુકામે ભરાયલી છઠ્ઠી બ્રહ્મક્ષત્રિય કૉન્ફરન્સમાં પ્રમુખ તરીકે આપેલું ભાષણ; તા. ૧૪-૪-૧૯૧૧.

માટે આપ સર્વને અંતઃકરણથી આભાર માનું છું. આવા કેળવાયલા મંડળના સંપૂર્ણ આશ્રય વિના બધું કાર્ય સાંગોપાંગ પાર પડવું કઠણ છે, તે આપ સારી પેઠે જાણો છો. મ્હારી તરફથી તે પદ જાળવવાની બનતી કોશિશ થશે, પણ મને નિભાવવાની ફિકરનો ભાર આપના ઉપર રહેશે. સર્વની ઇચ્છા પ્રમાણે હું આપણી જ્ઞાતિને લગતી મુખ્ય બાબતો વિષે મ્હારા અલ્પ વિચાર આપના આગળ નિવેદન કરીશ. તે સર્વ રીતે પરિપૂર્ણ કે સબળ છે, એમ કહું તો છોકરવાદ કરૂં; પણ જેવા છે તેવા ભાઇઓ આગળ મુકવા હરકત નથી. તેમાં જે જે દોષ હોય તે જોયા ન જોયા કરી ક્ષમાદૃષ્ટિથી વિષય ઉપર લક્ષ આપવામાં આવશે તો મ્હારો પ્રયાસ હું સફળ થયો માનીશ. દોષ તો બધામાં હોય, પણ મોટા હોય છે તેઓ કલંકને બાજુ ઉપર રાખી, ગુણ ગ્રહણ કરવા ઉપરજ લક્ષ રાખે છે.

પાંચ વર્ષના સારા પ્રયાસથી આપણે હવે એવે સ્થળે પહોંચ્યા છીએ કે આ પરિષદનો ઉદ્દેશ કે હેતુ શો છે તે વિષે બધાની સરખી સમજ થવી જરૂર છે; એ પ્રમાણે ન થવાથી મોટી મોટી આશાઓ બંધાય છે, ને તે ફલિભૂત ન થાય એટલે નકામી નિરાશા ને અભાવ થાય છે. આપણા મેળાવડાનો હેતુ મુરબ્બી નંદલાલજીએ આમોદમાં ઘણી સારી રીતે નિર્દિષ્ટ કર્યો છે. "અરસ્પરસની ગેરસમજ દૂર કરવી, નાતમાં હેત પ્રીતિ તથા ભાઇચારો વધારવાં, એક બીજા ઉપર પ્રેમ ઉત્પન્ન કરવો, અરસ્પરસ સહાય કરવાની ભાવના બધાના મનમાં પ્રકટ કરવી, તેમ લોકમત કેળવવો, એ આપણી કૉન્ફરન્સના મુખ્ય ઉદ્દેશો છે." આ નિર્દેશ હું પૂર્ણ રીતે પસંદ કરી સ્વીકારૂં છું; આ ઉદ્દેશો સર્વમાન્ય થાય તેવા છે. કોઇ પણ અમુક તાત્કાલિક સ્થૂલ લાભ મેળવવાનો આ સંમેલનનો સાક્ષાત હેતુ નથી; જેમ જેમ ભ્રાતૃભાવ ધાડો ને ઉંડો થશે, જેમ જેમ તે પરિપકવ થશે, તેમ તેમ સ્થૂલ લાભ પણ બેશક મળશે. બધા લાભનું મૂળ ભ્રાતૃભાવ છે. તેને આપણે જેમ જેમ કેળવીશું ને પોષીશું, તેમ તેમ સૃષ્ટિના નિયમ પ્રમાણે યથાયોગ્ય ફળ મળ્યા વગર રહેનાર નથી એવી આપણી દૃઢ આસ્થા છે.

આવો ઉચ્ચ ઉદ્દેશ પાર પાડવાને સાધારણ સંસ્થાઓ તથા મંડળો કરતાં આપણે ઉંચા પ્રકારની પદ્ધતિ-procedure-પકડવાની જરૂર છે. બીજી સંસ્થાઓમાં રૂલની કે કાયદાની કલમ ઉપર બધું તંત્ર આધાર રાખે છે. પરંતુ તેમાં પણ બોલવા ચાલવામાં ઠરેલપણું, ગંભીરાઇ, બારેખમપણું, સમતોલપણું, અન્યોન્ય આદર, વિવેક, સભ્યતા, દેશકાલ ઉપર નજર, અને કળવિકળ રાખવામાં નથી આવતાં તો પક્ષાપક્ષી, મમત, તડાતડી, ખોટી અથડાઅથડી, વગેરે થાય છે, ને ઇચ્છેલું ફળ મળતું નથી. આપણો હેતુ જોતાં, આપણે આપણું બધું કામ કાયમ મિજાજથી, ખામોશથી, વિવેકથી, સભ્યતાથી, ધીમાશથી, ઠરેલપણાથી, કળવિકળથી, સમતોલપણાથી ને નિરંતર ભ્રાતૃભાવથી ચલાવવાની વિશેષ અગત્ય છે. આપણાં સંમેલનનાં સર્વ કાર્ય આવી પદ્ધતિથી ચલાવવાં એ નિયમ બધા ભાઇઓએ કબૂલ કરી ગ્રહણ કર્યો છે એમ હું માનું છું.

બીજી નાતજાત કે વર્ણથી આપણે વિરોધ નથી, ને વિરોધ કરવો કે વધારવો એ આપણો હેતુ નથી; ઉલટું આપણે તો એવી રીતે ચાલવાનું ધારીએ છીએ કે બીજાના દાખલાથી આપણને લાભ મળે, ને આપણા દાખલાથી બીજાને લાભ મળે, ને જેમ આપણી નાતમાં ભ્રાતૃભાવ વધે તેમ દેશ સમસ્તમાં પણ સંપની વૃદ્ધિ થાય. બીજી કોઇ જાત ઉપર આક્ષેપ ન મુકવા ને તિરસ્કાર કે નિન્દા ન કરવી એ પણ ઘણીજ જરૂરની વાત છે. ખરી સ્થિતિ તો એજ છે કે હાલની જાગૃતિમાં બધી નાતો, જાતો ને પથો પોતપોતાના લાભ પુરતો સુધારો કરવાને ઉત્કંઠા ધરાવે છે. દેશની હાલની સ્થિતિ પ્રમાણે તેવો સુધારો દરેક નાતે પોતાનું હિત જાળવ્યાથી, અને પોતાની સ્થિતિ જોઇ તે પ્રમાણે વધ્યાથી થશે એમ ઘણે ભાગે માન્યતા હોવાથી હાલની નાતજાતની ચળવળો શરૂ થઇ છે. જેમ કોઇ ભાગીદારી ગામમાં દરેક પાટીવાળાએ પોતપોતાનું હિત જાળવવા કે કેળવવા પ્રયત્ન કરવાથી આખું ગામ સારી રીતે રક્ષણ ને વૃદ્ધિ પામે, તેમ ગુજરાતમાં દરેક જાત પોતપોતાનું સંભાળશે તો બધાને લાભ થશે એમ આપણી અંતર્ગત ખાતરી છે, માટે આ

પરિષદોના ઉદ્યોગમાં આપણે સામેલ થયા છીએ. દેશના કે પ્રાંતના સાર્વજનિક કાર્યોને માટે જૂદી જૂદી સંસ્થાઓ સરકાર કે લોકે સ્થાપેલી છે તેમાં આપણા જેવી સંસ્થાથી કાંઇ પણ વિરોધ કે બાધ નથી, ને હું આશા રાખું છું કે એવો બાધ કદી આવશે પણ નહીં.

કેટલાક સુજ્ઞ પુરુષો એવી મતિથી આવાં કાર્યથી દૂર રહે છે કે એથી જ્ઞાતિબંધનની ખોટી મમતામાં વધારો થાય છે, ને જ્ઞાતિબંધન એ દેશની પડતીનું મૂળ છે. હવે આવી પરિષદોથી જ્ઞાતિબંધનની ખોટી મમતામાં વધારો થાય છે એ મત સંશય પડતું લાગે છે. આજ લગી આવાં મંડળ જે પ્રકારે ચાલ્યાં છે તે ઉપર નજર રાખતાં એવા મમતનો વધારો થએલો દીસતો નથી. જો આવાં મંડળો ખોટી પદ્ધતિથી વર્તન કરે તો વખતે ખોટું જાતિ અભિમાન વધે ખરૂં; પણ જૈન પરિષદ, વૈશ્ય પરિષદ, વગેરેનું છેલ્લાં ૫–૭ વર્ષનું વર્તન જોતાં સંતોષથી કહી શકીએ છીએ કે એ બધાના અત્યાર લગીના ઉદ્યોગ, ધર્મ ને કેળવણીની વૃદ્ધિ, પરસ્પર સહાય, ને ખોટા રિવાજો કાઢી નાખવા ઉપર કરવામાં આવ્યા છે, ને કોઇ સ્થળે જાતિવિરોધ કે દ્વેષની વૃદ્ધિ જોવામાં આવી નથી. વળી આપણી વર્ણ, બીજી કોઇ વર્ણ કે જાત ઉપર દ્વેષ કે ઇર્ષ્યા કરે એવો સંભવજ નથી. છેવટે મ્હારે કહેવું જોઇએ કે ગમે તેમ હોય તોપણ **ગુજરાતમાં તો સંસારસુધારો વ્યવહારમાં સફળ થયાનું દ્વાર નાત સિવાય બીજું હાલ દીસતું નથી. વળી જ્ઞાતિબંધારણને કેવળ દૂષણ રૂપ ગણવું તે અભિપ્રાય મને બરોબર લાગતો નથી. તે બંધારણ કાલની ગતિએ કરીને, અનેક કારણોથી આજની સ્થિતિએ આવ્યું છે. હાલની સ્થિતિ જોતાં તે એકે તડાકે ઉરાડી દેવું શક્યજ નથી.***

* લગભગ આવાજ વિચારો જૂદે જૂદે પ્રસંગે અંબાલાલભાઈએ દર્શાવ્યા હતા, જેમાંના કેટલાક નીચે ટાંકીએ છીએ:

આપણા પ્રાચીન આર્યોએ અમુક જાતિમાં વંશપરંપરાથી તેને લગતા અમુક ગુણો ઉતરતા હોવાનું જે કહેલું છે તે જ અત્યારે આપણી સમક્ષ નવી શોધખોળના રૂપમાં મુકાએલું છે. ન્યાતજાત તોડી નાખીને સમવિષમ ગુણોની પ્રજાને એકત્ર

જ્ઞાતિવ્યવસ્થા કેવળ દુઃખનુંજ મૂળ છે ને જ્ઞાતિબંધન જાય તો તરત આપણાં સર્વ દુઃખ સામટાં અને સમૂળગાં નાશ પામે, એ કથન વાસ્તવિક રીતે જોતાં ખરું નથી. આપણા દુઃખમાંનાં ઘણાં તો એવાં છે, કે તેમનો જ્ઞાતિબંધન જોડે ક્યાંતો સંબંધજ નથી, અથવા છે તો છેક થોડો દૂરનો છે; કેટલાંક તો હિંદુ ધર્મની ખોટી સમજણને

---

કરવાનો સવાલ કેવો ભૂલભરેલો છે તે આ ઉપરથી જોઇ શકાશે. લગ્ન કરતી વખતે કુળ જોવાનો આપણો રિવાજ છે તે કાંઈ ખોટો નથી. હવે મને આમાં એક શંકા રહે છે. ગુણો વંશપરંપરાથી ઉતરે છે, પણ તેને સંસ્કારથી સુધારી શકાય કે નહીં એ પ્રશ્ન છે. હું પ્રારબ્ધ કરતાં પુરુષાર્થને વધારે માનું છું, અને તેથી ધારૂં છું કે ભવિષ્યમાં એવી શોધ થશે કે જેથી અમુક પ્રકારના સંસ્કારોથી અમુક દુર્ગુણો અમુક જાતોમાંથી દૂર કરીને તેમની સંતતિને સદ્ગુણી બનાવી શકાય. આમ કરવા માટે હલકી જાતના લોકોનું સંસ્થાન વસાવીને તેઓ સંબંધી પ્રત્યેક વિગત નોંધી રાખવી જોઇએ, અને પાંચ સાત પેઢી પછી તેઓ કેળવણી, ઉપદેશ વગેરે સંસ્કારોથી સુધરી શકે છે કે નહીં તે સંબંધી શોધ કરવી જોઇએ. ("વંશપરંપરાથી ઉતરી આવતા ગુણો અને તેની મનુષ્ય જાતિ ઉપર અસર" એ ભાષણ વેળા પ્રમુખસ્થાનેથી કરેલા વિવેચનમાંથી; તા. ૨૯–૯–૧૯૧૩.)

× × × ×

ન્યાતો પણ ગમે તેટલી ખરાબ છે, બંધન કરતા છે, દુષ્ટ છે વગેરે તમે જેટલાં વિશેષણો લગાડો એટલાં સ્વીકારવા તૈયાર છું. અને એ તુટશે એ પણ નક્કી છે તે કયારે એ હું જાણતો નથી. પણ એ છે ત્યાં સુધી ન્યાતભાઇઓ ઉપર પ્રેમ રાખજો. (અમદાવાદની બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિના મેળાવડા પ્રસંગે; તા. ૨૮–૪–૧૯૧૨.)

× × × ×

હાલમાં મુંબાઇમાં એક મંડળ નિકળ્યું છે તે જ્ઞાતિના બંધનોને તોડી નાંખીને તે વડે દેશની ઉન્નતિ થવાનો ઉપદેશ કરે છે. પરંતુ મ્હારા માનવા મુજબ તે બરોબર નથી. કંઈ ભેગા જમવાથી કે કન્યાની લેવડદેવડથીજ ઉન્નતિ થઈ જતી નથી. ઉન્નતિનું ખરું કારણ વિદ્યા અને સંપ છે. જો દેશમાંથી અવિદ્યા અને કુસંપનો નાશ કરવામાં આવે તો દેશની ઉન્નતિને જરા પણ વાર લાગશે નહીં.

(શેઠ પ્રેમચંદ મોતીચંદ દિગંબર જૈન બૉર્ડિંગ સ્કૂલના મેળાવડા વખતે કરેલા ભાષણમાંથી; તા. ૨૭–૧૦–૧૯૧૨).

લીધે છે; કેટલાંક હિંદના ગત ઇતિહાસને લીધે નિપજ્યાં કરે છે; કેટલાંક દેશની આર્થિય અને બીજી પરિસ્થતિને લઇને છે; કેટલાંક અજ્ઞાનને લઇને છે; ને કેટલાંક નીતિભ્રષ્ટતાને લીધે પ્રબળ થયાં છે. વળી કેટલાંકનાં કારણુ વ્યક્તિગત છે, એટલે માણુસની પ્રકૃતિ ને નબળાઇને વળગી રહ્યાં છે. હાલની જ્ઞાતિવ્યવસ્થા પ્રાચીન કાલમાં નહતી, ને બેશક કેટલીક અગવડો, નુકસાનો ને દુઃખો તેમાંથી નવીન ઉત્પન્ન થયાં છે, એ વાત માન્ય કરતાં પણુ ઘણા બુદ્ધિશાળી પરદેશીઓ જ્ઞાતિબંધન એકદમ તોડી પાડવાથી મહાન્ હાનિ થશે એમ દૃઢ અભિપ્રાય આપે છે.

The system of caste far from being the source of all the troubles which can be traced in Hindu Society, has rendered the most important service in the past and still continues to sustain order and solidarity. The admirable order of Hinduism is too valuable to be rashly sacrificed before any Moloch of Progress. Better is order without progress, if it were possible, than progress with disorder...The reformers who are in the habit of describing caste as the root of all evils in Hindu Society overlook the impossibility of uprooting an institution which has taken such a firm hold on the public mind. They forget that the attempt to abolish caste, if successful, will be attended with the most dangerous consequences, unless some powerful religious influence were brought to bear upon the people in its place. They forget that caste is still stronger as a social than a religious institution, and that many a man who has entirely lost

his religion is zealous and tenacious of his position as a high caste man. Caste is now the frame-work which unites Hindu Society. The problem of the future is not to destroy caste, but to modify it, to preserve its distinctive conceptions, and to place them upon a social instead of a supernatural basis. *

"હિંદુઓના સંસારમાં જે જે વિપત્તિઓ જોવામાં આવી છે, તે બધીનું મૂળ જ્ઞાતિવ્યવસ્થા નથી; તે વ્યવસ્થાથી ગતકાલમાં દેશની ઘણી અગત્યની સેવા થઇ છે, ને હજુ દેશની અંતર્વ્યવસ્થા તથા ઐક્ય ટકાવી રાખવાનું તે સાધન છે. તે વ્યવસ્થા એવી સારી છે કે પ્રગતિ ખાતર તેને હોમી દઇએ તો રાક્ષસને ભોગ આપ્યો ઠરે. * * * જે સુધારકો જ્ઞાતિબંધનને બધાજ અનિષ્ટનું મૂળ ગણે છે તેઓએ વિચારવું જોઇએ કે લોકમત ઉપર આવી દૃઢ થઈ ગએલી સંસ્થાને મૂળથી ઉખેડી નાખવી એ અશક્ય છે. વળી એ ઉખેડી નાખવાનો પ્રયત્ન સફલ થાય તો તેના સહગામી પરિણામો ઘણાં ભયંકર થાય. જો માત્ર ધર્મરૂપી કોઈ જબરું બળ જ્ઞાતિને ઠેકાણે આવે તોજ એવાં માઠાં ફળ થતાં અટકે. જ્ઞાતિનું હજી સંસારના બંધન તરીકે બળ ઘણું છે, તે એટલે લગી કે જેઓની આસ્થા હિંદુ ધર્મ ઉપરથી ખસી ગઈ છે તેઓ પણ પોતે ઉંચી જાતના છે એમ કહેવડાવવા માગે છે. હિંદુસંસાર હાલ જ્ઞાતિરૂપી ચોકઠા ઉપર વળગી રહ્યો છે. એનો શી રીતે નાશ કરવો એ પ્રશ્ન ભવિષ્યમાં ઉપાડવાનો નથી, પણ એમાં કેવી રીતના ફેરફાર કરવા કે જેથી ધર્મનું અંગ તેમાંથી નિકળી જાય ને સંસારની સાધારણ વ્યવસ્થાના પાયા ઉપર તે રહે એટલોજ પ્રશ્ન છે."

ચિન, ઇરાન, મિસર ને તુર્કસ્થાનમાં આપણા જેવું જ્ઞાતિબંધન ઘણા કાલથી નથી, એ વાત હરેક સંસ્કારી જન જાણે છે. પરંતુ તેની અભિવૃદ્ધિ આપણા કરતાં વધારે થઇ છે, એમ દૃષ્ટિગોચર થતું નથી. ઇજીપ્તની એકંદર

* Cotton's New India, pp. 251—3.

દશા આપણા કરતાં ઉતરતી છે, ચિન અત્યારલગી ગોરા લોકોની પરસ્પરની ઇર્ષ્યાંથી ટકી રહ્યું છે, ઇરાનનો જીવ હજુ ઉંચો છે, ને તુર્કસ્થાનની નવી પદ્ધતિ હજી અજમાએશ દાખલ છે. અંગ્રેજ સરકારની શીતળ છાયા હેઠળ આપણે જે શાંતિ ને સુખ ભોગવીએ છીએ, તેવું મેળવવાને તેને હજુ ઘણી વાર છે. રાજકીય વિષયોમાં ઉતરવાનો આ પ્રસંગ નથી તે હું સારી પેઠે જાણું છું, પરંતુ જ્ઞાતિબંધન ઉપર જુસ્સાથી પ્રહાર કરવા ઇચ્છનારને વાસ્તે આ માત્ર ઇસારો કરૂં છું.

જ્ઞાતિવ્યવસ્થાના ગુણદોષ નિરખતી વેળાયે અથવા તો તેનું વખોડણું કરતાં અગાઉ આપણે તો વિશેષે કરીને આપણી જ્ઞાતિથી શી શી હાનિ કે નુકસાન થાય છે ને શા શા ફાયદા થાય છે તે ઉપર ખાસ નજર કરવાની જરૂર છે. દેશસમસ્તના પ્રગતિમાં તેથી હાનિ થાય એમ કેટલીકવાર કહેવામાં આવે છે. આ વિશાળ દેશની બધી નાતોથી આપણે માહિતગાર નથી ને ગુર્જર પ્રાંતની બધી જ્ઞાતિઓ વિષે પણ આપણું જ્ઞાન ઘણું થોડું છે. પરંતુ આપણી જ્ઞાતિ વિષે ખાતરીથી એમ કહી શકીએ છીએ, કે આપણી નાતમાં તો કોઇ પણ ઇસમ દેશસમસ્તની કે પ્રાંતની કે શહેરની કોઇપણ કલ્યાણકારી યોજનામાં અત્યાર લગી આડો આવ્યો નથી, એટલુંજ નહીં પણ ઉલટું આપણે મગરૂરીથી કહી શકીએ છીએ, કે એવા સર્વ કામમાં આપણા લોકે પોતાની મગદૂર ને ગજા પ્રમાણે તન મન અને બને ત્યાં લગી ધનથી પણ સારો ભાગ લીધો છે. આપણને કોઇ પણ નિયમથી કે રિવાજથી જનસમસ્તની સેવા કરવાને બાધ નથી.

પરદેશગમનનો મોટો પ્રશ્ન આજથી પચાસ વર્ષ ઉપર આર્ય પ્રજા ઉપર મોટા કલંકરૂપ હતો, તેનો આપણે આપણી વ્યવહારી બુદ્ધિ વાપરી, દેશકાલ જોવાની ખરી વિચક્ષણતાનો ઉપયોગ કરી, બહુજ સંતોષકારક ફડચો કર્યો છે. આ પળે પૂર્વ આફ્રિકા, દક્ષિણ આફ્રિકા, બ્રિટન, અમેરિકા, જાપાન વગેરે દેશોમાં આપણા યુવાનોએ ધંધા કે અભ્યાસને અર્થે નિવાસ કર્યો છે. કંઇક આપણા પ્રયાસથી, કંઇક કાલ બળથી, કંઇક પરિસ્થિતિમાં ફેરફારને લીધે, બાળલગ્નની હાનિકારક

રૂઢિને આપણે કાઢી નાખી છે. મરણના ખરચમાં આપણે ધીમે ધીમે કમતાઈ કરતા આવ્યા છીએ, ને લગ્ન વગેરેના બહારના ખરચમાં પણ આપણે કમીપણું કરી શકયા છીએ. લગ્નના ફુલેકાનું ખરચ, માથાકુટ ને કજીઆ આપણે બુદ્ધપૂર્વક હિમ્મત કરી દૂર કર્યાં છે. ઉંચા પ્રકારની પુરુષકેળવણી આપણા ભાયડાઓ ઘણું કષ્ટ વેઠી, સંતાનને આપતા આવ્યા છે, ને સર્વ ભાઇઓ તેની કિમ્મત સમજી કરી તેમાં ફંડ વગેરે ભરી આત્મભોગ આપતા જાય છે. સ્ત્રીકેળવણીની ખરી તુલના આપણે કરી છે, ને જ્યારથી છોકરીઓની નિશાળ પ્હેલી નિકળી ત્યારથી તેમાં ભાગ લેતા આવ્યા છીએ, ને હજુ વધારે લેવાને તૈયાર છીએ. મુસ્કેલી એ છે કે જેવી માગીએ તેવી શાળા આપણે એકલા કાઢી શકતા નથી ને આપણા મુખ્ય શહેરોમાં તેવી હજુ થઇ પણ નથી. દરેક શુભ ટાણાની રીતભાત ચેખી કરવાનો આપણે પ્રયત્ન કર્યો છે, ગોવા કુટવા વગેરેના અણસમજના રિવાજ આપણે ધીમે ધીમે ઓછા કરતા આવ્યા છીએ, ખોટાં વ્યસનોનો તિરસ્કાર કરી તેથી આપણે દૂર થયા છીએ. છેલ્લાં પચાસ વર્ષથી નાતના ઘટતા સુધારા તરફ મ્હારૂં લક્ષ ગયું છે. હું ધારૂં છું કે બડાઈ માર્યા વગર આપણે બધા કહી શકીએ કે વિચાર કરી કરીને સારાનું ગ્રહણ ને ખોટાનો ત્યાગ કરવાની તત્પરતામાં આપણા કરતાં ગુજરાતની બીજી કોઈ પણ નાત ભાગ્યેજ આગળ હશે. બીજી રીતે કહું તો આખા ગુજરાતમાં આપણી નાતમાં–થોડાં સરળ ને જરૂરનાં બંધનો બાદ કરતાં–દરેક શખસને પોતાનું ધાર્મિક, નૈતિક, આર્થિક ને સાંસારિક હિત ને બળ સાધવાની ને પોતાનું કલ્યાણ વધારવાની ઉત્તમ સ્વતંત્રતા છે. જ્ઞાતિ તરફથી કોઇને નકામી હરકત, કનડત કે ડખલ નથી એટલુંજ નહીં, પણ સરખી સ્વતંત્રતાની જોડે સર્વ જ્ઞાતિભાઇઓની ખરી સહાનુભૂતિ ને સહાય છે. એકંદરે જોતાં આપણે જ્ઞાતિઓની પ્રગતિના મોખરાની હારમાં છીએ. જો કે હાલની જ્ઞાતિવ્યવસ્થા બધી રીતે શાશ્વત રહેશે એમ મ્હારૂં માનવું નથી, તથાપિ લાંબી નજરે જોતાં આપણી જ્ઞાતિ તરફથી કંઇ પણ ભારે અસંતોષ માનવાનું આપણને કંઇ પણ કારણ

મળતું નથી. સર્વ ભાઇઓના સંગમાં રહેવાના લાભ માટે આપણે કેટલા-એક સ્થાયી નિયમ પાળવા જરૂર છે. પરંતુ તે નિયમ દેશકાલ પ્રમાણે બિલકુલ વિકટ નથી, ને હાલની સ્થિતિમાં આપણા જેવી નાતમાં રહેવાથી આપણને નુકસાન કરતાં લાભ ઘણો મળે છે. મ્હારી જાતને વાસ્તે એમ કહેવાને હું કાંઇ પણ આગ્રહ ખાતો નથી કે હું બ્રહ્મક્ષત્રિયમાં જન્મ્યો એ મ્હારૂં સારૂં પ્રારબ્ધ માનું છું, તથા તે જ જથામાં રહી મરવામાં મને પૂર્ણ સંતોષ મળશે.

આપણા ચાલુ રિવાજમાં આપણે જે જે સુધારોવધારો કર્યો છે તેમાં હમેશ સંપનું સૂત્ર આંખ આગળ ને આંખ આગળજ રાખ્યું છે. **આપણે સુધારો કરવો ખરો, પણ જેથી આપણા સંપને અથવા ઐકયને ધક્કો ન લાગે એવી રીતે કરવો.** એ નિયમને વળગીને આપણે આજ લગી વર્ત્યા છીએ. આપણે જાણીએ છીએ કે સુધારણાના બે માર્ગ છે: (૧) એક તો બધાની સ્પષ્ટ કે ગર્ભિત સંમતિથી આગળ વધવું તે માર્ગ; (૨) બીજો એ કે અમુક સંખ્યાવાળા પોતાનો ધારેલો સુધારો ન થાય તો જૂદા પડી તે સુધારો પોતે અમલમાં આણે અને બાકીનાને કરવું હોય તે કરે એમ કહે. દરેક માર્ગમાં કંઇ કંઇ ફાયદો છે. પણ આપણી જ્ઞાતિની વસતી તથા સમગ્ર સ્થિતિ જોતાં પ્રથમનો માર્ગ મને શ્રેયસ્કર લાગે છે, ને તેને સેવીને આપણે આપણી હાલની સ્થિતિને પ્હોંચ્યા છીએ. **નાના મંડળમાં તડ પાડવાથી સર્વને એટલું સંકટ પડે કે તે દુઃખ આગળ સુધારાનો લાભ ઘણાને ભારે લાગે. વળી સંકટ ને હરકત બાજુ મુકતા પણ સંપને ઐકયનો નાશ થાય તે કાંઇ નાનીસુની હાનિ નથી.** આપણા દેશમાં હાલમાં જે મુખ્ય ખોટ કહીએ તે સંપની છે. માટે હરેક રીતે તે આપણે વધારવો જોઇએ. માટે આપણે આજ લગી એવું ધોરણ રાખ્યું છે કે સુધારો મોડો થાય તો હરકત નહીં, પણ આપણા પરસ્પરના ભ્રાતૃભાવ, ઐકય તથા સંપને આંચ લાગવા દેવી નહીં. એજ માર્ગ શ્રેયસ્કર છે એમ આપણને લાગશે. આ માર્ગથી કોઇ કોઇ સર્વમાન્ય સુધારામાં ઢીલ થાય છે ખરી; વળી અમુક પુરુષોએ

ષ્ટિ કરી માનેલા કોઇ કોઇ સુધારામાં વધારે ઢીલ થાય છે એ વાત પણ ખરી. પણ ખરો સુધારો લોકમત પાકયા વગર થતો નથી, એ વાત આપણે હમેશ યાદ રાખવી જોઇએ. નિરંતર ભ્રાતૃભાવથી ચર્ચા કરી આપણા મત તરફ સર્વના અભિપ્રાય લાવવાથીજ આપણે જોડે રહી સારો માર્ગ ગ્રહણ કરી એક બીજાને તેનો પૂર્ણ લાભ આપી શકીએ છીએ. આપણાં ચાર મોટાં ગામ છે તેની પણ સ્થિતિ સર્વ રીતે સમાન નથી, અને સમાન સ્થિતિ વગર સમાન વિચાર થવા દુર્લભ છે. આપણે એકજ ગામમાં હોઇએ તોપણ અમદાવાદ જેવા શહેરમાં આપણી વસતી ૮૦–૮૫ ની ઉમ્મરથી માંડીને ૧૬–૨૦ લગીના માત્ર પુરુષો લઇએ તોપણ તેઓમાં વયને લીધે તેમજ કેળવણીને લીધે તથા આર્થીય તથા બીજી સ્થિતિને લીધે મહાન્ અંતર છે. કેટલાક સરકારી નિશાળે પણ ગયા નથી ને કેટલાક પશ્ચિમના મહાન્ તત્ત્વવેત્તાઓના અધ્યયનમાં કાલ ગુજારે છે. આ બે સીમાઓની વચ્ચે ઘણાં ચઢતાં ઉતરતાં પગથીઆં છે. વળી સર્વ ઠેકાણે સ્ત્રી ને પુરુષ વચ્ચે વિચારમાં ભારે અંતર છે, અને સ્ત્રીઓની સમજણ સાથેની સહાય વગર ખરો સુધારો બનવો અશકય છે. આવી ભિન્નતામાં એક મન, એક ભાવ, એક રુચિ કરવી એ સ્હેલ વાત નથી. ડંડાઇ, ખામોશ, મિત્રભાવ, અને પુખ્તાઇથી વિષયો પસંદ કરીશું ને તેમાં બધાનું મન વાળવાનો પ્રયત્ન કરીશું તોજ આપણને સ્થાયી યશ ને ફળ મળશે.

ઉપર મેં વિનંતિ કરી છે તે પ્રમાણે આપણો ઉદ્દેશ ને કામ કરવાની પદ્ધતિ તથા ધોરણ સ્વીકારીને આગળ ચાલતાં એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે આપણે આપણું મનોબળ પ્રથમ કયે માર્ગે દોરવું. પરિષદમાં જે વિષય ચર્ચાવાના છે તેની યાદી આપણી આગળ આવી ચુકી છે, તે ઉપર પ્રસંગ આવે જે એ બોલ બોલવા હશે તે બોલીશ; પરંતુ કેટલીક સામાન્ય બાબતો છે તે ઉપર આપ સર્વે ભાઇઓનું ધ્યાન ખેંચવા માગુ છું. આપણું વજન, પ્રાબલ્ય, વૃદ્ધિ, પ્રગતિ–ચઢતી જે કહો તે આપણી વસતીના વધારા ઉપર છેવટે આધાર રાખશે એ આપણે કદી ન ભુલવું જોઇએ. શરીરે દઢ,

બુદ્ધિમાં તીવ્ર ને પ્રૌઢ, ને નીતમાં અડગ એવા ઘણા નરો ને સ્ત્રીઓ વર્ધમાન પ્રમાણમાં આપણી નાત પેદા કરી શકશે તોજ સરકારમાં, વેપારમાં, વિદ્યામાં, ધર્મમાં ને સંસારના બધા વ્યવહારમાં આપણે આપણું પદ કાયમ રાખી આગળ ધસારો કરી શકીશું. માટે આપણી વસતી નિરોગી રહે અને તે દિનપરદિન વધે એ આ જગતમાં આપણી મોટામાં મોટી કામના હોવી જોઇએ. હું આગ્રહથી વિનંતિ કરૂં છું કે આ કામના સર્વ ભાઇઓ તથા બ્હેનોએ નિરંતર મન આગળ ઉભી રાખવી જોઇએ. બીજા બધા સુધારા આની પાછળ છે એમ હું સમજું છું. નાતની વસતીનો સુમાર કાઢવાનો ચાલ શરુ કર્યો છે તેથી વખતોવખત આપણે જોઇ શકીશું કે આપણે વધીએ છીએ કે ઘટીએ છીએ. જુવાન સ્ત્રીઓનાં મોત ૧૬ ને ૨૦ ની ઉમ્મર વચ્ચે બે ચાર વર્ષમાં ઘણાં થયાં છે, તેથી મને ખરેખરો શોક ને ફિકર થયાં છે; કેમકે વસતીના વધારાનો પાયો નિરોગી સ્ત્રીઓની વૃદ્ધિ ઉપર છે. ગઈ પરિષદમાં એ વિષે ઇલાજ ખોળવા એક કમિટી નિમવાની સૂચના થઈ હતી. એ સૂચના વિષે મ્હારે કાંઇ હરકત નથી. પણ કેટલાંક કારણ તો માર્ગમાં પડયાં છે તે હરેક રસ્તે જનાર જોઇ શકે છે. શરીરની વૃદ્ધિ શુદ્ધ અને પૌષ્ટિક ખોરાક, શુદ્ધ હવા, શુદ્ધ જળ ને નિદ્રા, સામાન્ય કસરત ને નિયમિત રીતે બધી વાતમાં ચાલવું એ ઉપર છે. પુરૂષના આરોગ્યમાં ચિન્તા કરવાથી ફરક પડે છે, પણ આપણી સ્ત્રીઓને તે કારણ નડવા જેવું નથી. મોટાં શહેરોમાં શુદ્ધ પાણી મળી શકે છે, અને ખોરાક ન મળે એવું ઇશ્વર કૃપાથી આપણામાં કોઈ ભાગ્યેજ મળશે. બધી રીતે વિચાર કરતાં મને તો એમ લાગે છે કે ખોરાક લેવાના સાધારણ નિયમનો અજ્ઞાન કે બેદરકારીથી ભંગ થવાથી તથા આહારવિહારના બીજા દોષોને લીધે તથા સારી હવાના પૂરા ફાયદા ન લેવાને લીધે આપણે શરીર સંબંધી બધા દુઃખો વેઠીએ છીએ. રીતસર વ્યાયામ જેટલો લેવો જોઇએ તેટલો હું ધારૂં છું કે બધી સ્ત્રીઓ લઇ શકતી નથી. દરેક ઘરમાં દરેક માબાપે જો થોડા નિયમો પાળવાથી શરીર નિરોગી અને

જબરું થાય છે તે બચપણથી દરેક બાળકને શિખવીને તેમની પાસે પળાવવા જોઇએ, ને તેની જોડે સાર્વજનિક આરોગ્યના મુખ્ય નિયમ પણ બધાએ જાણવા ને પાળવા જોઈએ. શરીરની મહેનત કરવામાં કંઇ પણ ન્હાનમ નથી એ આપણે સર્વેએ યાદ રાખવું ઘટે છે. અન્ન પચાવવાનો તથા શરીર પુષ્ટ ને જબરું કરવાનો રસ્તો શુદ્ધ હવા ને વ્યાયામ કે કસરત છે. મહેનત કરનારનાં શરીર જેટલાં જબરાં ને મોટાં હોય છે તેટલાં બેઠાખાઉઓનાં હોતાં નથી. નિરોગી વયોવૃદ્ધ પુરૂષો જે દેશમાં કે નાતમાં હોય તે નાતને આપણે ભાગ્યશાળી સમજવી જોઇએ. યુરોપમાં ઑસ્ટ્રીઆનો રાજા હાલ ૮૨ વર્ષનો છે. મહારાણી વિકટોરીઆ ૮૩ મે વર્ષે ગુજરી ગયાં, જનરલ બુથને હમણાંજ ૮૨ મું વર્ષ બેઠું, પ્રમુખ ડાયઝ ૮૦ વર્ષના થયાં છતાં હજી મેક્સિકોમાં રાજસત્તાએ છે, ગ્લૅડસ્ટન ૮૯ મે વર્ષે ગુજરી ગયા, ને બીજા એવા અનેક દાખલા છે. આપણે એવા દીર્ઘાયુષ્યની સંપત્તિવાળા કેમ ન થઇએ? હું ધારૂં છું કે આપણા સર્વની અભિલાષા એવી છે કે આપણા સર્વ નર ને નારી, લાંબુ આયુષ્ય ભોગવી સંસારમાં નીતિધર્મ ને અર્થરૂપી સંપત્તિ મેળવે. આ વિષય ઉપર આપનું ખાસ લક્ષ હું ખેંચું છું. કદાપિ કોઈ એમ કહેશે કે આવરદા તો લલાટલેખ પ્રમાણે નક્કી થયેલો છે, તે વધે ઘટે તેમ નથી. તો મ્હારો નમ્ર ઉત્તર એ છે કે એ મત અનાધાર ને ભૂલભરેલો છે. ખોટા આહારવિહારથી તે ઘટે છે, એજ સત્ય સિદ્ધાંત છે ને તેજ પ્રમાણે આપણે બધા વ્યવહારમાં ચાલીએ છીએ. રોગ ને મોત એ જગતમાં દુઃખનાં મોટાં મૂળ છે, ને તેને આપણે બને તેટલા પ્રયત્નથી ઓછાં કરવાં જોઇએ. એવા પ્રયાસથી તે વિલાયતમાં ને બીજા દેશોમાં ઘણાં ઓછાં થયાં છે ને આપણે પણ તેમ કરી શકીએ. ચતુર ને કેળવાયલી કોમ તરીકે તેમ કરવું તે આપણો પ્રથમ ધર્મ છે. જો આહારવિહાર બધો આપણે નિયમિત રીતે પાળીએ તેની જોડે અલીણા, આમોદ, હાંસોટ, વગેરે ગામડાંની ચોખ્ખી હવામાં આપણે વર્ષનો થોડોક ભાગ ગાળીએ તો બેશક આપણી કામના સિદ્ધ થાય.

હવે આપણા રોજગાર ઉદ્યમ વિષે બે અલ્પ વિચાર જણાવું છું. આપણે સરકાર જોડે સંબંધ રાખી ગુજરાતમાં પાંચસો વર્ષ ગાળ્યાં છે, અને તે સંબંધ આપણે હમેશ કાયમ રાખીશું તેમાંજ આપણો લાભ છે એમ હું સમજું છું. પણ હાલનો સમય જોતાં સરકારના સંબંધની નોકરી ખોળનાર દિનપરદિન વધતા જાય છે ને આપણી વસતી પણ વધે છે તેથી સવનું સરકારથી પૂરું થાય તેમ દીસતું નથી. તે વિષે મ્હારી બે સૂચના છેઃ (૧) પ્રથમ તો સરકારના એક કે બે ખાતાંને વળગી રહેવું એ બરોબર નથી. મુલકી, પોલિસ, ઇનસાફી ખાતાઓમાં હમેશ આપણા કેટલાએક પુરુષો હોવા જોઇએ એવી પણ આપણે આકાંક્ષા રાખવી જોઇએ. પણ તેની જોડે શાળાખાતું, વૈદકખાતું, ટપાલખાતું, જંગલખાતું, ઇજનેરખાતું વગેરે દરેકમાં આપણા પ્રતિનિધિ આપણે લાવવા જોઇએ. શિક્ષણનો રોજગાર દિનપરદિન વધશે, તેમાં જેમ બને તેમ ઘણા કેળવાયલા પુરુષો દાખલ થાય તો આપણે સંતોષ માનવો જોઇએ. એ ખાતામાં જવાથી પુરુષો સરળ ને એક માર્ગી થાય છે, ને જગતના વ્યવહારથી કોઈ કોઇ વાર અજાણ્યા માલમ પડે છે એ વાત ખરી, પણ એ ધંધાથી વિદ્યાવૃદ્ધિનું વ્યસન બંધાય છે, નીચ ને હલકા વિચારો ઉપર મન જતું નથી, ને બીજાના ભલા ઉપર લક્ષ આપવાની મનને ટેવ પડે છે. વળી એ રોજગારવાળા પોતાનાં સંતાનની કેળવણીની વિશેષ ફિકર રાખી શકે છે. સારાંશ કે, એ ઉદ્યમથી સરસ ચારિત્ર બંધાય છે. વકીલાતના ધંધા સારૂ આપણા જાતિગુણોને લીધે આપણામાં ખાસ લાયકી છે, માટે તેની વૃદ્ધિ થવાથી નાખુશ થવાનું નથી. માત્ર દરેક જીલ્લા ને તાલુકામાં આપણે પ્રસરવું જોઇએ. મુંબાઇમાં આપણે પગપસારો કર્યો છે તે હવે પરિપૂર્ણ કરી દરેક ન્યાયની કૉર્ટમાં આપણા પ્રતિનિધિ હોય એમ વર્તન થવું અતિ ઇષ્ટ છે. દાક્તરી ધંધા વિષે પણ એવી ઇચ્છા રાખવી જોઇએ. વેપાર તથા ધંધા તરફ આપણે વળવા લાગ્યા છીએ તે સંતોષની વાત છે. વેપારધંધાના ગુણ જૂદીજ જાતના હોય છે, તે અનુભવ થયે ધીમે ધીમે આપણે મેળવીશું. કોઇ પણ ધંધો કરવામાં નાનમ નથી એ સૂત્ર આપણે હમેશાં યાદ રાખવું જોઇએ.

પણ પ્રમાણિકપણું, ખંત, ઉદ્યોગ ને બુદ્ધિ, એ સર્વ ધંધામાં જોઇએ છે; ને તે કેળવણીથી મળી શકે છે, માટે તેવી કેળવણી લીધા પછી સવા કોઇ રોજગાર શરુ કરીએ તો સારૂં.

સર્વ જાતની કેળવણી તરફ આપણા સર્વ ભાઇઓ તથા બ્હેનોનું લક્ષ હાલ ગયું છે તેથી તે વિષે લંબાણથી બોલવું જરૂરનું નથી. નિશાળોમાં ને વિદ્યાલયોમાં આપણા જુવાન ભાઇઓ રમતગમતમાં સારૂં ચિત્ત પરોવી આબરુ મેળવે છે એ સંતોષની વાત છે. ઉમ્મર વધતાં પણ તે લક્ષ કાયમ રાખવું જોઇએ એટલી સૂચના છે. સ્ત્રીઓમાં શરીરકેળવણી ઘણી અગત્ય છે. બચપણમાં તેમના લાયક કેળવણીના ઉપાય લેવા જોઇએ. સૂર્યના નમસ્કારની રીત કુટુંબમાં દરેક બાળા પાળે તો આપણને ઘણો ફાયદો થાય છે. ઘરકામમાં જે સ્ત્રીઓ ગુંથાયલી રહે છે તેમને જોઇતી કસરત મળે છે, અને તેમાં કાંઇ ગેરિયત નથી. વળી દેવદર્શન માટે લાંબું જવાથી શ્રદ્ધાળુઓને સારી કસરત મળે છે. જેઓને આ બે પ્રકારની કસરત મળતી નથી તેઓને પોતાને ફાવતી કસરત કે શરીરશ્રમ અવશ્ય લેવો જોઇએ.

બુદ્ધિની કેળવણી વાસ્તે આપણે મુખ્ય ભાગે સાવજનિક નિશાળો ને બીજી સંસ્થાઓ ઉપર આધાર રાખવો પડશે. કેળવણીના પરથાર ઉપર આપણા જુવાનો આજ લગી પોતાનું સ્થળ સારી રીતે જાળવી શક્યા છે. હવે એમાં સૂચના કરવાની હોય તો એટલીજ કે વિદ્યામંદિરના બધા ખંડનો આપણે પરિચય કરવો જોઈએ. મુંબાઇમાં તથા અત્રે હવે વિજ્ઞાનશાસ્ત્રનો કૉલેજો નિકળશે તેમાં, તથા બેંગલોરમાં તાતાની શોધશાળા નિકળી છે તેમાં આપણા ભાઇઓએ પોતાની તથા નાતની આબરુ તથા કલ્યાણ ખાતર અવશ્ય દાખલ થવું જોઇએ. ગુજરાતની બીજી અગ્રેસર નાતો જોડે સરખાવતાં એમજ જણાય છે કે ગ્રંથ રચવા ને વાંચવાના શોખમાં આપણે તેમનાથી કંઇ ઉતરતા છીએ. પાંચસો વર્ષનો સહવાસ છતાં ગુજરાતી કાવ્ય ને સાહિત્યમાં લખવા જેવો કાંઇ અંશ આપણે આપ્યો નથી. ભૂતકાલના વિશેષ પ્રસંગોને લીધે આપણું મન રાજકીય તથા વ્યવહારુ

બાબતોમાં રોકાયલું રહ્યું હશે; પણ કેળવણીની વૃદ્ધિની સાથે હવે આપણે આ નવી દિશામાં પ્રવેશ કરી, આપણામાં વિદ્યાપરાયણ પુરુષોને સ્ત્રીઓ થઇ દેશના સાહિત્યમાં આપણા તરફથી ઉમેરો થશે એમ આશા રાખવી અઘટિત નથી.

**શરીરસંપત્તિ તથા વિદ્યાસંપત્તિ કરતાં જગતમાં વધારે કિંમતી ચારિત્રસંપત્તિ** છે. શરીર વિદ્યા ને બુદ્ધિનો ઉપયોગ સારો થશે કે ખોટો તે નીતિબળ ને ધર્મબળ ઉપર આધાર રાખે છે. કેટલેક અંશે બુદ્ધિ ને વિદ્યાના બળથી તેવું થતું નથી. આ જગતનો ફેરો સફળ કરી તેમાં જશ ને પુણ્ય મેળવવા સારૂ તેમજ પરમાર્થિક હિત સાધવા સારૂ નીતિ ને ધર્મબળ જેવું બીજું કોઇ જબરું સાધન નથી. નાનપણથીજ આપણા ઘરમાં આપણાં બાળકને સુલક્ષણાં બનાવવાં તરફ સર્વનું લક્ષ જવું જોઇએ; ભણાવવા તથા વાતચિતમાં પણ તે ઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ. મલિન વાત ને દાખલાથી મન મલિન થાય છે, શુદ્ધથી શુદ્ધ થાય છે, એ અનુભવસિદ્ધ સત્ય છે. વળી રોગ જેમ **એક પેઢીથી બીજી પેઢીએ ઉતરે છે તેમ દુર્ગુણો ને કુલક્ષણો પણ ઉતરવાનો ઘણો જોગ છે; ને ઘરમાં દુર્ગુણ કે કુલક્ષણ એક વાર પેસે તો આખું કુટુંબ નષ્ટ થવાનો ભય છે**, એ કદી ભૂલવું ન જોઇએ. જગતનું બધું ધોરણ પરમાત્માએ પરમાર્થના ધોરણ ઉપર રચ્યું છે; પારકાના દુઃખમાં આપણું દુઃખ છે ને સુખમાં આપણું સુખ છે. તેને અનુસરીને ચાલવાથી દરેક જનનું તેમ જગતનું કલ્યાણ છે.

આ ત્રિવિધ કેળવણી માબાપના ને શાળાના સંયોગથી તથા ત્યારપછી સારા સંગે સંપૂર્ણ રીતે મળી શકે. હાલના નવા જમાનામાં ખરચ દિન પરદિન વધે છે, ને તે વેઠવાનું સવનું સરખું ગજું નથી. તે માટે આપણે સર્વેએ જ્ઞાતિના કલ્યાણ સારૂ ઘટતા વ્યવહારુ ઉપાયો યોજવા જોઇએ; તે વિષે પાછલી પરિષદોએ સારી ચર્ચા કરી છે. પણ ફળનો સંપૂર્ણ ઉદય થાય ત્યાંલગી તે ચર્ચા કાયમ રાખવી જોઇએ. એ કાર્યમાં સહાય કરવાનો સર્વનો ધર્મ છે, ને સર્વ ભાઇઓએ માનવું જોઇએ કે આ-

પણું દ્રવ્ય બીજાને અર્થે ને તેમાં વિશેષે કરી આપણા જ્ઞાતિભાઇઓના લાભ માટે વપરાય તે આપણું સુભાગ્ય સમજવું. તેમાંજ ખરી આબરુ, ખરો જશ ને ખરું માન છે. એવા ફંડોમાં મદદ કરવાની બધાની શક્તિ સરખી નથી, પણ બધાએ "ફૂલ નહીં તો ફૂલની પાંખડી" એમ, હરેક સમયનો જોગ સાધી કંઇ કંઇ આપવું જોઇએ. એવાં ફંડો વિષે બધાની ચર્ચા થઇ એકમત થઇ શકે તો ઠીક. પણ મને લાગે છે કે પ્રાથમિક તથા બીજી પાયરીની કેળવણી સારૂ ગામવાર ફંડ થાય અને તેથી ઉંચી અથવા ધંધાહુન્નરની કે બીજી બહુ ખરચવાળી કેળવણી પાછળ એક સમગ્ર ફંડ થાય તો સારૂં—ગમે તેમ થાય તોપણ એક ગામને મદદ કરવા બીજા ગામે તૈયાર રહેવું જોઇએ; ને બધું કામ એક રાગ ને એક મનથી કરવું જોઇએ.

આવાં મોટાં મંડળને બોધ આપવા હું યોગ્ય નથી. પણ આવે પ્રસંગે આપણી જાતની ખામી-ખોડ વિષે બધા મળી વિચાર કરીએ તો તે ખોટું નથી. ઘણો કાલ સરકાર ને હકુમતના સંબંધમાં રહેવાથી, અથવા જાતિસ્વભાવથી, અથવા ગમે તે કારણથી એમ દીસે છે કે શાસ્ત્રમાં જેને "મૌન" અથવા વાણીવિવેક, અને અંગ્રેજીમાં જેને Government of tho tongue કહે છે, તેનું આચરણ યથાયોગ્ય આપણે બધાં કરતાં હોઇએ એમ લાગતું નથી. પરનાતિલા કોઇ વાર આપણો અણગમો બતાવે છે તેનું એક કારણ એ છે. શાસ્ત્રમાં એમ છે કે:

सत्यं ब्रूयात् प्रियं ब्रूयात् । न ब्रूयात् सत्यमप्रियम् ॥

"સત્ય ને મીઠું બોલવું, કેવળ સાચું તો ખરું પણ અપ્રિય એવું ન બોલવું જોઇએ." વળી * "જે બોલવું તે હિતકર ને પારકાના કે આપણા લાભ માટે બોલવું જોઇએ." આપણામાં પણ કેટલાક ભાઇઓ સુજ્ઞ ને વિવેકી ને બોલવેચાલવે દાખલો લેવા યોગ્ય છે.

---

* अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ॥

બોલવામાં આ સંબંધની ભૂલ પુરુષો કરતાં સ્ત્રીઓ વધારે કરે છે. જો રીતસર આપણે "મૌન" નો નિયમ પાળી શકીએ તો મ્હેણાં તાણાં ને ભાંડનો પ્રસંગ રહે નહીં, અને સંપમાં ઘણો વધારો થય. આપણે નિન્દવું તો કોને નિન્દવું? ભાંડવું તો કોને ભાંડવું? શું આપણે એવા કમસમજ છીએ કે આપણા ભાઇઓનેજ આપણે નિન્દીશું? કેળવણીના પ્રસાર સાથે આ ખામી તથા અદેખાઇ ઓછાં થયેજ જાય છે. એથી આપણે હરખાવાનું પુરતું કારણ છે. અલબત્ત, જગતના વ્યવહારમાં એવા પ્રસંગ આવે છે કે તે વખતે બીજા બધા વિચાર બાજુ રાખીને સાચેસાચું, સ્પષ્ટ રીતે, નિડરપણે સર્વના લાભ ખાતર બોલવુંજ જોઇએ. તેવા પ્રસંગને આ મ્હારી સૂચના લાગુજ નથી.

આવી બે ચાર ખામીઓ હોય તેથી નીચું ઘાલવાનું આપણે બિલકુલ કારણ નથી. ખામી કોનામાં નથી? આપણે તો તે સુધારવાના ઉદ્દેશથી તેનું દિગ્દર્શન કરીએ છીએ. બીજી તરફ નજર કરીએ તો આપણે સંતોષ ને હરખ માનવાનું સારૂં કારણ છે. પૂરાં પાંચસો વર્ષ સુધી દેશકાલમાં અનેક રાજક્રાન્તિઓ, ધર્મક્રાન્તિઓ, વેપારક્રાન્તિઓ થઇ, તેમાંથી પાર ઉતરીને આપણે આપણું પદ આજ લગી જાળવી રાખ્યું છે, ને હજુ ગુજરાતની નાતોની અગ્રેસર પંક્તિમાં આપણી ગણના આપણે કરાવીએ છીએ. આપણે ઇનામદાર લોક છીએ, ને દરેક રાજ્યની નોકરી પૂર્ણ નિષ્ઠાથી ને સત્યથી કરતા આવ્યા છીએ; અને હાલ પણ નામદાર અંગ્રેજ સરકારના રાજ્યની કરીએ છીએ. વળી કાલ પ્રમાણે વર્તવાની ઉત્તમ કુશળતા આપણે દર્શાવી છે. મોગલાઇ અમલમાં ફારસી ભણ્યા મરેઠીમાં મરાઠી શિખ્યા, ને અંગ્રેજીમાં અંગ્રેજીમાં કુશળતા મેળવી, દેશની તથા રાજ્યની સેવા બજાવી આપણે વૃદ્ધિને પામ્યા છીએ. હિમ્મત ને નિડરપણું એ આપણાં કિમતી ગુણ છે. જો કે દેશકાલની સ્થિતિમાં આટલો પાંચસો વર્ષ જેટલો ફેરફાર થયો તોપણ ઇનામદારી માફકજ આપણે તેને પોષીને અખંડ રાખી રહ્યા છીએ. આપણા રીતરિવાજોમાં આપણે પ્રસંગ જોઇને ઘટતા ફેરફાર કર્યા છે, ને હજુ

પણુ વિચાર પૂર્વક પગલાં ભરીને કરીશું એમ મ્હારી ખાતરી છે. વિદ્યા ને જ્ઞાનની ખૂજ મૂળથીજ આપણને હતી અને તેમાં હાલ આપણે આગળ વધ્યા છીએ ને વર્ધમાન વેગથી વધ્યા જઇશું, કેમકે જગતની પ્રગતિમાં એ મુખ્ય સાધન છે; આ બધાં કરતાં સૌથી વધારે હરખાવાનું તો એ છે કે આપણે ઇર્ષ્યા નિન્દા વગેરે અવગુણોને તરછોડી દિનપરદિન સંપ ઐક્ય અને સહાનુભૂતિમાં આગળ વધી, એકનું સુખ તે બધાનું સુખ ને એકનું દુઃખ તે બધાનું દુઃખ, એકનું દ્રવ્ય તે બધાનું દ્રવ્ય, ને એકની ગરીબાઈ તે બધાની ગરીબાઈ, એમ હાલ સર્વત્ર ભાવના વ્યાપવા લાગી છે; એટલુંજ નહીં પણ તેનું પ્રસંગે પ્રસંગે આપણે આચરણ કરીએ છીએ. એકઠા થઇ કામ કરવાના ગુણ ઉપર લક્ષ આપી તેને આપણે પોષીએ છીએ, ને નિઃસ્વાર્થપણું, ક્ષમા, ખામોશ, ધીરજ આપણામાં વધતાં જાય છે. આ બધાની જોડે ઉપર કરેલી થોડી સૂચનાઓ લક્ષમાં લઇ આપણે હાથે હાથ ભરાવી, એક મનથી ને એક તનથી ભેગા થઇને, સંપમાંજ આપણું હાલના જીવનનું તથા ભવિષ્યનું કલ્યાણ, એમ આસ્થા રાખી આગળ આગળ ચાલ્યા કરીશું, તો તેથી આપણી બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિનું ને તેના જોડે તેટલા અંશે અથવા વધારે અંશે આખા દેશનું કલ્યાણ થશે એમાં સંશય નથી. ઇશ્વિર આપણને નિરંતર સુબુદ્ધિ આપી આપણી એ કામના પરિપૂર્ણ કરે.

* * *

ઉપલી પરિષદમાં જે ઠરાવો રજુ થયા તે સંબંધમાં અંબાલાલભાઇએ કરેલા વિવેચનમાંનો જરૂરી ભાગ નીચે આપીએ છીએ.

## ૧. કેળવણી.

ગૃહસ્થો,

કેળવણી સંબંધી આપણી સમક્ષ જે જે બોલાયું છે, તે બધું ઉત્તમ છે અને તેમાં કંઇ સુધારાવધારા કરવાનું મ્હારૂં કામ નથી. * * * કેળવણીના સંબંધમાં વ્યવહારિક પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે આપણે

કેળવણી શા માટે આપવી? ના આપીએ તો શું થાય? એના જવાબમાં એક ઉત્તર એમ દેવાય કે છોકરો કમાય નહીં અને મૂર્ખ રહે. જો એમજ હોય તો પૈસાદાર પોતાના છોકરાને ભણાવે નહીં. * * * તેવાઓને મ્હારે કહેવાનું કે પૈસો હોય તે જાળવવા માટે પણ ભણાવવાનું છે. છોકરો મૂર્ખ નિકળે તો હોય તે પણ ખુવે. માટે કમાવા તથા સાચવવા માટે પણ ભણવું જરૂરનું છે. આ માટે શા શા ગુણ જોઇએ તે આપણે તપાસીએ. એક તો બુદ્ધિ તથા અવલોકનશક્તિ. અવલોકનશક્તિ એટલે શું? દુનિયામાં જે જે બને છે તે જોઈ તેમાંથી અનુભવ લઇ તારણ કરવું.

હાલની કેળવણીના બે પ્રકાર છે: એક તો પારકાના વિચાર મોઢે કરવા. હાલ એમ ચાલે છે. 'મિલ' ફલાણું કહે છે, 'સ્પેન્સર' આમ કહે છે; પણ તું શું કહે છે તે પ્હેલાં નક્કી થવું જોઇએ. પોતાનો અભિપ્રાય બાંધવાની ખાસ જરૂર છે. પારકાના વિચાર જોઇ પોતાના વિચાર બંધાય તોજ કેળવણી. હાલ એમ થાય છે કે નહીં તે હું કહી શકતો નથી. ધર્મના બાબતમાં પણ તેમજ છે. સૌએ પોતપોતાનો મત નક્કી કરવો. હવે હું એમ નથી કહેતો કે બધી બાબતની શોધ આપણે જાતેજ કરવી. એક જણથી બધી શોધો થઇ શકે એ તો અશક્ય જ છે.

વિજ્ઞાનની તેમ વેપારની કેટલીક બાબત બીજા કહે તે આપણે કબૂલ રાખવી જ પડશે. પરન્તુ આમાં પણ ખરું ખોટું પારખવાની શક્તિ મેળવવી જોઇએ. જીંદગીમાં–Reflection-વિચારશક્તિ એક બહુ ઉપયોગી બાબત છે. હાલની કેળવણીમાં '**अहम्**' Individualism–વિશેષ માલમ પડે છે. એથી ફાયદો થાય. એમાં લાભ છે એ હું પણ માનું છું. પણ આપણું Individualism–'**अहम्**'–one sided–એક તરફી છે. આપણામાં અભિમાનનો પાસ વિશેષ માલમ પડે છે. પણ ભાઇઓ, દુનિયા મતલબી છે. આપણી ભૂલ આપણને કોઈ બતાવે એમ નથી. અને આપણી ભૂલ આપણને સાંભળવી પણ ગમતી નથી. 'મ્હારા વિચારોમાં ભૂલ છે કે નહી' એમ ૨૪ કલાકમાં પાંચ મિનિટ પણ કોઈ વિચાર

સરખું પણ કરતું નથી. પોતે જે કરે છે તે ખરું એમ બધા માનીને બેસે છે. ભૂલ સુધાર્યાં વગર કદીપણ ઉન્નત થઇ શકાતું નથી. પોતે કરે છે તે ખરૂં છે કે ખોટું તે પારખવાની શક્તિ કેળવવી જોઇએ.

આ સિવાયની હાલની બાકીની કેળવણી ઘણી જ ઉત્તમ છે.

મોટા માણસોમાં ખાસ ગુણ આ હોય છે કે સામાના અભિપ્રાય જાણી તેની તુલના કરી પછી જ પોતાનો અભિપ્રાય બાંધે છે. સર ટી. માધવરાવ, રા. બા. મણિભાઇ જશભાઇ એ બધામાં આજ ગુણ હતો. સર ટી. માધવરાવમાં એ ટેવ હતી કે પાંચ જણનો અભિપ્રાય જોઇ પછી તેનું તોલન કરી પછી જ પોતાનો અભિપ્રાય આપતા. તેઓ નિરંતર એમ કહેતા કે આપણો અભિપ્રાય ક્યાં જવાનો છે, તે તો આપણી પાસે ને પાસે જ છે. અવલોકન અને વિચારશક્તિ વધે એ દરેક કેળવણીમાં ખાસ તત્ત્વ હોવાં જોઇએ. પોતાનું કરેલું ફરી વિચારી જવું, अहम् ને અંકુશમાં રાખવું, નમ્રતા ને વિવેક વધારવાં, એ ખાસ જરૂરનાં છે. अहम्‌ને કબજામાં રાખીએ તો ઇશ્વર થઇ જવાય છે બીજી વાર વાંચવાની ટેવ દુનિયામાં ઘણી જ અગત્યની છે. એથી ગેરસમજ થતી અટકે છે. સર હેન્રી કૉટનના અભિપ્રાય સંબંધમાં ગેરસમજ થઇ તેનું કારણ બીજી વાર ન વંચાયું એટલું જ છે. સર હેન્રી કૉટનનો અભિપ્રાય એવો છે કે નીતિના તત્ત્વને ધર્મના બંધનમાંથી મુક્ત કરી સાંસારિક ધોરણ ઉપર રચવું. સર હેન્રી કૉટનના ધર્મ સંબંધી ગમે તે અભિપ્રાય હશે. હું જાણું છું કે તેઓ પોતે Positivist—મતાગ્રહી છે, પણ તેને અને આ ઉતારાને કાંઇ પણ સંબંધ નથી.

Liberal education એટલે મનને કેળવીને પલાળીને સુધારવું તે જ. ફક્ત પારકા વિચારોનું મન ઉપર થરજ બંધાઇ રહે તેથી કંઇ લાભ નથી. તેથી મન પલળવું જોઇએ ને થર નીચાં જવાં જોઇએ. એમ હાલની કેળવણીથી થાય છે કે ? મ્હારા કરતાં એ બાબતમાં તમને વધારે અનુભવ છે, તોપણ લોકોની ફરિયાદ એમ છે કે હાલની કેળવણીમાં એમ બનતું નથી.

સ્ત્રીકેળવણી સંબંધમાં એટલું યાદ રાખવું કે જેને સંપૂર્ણ વાતની અનુકૂળતા છે તેને ઉંચી કેળવણી લેવાનો કંઇ પણ બાધ નથી. આપણા દેશમાં ગાર્ગી, મૈત્રેયી, વગેરે સ્ત્રીઓએ ઉંચી કેળવણી લીધેલી છે; આપણા દેશમાં એ કાંઈ નવી વાત નથી. ઉંચી કેળવણી લીધાથી સ્ત્રીઓ બગડે છે એમ કોઇ કહે તો તદ્દન ખોટું છે. સારી કેળવણી લીધાથી પુરૂષ કે સ્ત્રી કોઇ પણ બગડતું નથી; પરંતુ આપણે અહીંઆં વ્યવહારિક દૃષ્ટિએ વિચાર કરવો. આપણે બધા વ્યવહારિક પુરૂષો છીએ. " Don't become impatient idealists " અધીરા અવ્યવહારુ ન થાઓ. જેને સાધન કે કાલની ખામી હોય તેને માટે આપણે વિચાર કરવાનો છે. આપણે તો આપણી સ્ત્રીઓને સંસારને લાયક કરવાની છે. વિદ્યાને કંઇહદ નથી–વિદ્યા તો સાગર સમાન છે. તેમાંથી બને તેટલી લેવી. એ તો મળે એટલી સારી. વાંચવું લખવું એ દરેક સ્ત્રીને માટે ખાસ જરૂરનું છે. પણ ઝભલું સિવતાં ના આવડે ને બીજાના અભિપ્રાય આપણી આગળ કહી જાય તે આપણે શા કામના છે?

જે છોકરીઓ કમિશનરની સ્ત્રીઓ થવાની છે તેને મ્હારે આ કહેવાનું નથી. તેમને તો આ બધું પાલવશે. પણ આપણે તો સાધારણ ગૃહસ્થની સ્ત્રીઓને કેવી બનાવવી છે તે સંબંધી વિચાર કરવાનો છે. આપણે આપણા સંસારને લાયક બનાવવી છે કે વિલાયતના, તેનો વિચાર કરવો જોઇએ. હાથ પગ હલાવ્યાથી કે આમ તેમ તરફડીઆં માર્યાથી કંઇ છુટકારો થવાનો નથી. રાંધતાં નહીં આવડે તે બૈરીજ નકામી છે. એક ગૃહસ્થે મને એક વખત એમ કહેલું કે હોટેલમાંથી વેચાતું લાવીને ખાઇશું; પણ હું કહું છું કે ભાઇઓ, એ તમને મોંઘું પડશે. Dirty મેલો ખોરાક ખાશો, એ મેલા હાથવાળું ને રોગ કરે તેવું છે. આપણાં બૈરાં શુદ્ધતા રાખે છે તે નકામી નથી. દરેક બૈરીને રાંધતાં તથા સિવતાં આવડવું જોઇએ. વાસણ પણ માંજવાં જોઇએ. વાસણ માંજવામાં કંઇ નાનમ નથી. મલિનતા અટકાવવા સારૂ વાસણ માંજવાની ઘણીજ જરૂર છે. હિંદુ ધર્મ ઘણો ચોખ્ખો છે. અભડાવું વટલાવું એ શબ્દો માત્ર જાપતાને માટેજ વપરાયલા છે. રાંધતાં, સિવતાં તથા છોકરાં ઉછેરતાં, કિન્ડરગાર્ડન, માંદાની માવજત, એ બધું વ્યવહારુ દૃષ્ટિથી જરૂરનું છે.

ભાઇઓ, કાંઇ પણ મહેનત હલકી નથી. વધારે સાધનવાળા ભલે પૂરી ઉંચામાં ઉંચી કેળવણી લઇને અજમાયેશ કરી જુએ. પણ એટલું યાદ રાખવું કે આપણા દેશને આપણે બ્રહ્મદેશ બનાવવો નથી. ત્યાં તો બૈરાંઓ વેપાર રોજગાર કરે છે ને ભાયડાઓ ઘેર બેસી રહે છે. એવું તમારે કરવું છે? **બ્રહ્મદેશનું સુખ લેવા જશો તો હિંદુસ્તાનનું સુખ ગુમાવી બેસશો.** બ્રહ્મદેશ અને હિંદુસ્તાન એ બંને દેશનું સુખ એક સાથે નહીં મળે. છેવટે મ્હારે એટલું જ કહેવાનું કે જે કરો તે લાભદાયક થાય એવું કરજો. આમાં જો કાંઇ વધારે પડતું બોલાયું હોય તો મ્હારી ઉમ્મર તથા ઓદ્ધો ધ્યાનમાં લઇ માફ કરશો. * * *

* * * સ્ત્રીકેળવણીના સંબંધમાં અત્રે ઘણું બોલાયું છે. હું ઘરડો છું તોપણ એટલો બધો ભ્રષ્ટ કે પતિત નથી થયો કે હું સ્ત્રીકેળવણીની વિરૂદ્ધ હોઉં. તોપણ એટલું તો હું તમને કહું છું કે 'પરરાજાની કેળવણી લીધાથી કોઇ દેશનો ઉદ્ધાર થયો નથી અને થવાનો નથી. ઉંચી કેળવણી તો માતૃભાષા મારફતેજ અપાવી જોઇએ." આ સંબંધમાં 'મોડર્ન રીવ્યુ' ના નિબંધો વાંચવાની હું આપને ભલામણ કરૂં છું. ઇંગ્રેજી કેળવણી ઘણી અપાય તો એ લાભકરતા છે, પણ અધુરી કેળવણી તો નુકસાન કરતા જ છે. અર્ધદગ્ધ થવાથી તો નુકસાન જ થવાનું. 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' જેવી જ સ્થિતિ થવાની.

## ૨. વરવિક્રય.

ગૃહસ્થો,

વિષય ઘણો અગત્યનો છે. વ્યવહારુ વિષય છે અને એના ઉપાય પણ વ્યવહારુ બતાવવા જોઇએ. રોગની પરીક્ષા તો થઈ છે પણ ઉપાય લેવાનો છે. આ રોગ પણ આપણા એકલાનો નથી. બધે એ પ્રસરેલો છે, દરેક કુલિન નાતમાં આમ પૈસા લેવાય છે. આપણામાં બી. એ. એક જાતનું કુળ છે. બંગાલામાં, મદ્રાસમાં અને પારસીઓમાં બધે આ છે. આ એક જાતનો–Epidemic–ચેપી રોગ છે. એક ભાઇએ સૂચવ્યું કે બાપ પાસે

દિકરાએ પ્રતિજ્ઞા માગવી. હું જો બાપ હોઉં તો આવી પ્રતિજ્ઞા કદી પણ ના લઉં, પણ કહું કે ભાઈ ત્હારે પરણવું હોય તો પરણ, નહીં તો ત્હારી મરજી. તું જજ બને અને હું ત્હારા આગળ સોગન લઉં એ કદી ના બને. વળી સોગન તો કૉર્ટોમાં રોજ લેવાય છે. **અંગ્રેજના રાજ્યમાં સોગનનું મહત્વ કયાં રહ્યું છે? બ્રહ્મહત્યાને હવે કોણ ગણે છે? બ્રાહ્મણો તો રોજ** બહુએ મરે છે. ઉપાય તો આપણા હાથમાં છે. પણ પ્હેલાં આનું કારણ શોધી કાઢો. કારણ વગર કંઈ કાર્ય બનતું નથી. આ શાથી થયું? મ્હારી સમજ પ્રમાણે એમ છે કે વરવાળાઓએ ઉમ્મર વધારી અને કન્યાવાળા તો "अष्ट वर्षात् भवेत् गौरी" જેવા શ્લોકને વળગી રહ્યા. વરવાળા અગાડી ગયા અને કન્યાવાળા જોડે ના આવ્યા; છતાં કાલબળ પ્રમાણે ઘસડાવું પડયું છે. મેં પ્હેલી છોકરી આઠે પરણાવી, બીજી દશે અને ત્રીજી બારે પરણાવી; પણ હવે તો ૧૬ થાય તોએ ફિકર નથી, અને ૧૮ નીએ હરકત નથી છત અને બાપ એ હમેશાં ગરજ ઉપર છે. ભાવ તેથીજ વધે ઘટે છે. કન્યાવાળા પ્હેલાં પાપના બ્હીકે ગરજ બહુ બતાવતા તેથી આ રૂપીઆ આપવાનો રિવાજ નિકળ્યો. હવે કુમારી છોકરીઓ તો ઘેર ઘેર રજસ્વલા થાય છે તો બ્હીવાનું કારણ શું છે? એક વાર કુમારી સ્થિતિમાં રજસ્વલા થવાથી જે સાત પેઢીઓ બુડી હશે તે તો બુડી ચુકી! હવે બ્હીવાનું શું છે? આ બાબતમાં હું બે વ્યવહારુ ઉપાય સૂચવું છું. એક તો બી. એ. થયેલા વરની સંખ્યા વધારો. જેની સંખ્યા વધારે તેના ભાવ ઓછા. હજી આપણી નાતમાં કુંવારા રહેવાનો રોગ પેઠો નથી. ગાંડા વ્હેલા દરેક વર પરણવાની ઇચ્છા કરે છે, માટે ભણેલા વર વધશે ને એમને કન્યાની જરૂર પડશે એટલે ભાવ ઉતરશે. આની સાથે બીજો ઇલાજ કન્યાઓને પરણાવવાની ઉતાવળ ના કરતાં એમની ઉમ્મર ધીમે ધીમે વધારવી એ છે.

બાકી પાંચ કન્યાના ૫૦૦૦ આપ્યા પછી છોકરાઓનું કંઇ ના લેવું એ તો દુર્લભ છે. નીતિના સિદ્ધાન્ત જબરા છે પણ અહીં તો લાચારી છે. માણસ સંકડાય છે ત્યારે આવું કરે છે. ત્યાં આપણે એવી જગાએ

હોઇએ તો કેમ થાય તે વિચારવું, માટે ભણેલા વધારો. કન્યાવાળા બે-દરકાર રહો, નિશ્ચય કરો કે પૈસા આપીને નથીજ પરણાવવી. તિરસ્કાર એ સારી વાત છે, પણ ભણેલાગણેલા વર મેળવવાની ઇચ્છા બધાની થાય છે અને તેને માટે પૈસા પણ બધા આપવા તૈયાર થાય છે. માટે એમાંથી બચવું હોય તો ભણેલા વરોની સંખ્યા વધારો. કન્યાઓ આપણી નાતમાં સેંકડે ૭ ટકા ઓછી છે એ લાભની વાત છે. આમાં સ્ત્રીઓ પણ અનુકૂળ છે. હવે બધે કન્યાની ઉમ્મર મોટી થાય છે માટે કોઇએ ગભરાવું નહી.

## ૩. તંદુરસ્તી.*

ગૃહસ્થો,

* * * આવરદામાં નસીબ નથી. પોતાનો વાંક ના નિકળે તેટલા માટે આપણે બધા બધો ટોપલો પ્રારબ્ધ ઉપર નાખી દઇએ છીએ. જ્યાં જ્યાં કારણ ના જડે ત્યાં પ્રારબ્ધને દોષ દેવાય છે. પણ આપ સઘળા ભણેલા છો એટલે કાર્યકારણના નિયમ સમજો છો. ઈશ્વર સદ્ગુણનો સાગર છે. એ નિયમ પ્રમાણે ચાલે છે. એ કંઇ આપખુદી પ્રાન્ક

---

* તંદુરસ્તી અને દીર્ઘાયુષ્ય એ તો અંબાલાલભાઇનો માનીતો વિષય હતો. એ સંબંધમાં અનેક વેળા લેખો અને ભાષણો દ્વારા એમણે પુરતું વિવેચન કરેલું હતું. છેલ્લાં વર્ષોમાં તો "બુદ્ધિપ્રકાશ" માં આ વિષયને લગતા નાના નાના તરજુમા આપ્યા હતા. એ સઘળા અહીં આપવા જતાં ઘણાં પાનાં ભરાઈ જાય. અહીં હાલ તુરત એમના ભાષણોમાંથી નીચેના બે ઉતારા, અને સને ૧૮૭૪ માં-તેઓ શિક્ષક હતા ત્યારે-આપેલું ભાષણ આપીએ છીએ:

ભાષણકર્ત્તાએ કર્ત્તવ્ય બજાવવા માટેનું સાધન જણાવ્યું છે, કારણ કે સાધન વગર કાંઈ પણ કાર્ય સાધી શકાય નહીં, અને તેથીજ ભાષણકર્ત્તાએ કેળવણીને પાયા રૂપ ગણીને કર્ત્તવ્યના તે વિભાગ ઉપર પોતાનો અનુભવ જણાવ્યો છે. તેઓએ પ્રથમ શરીરની વાત કહી તે ખરી છે. લંડનનું "સેનિટેશન"-આરોગ્ય હાલ સુધર્યું છે તો ત્યાં મરણ પ્રમાણ સેંકડે પાંચ ટકા પ્રમાણેનું છે, તેનું શું કારણ? શા માટે આપણામાંથી આટલાં બધાં મનુષ્યો મરે છે? આ આપણી પોતાનીજ શરીર પ્રત્યેની બેદરકારી બતાવે છે. શરીરના નિયમોનું યથાસ્થિત પાલન ન થવાથી

મોગલ નથી. કોઇને મારે ને કોઇને જીવાડે એમ કરે એવો તે સ્વચ્છંદી નથી. ઇશ્વરે બધું આપણાં કૃત્ય ઉપર રાખ્યું છે. તે આકાશમાંથી જેમ ફાવે તેમ તીર ફેંકતો નથી. કોઇક કહેશે કે તે સ્વચ્છંદી છે તે માનશો નહીં. અજ્ઞાન લોકોપર શ્રદ્ધા બેસાડવા પુરાણો કે બીજા ધર્મ પુસ્તકોમાં કદાચ એમ લખેલું માલમ પડશે. પણ તમને ભણેલાઓને કેવો

---

તે બદલ આપણને કુદરતજ શિક્ષા કરે છે. સુધારો પેસવાથી કન્યાઓનાં મૃત્યુપ્રમાણ-માં પણ મોટો વધારો થયો છે. 'સુધારા'ને નામે રાંધવાનું, મહેનતનું, અને છેવટ પોતાનાં છોકરાંને ઉછેરવાનું કાર્ય પણ સ્ત્રીઓ નોકરોને સોંપી દે છે! આથી કસરત મળતી નથી એટલે શરીર નબળાં થઇ ક્ષયરોગ લાગુ પડેછે. છોકરાંઓ પણ બ્રહ્મચર્ય નહીં પાળવાથી શરીરે નિર્બળ માલમ પડેછે. બીજું આહાર નિયમમાં રાખવો જોઇએ. તે જ પ્રમાણે વિહાર એટલે બીજી ઇંદ્રિયના વિષયસેવનમાં પણ નિયમ જોઇએ. જૂદી જૂદી બાબતની કલબો નિકળે છે, પરંતુ-'હેલ્ધી કલબ'- તંદુરસ્ત મનુષ્યોની મંડળી-'ઓલ્ડમેન કલબ'-વૃદ્ધોની મંડળી-એવી કલબો કેમ નિકળતી નથી? લંડનમાં લોકો નેવું નેવું અને સો વર્ષે મરી જાય છે, ત્યારે અહીં પચાસ કે સાઠ વર્ષનાં આયુષ્ય તો અહો મનાય છે! ( તા. ૨૩-૨-૧૯૧૪ ના રોજ "ગુજરાત કેળવણી મંડળી" તરફથી રા. રા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીએ "આપણું કર્ત્તવ્ય" એ વિષે આપેલા ભાષણ વખતે પ્રમુખપદેથી કરેલા વિવેચનમાંથી.)

* * * *

કેટલાક લોકો જે એમ માને છે કે રોગ તો ઇશ્વર મોકલે છે તે માન્યતા તદન ખોટી છે. ઇશ્વર ઉપર એ મિથ્યા દોષારોપણ છે. જે લોકો આરોગ્ય માટે પાળવાના નિયમો તોડેછે તેને તે બદલ દુ:ખ ભોગવવું પડે છે, તેમાં ઇશ્વરનો કંઈ દોષ નથી. * * * ( તા. ૨૯-૩-૧૯૧૪ ના રોજ "સ્વાસ્થ્ય સંરક્ષણ" વિષે થએલા ભાષણ વેળા કરેલું વિવેચન. )

* * * *

કહેવત છે કે "પ્હેલું સુખ તે જાતે નર્યા" એટલે રોગરહિત શરીર. આ કહેવત ઘણાખરા જાણે છે, બોલે છે, દાખલો આપે છે; પણ તેમના મનને તેની અસર થએલી આપણે જોતા નથી. ઘણાખરાને આપણે બોલતા સાંભળીએ છીએ કે ભાઈ, આજના જુવાનીઆનાં શરીર તકલેદી છે; તેમનાથી કાંઇ પણ કામ થતું નથી. ઘરડાઓના જેટલું બળ નથી, શરીરનું કદ પણ તેમના પ્રમાણમાં નાનું

ઇશ્વર જોઇએ છે ? ટેમરલેન જેવો આપખુદી કે નિયમ અને કાયદા પ્રમાણે ચાલનારો ? ઇંગ્રેજના રાજ્યમાં જે આપણને હુક છે તે કાયદા અને નિયમની જ છે. જેમ રાજ્યના કાયદા હોય છે તેમ શરીરના પણ કાયદા છે. ભજીઆં સારાં થયાં છે માટે વધારે ખાઇએ. પણ ભાઇઓ, પાચનના પણ કાયદા છે. જઠરનો એવો નિયમ છે કે કોઈ ખોરાક ખાધા

---

થતું જાય છે. તેથીજ આજકાલ એવું સાધારણ થઇ ગયું છે કે અઢી હાથનું માણસ કહીએ તોપણ ખોટું લાગે નહીં. અગાડીના વખતમાં એમ કહેતા કે તરત માઠું લાગતું હતું ને આજના વખતમાં તો ઉલટી શોભા ગણે છે. કેમકે જો કોઈ સ્ત્રી મોટી ને શરીરે મજબૂત હોય તો લોકો કહેશે કે એ તો કમાલીઆ જેવી છે. પણ વિચારતા નથી કે કમદૌવતવાળી સ્ત્રીની ખુબસુરતી શા કામની છે ? આપણા બાપદાદા અગાડી ઘણા મજબૂત શરીરના તથા વધારે આયુષ્યના હતા, ને આપણે કમદૌવતના ને થોડા આયુષ્યના થયા, તેનું કારણ આપણી મૂર્ખાઇ વગર બીજું નથી. આપણે જો પરદેશીઓની સાથે આપણા શરીરનો મુકાબલો કરીએ તો તેમની આગળ આપણે કશી ગણત્રીમાં નથી. એટલુંજ નહીં પણ આપણા દેશીની સાથે મુકાબલો કરીએ તો કચ્છી, સિંધી, પુરબીઆ ને પંજાબી આગળ આપણો શો હિસાબ છે? કહેવત છે કે "જેવું ખાય તેવું કામ કરે." આપણે દાળભાતના ખાનારા, આપણાથી શું થાય ? આપણાં શરીર આવાં ને ઉપર કહેલા લોકોનાં શરીર બળવાન્ કેમ, તે વિષે જો વિચાર કરીએ તો આપણામાં નાનપણથી લગ્ન કરવાનો ધારો છે, તેથી ઉમ્મરે પ્હોંચ્યા વગર સ્ત્રીપુરુષ સંસારના ખટલામાં પડેછે; તેમનાં શરીર ઘણાંજ નબળાં હોય છે. તેની સાથે બીજી ઘણી ખરાબ રસમો આપણામાં છે. જેમકે આપણા લોકો મિષ્ટાન્ન જમવા ઉપર ઘણી શ્રદ્ધા રાખે છે, તે એટલે સુધી કે જમવાનું આવ્યું તે મહા ખુશીનું કામ થયું એમ જાણી તે દિવસે ઘણાખરા ખાવાની કડાકુટમાં અધો વખત પડી રહે છે. તેમાં વળી લ્હેજતદાર પદાર્થ હોવાથી હમેશના નિયમ પ્રમાણે નહીં જમતાં વધારે જમેછે. તેવી રીતે ખાધામાં નિયમ વગર હોવાથી રોગ થાય, ને રોગ થવાથી શરીર બગડે તેમાં નવાઈ જેવું કાંઇ નથી. તે વિષે મને એક વાત યાદ આવી છે. તે એ કે અગાડીના વખતમાં રામશંકર જોશી ને ગોવિંદરામ શાસ્ત્રી બે જણ હતા. તેમાં એક દિવસ ગોવિંદરામ શાસ્ત્રી નાતમાં વધારે જમવાથી તેમનામાં ચાલવાની શક્તિ ન રહી તેથી તેમના જજમાને

પછી તેને પચતા છ કલાક થાય છે તેથી ખાધા પછી છ કલાકમાં બીજી વાર ન જ ખાવું. * * * એક વાર દાળ ઓરી હોય ને તે પછી અર્ધા કલાકે તરત બીજી ઉમેરીએ તો બેમાંથી એક પણ રંધાય નહીં, તે પ્રમાણે કોઠાને પણ આરામ આપવો જોઇએ. કેટલું ખાવું એનો પણ નિયમ હોય છે. કેટલાક તો ખાવાનું પચ્યું કે નહીં તે પણ સમજતા નથી.

---

તેમને ઘેર મેલવા પાલખી મોકલી. તેમાં બેસી શાસ્ત્રીજી ઘેર આવ્યા ત્યારે લોકે કહ્યું, વાહ ! ગોવિંદરામ શાસ્ત્રી બહુ જમ્યા છે. તે સાંભળી શાસ્ત્રી બોલ્યા કે બળ્યાં અમારા જમવાના જમવાનું તો રામશંકર જોશીનું ખરું, કે જમ્યા પાછળ પ્રાણ દીધાં. મતલબ કે હું તો એટલો અભાગ્યવાન્ કે પાલખીમાં બેસીને પણ આવી શક્યો ! તે પ્રમાણે ઘણાખરા અકરાંતિયાપણે ખાધાથી રોગને વશ થાય છે, ને પોતાનું આયુષ્ય ખરાબ કરેછે, તોપણ ખાધા ઉપર અભાવ થતો નથી. ત્રીજું કારણ, કસરત કરતા નથી. ગરીબ અથવા સાધારણ માણસોને અંગ-કસરત કરવી પડે છે ખરી, પણ તે નિયમસર નથી. મોટા લોકો તો કુસ્તી વગેરે મરદાની કસરતોને હલકી ગણેછે ને કહેછે, આપણે ખાનદાનના હોવાથી એવી અયોગ્ય કસરતો કેમ થાય ? એમાં પ્રતિષ્ઠા નહીં એવી રીતે હોવાથી તથા ગાડીઘોડે બેસવાનું મળવાથી તેમની પાચનશક્તિ ઓછી થાય છે, તેથી નિયમિત ખવાતું નથી. માટે તેઓ ઓછું ખાવામાં મોટાઇ માને છે ! કહેશે કે ભાઈથી તો શેરની એંશી રોટલી કરી હોય તેમાંથી દશ અગર પંદર જમાય છે. ત્યારે તે ઉપર વિચાર કરવો કે ભાઇના શરીરનું કૌવત કેટલું હશે. એવું હોવાથી તેમનાં શરીર ઘણાંજ તકલાદી થઈ જાય છે, ને જ્યારે દૈવયોગથી નબળી સ્થિતિએ પ્હોંચેછે ત્યારે ઘણું પસ્તાય છે. માટે મોટા લોકોને વાસ્તે કસરત ઘણી ઉપયોગી છે. પૂર્વ બાજુના શ્રીમંતો કસરત હમેશાં કરે છે. તેમાં તેઓ શરમ રાખતા નથી, તેથીજ તેમનાં શરીર ઘણાં સારાં હોય છે. વળી એકલા પુરુષને કસરત ઉપયોગી છે એમ નથી. સ્ત્રીને પણ ઉપયોગની છે. આ દેશની સાધારણ બાયડીઓને દળવાનું, ખાંડવાનું, પાણી ભરવાનું, રાંધવા વગેરેનું કામ હોય છે, તેથી તેમનાં શરીર સારાં રહેછે. પણ શ્રીમંતોની સ્ત્રીઓને તો મેડી ઉપરથી હેઠે ઉતરવું હોય તો ચાકરો તેયારજ જોઇએ, એથી તેમનાં શરીર એવાં થાય છે કે તેમને લગાર પણ જોર રહેતું નથી. તે એટલે સુધી કે ભારે ઘરેણાં પ્હેરે તોપણ તેમનું કોમળ શરીર કંતાઈ જાય છે. તેથી પરિણામે તેવી સ્ત્રીઓને સુવાવડમાં ઘણા રોગ થાય

પચવું એ કાંઈ સ્હેલ વાત નથી. અન્ન પચ્યું એટલે તેનું લોહી થઈ શરીરમાં ફરે છે. આ વાત છોકરાઓને ભણાવવી જોઇએ. શું ખાવું, કેટલું ખાવું, ને કયારે ખાવું તેના પણ નિયમ છે. રા. બા. નરસિંહલાલભાઈ તથા કેશવલાલભાઈ ખાવાપીવાના નિયમ પાળવાથીજ આટલું લાંબું જીવી શક્યા છે. હું અનુભવશાસ્ત્રથી કહું છું કે જ્યારે આપણે નિયમ પ્રમાણે વર્તીએ છીએ ત્યારેજ તેની ખુબી માલમ પડે છે. નિયમસરજ ભૂખ

---

છે. કેટલીક તેવો પ્રસંગ આવેછે ત્યારે મરણ પણ પામેછે. એવી રીતે કસરત ઉપર લક્ષ ન રાખવાથી માઠાં પરિણામ નિપજે છે. સ્ત્રીઓને કસરત આપવી અગત્યની છે. કેમકે કસરતથી શરીર સારૂં રહેછે. શરીર સારૂં રહે તેથી મન પણ સારૂં રહેછે. શરીરની કેળવણી સઘળાં કરતાં ઘણી જરૂરની છે. તે વિષે વધારે કહેવાની જરૂર નથી. આપણે જ્યારે એ યુરોપીઅનોની ઘોડાદોડ, શિકાર, પાણીમાં તરવાનું, બંદુક મારવાનું વગેરેની સરતો જોવા જઇએ છીએ ત્યારે ફક્ત આપણે એટલો જ સાર લઇને આવીએ છીએ કે ફલાણો જીત્યો ને ફલાણો હાર્યો; પણ વિચાર કરતા નથી કે એ સારૂં કે નઠારૂં. કેટલાક તો થોડી વાર વિચારી તરત કહેછે કે તે તો જુગટું છે; એ તો આપણા જુગાર રમે છે તેવું છે. પણ વિચારતા નથી કે તેઓને એ બાબતની ઘણી છીટ હોય છે, ત્યારે જુગાર રમવાનું કેમ કરે ? માટે તેનાં કારણ જો દીર્ઘદૃષ્ટિથી વિચારીએ તો તરત માલમ પડેછે કે એવી કસરતો હોવાથી શરીરને અને હુન્નરને કેળવણી મળેછે. આપણે પણ એવી કસરતો કરીએ તો આપણું શરીર વધારે કેળવાય. અગાડીના વખતમાં અહીંના લોકો બંદુક વાપરી જાણતા, લડાઇમાં કુશળ હતા, તથા સંકટ સહન કરવાની ટેવ પડી હતી; પણ આ સુધરેલા રાજ્ય પછી પોતાના બચાવની દરકાર રહી નથી, તથા જ્ઞાન-કેળવણીનો વધારો હોવાથી એ બાબતમાં એટલા અજાણ્યા થયા કે બંદુકનો ભડાકો સાંભળી થરથર ધ્રુજીએ એવી દશાને પ્હોંચ્યા છીએ. માટે આપણા શરીરને કેળવણી આપવાને, ગમત થવાને અને ઉશ્કેરણી આપવાને, નિશાન મારવા, ઘોડા ઉપર બેસવું એવી એવી કળાઓથી હોશિયાર થવું અતિ જરૂરનું છે; ને તેવા હુન્નરનો વધારો કરવાને જેમ જેમ તેવી સરતો નિકળે ને તે બાબત પૈસાવાળા ને વિદ્વાન આગેવાની કરે તો અહીં લોકો હોશિયાર નિકળે પણ ખરા. શ્રીમંતોના છોકરાઓને પણ યુરોપિયનોની રીતે ઘોડે બેસતા આવડતું નથી, એ કોઈથી પણ નાકબૂલ થાય એમ નથી. શરીરને નુકશાન થવાનું ચોથું કારણ ચિંતા છે. કહેવત છે કે "ચિંતાથી ચતુરાઈ ઘટે છે," ને તેથી શરીરનું રૂપરંગ બદલાઈ જાય છે, માટે ચિંતા

લાગે. જરૂરનું તથા ગુણકારીજ ખાવું જોઇએ. દેખ્યું એટલું ખાવું નહીં. લોકો આરિયાં રસ્તામાં ખાવા મંડી પડે છે, પણ ઇશ્વરી નિયમનો ભંગ થશે તો શિક્ષા થવાનીજ. ઇંગ્રેજના રાજ્યમાં પુરાવાની જરૂર

---

કરવી ન જોઈએ. પણ આપણાં રીતરિવાજ એવાં છે કે એવું સમજનારને પણ ચિન્તા થાય છે. જેમ કે બાપ મરી ગયો હોય કે બીજેજ દિવસે બારમું કરી નાત જમાડવાની ભાંજગડમાં પડે, છોકરો થયો કે પરણાવવાની, છોકરી પરણાવી તો તેના સાસરીઆની કુથલી એવી કે બસ ! આવી આવી ઘણી તરેહની ફિકરમાં ને ફિકરમાં આપણા લોકોનાં શરીર બગડે છે. સુધરેલા લોકોને પણ ચિન્તા તો થાય, પણ તેમની ચિન્તા સદાકાલ રહેતી નથી. આપણી ચિન્તાનો તો આડોઆંક. વળી ગરીબ હોય ને છોકરાં વધારે થયાં તેમનાં પેટ ભરવાં તેની ચિન્તાનું પુછવુંજ નહીં. કેમકે ભીખ માગે પણ પૂરું થાય નહીં. ઘણાખરા બ્રાહ્મણો અથવા માગણો વારંવાર ભીખ માગે છે ને કહે છે કે મહારાજ ! છોકરી પરણાવવી છે તે ૧૦૦ રૂપિયાનું કામ છે માટે એટલા કરી આપો તો સારૂં. એવા લોકોને ધર્માંધ લોકો પૈસા કરી આપે; પણ કહેતા નથી કે, ભાઈ, તને ત્હારા કુટુંબનું ભરણપોષણ કરવાની શક્તિ નહવી તો શા વાસ્તે સંસાર માંડ્યો ? એવી રીતે નાનપણમાં પરણાવી પોતે ચિંતામાં પડે છે ને સામા માણસને ચિંતામાં નાખી બોજા રૂપ થઈ પડે છે. વળી આપણી નિશાળોનાં હાલનાં ધોરણો એટલાં અઘરાં છે કે કુમળી વયના છોકરાઓ બિચારા સવારથી તે સાંજ સુધી ને રાતના બાર વાગ્યા સુધી અભ્યાસ જારી રાખે છે; તેથી તેમનાં શરીર કંતાઇ જાય છે. તેમાં વળી હાલના કેટલાક કેટલાક માસ્તરો પરીક્ષકનું કામ કરતા હોય તો મોટી મુશ્કેલી પડે એમાં નવાઇ નથી. કેટલાક શિક્ષકો શિક્ષાપદ્ધતિ પ્રમાણે કામ કરતા નથી. ફક્ત છોકરાને પરીક્ષક જેમ તપાસે તેમ પાઠ તપાસી લે. તેને આપે છે તે પાઠ સઘળો ઘેર તૈયાર કરવો પડે છે, ત્યારે તે છોકરાં દીર્ઘાયુષી શી રીતે થાય ? જો આવીજ રીત જારી રહેશે તો મને લાગે છે કે અગાડીના લખનારાઓનાં ભવિષ્ય સાચાં પડશે, કે માણસનો આવરદા ઘટતો જશે. હાલ ચાલતી રીત પ્રમાણે ચાલે છે તેમ ભણાવવાની રીત આવી ને આવી રહે તો છેવટ જતાં ૩૦ વરસનો આવરદા થાય તેમાં નવાઈ નથી.

( હિમાભાઇ ઇન્સ્ટિટ્યૂટ લેક્ચરહૉલમાં " દેશીઓનાં શરીર " વિષે તા. ૨૮-૮-૧૮૭૪ ના રોજ આપેલું ભાષણ; હિતેચ્છુ, તા. ૧૦-૯-૭૪. )

છે, પણ ઈશ્વરને ત્યાં નથી; ત્યાં તો સાક્ષાત્ શિક્ષા થાય છે. બીજી વાત ચાવીને ખાવાની છે. કોઈને અપમાન લાગશે કે શું અમે ચાવ્યા વગર ખાતા હોઈશું? પણ છે એમજ. સોએ પંચોતેર બરોબર ચાવતા નથી; તેમાં વખતનો દુરુપયોગ થતો તે ગણે છે. વળી એક ગૃહસ્થ કહેતો હતો કે ભાત તે વળી ચવાતો હશે? પણ ભાઈ, એ મરી ગયો પણ અતિસારથીજ. ચાવવું એ તો એક વિદ્યા છે. છોકરાંને તે શિખવવું અને તે કરી બતાવવું જોઈએ. ગ્લૅડસ્ટન એક કોળીઓ ચાલીશ વાર ચાવતો અને આપણા માનવંતા કેશવલાલ સાહેબ પણ એ નિયમ પાળે છે. આખો દાણો પેટમાં જાય તેથી નુકસાન થાય છે. રસ થઈને જાય તોજ લોહીમાં જાય, અને ચાવીએ તોજ થુંકના પદાર્થ સાથે મળી રસ થાય છે. આ શરીર સાચવવાના નિયમો કાંઈ ગુહ્ય નથી; રસ્તામાં પડયા છે. નિદ્રા પણ નિયમસર જોઈએ. મનની શાંતિ જોઈએ. તે સ્વપ્ના વગરની જોઈએ. શરીર ને મન જોડાયલાં છે તેથી મનની શાંતિ હોય તોજ ખોરાક પચી શકે છે. એકાગ્ર ચિત્ત કરશો તો શાંતિ મળશે. એક વાર કરી જુવો ને ફાયદો પડે તો રાખો; ખોટું હોય તો ફેંકી દેજો. ધર્મની આસ્થાથી મનની શાંતિ મળશે. હું આ ધર્મ ખાતે નથી કહેતો, જડ દૃષ્ટિથી કહું છું. જેટલું પચવશો તેટલુંજ તમારૂં, અને વ્યાયામ—કસરત કરશો તોજ પચશે. ઘરમાં કોઠીઓ ભરેલી હશે પણ તમે મહેનત કરશો એટલુંજ ખાઇ શકશો. મજુરિયાત વર્ગ બશેર ત્રણ શેર ખાઈ જાય છે, પણ આપણા બૈરાંને તો મહેનત કરતાં નાનમ લાગે છે ને તેથીજ ખાઇ શકતા નથી. પરિણામ એ આવે છે કે કાં તો કસુવાવડ થાય છે કે પછી પોતે મરે છે, અથવા વંધ્યા રહે છે. શ્રમનો અભાવ એ આપણી નાતની પડતીનું મોટું કારણ છે ને આપણે બધા એમાં દોષવાન્ છીએ. મ્હારા સગામાંથી જેઓ ઘરકામ કરે છે તેઓને દશ દશ છોકરાં થયાં છે ને સિત્તેર સિત્તેર વર્ષ સુધી જીવે છે; કારણ કે એઓ કામ કરતા હતા. અત્યારે તો નાની છોકરીઓને હિસ્ટીરયા થાય છે. માટે ભાઈઓ, નિયમ પાળશો તો સુખી થશો. મહેનત કરશો તો જ સુખી થશો, નહીં તો દુઃખી થશો. બધી મહે-

નત સરખીજ છે. ટોપલો ઉપાડો તો ગેરઆબરૂ ને ગોળ ઉપાડો તે સારૂં એમ હોય નહીં. મ્હારા બાપના કાકા ગોરધનકાકા અલીણેથી અમદાવાદ સુખડી ને લોટો લઈ ચાલતા આવતા અને સાંજના વાળુ વખતે કામ પરવારી અલીણે જતા. અત્યારે તો આપણું–Standard–ધોરણ બે માઇલને સુમારે છે. અસલના લોકોમાં લાડુ પણ ડઝનથી ઓછા ન ખાય એવાને જાતે જોયલા હશે એવા પણ અહીં હાજર હશે. આપણે અત્યારે સ્વરાજ્યના અને લશ્કરમાં રહેવાના હક માગીએ છીએ પણ શારીરિક લાયકાત પ્હેલાં મેળવવી જોઇએ. ' કેમ્પ ફોલોઅર ' તરીકે પણ કોઈ આપણને રાખશે નહીં. આપણા ઘરડાઓએ તો ધાડો પાછી વાળી છે ને આપણે તો ભય હોય તો પોલિસપાર્ટી માગીએ છીએ! આટલું શ્રમ વિષે કહ્યું. આ અગત્યની વાત છે. બૈરાંનાં સંબંધી મને ઘણું લાગે છે. બૈરાં ગયાં તો નાત જશે. પુષ્કરા ગયા ને સાકોદરા જવા બેઠા છે. માટે ચેતો. બૈરાંઓની બુદ્ધિ થોડી છે. ખોટી બુદ્ધિ ખસેડવી તે આપણું કામ છે. ગમે તે રસ્તે શ્રમ કરાવો. ઘરકામ કરે કે પ્રદક્ષણા કરે કે નમસ્કાર કરે કે ઠાકોરજી રમતો રમે તેમાં મ્હારે વાંધો નથી. પણ ગમે તે રીતે શ્રમ કરાવો. હવે એક ગંભીર વિષય ઉપર મ્હારે બોલવું છે. આપણો આ ભાઇભાંડુનો મેળાવડો છે એટલે હું એ કહેવામાં વાંધો ગણતો નથી. લગ્ન એ આપણામાં ફક્ત વિષયવાસના માટે નથી. પ્રજા શી રીતે સારી થાય તે જાણવું જોઇએ. **આચાર અને સદ્‌ગુણ કાયમ રહે માટેજ લગ્ન છે.** ઋતુમાં જ સંગ કરવો. પશુવત્ આચરણ કરવું નહીં.

## ૪. ઉપસંહાર.

**ભાઇઓ,**

આપે જે માન મને આપ્યું છે, અને જે વિશેષણો મ્હારે માટે વાપર્યાં છે તેને માટે હું લાયક નથી. હું કાંઈ બહુ વાંચન કરેલો વિદ્વાન્ નથી. છતાં મ્હારા મનમાં ઘણા કાળથી જે વિચારો રમી રહેલા હતા તે મ્હારા ગત થતાં પ્હેલાં, આપ કે જેઓ મ્હારા અંગતું અંગ છો,

લોહીનું લોહી છો તેમની આગળ દર્શાવવાનો જે લાભ આપ્યો છે તેને માટે હું આપનો અત્યંત ઉપકારી થયો છું. * * * સાંસારિક પ્રશ્નોમાં લૉર્ડ મોર્લીના Impatient Idealist-- અધીરા અવ્યવહારૂ ન થાઓ. વ્યવહારુ બનો. શું બને તેવું છે ને શું નહીં તેનો વિચાર કરો. દુનિયામાં તો ઘણાયે વિષયો પડ્યા છે, પણ સમય બાધિત છે. માટે પ્હેલું કયું કરવું ને પછી કયું તે બધું ગોઠવવું જોઇએ. * * * તોતેરની+ સાલથી બાળલગ્નનો વિષય ચર્ચાય છે અને લાલશંકર તથા નવલરામભાઇએ Pledges સોગનો પણ લેવડાવ્યા, પણ તે વખતે કાંઇ વળ્યું નહતું. અને હાલમાં તે થઇ ગયું છે. ફળ કાળેજ પાકે છે. આ ઉપરથી એમ ન સમજતા કે ઘરડાઓ છટકી જવા માગે છે. હું એમ નથી કહેતો કે પ્રયત્ન નજ કરવા, લોકોને ન જ સમજાવવા. પણ અત્યારે શું બને તેવું છે તે પ્રથમ વિચારવું. ઇશ્વર સાકાર છે કે નિરાકાર, ધર્મ કયો સારો છે, એવા વિષયોનો અત્યારે સમય નથી. આવરદા ટુંકો છે. કાર્ય ઘણાં છે. તમારી દશામાં હું આવી ગયેલો છું; થનથન પણ ઘણું કર્યું છે. પણ હવે હું એવા નિર્ણયપર આવ્યો છું કે Least Resistance માગે કામ કરો. થોડી અડચણ હોય ત્યાં પ્હેલાં જવું. બધીએ બાબતો જવા દઇ જો ફક્ત આપણી નાતમાં જુવાનોનું મોત ન થાય એટલુંજ કરશો તો હું તમારો સાત જન્મનો ઉપકારી થઇશ.

## ( ૩ )*

## જૂના રીતરિવાજો.

આપણામાં બે જાતનું માનનારા લોકો હોય છે. પ્રારબ્ધવાદી અને કર્મવાદી. હું કર્મફળવાદને માનું છું. પાડોશી, પિતા, માતા, રાજા,

* ૧૮૭૩.

+ તા. ૩-૯-૧૯૧૧ ના રોજ અમદાવાદની બ્રહ્મક્ષત્રિય એસોસીએશનમાં રા. ચિમનલાલ જે. સ્વામીનારાયણે "જૂનાં શાસ્ત્રોનાં પુસ્તકો ઉપરથી નિકળતા આપણા રીતરિવાજો" એ વિષય ઉપર આપેલા ભાષણ વખતે કરેલું વિવેચન.

દેશાજન વગેરેનાં કર્મનાં ફળ આપણે ભોગવવાં પડે છે; દેહના રક્ષણથી દીર્ઘાયુષી થવાય. દેહ જાળવવા માટેના નિયમ બ્રહ્મચર્ય, સારો ખોરાક, શુદ્ધ જીવન વગેરે બરોબર પળાય તો ૮૦-૯૦ વર્ષ સહજ જીવાય†. ઓછું જીવે તે કાં તો નિયમ ભંગથી કાં તો અજ્ઞાનથી. **વૃદ્ધિ અને ક્ષય એ સામાન્ય નિયમ છે; પણ ક્ષય આપણે આઘો ઠેલી શકીએ.** નિયમ પળાય તો અમૃત જેવા છે, અને તેના પાલનથી મોતને ઠેલી શકાય; માટે નિયમ જાણવા જોઇએ. પણ એકલા જાણીને બેસી ન રહેવું. જાણીને તે પાળવા જોઇએ. જેમ કોઇ માણસ પૈસાદાર કેમ થયો તે આપણે તપાસીએ છીએ, તેમ કોઇ લાંબું કેમ જીવ્યો તે પણ તપાસવું જોઇએ. જોતાં જણાશે કે જે અધીરા નથી થતા, ગુસ્સે નથી થતા, અને શાંતિ જાળવે તેવા હોય છે તે જ લાંબું જીવે છે. જન્મથી મજબૂત હોય તેના કરતાં નબળો પણ નિયમ સાચવનારો માણસ લાંબું જીવે. મેં હમણા "Science of a New Life" એ નામની ચોપડી વાંચી છે; એમાં પણ એવુંજ લખેલું છે. કંઇ થાય તો પોતાનો વાંક પહેલો જોવો. કોઈ કહેશે કે હવા બગડયાથી શરદી થઇ. હવા બગડી તો ફરવા જવું નહતું. વધારે વસ્ત્ર પહેરવાં હતાં. શરદી થાય તો આપણો વાંક. પિંડનાં પણ શાસ્ત્ર છે તે જાણવાં જોઇએ.

આશ્રમધર્મની ઉમ્મરો હાલ પણ કામ લાગે તેવી છે. અભ્યાસમાં પચીસ વર્ષ થાય. પચીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવાનું હાલ પણ બધાને અનુકૂળ છે. છોકરાને એકલો કુંવારો રાખવો એમાં શું વળ્યું? એવા તો ઘણાએ નુકસાનકારક કામ કરે અને એવા વાંઢા તો ગામમાં ઘણાએ રખડે છે. એકલો કુંવારો રાખવો એટલુંજ નહીં, પણ આ કાળમાં નીતિ-

---

† You may think it extravagant that I *wish* to live up to ninety. As far as resolution and living up to it can do it, I will try and do my even now to attain that age.

(From a letter to Dr. Sumant; 15-6-1913.)

મય અને વિદ્વાન્ બનાવવો જોઇએ. આને વાસ્તે માતા સારી જોઇએ. પણ ઘણા કાળથી માતાઓ અજ્ઞાન હોવાથી એકદમ જોઇએ તેવું પરિણામ નહીં આવે, પણ ધીમે ધીમે થશે.

ઉપનયન એટલે ગુરુ પાસે લઇ જવો, અને યજ્ઞોપવીત એટલે યજ્ઞને માટે લાયક કરવો. આ વખતે પિતા તેમજ આચાર્ય–બન્ને મંત્ર કહે છે, માટે ભણાવવાનું કામ બન્ને જણાનું છે: એકલા ગુરુનું કામ નથી. જે માબાપ નાનપણથી છોકરાને ભણાવવા તરફ તપાસ રાખે છે તે છોકરા સારા ઉઠે છે. આના દાખલા ગોપાળરાવ હરિ, વડોદરાના દિવાન કેરશાસ્પજી, વગેરે પરથી મળી આવે છે. ઉપાધ્યાય ભાડુતી હોય તે કંઇ સારૂં ભણાવી શકે નહીં. ગોખાવે કે રમાડે અને કેટલીક વખત તો અપલક્ષણ શિખવે. માટે માબાપથીજ શ્રેષ્ઠ સંસ્કાર અપાય. નીતિ કે બુદ્ધિના સંસ્કાર ભાડુતી ભણાવનારા આપી શકે નહીં, માટે પિતાનો ધર્મ છે કે તપાસ રાખવી. **વંશ તો પશુ પણ રાખે છે. સારી પ્રજા થાય તે જ વંશ.** "Nation" પ્રજા બાંધવાની વાતો કરો છો, પણ દરેક જણ સારો તોજ "Nation"–પ્રજા સારી થાય.

વિદ્યાભ્યાસની શ્રેણી લાંબી છે, પણ તે હાલમાં ટુંકી થવા માંડી છે. તે સદ્‌ભાગ્ય છે કે દુર્ભાગ્ય તે તો કોણ જાણે? ખરચની બાબત પણ એવી જ છે **છોકરાંઓએ પોતાનો વિચાર કરીને કે માબાપની દયા ખાઇને ખરચ ઓછાં કરવાં જોઇએ.** કૉલેજમાં ટોપી પણ Regulation Cap–કાળી ટોપી; કોટ પણ તેવાજ, ધોળા નહીં. સ્વદેશીની વાતમાં વાળીઓ પાડો છો, પણ આલપાકાના કોટ પ્હેરો છો એ વાત તો ધ્યાનમાં રાખવા જેવી છે. હું કંઇ લંગોટી પ્હેરીને જવાનું કહેતો નથી, પણ સાદા થવાનું કહું છું. હું તમને શેઠ ચીનુભાઇનો દાખલો આપી શકીશ. તે કેવા સાદા છે? સાદા થવામાં આબરુ નહીં જાય. એ મોટા કરોડપતિ છે, અને આબરુ જશે તેને માટે હું જવાબદાર છું. **गुणाः पुजास्थानं गुणिषु न च लिंगं न च वयः ॥**

વિવાહના વાતમાં અમારી ન્યાતની ઉમ્મર અનાયાસે વધી છે. ભાષણ-

કર્ત્તાઓ અમને જશ આપ્યો તેને માટે અમે યોગ્ય નથી. એ તો હુંડી વટાવવા માટે છે. જો છોકરાને મોટો કરીએ તો વધારે રૂપીઆ મળે છે! પૈસા મળે છે તે માટે લગ્નની ઉમ્મર અનાયાસેજ વધી છે.

સ્ત્રીઓના સુખની હું તરફેણમાં છું. પણ સુખ એટલે શું? કોઇ કહે છે કે કામ ન કરવું તે સુખ માટે! એ બાબત ભણેલાઓ વિચાર કરશે? મા કે સાસુ વહુ પાસે પાણી ભરાવે, અને ભણેલો ધણી કહેશે કે કહેશો નહીં, કહેશો તો હું કુવે પડીશ! માટે આનો નિર્ણય કરવો. **હિસ્ટીરિયા થાય, સુવાવડમાં તાવ આવે ને ડાકટર તો રોજના, એ સુખ નથી.**

સરકારે તો સારામાં સારૂં કામ લેવા માટે પેન્શનની ઉમ્મર ઠરાવી છે, અથવા તો નીચેના અમલદારોને પ્રમોશન મળે અને તેમનામાં અસંતોષ ન ફેલાય એ માટે તે રાખવામાં આવી છે. વાનપ્રસ્થ લીધા પછી તરત ઘણા મરી જાય છે તે પણ તપાસવું જોઇએ. નિયમનો ભંગ પણ એક કારણ છે. વળી કેટલાક તો પેન્શન લીધું કે દિલગીર થાય છે કે માન ગયું! હવે કોઇ સલામ નહીં કરે! રંડાયા! પણ સમજવું જોઇએ કે લોકો હોદ્દાને સલામ કરે છે. લોકો તને સલામ કરે કે ત્હારી જગાએ નવો આવ્યો તેને કરે? બેને શી બાબત કરે? એ તો એ જગાએ બેસનારને માન છે. હોદ્દો છોડયા પછી માનની અકાંક્ષા રાખે એજ ભૂલ. શું કરવું એ પેન્શન લીધા પછી સૂઝતું નથી. અને વખત નથી જતો તેથી પણ પેન્શનર વહેલા મરી જાય છે. માટે એમણે તો પોતાના અનુભવનો લાભ લોકોને આપવો જોઇએ. **લોકનું અનેક રીતે ભલું કરવું તેથી પણ લાંબું જીવાશે.**

સન્યાસમાં તો બધોજ સમય લોકકલ્યાણમાં ગાળવો જોઇએ. હાલમાં બધા સંન્યાસીઓ અધ્યયન કરે છે તે પણ સારૂં છે. પણ તે કરતાંયે પોતાના વિદ્યાનો લાભ બધાને આપે તો વધારે સારૂં. વિવેકાનંદે વિદ્યાનો લાભ બધાને આપીને કેટલું સારૂં કર્યું?

આજના ભાષણ ઉપરથી બધા જોશો કે ઘરડા એટલા બધા ગાંડા નહતા. કોઇ કહે કે તમારૂં આ ખોટું, ફલાણું ખોટું, ત્યારે એટલુંજ કહેવું

કે અમારા ઘરડા વદન તો મૂર્ખાં નહીં હોય. જ્યાં લગી કોઇ માણસ અપરાધી સાબિત થાય નહીં ત્યાં સુધી તેને નિરપરાધી ગણવો એવું કાયદામાં છે. એજ પ્રમાણે જ્યાંલગી હિંદુઓનો કોઇ પણ રિવાજ ખોટો છે એમ સાબિત થાય નહીં ત્યાંસુધી એમ યાદ રાખવું કે ઘરડા કંઈ મૂર્ખ નહતા. પછી કોઇ રિવાજ માફક નજ આવે તો તે બદલવા. હાલમાં કેટલીક મંડળીઓ તો હિંદુ રિવાજોને ગાળો દેવાનેજ ઉભા થઈ છે. "સ્પેન્સરે એમ લખ્યું નથી" કે "મિલ એમ કહેતો નથી" માટે ખોટું છે, એમ ધારવું ખોટું છે.

( ૪ )*

## સ્ત્રીઓને ઉપદેશ.

આપણા દેશના રિવાજનું જે લોકને પૂરેપૂરું જ્ઞાન નથી એવા અણજાણ લોક એમ કહે છે કે હિંદની સ્ત્રીઓનું જીવતર ઘણું દુખિયારૂં ને કષ્ટનું છે, ને સ્ત્રીજાતની ખરેખર હિંદમાં તુલના નથી. આ કહેવું ખોટું છે.

હિંદના શાસ્ત્રોમાં સ્ત્રીને ઘણું ઊંચું પદ આપ્યું છે. બીજા મુલકના લોકો સ્ત્રીને 'Partner' એટલે સંસારમાં પાંતીદાર કે ભાગીદાર કહે છે. તેઓ, માત્ર વેપારી વેપારીમાં જેમ ભાગીઆ હોય છે, તેમ સ્ત્રીપુરુષ ઘરસંસારમાં ભાગીઆ છે એમ માને છે. હિંદુશાસ્ત્રમાં સ્ત્રીને અર્ધાંગના માનેલી છે, એટલે પોતાના પતિનું સ્ત્રી અર્ધું શરીર છે એમ ગણેલું છે. **અંગ્રેજોની ભાવના કેવળ સ્થૂલ, જડ અને જગતના હલકા વ્યવહારને ઘટે તેવી છે. આપણા આર્ય લોકની ભાવના ઘણી ઉચ્ચ, આધ્યાત્મિક અને સંસારને આનંદમય કરે એવી છે.** આપણે આર્યો આગળ ઘણા સુધારેલા, વિચારશીલ અને જ્ઞાની લોક હતા. તે વખતે યુરોપના ઘણા આર્યો, જંગલીજાટ જેવા નાગા જંગલમાં બટકતા હતા. આ વાતો કહેવાનો હેતુ એ છે કે

* મુંબાઈના ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ સન્મુખ કરેલું ભાષણ; "પ્રજા બંધુ," તા. ૨૨-૩-૧૯૦૮.

**હાલની દુર્બલ સ્થિતિનું કારણ આપણી પુરાતન ભાવનાઓ અને મનોરથોથી આગણે ભ્રષ્ટ થયા તે છે.** જો આપણા પૂર્વની ઉંચાઇએ પાછા આપણે ચઢીએ અને સ્ત્રી તથા પુરુષ પાછાં પૂર્વ જેવાં સત્યવાદી, ધર્માનિષ્ઠ ને દેશાભિમાની થાય તો આપણો ઉદય પાછો ઝટ દઇને થાય ને પૂર્વની ઉન્નત દશાએ પાછા આપણે જઇને બેસીએ. આવી ઉજળી દશા લાવવી આપણા હાથમાં છે, એટલે જો આપણે આગળના જેવા ધર્મનિષ્ઠ થઇએ તો એ રળિયામણો દિન પાછો આપણા ઘર ઉપર પ્રકાશશે. ધર્માનિષ્ઠ થવું એ સઘળી જાતનાં સુખનો, સઘળી જાતની આબાદીનો, સઘળી જાતની રેલછેલનો પાયો છે. **ધર્મ શબ્દથી માત્ર જૂદાં જૂદા ઇમાન સમજવાનાં નથી. પણ જગતમાં રહીને જે જે સત્ય આપણે સમજવા લાયક હોય તે સમજવું, આચરવા યોગ્ય હોય તે આચરવું, કહેવું તેવું કરવું, બોલવું તેવું પાળવું, સદ્‌વસ્તુને ગ્રહણ કરવી, અસદ્ વસ્તુને ત્યાગવી, એવો અર્થ એ બોલનો કરવાનો છે.** જગતમાં જન્મ લઇને સર્વને પોતપોતાનું આ લોક સારૂ ને પરલોક સારૂ કાંઇ કાંઇ કરવાનું હોય છે. હવે જો આપણે બધા પોતપોતાનું કરવાનું કામ એક ચિત્તથી, એક ભાવથી ને શુદ્ધ ભાવનાથી કરીએ તો આપણું અત્રે જીવવું સફળ થાય છે, નહીં તો આપણું જન્મવું વ્યર્થ છે.

સંસારના બંધારણ પ્રમાણે છોકરાંને અમુક વય લગી ઉછેરીને મોટાં કરવાં, તેમને નિરોગી ને સાજાંતાજાં બનાવવાં, તેમની બુદ્ધિને વેલાની પેઠે સારે રસ્તે ચઢાવવી, તેમની મનકામનાઓને સારે માર્ગે દોરવી, અનીતિનાં દુર્ગંધી માર્ગનો તેમના મનમાં અગમો કરાવવો, ને દેશભક્તિ તથા સ્વદેશસેવાના મોટા ધાર્મિક પંથ ઉપર તેમને નાનપણથી વાળવા- આ બધું સ્ત્રી જાતનું મોટું કર્તવ્ય છે. **સ્ત્રી એ જગતની માતા છે ને પરમાત્માએ સૃષ્ટિની પ્રથમ ઉત્પત્તિને સ્ત્રી પાસે જાળવવા ને ઉછેરવા સોંપી છે.** આ વાત પ્રત્યેક નાની કે મોટી સ્ત્રીએ અહર્નિશ સ્મરણમાં રાખવી. આપણે નાનાં બાળકને જેવાં કરીશું તેવો સંસાર થશે, ને આપણા દેશની ભવિષ્યની ચઢતી કે પડતી કરવી

આપણા હાથમાં છે, એનું હરેક સ્ત્રીએ સાચું અભિમાન રાખવું. હિંદની બધી સ્ત્રીઓ જો પરમાત્માની પ્રેરણાથી એકી વખતે એવું ધારે કે આપણા દેશને આપણે એક પેઢીમાં ઉત્કૃષ્ટ બનાવવો છે તો તેઓ તેમ કરવાને શક્તિ ધરાવે છે તેઓનામાં એટલું બળ છે. તે બળ વાપરવાનો માર્ગ તેઓ સમજે ને તેનો ઉપયોગ તેઓ કરે તો આખા મુલકમાં લીલાલ્હેર ને જયજયકાર થઇ જાય.

સ્ત્રીઓનું પ્રથમ કર્ત્તવ્ય એ છે કે પોતાના બાળકને નિરોગી થાય તેવી રીતે ઉછેરવાં. આ વાત એક રીતે ઘણી સ્હેલી છે. ઘણી વાર માથી પથ્ય પળાતું નથી ને ન ખાવાનું મા ખાય છે, તેથી બાળક માંદાં પડે છે. માએ છોકરૂં ધાવતું રહે ત્યાં લગી શું ખાવાથી ને કરવાથી છોકરૂં સારૂં ને નિરોગી થશે તે ઉપર જ લક્ષ રાખી પોતાનું ખાનપાન તથા આચરણ કરવું જોઇએ. સુવા બેસવાનું તથા હરવા ફરવાનું પણ તે બચ્ચાંના કલ્યાણ ઉપર નજર રાખી કરવું જોઇએ. શરદી કે ભેજમાં સુવા બેસવાથી બાળક માંદાં થાય છે, તે વાત ભૂલી ન જવી જોઇએ. વળી વસ્ત્ર વગર રહ્યાથી બાળકને ગરમી કે થંડી લાગવાથી ઘણા વિકાર થાય છે નાનાં છોકરાંની માવજત કે બરદાસ્ત કરવા સબંધી જે નાનાં પુસ્તકો હાલ પ્રકટ થયાં છે તે અવશ્ય કરીને બધી સમજુ સ્ત્રીઓએ વાંચવાં જોઇએ. વાંચીને તે પ્રમાણે આચરીએ નહીં તો તે વાંચ્યું ને ન વાંચ્યું સરખું છે.

સ્ત્રીઓએ પોતાનાં બાળકને ઉછેરવાના જ્ઞાનની જોડે પોતાનું શરીર પણ સારૂં રાખવાની કળા શિખવી જોઇએ. હરકોઇ માણસ ધારે તો પોતાનું શરીર સારૂં રાખી શકે છે, એ વૈદકશાસ્ત્રનો સિદ્ધાન્ત છે. અનુભવથી એ સિદ્ધાન્ત ખરો પડે છે. કોઇ પણ સ્ત્રી કે પુરુષ ધારે તો તંદુરસ્તીમાં રહી શકે છે. જ્યાં માણસનું જ્ઞાન પ્હોંચી શકતું નથી એવા કેટલાક ઉડતા કે બીજા રોગની વાત બાજુએ રાખીએ તો સ્ત્રી કે પુરુષ દીર્ઘાયુષી થઇ શકે છે. શરીર જાળવવાના નિયમ થોડા ને ઘણા સ્હેલા છે.

પ્રથમ તો, શરીરને નાહી ધોઇને બહુ શુદ્ધ રાખવું જોઇએ. આપણા સુભાગ્યે હિંદુ ઋષિઓએ આ નિયમ શાસ્ત્રમાં નાખવાથી એ વિષે હિંદુ-સ્ત્રીઓને બહુ કહેવાની જરૂર નથી. શરીરને શુદ્ધ રાખવું, તેમ ગંદીમલિન

જગાએ આપણે જવું ના જોઇએ, ને બનતાં લગી રહેવાનું ઘર શુદ્ધ પોળ કે મહેલ્લામાં કે ચાલીમાં રાખવું. શુદ્ધ ચોખ્ખી હવામાં બને તેટલું ફરવું ઉઠવું તથા બેસવું માણસના શ્વાસથી આખો દહાડો હવા બગડે છે, માટે માણસની ઘણી ભીડ હોય ત્યાં બનતાં લગી રહેવુ નહીં. ગમે તેમ હોય તોપણ પ્રયાસ કરી દરરોજ ખુલ્લી હવામાં બને તેટલો કાળ ગાળવો. ઘણા ખરા હિંદુઓનું ખાવાનું ઘણું શુદ્ધ હોય છે, માટે એ સંબંધી લંબાણ બોલવાની જરૂર નથી. પણ ખાવાનુ નિયમસર રાખવું જોઈએ. આપણને કેટલું પચે છે તે અનુભવથી નક્કી કરી તેટલુંજ ખાવું. એક વાર ખાધેલું પચ્યા સિવાય બીજી વાર ખાવું નહીં. શરીરમાં બંધકોશ થવા દેવો નહીં ને થવા માંડે એટલે સુખરેચ લઇ લઇ પેટનો મળ કાઢી નાખવો. ઘણા લોકો મીઠું કે સ્વાદિષ્ટ ખાવાનું મળેથી આંખો મિંચીને પેટ દાબીને ખાય છે. આ મોટી ભૂલ કહેવાય. ગમે તેવું સ્વાદવાળું ભોજન હોય તોપણ આપણે ખાતા હોઇએ તેટલુંજ ખાવુ જોઈએ. આ નિયમ ઘણો અગત્યનો છે. **સ્વાદ ન લાગે તોએ શું થયું ! આપણે સ્વાદ વાસ્તે ખાતા નથી, પણ શરીરના પોષણ વાસ્તે ખાઇએ છીએ.**

આ ઉપરાંત બીજી એક ઘણી મોટી જરૂરની વાત યાદ રાખવાની એ છે કે શરીરને ઘટતી મહેનત મળે તોજ ખાવાનું પચે છે, નહીં તો પચતુંજ નથી. ન પચવાથી બે પરિણામ થાય છે. એક તો ધીમે ધીમે ભૂખ ઓછી લાગે છે, ને આહાર ઓછો થાય છે. તેથી સ્ત્રીઓ તથા તેમની પ્રજા ઘણી નિર્બળ થાય છે. મહેનત ન કરતાં છતાં, વગર વિચારે ખાવાનું એનું એ જો કાયમ રાખવામાં આવે છે તો અન્ન બરાબર ન પચવાથી ઘણા રોગ થાય છે. **ઘણા રોગનું મૂળ ખોળવાને બેસીએ તો અપચાને ઘેર તે નિકળશે.** મહેનત કરવામાં કંઇપણ ગેરઆબરુ કે લાંચ્છન નથી. માણસના નસીબમાં જન્મથી મહેનત લખેલી છે. **દુનિયામાં જેટલું બધું દ્રવ્ય છે તે બધું મહેનતથી બનેલું છે.** વ્યવહારિક મહેનતથી શરીરમાં હોશિયારી ને જોશ રહે છે, ચાલાકી આવે છે ને મિજાજ ખુશ રહે છે. અતિશય મહેનતની વાત જૂદી છે, પણ તેમ

કરવાની જરૂર નથી. શરીરના રક્ષણ અને પોષણ સારૂ મધ્યમસર મહેનત થાય તો બસ છે. માટે દરેક સ્ત્રીએ કાંતો ઘરધંધાની કે તે નહીં હોય તો બીજી રીતની શરીર ખમી શકે તેટલી મહેનત કરવી જોઇએ. યાદ રાખવું કે મહેનત વગર રોટલો નથી. જે ગરીબ હોય છે તેને શરીરના પોષણને મેળવવાની મહેનત કરવી પડે છે; તેથી ગરીબનું શરીર સારૂં હોય છે. સારી સ્થિતિવાળાને ભૂખ લગાડવાને ને અન્ન પચાવવાને મહેનત કરવાની આવશ્યકતા છે. નાનાં બચ્ચાં એટલી બધી વાર હાથ પગ હલાવે છે ને એ ત્રણ વર્ષ લગી એટલી બધી ચંચળતા બતાવે છે કે તેમને ખાસ મહેનતની જરૂર નથી. પરંતું તેમને સારી હવામાં બનતાં સુધી રાખવાં જોઇએ. વળી તેમની ચંચળતાને કોઇપણ રીતે અટકાવવી જોઇએ નહીં. એ હાલચાલથી બચ્ચાંનું શરીર સારૂં રહે છે એટલુંજ નહીં પણ તેનો ખોરાક પચે છે, અવયવ જબરા થાય છે, શરીર પોષાઇને મોટું થાય છે, ને તેની ઇંદ્રિયો તથા જ્ઞાન વધે છે. એવાં બચ્ચાં પોતાની જાતને કંઇ નુકસાન ન કરે ને પડે આખડે નહીં તે માટે તેમનાપર નિરંતર નજર રાખવી જોઇએ, પણ તેમની ચંચળતાનું કદી રોકાણ કરવું નહીં. આપણા કરતાં બચ્ચાંને ઠંડી ને ગરમાની અસર ઘણી વ્હેલી થાય છે, માટે બનતાં સુધી તેમના અંગ ઉપર વસ્ત્ર આપવું જોઇએ. બચ્ચાંના રોગ સમજવા જેટલું જ્ઞાન બૈરાંએ મેળવવું જોઇએ, ને રોગ અટકાવવા સારૂ થોડે દહાડે હરડે કરિયાતાં વગેરેનો ઘસારો તેમને પાવો જોઇએ. તેમ તેમને ઉના પાણીથી ઋતુ પ્રમાણે નવડાવી તેમને શરીરે તેલ પણ ચોપડવું જોઇએ.

સર્વ સન્નારીઓએ ઘરધંધાથી પરવાર્યા પછીનો નવરાશનો વખત સારી રીતે કાઢવાની કાળજી રાખવી જોઇએ. પારકાની નિન્દા કરવાથી કે નકામી કુથલીથી બને તેટલાં અળગાં રહેવું જોઇએ. પરાઇ નિન્દાથી આપણને કાંઇ ફળ નથી. તેથી ઘણીવાર કલેશ ને ટંટા થાય છે. પારકાં છિદ્ર જોવાથી આપણી બુદ્ધિ ઘણે કાળે હલકી ને દુર્ગુણી થાય છે. માટે જો વાત કરવી હોય તો કોઇની સરસાઇની કે સદ્દગુણ વિષેની કે સુકૃત વિષેની વાત કરવી. બને ત્યાં લગી આપણે પણ નિત્ય કાંઇ ને કાંઇ સુકૃત કરવા

લોભ રાખવો. એવું જે દહાડે ન બની શકે ત્યારે એમ સમજવું કે આપણો આજનો દિવસ અવરથા ગયો. નવરાશમાં સારાં પુસ્તકો વાંચવાં, સારાં ગીત ગાવાં, હરિભજન કે કીર્ત્તન પણ ગાવાં, વગેરે. વળી આપણા દેશના ઉદયના વિચાર કરવા. આપણા દેશના ઉદયમાં આપણો ઉદય સમાયલો છે, એ નિરંતર યાદ રાખવું જોઇએ કોઇ કહેશે કે દેશનો ઉદય થાય તેમાં મ્હારે શું, તો તેની એ મોટી ભૂલ છે, એની ભારે કમસમજ છે, ને ઘણું અજ્ઞાન છે. આપણા દેશી ભાઇઓ જોડે આપણે નિકટ સંબંધથી ગુંથાએલા છીએ, તે સંબંધ કોઇ દહાડો છુટવાનો નથી: માટે આપણી જાતનો નિર્વાહ પુરતો કાળ જતાં, બીજો કાળ જેટલો રહે તેટલો સ્વદેશની સ્ત્રીઓ કે પુરુષોનું ભલું કરવામાં કાઢવો જોઇએ. વળી તે સિવાય કંઇપણ હસ્તક્રિયાના ઉદ્યોગમાં દિવસનો થોડો ભાગ જાય તો તે પણ સફળ થયો જાણવો. મુંબાઇના ગુજરાતી હિંદુસ્ત્રીમંડળનું ભરતકામ, ગુંથણકામ, સિવણકામ, સોઇનું કામ વગેરે અમદાવાદના પ્રદર્શનમાં જોઇ દેશના હિતચિન્તકો ઘણા રાજી થયા હતા. તેવા કામનો કાંઇ પાર નથી. તેમાં જેટલી ચતુરાઇ મેળવાય તેટલી થોડી છે. પરદેશી સ્ત્રીઓ કરતાં આપણી સ્ત્રીઓએ આવા કામમાં જરાપણ પાછા હઠવું ના જોઈએ. આપણા કરતાં તે શું કામ આગળ જાય? એવી સત્ય સ્પર્ધાનો ચડસ રાખવો જોઈએ.

જે સ્ત્રીઓને પરમાત્માએ સંતાન આપ્યાં હોય તેમને તો કામ કરવાનું ખુટે તેવું નથી. બાળકની ઉમ્મર છ કે સાત વર્ષની થાય ત્યાં લગી તેની બુદ્ધિ નીતિ ને શ્રદ્ધા ખિલવવાનું કામ જનનીનું છે. રમત ગમતમાં તેને રાખી, કાંતો કિન્ડરગાર્ટનની રીતે કે કાંતો બીજી રીતે તેનું શરીર, મન, નીતિ, દેશાભિમાન જેમ પુષ્ટિ પામે તેમ અહર્નિશ માએ તથા ઘરનાં સઘળાં બૈરાંએ પ્રયત્ન કરવો જોઇએ. જો દરેક માતા પોતાના બાળકને બોલતાં આવડે ત્યારથી તેને નિશાળે બેસાડે ત્યાં લગી આવી રીતે કેળવે તો દેશની ઉન્નતિ કેટલી જલદી આગળ વધે ? સ્ત્રીના સર્વ કર્ત્તવ્યમાં બાળકને ઉછેરી, શરીરે નિરોગી, બુદ્ધિમાં તીવ્ર હિંમતવાળું, સ્વદેશાભિમાની, બનાવવાનું કામ ઘણુંજ મોટું છે

જે સ્ત્રીઓ કર્ત્તવ્ય પુરેપૂરું બજાવી શકે તે કેવી ભાગ્યશાળી છે ? પોતાના પુત્ર કે પુત્રીના ઉપર ઉપકાર કરી પોતાના કુટુંબને સન્નારી તારે છે, એટલુંજ નહીં પણ દેશનું ભલું તે કરે છે. છોકરાંને કેળવવામાં માત્ર માયા ને કળા વાપરવાં જોઇએ. બધાં બચ્ચાંને જન્મથી બ્હીક હોય છે, માટે બ્હીક ધટે ને હિંમતવાળા થાય ને પરમજુ થાય તેમ કેળવવાં. આપણા દેશી ભાઇઓનું કલ્યાણ કરવું એજ મોટી આબરુ છે, એવું બાળકના મનમાં ફરીફરીને દરેક માતાએ ઠસાવવું જોઇએ. આપણા જે હિંદી લોકોએ દેશનું કલ્યાણ કર્યું છે તેમની વાર્ત્તા તથા વૃત્તાંત બાળક આગળ માતાએ કહી બતાવવાં જોઈએ. બહુ ધાકમાં રાખવાથી છોકરાં જૂઠાં થાય છે, માટે અતિશય ધાક રાખવો ન જોઈએ. જેમ બને તેમ હેતથી ઉછરે તેમ કરવું, જૂઠું કદી ન બોલવું, ને ગમે તેમ હોય તોપણ છોકરાં આગળ માએ કદી જૂઠું ન બોલવું. સાચું બોલતાં ડરવું નહીં, એમ હમેશ માએ છોકરાંને શિખવવું, ને તેમને ઉત્તેજન આપવું. સાચું બોલવાથી કોઇ વાર જોખમ, અથવા અન્યાય ને નુકસાન થાયછે, પણ તેવું થાય તો ખમી રહેવું, પણ જૂઠું બોલવાથી ઘણું પાપ લાગે છે અને માણસ અધમ થઇ જાય છે, એ વાત તેમની આગળ હમેશ ધરવી જોઇએ. દેશાભિમાનની વાર્ત્તા હમેશ માએ બાળક આગળ કરવી જોઇએ.

કેટલાંક બૈરાં છોકરાંને ઉન્માદ કે મસ્તી કરતાં અટકાવે છે; તેમ થવું ના જોઇએ. બચ્ચાંની શરીરની પુરતી ખિલવણી સારૂ એવી મસ્તીની જરૂર છે. માત્ર તેમનાં શરીરને ભારે નુકસાન ન થાય એટલી જ ફિકર રાખવી જોઇએ. જરાતરા વાગે તો શું થઈ ગયું ? જેમ ધડાય ને રગડાય તેમ શરીર સારૂં ને ધિંગું બને છે. આપણાં સ્ત્રીપુરુષો કાજગરાં થઈ માયકાંકણાં થાય તેના કરતાં ધિંગામસ્તી કરી જબરાં બને તે વધારે સારૂં છે.

બીજી બાબતો પણ બોલવા જેવી છે, પણ મુખ્ય મુખ્ય મને જે સૂઝી તે તમારી આગળ નિવેદન કરી છે: એટલાજ ઉપર વિચાર કરી સુજ્ઞ બ્હેનો સાર અસાર નક્કી કરશે, ને જે કરવા જેવું લાગે તે કરી જાણશે તો આ અલ્પ પ્રયાસનો મને પૂર્ણ અવેજ મળ્યો એમ હું માનીશ.

---

# સામાન્ય પ્રકરણ.

## ( ૧ )

## યુવાનોને બોધ.

### ( અ )*

અગાઉ યુનિવર્સિટિની પરીક્ષા પાસ કરી કે તરતજ નોકરી મળતી હતી. નોકરીની સંખ્યાને હદ છે, તેથી સર્વને નોકરી મળી શક્તી નથી. સરકારી નોકરીમાં માણસને પોતાની બુદ્ધિ ખિલવવાને પુરતી જગા નથી, તેમ હોંસથી વધારે કામ કરવાને કંઈ લાલચ નથી. ત્યાં સઘળું સાંચાની માફક કામ ચાલે છે. ઈંગ્લાંડના લોકોને નોકરીનાં દ્વાર ખુલ્લાં છે. આપણે સ્વતંત્ર ધંધા ખોલવાની જરૂર છે. તમામ ધંધા સરખા છે; એક બીજાથી ઊંચો નથી. નોકરી કરતાં સ્વતંત્ર ધંધામાં દરેકને પોતાની હોશિયારી બતાવવાની તક મળે છે. યુનિવર્સિટિની ડીગ્રી ધંધામાં મદદ કરે એ સંભવિત છે.

દરેક ધંધામાં સ્વભાવ એ મોટી ચીજ છે. ધંધામાં સંપૂર્ણ લાભ થઇ ફત્તેહ મળે તેવો ધંધો પોતે પસંદ કરવો જોઇએ. ધંધો પસંદ કર્યા પછી હમેશ ઉંચા ઉદ્દેશ રાખવા અને ઉંચા ઉદ્દેશવાળાની સોબત રાખવી. દરેક જણ પાસેથી કાંઇક શિખવાનું મળે છે, માટે પોતાના લાભનું તેની પાસેથી શિખી લેવું. ધંધામાં પ્રામાણિકપણું અને સરસાઇને વળગી રહેવું. અપ્રામાણિકપણાથી શરુઆતમાં દેખીતો ફાયદો થાય છે, પણ પાછળથી પસ્તાવું પડે છે. દાખલા તરીકે, આપણા શહેરના મિલોવાળાઓએ બંગાલ કાપડ મોકલ્યું તેમાં હદ ઉપરાંત કાંજી નાખી સારા પૈસા મેળવ્યા; પરંતુ

---

* ગુજરાત કૉલેજના હૉલમા મજકુર કૉલેજની ડિબેટિંગ સોસાયટી તરફથી પ્રિન્સિપાલ મિ. હર્સ્ટના પ્રમુખપણા હેઠળ "સાંસારિક ફત્તેહનાં મૂળતત્ત્વો" એ વિષય ઉપર તા. ૨૨-૩-૧૯૦૬ ના દિવસે આપેલા ભાષણમાંથી.

હાલમાં ત્યાંથી કેટલોક માલ અત્રે પાછો ફર્યો છે, અને અહીંની મિલનું કાપડ ત્યાં કોઈ હાથમાં ઝાલતું નથી. વળી એક ધંધાને વળગી રહેવું તેમાંજ લાભ છે. સારી આબરૂવાળો માણસ ધંધામાં ફાવે છે, માટે તે મેળવવા પ્રયત્ન કરવો. તે સાથે સાખની પણ જરૂર છે. વળી પૈસા એકઠો કરવાની પણ હદ છે. અમુક હદ પછી સારાં કામોમાં અથવા દેશોદયનાં કામમાં તે વાપરવામાં આવે તોજ તેનો ખરો ઉપયોગ કર્યો કહેવાશે.

( ભ )*

" હિંદુસ્થાનમાં વધુ વિશાળ સ્વદેશાભિમાની જુસ્સાની જરૂર " એ વિષય ઉપર મિસિસ સ્ટેનાર્ડ નામની એક યુરોપીઅન બાનુ ભાષણ આપનાર હતાં, પણ તેઓ એકાએક આ શહેર છોડીને ચાલ્યા જવાથી, લોકોની જીજ્ઞાસા તૃપ્ત કરવાને એ વિષય ઉપર ભાષણ આપવાનું મેં માથે લીધું છે.

આપણી ભૂમિ એક કીર્ત્તિવંત ભૂમિ છે. તે એક સમૃદ્ધિ અને આબાદીની ભૂમિ હોવી જોઇએ, પણ તેમ હોવાને બદલે તેની પોણા ભાગની વસતી જે ખેડુતોની બનેલી છે તે ચાલુ ગરીબાઈ અને ભૂખમરામાં દાહાડા કહાડે છે. હિંદુસ્થાનની આ ગરીબાઇની બૂમની ખાતરી કરવાને થોડા વખત ઉપર એક યુરોપીઅન આ દેશમાં આવ્યો હતો, અને તેણે આ દેશના એક ગામડામાં તપાસ કરતાં મોટી ખાલી પડેલી કોઠીમાંથી તેની એવી ખાતરી થઈ હતી.

ગરીબાઇના પરિણામે આ દેશનું મરણપ્રમાણ ઘણુંજ મોટું છે. યુરોપમાં દર વર્ષે દર હજાર માણસે ૧૫ થી ૨૦ માણસો મરે છે, ત્યારે આ દેશમાં, પ્લેગ તથા દુકાળને ગણત્રીમાં નહીં લેતાં પણ, દર હજારે ૩૦ થી ૪૦ માણસ દર વર્ષે મરે છે. જે જૂદા જૂદા રોગમાંથી આ મરણો નિપજે છે તે રોગનું પ્રમાણ પણ વધ્યું છે, અને ડિસ્પેન્સરીઓ ભરચક જોવામાં આવે છે. આપણા નસીબમાં હાલ ચાલુ ભૂખમરો, રોગગ્રસ્તતા,

* તા. ૪-૪-૧૯૦૬ ના રોજ અમદાવાદમાં કરેલું ભાષણ.

અને ઉંચું મરણપ્રમાણ છે, પણ તમે પુછશો કે આવી ઈશ્વરી ઇચ્છા હશે કે આપણા પોતાનાજ વર્તન વગેરેનું તે પરિણામ હશે ? મ્હારા ધારવા પ્રમાણે યુરોપને આરોગ્ય, ઓછું મરણપ્રમાણ, આર્થિક સંપત્તિ, અને બુદ્ધિનો વિકાસ મળ્યો છે ત્યારે હિંદમાં માણસો માખોની પેઠે મરી જાય છે એવી ઇશ્વરી ઇચ્છા હોઇ શકે નહીં. એવો પક્ષપાતી ઈશ્વર હોઈ શકે નહી.

મ્હારા માનવા પ્રમાણે **આપણા દુઃખનું મૂળ કેટલુંક આપણા વર્તનમાં તથા કેટલુંક હાલની રાજપદ્ધતિમાં છે.** લંડનમાં દર હજારે ૧૫ માણસો મરે અને રોગના બીજનો નાશ કરનારા સૂર્યના ઉગ્ર તાપ છતાં આ શહેરમાં–અમદાવાદમાં–દર હજારે ૭૦ માણસો મરે તેનું કંઇ પણ કારણ હોવું જોઇએ. આપણી પોલિસો, રેલવેના નોકરો, અને સરકારી નોકરો તરફ જુઓ. તેઓ દશ રૂપીઆના પગારમાં વીશ રૂપીઆ કેવી રીતે ખરચતા હશે ? તેઓ આપણા દુઃખના મોટા કારણ રૂપ છે. આ આપણું દુઃખ કેટલેક અંશે આ દેશની રાજપદ્ધતિને આભારી છે. આપણી ઉપર રાજ્ય કરતી કોમ એક જૂદાજ આચાર વિચારની પ્રજા છે. તે આપણા આચાર વિચારો જાણતી નથી, અને આપણાં દુઃખ સમજતી નથી. જો તેમને આપણાં દુઃખ સમજાવી શકાય તો આપણું દુઃખ કેટલેક અંશે ઓછું થઇ શકે તેમ છે. હિંદી નૅશનલ કોન્ગ્રેસનો કાર્યક્રમ આજ હેતુ સિદ્ધ કરવા માટેનો છે.

આપણા પ્હેલાંના રાજાઓ રૈયતનું દુઃખ જાણવાને જાતે ફરતા હતા. હાલના આપણા રાજાઓ, આપણા ગવર્નરો, ગવર્નર જનરલો લોકો પોતાનું દુઃખ જાહેર કરે એવી આશા રાખે છે. આટલા માટે આપણું દુઃખ દૂર કરવા માટેની પ્હેલી જરૂર ભેગા મળીને આપણું દુઃખ જાહેર કરવાની છે. પણ એ પ્રમાણે કામ કરવાને માનસિક શક્તિ ખિલેલી હોવી જોઇએ, જે આપણામાં જોવામાં આવતી નથી. દાખલા તરીકે આપણી જોઇન્ટ સ્ટોક કંપનીઓના શેરહોલ્ડરો કંપનીના વહિવટ ઉપર ધ્યાન આપતા હોય, તો એ કંપનીઓનો વહિવટ હાલના કરતાં વધારે સંતોષ-

કારક ચાલતો હોય પણ તેઓ માત્ર વ્યાજ લેવા ઉપરજ ધ્યાન આપે છે. હવે જો પોતાના સીધા લાભની બાબતમાં તેઓ આટલું દુર્લક્ષ બતાવે છે, તો પરોક્ષ રીતે તેમનો સ્વાર્થ રહેલો હોય તેની બાબતમાં તેઓ ધ્યાન આપે એવી આશા રાખવી ફોકટ છે.

ઉપર પ્રમાણે ભેગા મળીને એક બીજાના હિતમાં કામ કરવું એ જાહેર જુસ્સો છે. જાહેર જુસ્સો એ એક ઉંચા પ્રકારનો સ્વાર્થ છે હું બીજાનું ભલું કરૂં તો તેઓ મ્હારા સંકટ વખતે મને કામ લાગશે એવી જાતનો એ સ્વાર્થ છે. પણ સાંકડા વિચારોનો આત્મસ્વાર્થ અને અદેખાઈ કેટલેક દરજ્જે આ એકસંપને અટકાવે છે. કેટલાક લોકો માત્ર પોતાની કોમની ઉન્નતિ ચ્હાય છે, પણ જો હિંદુઓ, મુસલમાનો અને પારસીઓ એક બીજાના હિતમાં કામ કરે તો એકંદરે તેથી તેમનું દરેકનું બમણું હિત થાય તેમ છે, તે તેઓ વિસરી જાય છે. મુંબાઇનું એક પત્ર–જામે જમશેદ–હસકે ને વસકે સ્વાર્થી–કોમી વિચારો ઉશ્કેરે છે. આપણા જ્ઞાતિવિચારો જે પુરાતન કાળથી આપણને વારસામાં મળેલા છે તે પણ આપણી ઐકયતા અટકાવે છે.

એકત્રતા સામે ત્રીજું અને ઘણુંજ બળવાન તત્ત્વ આ દેશના સારી સ્થિતિના માણસો અમલદારોની જે છોકરવાદી બ્હીક ધરાવે છે તે છે. અમુક હિલચાલમાં ભાગ લઇશું અગર અમુક વિચાર જણાવીશું તો જોનારા અમલદારોની મેહેરબાની ગુમાવીશું એવો બ્હીક તેઓ ધરાવે છે ગીતામાં કહ્યું છે કે જે માણસે બ્હીક તજી નથી તે શાન્તિ પામતો નથી. એમ છે તો જે માણસો ઇશ્વરની નહીં, કાયદાની નહીં, પણ માણસની બ્હીક ધરાવે છે તેઓ શાન્તિ કેવી રીતે પામવાના છે? **આપણે માનીએ છીએ કંઇક અને વર્તીએ છીએ જૂદી રીતે. અવનત થએલી પ્રજાઓમાંજ આ ગુણ હોય છે.**

આપણા શ્રીમંતો નિશાળોને બદલે હોસ્પિટલોમાં સખાવત કરવાનુ વધારે પસંદ કરે છે, કારણ સત્તાવાળાઓને તે વધારે પસંદ છે આપણી સરકાર લશ્કરી ખરચમાં ૩૦) કરોડ રૂપીઆ આપે છે, પણ કેળવણી માટે

પૂરા બે કરોડ પણ આપી શકતી નથી. હિંદનું હાલનું દુઃખ તેની અજ્ઞાન દશાનેજ આભારી છે, અને તેથી ડિસ્પેન્સરી, હોસ્પિટલ, કે વૉર્ડ માટેની સખાવત કરતાં વિદ્યાવૃદ્ધિ માટેની સખાવતની પ્હેલી જરૂર છે. પણ હાલના જેવી નિશાળોને માટે સખાવત કરવાથી કાંઇજ લાભ નથી. એ નિશાળો બાળકોને બચપણથીજ સ્વદેશાભિમાન, સ્વદેશપ્રેમ, સત્ય અને સંપનું શિક્ષણ આપતી હોય એવી જોઇએ. યુરોપની તો આખી હવામાં-ઘેર, સમાજ વગેરે સ્થળે—એ ગુણોનું શિક્ષણ તેમને મળે છે.

આપણો જાહેર મત ઉચ્ચતર થવાની જરૂર છે. પ્હેલાં અમદાવાદમાં જાહેર મત જેવું કંઇક હતું; હાલ તેવું હું જોતો નથી. અમુક માણસ દેશને કેટલો ઉપયોગી છે તે ઉપરથી નહી, પણ તે કેટલા પૈસા ધરાવે છે તે ઉપરથી હાલ તેને માન આપવામાં આવે છે! ખરેખર પૈસો એ એક શક્તિ છે, અને શક્તિ સારે રસ્તે વળેલી ન હોય તો તે પિશાચ જેવી છે; અને તેથી માત્ર પૈસાને માટે જાહેર માન આપવું જોઇએ નહીં, પણ જેઓ જાહેર પ્રજાના ખરા સેવક હોય તેમનેજ તે આપવું જોઇએ.

કોઇ અમુક માણસને રાવ બાહાદુર કે સી. આઈ. ઇ. નો ખિતાબ મળતાં તેના માનમાં સભાઓ ઉપર સભાઓ ભરાય છે તે જોઇને મને નવાઈ ઉપજે છે. એ ખિતાબોથી માણસની કિંમત વધતી નથી. ઇંગ્લાંડનો મરહુમ વડો પ્રધાન મિ. ગ્લૅડસ્ટન કાંઇ ખિતાબ ધરાવતો હતો નહીં, પણ તે જી. સી. આઇ. ઇ. ઓ તથા સી. આઈ. ઇ. ઓ કરતાં ઓછો માનનીય નહતો. ખિતાબો કાંઇ હમેશ લાયકનેજ અપાતા નથી. આપણા દેશમાં તો એ ખિતાબો એક રાજ્યદ્વારી યુક્તિ છે, અને એ યુક્તિનો ભોગ થઇ પડનારા ખિતાબોની લાલચથી, સત્તાવાળાઓની ઇચ્છા પ્રમાણેની સખાવતોમાં લાખો રૂપીઆ ખરચે છે. તેમને મૂર્ખ નહીં તો બીજું શું કહેવું તે હું સમજી શકતો નથી.

હું જોઉં છું કે ફ્રાન્સમાં કે કોઇ બીજા દેશમાં કાંઈ અકસ્માત બન્યો કે આપણા લોકોની દયાની લાગણી ઉશ્કેરાઈ જાય છે, પણ દુકાળને લીધે આપણા લોકો સંખ્યાબંધ હાલ મરી જાય છે તેમના તરફ તેમના

નજર સરખી પણ જતી નથી. આ સ્વદેશાભિમાની લાગણીનો અભાવજ છે.

વર્તમાનપત્રોના સંબંધમાં પણ આવુંજ જોવામાં આવે છે. એંગ્લો ઇન્ડિયન પત્રો આપણી હમેશ નિંદાજ કરે છે, અને આપણા હકોના આડેજ પડે છે; તેમ છતાં તેમના લેખોને ઉલટભેર વાંચવામાં આવે છે એ આપણી પડતીનું નિશાન છે. ખરેખર, આપણાં કંગાળમાં કંગાળ પત્રો જે દેશસેવા કરવાના હેતુથી ચલાવવામાં આવે છે તેના કરતાં તે પત્ર ઉતરતાં છે. પરદેશના વિદ્વાનો કરતાં દેશના વિદ્વાનો માટે પણ એવીજ રીતે ઓછી માનવૃત્તિ ધરાવવામાં આવતી જોવામાં આવે છે. પરદેશના ત્રીજે દરજ્જે ઉતરતા માણસોની આપણે ચઢાવી ચઢાવીને વાતો કરીએ છીએ, પણ આપણા પ્હેલા દરજ્જાના વિદ્વાનો અને સાયન્ટિસ્ટોની આપણે કદર કરતા નથી. તેમનામાં–યુરોપિયનોમાં શું વધારે છે તે નહીં, પણ કંઇક કંઇક વધારે છે એવી નજરથી આપણે જોઇએ છીએ; અને એ કંઈક કંઇકનો અંતજ આવતો નથી એ આપણી મોટી ભૂલ છે.

જૂનાં શાસ્ત્રો પ્રત્યેની માનવૃત્તિ પણ ઓછી થઈ ગઈ છે. ખ્રિસ્તી પાદરીઓ આપણને બોધ કરતાં આપણાં શાસ્ત્રોમાં શું સારૂં છે તે બતાવતા નથી, પણ શ્રી રામચંદ્રમાં ફલાણી ખોડ હતી અને શ્રીકૃષ્ણમાં ફલાણી ખોડ હતી એટલુંજ માત્ર જણાવે છે. આપણા લોકો પ્હેલાં આ માણસોને પોતાની આગળ ઉભા રહેવા પણ દેતા નહતા, પણ હાલ આપણે તેમને આપણી આગળ બોધ કરવા દઇએ છીએ, અને તેમાં સહિષ્ણુતાનો ગુણ માનીએ છીએ! ગૃહસ્થો, આપણો ભૂત સમય ઘણો કીર્ત્તિવંત હતો અને આપણું ભવિષ્ય પણ એવું કીર્ત્તિવંત થશે એવી હું આશા રાખું છું. મને એક સંન્યાસી મળ્યો હતો, જે આ દેશના ભવિષ્ય સંબંધી નિરાશ થઈ ગયો હતો, પરંતુ એવા નિરાશ થવાનું કંઈ પણ કારણ નથી. એવીજ નિરાશાથી જો બુદ્ધ, મહમદ કે ઈસુ ખ્રિસ્તે પોતાનો ઉપદેશ શરુ કર્યોજ નહત, તો દુનિયામાં આટલા બધા અનુયાયીઓ તેમને હોતજ નહીં.

( ક )*

મને રાજદ્વારી વિષયપર નહીં બોલવાની સૂચના થઇ છે, અને તે હું મને કાયદાનો અનુભવ હોવાથી સમજું પણ છું. પણ હિંદમાં તો રાજદ્વારી વિષયો દરેક જાહેર પ્રસંગની સાથે નહીં છુટી પડે તેવી રીતે સંબંધમાં આવેલા છે. વળી તેપર બોલવાની મ્હારી ઇચ્છા પણ નથી. કારણ કે જે અર્થમાં રાજદ્વારી પુરુષ આજે સમજવામાં આવે છે, તેવો હું નથી. પરંતુ જૂના અને નવા સર્વ હિંદુ ઍલ્ફિન્સ્ટોનિયનોએ ચાલુ સમયની ભાવનાઓને અનુમોદન આપી જાતીય ઉન્નતિની હિલચાલમાં યોગ્ય ભાગ લેવા જ જોઇએ. એક હિંદુ તરીકે હું મગરૂર છું, અને **મ્હારી એવી માન્યતા છે કે હિંદુ ધર્મ, એક દિવસ એવો આવશે કે જ્યારે જગત્ સમસ્તનો ધર્મ બનશે.** તેનાં સૂત્રો અને સિદ્ધાંતોમાં બીજાં સર્વ અન્ય સૂત્રો અને સિદ્ધાંતોનો સમાવેશ થઇ શકે છે. વળી હિંદી વિદ્યાર્થીઓને સરકારી નોકરી નહીં કરવાની જે સલાહ આપવામાં આવે છે તે મને યોગ્ય લાગતી નથી. આ દેશના મનુષ્ય તરીકે દેશની રાજવ્યવસ્થામાં આપણે ભાગ લેવો જોઇએ, અને સરકારી નોકરીમાં દાખલ થવાનો હક તો જન્મથી જ છે. એ નોકરીનાં દ્વાર જેમ બને તેમ આ દેશના લોકોને માટે મોટાં થાય તેમ આપણે કરવું જોઇએ. માટે નોકરીમાં દાખલ નહીં થવાનો વિચાર છોડી દેવા. પણ નોકરી કરતાં ઉત્તમ વ્યાપાર અને ઉદ્યોગ છે; તે તરફ આપણે બેદરકાર રહેવું નહીં, કારણ કે તેના પર દેશના ઉદયનો મોટો આધાર છે.

( ડ )*

આજ હું સાક્ષીભૂત થવા આવ્યો હતો. રા. નગીનભાઈ મ્હારી

* તા. ૮-૯-૧૯૦૭ ના રોજ મુંબાઇમાં માધવબાગમાં એલ્ફિન્સ્ટોનિયન હિંદુઓના વાર્ષિક સમારંભ વખતે આપેલું ભાષણ.

* અમદાવાદ બ્રહ્મક્ષત્રિય એસોસિએશનના તેરમા વાર્ષિક મહોત્સવ વેળા કરેલું ભાષણ; તા ૨૮-૧૨-૧૯૧૧.

સગ્રણીમાં ઉતર્યા છે તે જોઈ ખુશી થયો છું. લશ્કરના મરણ પ્રમાણની વાતો કરવાથી ફાયદો નથી. પોતાનામાં લાવીએ તે ખરું. ક્ષત્રિયના બાહુબળનું વર્ણન "ઉત્તરરામ ચરિત્"માં આપેલું છે:

† વાણીમાં છે વીર્ય તે બ્રાહ્મણોનું,
બાહુનું જે વીર્ય તે ક્ષત્રિયોનું;
ઝાલ્યાં શસ્ત્રો જામદગ્ન્યે દ્વિજે રે!
તેને દાબી આવડી શી સ્તુતિ છે!!

Engergy–શક્તિ કસરતથી આવે. પાવડાથી કસરત થાય અને કુસ્તીથી સૌથી સારી કસરત મળે છે. વિલાયતમાં એક સંચો બનાવ્યો છે, એમાં કુસ્તી જેવા ડોળ કરે છે. કસરતને વાસ્તે સારામાં સારૂં બૅટ જોઇએ, બૉલ જોઇએ અને વળી સારૂં ખેતર જોઇએ! એ–Theory–મતને આધાર શો છે? કુસ્તી, મગદળીઆ, પાવડા સૌથી કસરત મળે. પ્હેલાં તો પોળ એજ–Play ground–રમવાની જગો હતી. હવે ઘર ઉંચાં થયાં એટલે ખુલ્લી હવા નહીં આવતી હોય; પણ પ્હેલાં તો એક કલાક રમતા કે એની મેળે કસરત મળતી. પણ હવે તો આટલું જ બૅટ હોય ત્યારે રમ્યા કહેવાઇએ! એમના દેશને જે માફક આવે તે જ આપણને માફક આવે! બિલિયર્ડ તાલેવાન લોકોને છાજે. લખોટા ને બિલિયર્ડ એ એકજ જાતની છે. એ બધી ચીજો શરીરને વાસ્તે આવશ્યક નથી. અનુભવથી શીખવું જોઇએ.

લંડનમાં લશ્કરનું મરણ પ્રમાણ હજારે પંદર આવે કે આડત્રીસ આવે, પણ તે જાણીને શું કરવું? ઑકસીજનથી શરીર સુધરે એવો શો લાભ? જાણીને કર્યું શું? જાણીએ, પોતાનું કરીએ અને પછી એ પ્રમાણે વર્તનમાં મુકીએ ત્યારે ફળ. જાણેથી શું ફળ? ખરી વાત કરી તેમાં શું? હું કરૂં ત્યારે લાભ; માટે અમલમાં મુકવાનું છે. ઘણું કરી તેમણે લશ્કરમાં –Latrines–જાજરૂ અને રસોડાં સુધાર્યાં તેથી મરણપ્રમાણ ઓછું આવ્યું.

---

† રા. રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદીનું ભાષાન્તર.

હાલ કહે છે કે રસોડામાં દાળના છાંટા ચૂલા પાસે પડયા એમાં શું થઇ ગયું ? એને બરાબર સાફ કરવું તે મહેનત માને છે ! સાફ કરે તો સુધારો ન કહેવાય ! એ બધા ધારા મૂર્ખાએ કર્યા એમ માને છે ! જમતી વખતે હાથપગ કંઇ ન્યાતને માટે ધુએ છે ? એ તો આપણે જોડા વગર ફરનારા, તેથી ચોખ્ખાઇને માટે એ ધારો કરેલો. મ્હોં, હાથપગ ધોવાય તેમાં બગાડ છે એમ ન સમજવું. આપણે પારકા-Ideas-વિચારનો ભાર ઉંચકીએ છીએ. "સ્પેન્સર આમ કહે છે." હા, હું જાણું છું. પણ જોવું જોઇએ કે સંસારમાં કયા લોકની ઉન્નતિ વધારે થઇ છે. જેની નીતિ વધારે સારી હોય તેમનીજ.

ભાઇચારો એટલે શું ? સંપ. હવે સંપ શી રીતે વધે ? નાનાં છોકરાં દોસ્તી શી રીતે કરે છે ? ચાલ, આપણે દોસ્તી કરીએ. હું ખાવાનું લઇશ તે તને આપીશ અને તું લે તે મને આપજે. બીજાને પોતાના જેવા ગણીએ ત્યારે ભાઇબંધ. ભાઇચારો ઘટવાનું કારણ અક્ષમા-Intolerance છે, અને અક્ષમા Bigotary-દુરાગ્રહ અથવા Prejudice-અસૂયાથી થાય Prejudice નો વ્યુત્પત્તિભેદ Pre અને Judicio છે: જાણ્યા પ્હેલાં મત બાંધવો તેનું નામ Prejudice. Prejudice-અસુયા કુસંપને વધારનાર છે: "કોઇ માણસ આવો છે." તેં એની જુબાની લીધી ? તું એને મળ્યો હતો ? તું કયા કારણથી કહે છે કે તે ખરાબ છે ? "સાચાને સાચું કહીએ તો શી હરકત ?" પણ કોઈએ પુછયું ? આપણા કે સામાના ફાયદા વાસ્તે કોઇ ભૂલ પૂછે તો કહેવી. "એ આવો છે." છો રહ્યો. તેનું ત્હારે શું કામ ? શાસ્ત્ર પ્રમાણે તો નિંદા કરનારો તેમજ સાંભળનારો બે જણા પાપી છે. જીભ અને વાણીને વશ રાખવા તે પણ આવડત છે. અદેખો ને આંધળો બરાબર છે. આંધળો તો આંખો નથી તેથી દુઃખી છે, પણ અદેખો છતી આંખે દુઃખી છે. અદેખો બેવડો દુઃખી છે. તે પોતાને દુઃખે પણ દુઃખી છે, અને પારકે સુખે પણ દુઃખી છે. પણ જો તે સમજે તો તેમ ન કરે.

બધાએ નાગા હોય ત્યાં વાણીઓ ભૂખે મરે, અને વસતી સારી

હોય ત્યાં વાણીઓયે સારા, એ બધાને ખબર છે કે નહીં ? બધાના સારામાં ભાગ છે. અવગુણ કોનામાં નથી ? સૂર્યમાં ડાઘા છે; ચંદ્રના કલંક ઉઘાડા છે, અને ભૂલ તો બ્રહ્માના વખતથી ચાલી આવી છે. બધા સરખા છે, એના જેવું દુનિયામાં એકે જૂઠું નથી. જુઓ; બુદ્ધિમાં, કેળવણીમાં, નીતિમાં બધા સરખા છે ? દુનિયામાં કાયદાની છુટ છે, સભાઓની છુટ છે, પણ વ્યક્તિઓ સરખી નથી. કેટલાક ઘીની પૂરીઓ ખાય છે, અને કહીએ તો કહેશે કે તમારે શું ? અમારા ઘરનું ખાઇએ છીએ. આપણે સાતપડા ખાવા આવ્યા છીએ, અને જેના ઘરમાં મોટું તપેલું હોય તેની તો આબરૂ ગણાતી. હવે તો સવારમાં ચાહના પ્યાલાનો રસ પીએ છે. આગળ પાનસોપારી ખાતા હતા; તે પુષ્ટિકારક હતાં તે મુકી દીધાં !

દરેક બાબતમાં આપણા લોક જગતના સૌથી તાલેવાન્ લોકની બરાબરી કરવા જાય છે. ઇગ્લાંડ દર વર્ષે પાંચ અબજ રૂપીઆ વ્યાજના કમાય છે, અને હિંદુસ્થાન દર વર્ષે પંદર કરોડ રૂપીઆ વ્યાજના ભરે છે. આપણે દેવાદારના દિકરા તે એ લોકોની બરાબરી કરવા જઇએ છીએ !* હવે બૈરાંઓમાં પણ ફેશન પેઠી છે. ચોળી નહીં પણ પોલકા જોઇએ. તે સાહેબ, રાખવા કે જેમ થાય તેમ થવા દેવું ? જેમ થાય તેમ થવા દઇએ તો કેળવણી લીધાનું પ્રયોજન શું ? આપણે ધારીએ તો અટકાવી શકીએ. એક રૂપીઓ સિવડામણ જોઇએજ કહે છે કે ના પ્હેરીએ તો ખોટું દેખાય ? ખોટું દેખાય એટલે શું? કોનું ખોટું દેખાયું? દેખનારને ખોટું લાગે તો એ આંખો મિંચે. એ તો સ્વતંત્રતાની વાત. એ તો કરવું પડે એમ કહે છે ? તમે પોતાની બુદ્ધિએ ચાલો તો સ્વતંત્રતા, કે પારકી બુદ્ધિએ ચાલો તો સ્વતંત્રતા ? ચોળી નહીં અને પોલકા તેનો આધાર શો ? જુવાન મંડળ જો એ આધાર શોધી આપશે તો હું

---

* I often deplore that our educated men should squander our slender national resources in baubles, and on every occasion I touch upon the necessity of simplicity as a national duty.

( From a letter to Dr. Sumant; 17-6-1913.)

તેમને નમસ્કાર કરીશ. એકંદર ખોટું હોય તો કદી તરફ–Conscience–આત્મા વલણ બતાવે છે તે જોવું. જાપાનમાં બૈરાં અને મરદ નાગાં ન્હાય છે માટે અહીં પણ તેમ કરવું? તેમનાં મન અને આચરણ જુદાં છે.

સંપની વિદ્યામાં ઘણા ગુણ છે. જેમ દેશભક્તિમાં સર્વ ગુણ આવી જાય છે તેમ સંપમાં પણ ઘણા ગુણ આવી જાય છે, માટે અક્ષમા કાઢી નાખવી. જો આ વાત ફાવે તો ગ્રહણ કરજો, નહીં તો વખત નકામો ગયો તેમ સમજજો.

( ૬ )*

ભાઇઓ,

અત્રે લગભગ આખી ગુજરાતના વિદ્યાર્થીઓ ભેગા થયા છે એ આનંદજનક છે. ભણીને શું કરવું તે વિષે દરેકે વિચાર કર્યો હશે. ભણનારાની સંખ્યા વધી તેથી ઉદ્યોગો પણ ઘણા વધ્યા છે. ભણીને સરકારી કે બીજી નોકરી લેવી તે કરતાં ઉદ્યોગ હુન્નરમાં આબરુ કાઢવી તે સારૂં છે, અને હું તમને તેવી સલાહ આપું છું. આપણો દેશ પ્રથમ ઘણોજ કેળવાયલો અને સંપત્તિવાન્ હતો. હાલ આ દશા છે તેનું કારણ એ છે કે દરેકને ઉદય અને અસ્તનો નિયમ લાગુ પડે છે. આસીરિયા, મિસર, ઇજીપ્ત, રોમ વગેરે મોટાં રાજ્યોની પણ હાલ એવી દશા જણાય છે. રોમના રાજ્યની પડતી માટે એમ કહેવાય છે કે આસપાસના જંગલી લોકોએ ચઢાઇ કરી તેથી તે રાજ્યની પડતી થઇ. પરંતુ તે ખરૂં કારણ નથી. ખરું કારણ તો દેશના લોકોનાં **શરીરસંપત્તિ, વિચારબળ, નીતિ, સંપ** વગેરે જેવાં જોઇએ તેવાં નહીં હતાં; અને તેજ તેની પડતીનું ખરૂં કારણ ગણાય. કારણકે જો તેમનામાં તે બધાં હોત તો જંગલી લોકોને હરાવીને તેઓ નસાડી શકત. કોઇ પણ

* તા. ૧૪–૧૧–૧૯૧૩ ના રોજ "વિદ્યાર્થીઓનું ભવિષ્ય" એ વિષય ઉપર અમદાવાદમાં આપેલું જાહેર ભાષણ.

દેશની પડતી થવામાં પણ એજ કારણો મુખ્ય માલમ પડે છે. હિંદુસ્તાનની આ દશામાં કારણ પણ એજ છે. હાલ આપણે બાળલગ્ન કરીએ છીએ, બ્રહ્મચર્ય પળાતું નથી, અને કેવા સંપત્તિહીન લાગીએ છીએ? આપણામાંથી લશ્કરી પલટણમાં દાખલ થવાને યોગ્ય કેટલા નિકળશે? માટે સૌએ પ્રથમ શરીરસંપત્તિને સાચવવાની આવશ્યકતા છે.

શરીરસંપત્તિ પછી વિચારશક્તિની જરૂર છે. બીજાના કહેવા પ્રમાણે ચાલનારાઓમાં વિચારશક્તિની ખામી છે. બીજાના કહેવા પ્રમાણે ચાલનારાઓમાં વિચારશક્તિ હોતી નથી, તેમ તે મળતી પણ નથી. અમુક વિદ્વાને આમ કહ્યું છે, અને ફલાણાએ આમ કહ્યું છે તેમ નહીં, પણ સ્વતંત્ર વિચાર કરતાં શિખવું જોઇએ.

તે પછી સૌથી અગત્યનું બળ નીતિબળ છે. નીતિ સિવાય બધું નકામું છે. જે માણસ સ્વાર્થ તરફ નજર રાખી પોતાના દેશી ભાઇઓના સુખ દુઃખાદિની દરકાર કરતો નથી તેનું ભલું કદી પણ થતું નથી. શરીરના કોઈ પણ ભાગને ઇજા થવાથી જેમ આખા શરીરમાં વેદના જણાય છે, તેમ દેશના એક પણ આસામીને દુઃખ થતાં આખા દેશને તે લાગવું જોઇએ, અને એવીજ ભાવનાઓ રાખવી જોઇએ. **દેશના નસીબ સાથેજ દરેકનું નસીબ જોડાએલું છે.** દેશના ભલા સાથેજ તમારૂં ભલું થશે.

ચોથી બાબત સંપની છે. સંપ વગર મોટાં મોટાં રાજ્યોનો નાશ થયો છે. માટે સંપ એજ એક મુખ્ય વસ્તુ છે. સંપ કરવાની વાત કરવી જેટલી સ્હેલ છે તેટલોજ સંપ કરવો તે કઠિન છે. જો સંપ હોત તો હાલ આ દેશની આવી દશા હોતજ નહીં. છેવટે, સર્વ વિદ્યાર્થી બંધુઓને દેશના ભવિષ્ય સાથેજ પોતાનું ભવિષ્ય જોડાયલું છે એમ માની દેશસેવાનો સવાલ પોતાની સમક્ષ રાખવાની ભલામણ કરૂં છું.

## ( ૨ )

## દાદાભાઇ જયન્તિ.*

### ( અ )†

હિંદના એક મહાન્ પુત્ર મિ દાદાભાઇ નવરોજીની આજે બ્યાસીમા વર્ષની જન્મગાંઠ છે, તે ઉજવવાને આપણે દાદાભાઈ જયન્તિના મેળાવડામાં અત્રે એકઠા મળ્યા છીએ. મિ. દાદાભાઇની છબી આ હૉલમાં ટાંગી છે. ઉગતા યુવકો તેમની રીતિકૃતિનું અનુકરણ કરે તે માટે આ સભામાં સૌથી પ્રથમ કામ તેમની છબીને પુષ્પનો હાર પ્હેરાવવાનું આપણે કરીશું.

આજે આપણે એક એવા નરવીરને માન આપવાને એકઠા મળ્યા છીએ કે જેમણે તેમની જીંદગીનાં પચાસ વર્ષો આપણા દેશની સેવામાં ગુજાર્યાં છે. હિંદમાં તેમની જોડીનો કોઈ દેશભક્ત હાલ નથી. આજે આ સભામાં મુંબાઇવાળા ઑનરેબલ મિ. દાજી આબાજી ખરે હાજર છે, તેથી આપણા આનંદમાં ઑર વૃદ્ધિ થઇ છે. પચાસ વર્ષ પ્હેલાં મિ. દાદાભાઇએ ઇંગ્લાંડમાં હિંદની સેવાના કાર્યની શરૂઆત કરી હતી. ઇસ્ટ ઇન્ડીઆ એસોસિએશન નામનું મંડળ અને તેમના તરફથી ચાલતું માસિક મિ. દાદાભાઇએ શરૂ કરાવ્યું હતું. તે પત્રમાં વિદ્વત્તાભરેલા વિષયો આવતા હતા. હું કૉલેજમાં ભણતો હતો ત્યારે તે પત્રમાંથી ભાષાંતર કરવાના ફકરા અમને આપવામાં આવતા હતા. ઉક્ત એસોસિશનના નિભાવ માટે મિ. દાદાભાઇએ હિંદના રાજાઓ અને શ્રીમંતોને સમજાવીને બે ત્રણ લાખ રૂપીઆનું ફંડ એકઠું કર્યું હતું; પણ કેટલીક વખત બને છે તેમ આ સંસ્થાના સંબંધમાં મિ. દાદાભાઇએ એક ભૂલ કરી. તે સંસ્થા

* અમદાવાદમાં દાદાભાઇ નવરોજીની વર્ષગાંઠ ઉજવવા માટે મળેલી વાર્ષિક સભાઓનાં ભાષણ.

† તા. ૪-૯-૧૯૦૬.

ઉત્પન્ન કરીને અને ફંડ એકઠું કરીને તેનો વહિવટ તેમણે ઇંગ્લાંડના અંગ્રેજોને સોંપ્યો, તેથી આ સંસ્થા આ દેશની મટીને વિલાયતની થઈ. આપણે આપણી સંસ્થાઓનો વહિવટ આપણા તાબામાંજ રાખવો જોઇએ, તે વાત મિ. દાદાભાઇ ભૂલી ગયા. શરુઆતનાં દશ વર્ષ ઇંગ્લાંડમાં રહ્યા પછી તેમને વડોદરાની દિવાનગિરી મળવાથી તેઓ હિંદમાં પાછા આવ્યા. તેમણે તેમની આસપાસ વડોદરા રાજ્યમાં મિ. કાજી શાહબુદીન, મિ. પેસ્તનજી જહાંગીરજી વગેરે હોશિયાર અને લાયક અમલદારોને એકઠા કર્યા હતા; પરંતુ તેમની દિવાનગિરીની કારકીર્દી માત્ર બે વર્ષ ચાલી. થોડા સમયમાં તેમણે તે નોકરીનું રાજીનામું આપ્યું અને મુંબાઇ આવ્યા, જ્યાં સરકારે તેમને ધારાસભામાં નિમ્યા હતા, અને પ્રજાએ મ્યુનિસિપલ કૉર્પોરેશનમાં તેમની નિમણુક કરી હતી. ૧૮૮૬ માં મિ. દાદાભાઇ ફરીથી ઇંગ્લાંડ ગયા અને ત્યાં પાર્લામેન્ટમાં બેસવાને ઉમેદવાર તરીકે બહાર પડયા. શરુઆતમાં તેમની ઉમેદ પાર ન પડી, પણ અંતે તેઓ ૧૮૯૨ માં સેન્ટ્રલ ફિન્સબરી તરફથી બેસવાને પાર્લામેન્ટમાં ચુંટાયા. તેમની પાર્લામેન્ટમાં નિમણુક થવાથી દેશીઓને માટે પાર્લામેન્ટના દરવાજા ખુલ્લા થયા. હિંદની ગરીબાઇ ઉઘાડી પાડવાનું તેમનું કાર્ય સૌથી પ્રથમ પદે આવે છે. હિંદ ગરીબ છે તેવું તેઓ પ્રથમથી કહેતા આવ્યા છે. અમે કૉલેજમાં હતા ત્યારે તેમનું આ કહેવું ખોટું માનતા હતા, પણ પછવાડેથી અનુભવથી અમને તેમનું કહેવું સાચું જણાયું છે. હવે નિર્વિવાદ સાબિત થયું છે કે હિંદ ઘણો ગરીબ દેશ છે અને તેનું મુખ્ય કારણ એ છે કે દર વર્ષે ૪૦–૫૦ કરોડ રૂપીઆ કાંઇપણ બદલો આપ્યા વગર ઇંગ્લાંડ હિંદમાંથી ઘસડી જાય છે. આ હૉલમાં આપણે કેટલાક હિંદના ચુનંદા પુરુષોના મરણશોક પ્રદર્શિત કર્યા છે, પરંતુ આજે મિ. દાદાભાઇને દીર્ઘાયુષ્ય ઇચ્છવાના શુભ કાર્ય માટે આપણે મળ્યા છીએ. મિ. દાદાભાઇ ૮૨ વર્ષની મોટી વયે પ્હોંચ્યા છે તે વાતપરથી સાબિત થાય છે કે હિંદવાનો દીર્ઘાયુષી થવાને લાયક છે. તેથી તેમનાં નાની ઉમરમાં મરણ થાય તો એમજ સમજવું જોઇએ કે જીંદગી ગુજારવાની તેમની રીતિમાં કાંઈ ખામી હતી. યોગ્ય આહાર-

વિહાર અને નિયમિત જીવનક્રિયાથી મનુષ્ય દીર્ઘાયુષ્ય ભોગવી શકે છે. અહીં મળેલા ગૃહસ્થો મિ. દાદાભાઇના જીવનમાંથી બોધ લેશે અને તેમનું અનુકરણ કરતાં શિખશે તો તેથી તેમને તથા તેમના દેશને ઘણો ફાયદો થશે.

( ૫ )*

આજના શુભ પ્રસંગે બજાવવાનાં બધાં નાનાં મોટાં કાર્યો માટે પુરતો અવકાશ મળે એ હેતુથી આજે માત્ર એકજ ભાષણ આપવાની ગોઠવણ રાખવામાં આવી છે. તે આજ્ઞાને આધીન થઇને હું આ પ્રસંગે એક ટુંક ભાષણ આપીશ. દાદાભાઇ જયન્તિનો આ ત્રીજો પ્રસંગ અમદાવાદમાં મહોત્સવ તરીકે ઉજવાય છે. પ્હેલા મેળાવડામાં તે મહાત્માના જીવનવૃત્ત અને જીવનકર્મ વિષે પુરતા પ્રમાણમાં બોલાઇ ગયું છે, તેથી અત્રે વિસ્તારપૂર્વક પુનરુક્તિની આવશ્યકતા નથી. મિ. દાદાભાઇનો જન્મ ગાયકવાડી રાજ્યમાં થયો હતો. " પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય, " તેમ નાનપણથી તેમની અસાધારણ બુદ્ધિની પરીક્ષા થઇ હતી. મિ. દાદાભાઇ પારસી કોમના છે. બીજી જે કોમો વ્યાપાર અર્થે આ દેશમાં આવીને પરદેશી તરીકે વસે છે અને આ દેશમાંથી બને તેટલું દ્રવ્ય ખેંચી જવામાંજ મુખ્ય ધ્યાન આપે છે તેવી પારસી કોમ નથી. તે કોમ આ દેશમાં આવીને વસી છે અને દેશની રૈયતમાં ભળી ગઇ છે. તે કોમના લોકોએ હિંદના કલ્યાણના કામમાં ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે. મિ. દાદાભાઇ જ્યારે વિદ્યાર્થી હતા ત્યારે તેમના પ્રૉફેસરોનો તેમના વિષે બહુ ઉંચો અભિપ્રાય હતો. તેમને નાનપણમાં વિલાયત અભ્યાસ અર્થે મોકલવાની કોશિશ થઇ હતી, પણ સંસારી કારણોસર તેઓ તે સમયે વિલાયત જઈ શક્યા નહતા. તે વખતે કોણે એવું ધાર્યું હશે કે તે મહાપુરુષ માટે તેની જીંદગીનો મોટો ભાગ વિલાયતમાં ગાળવાનું નિર્માણ થયું હતું ? વિદ્યાભ્યાસ પૂરો કર્યા પછી મિ. દાદાભાઈ ઍલ્ફિન્સ્ટન કૉલેજમાં ગણિતના

---

* તા. ૪-૯-૧૯૦૭.

પ્રૉફેસર નિમાયા હતા. દેશી તરીકે પ્રૉફેસર નિમાવામાં તેઓ પ્હેલા હતા. તે વખતે પશ્ચિમની વિદ્યા આ દેશમાં તાજી દાખલ થઇ હતી. તેનો લાભ તે વખતે હાલના કરતાં વધારે હોવાથી ઓછી સ્વાર્થબુદ્ધિથી લેવાતો હતો. હાલ યુવકો સારી નોકરી મેળવવાના ને સંસારમાં ઉંચે ચઢવાનાં સાધન પ્રાપ્ત કરવાના હેતુથી વિદ્યા શિખે છે. મિ. દાદાભાઇના સમયમાં અભ્યાસીઓ હાલના વિદ્યાર્થીઓ કરતાં જૂદી તરેહના હતા. તેમને ઉંચી નોકરી માટે મહત્વાકાંક્ષા નહતી એમ નહીં, પણ વિદ્વાન્ થવું, દેશસેવા કરીને દેશભક્ત તરીકે પંકાવું, અને પ્રજાના અગ્રેસરપણાને લાયક થવું તે તેમના મનની મુખ્ય અભિલાષા હતી. મિ. દાદાભાઇએ પ્રૉફેસર તરીકેની જગા સ્વીકાર્યા પછી જ્ઞાનપ્રસારક મંડળી સ્થાપી હતી; ત્યારબાદ રાસ્ત ગોફતાર નામના અઠવાડિક પત્રને જન્મ આપ્યો હતો. આ પત્ર પાછળથી કપુત નિવડ્યું છે. ત્યાર બાદ દાદાભાઇ વિલાયત જઈને કામા કંપનીમાં જોડાયા હતા, પણ વેપારમાં તેઓ ફાવ્યા નહીં. છેલ્લે ખાનગી વેપારધંધો છોડીને તેમણે દેશસેવાની લડત શરુ કરી. તે લડતમાં મદદ મળે તે વાસ્તે તેમણે ઇસ્ટ ઇન્ડીઆ એસોશિએન સ્થાપી. * * * જેઓ ગુજરાનના સાધન વિના મુઝાય છે તેમણે મિ. દાદાભાઈના જીવનવૃત્તથી ધડો લેવાનો છે. **પૈસા માણસને અધીન છે. સારાં કામ કરનારને પૈસાની ખોટ પડતી નથી.** મિ. દાદાભાઇ તેમના નિર્વાહ માટે કાંઇ રોજગાર કરતા નથી, છતાં તેમનું નભ્યે જાય છે; તેનું કારણ એ છે કે તેઓ દેશસેવાનું ઉત્તમ કાર્ય બજાવે છે. કુટુંબકબીલાને અત્રે મુકીને સ્વેચ્છાથી પરદેશમાં રહી દેશસેવા કરવાનું દૃઢ વ્રત તેમણે લીધું છે. તેઓ દૃઢ નિશ્ચયવાળા પુરુષ છે. દેશની ઉન્નતિના કામમાંજ તેમણે આત્મોદ્ધાર માનેલો છે. તેમના જેવા પુરુષો જવલ્લેજ પાકે છે. હું વૃદ્ધ છું, જેથી આજના યુવકોમાંથી મિ. દાદાભાઇ જેવા કોઇ થશે કે નહીં તે જોવાનો સુદિન કદાચ જોઇ શકીશ નહીં; પરંતુ મને ખાતરી છે કે અત્રે એકત્ર થએલા મંડળમાંથી મિ. દાદાભાઇની જોડીના ગણાય તેવા સ્વદેશસેવકો જરૂર ઉત્પન્ન થશે.

( ૬ )*

મિ. દાદાભાઇને ૮૩ મું વર્ષ ઉતરીને ૮૪ મુ વર્ષ આજ બેઠું. એમના જીવનને લીધે તથા એમના વડીલોના સંચિત થએલા પુણ્યને લીધે આટલી વૃદ્ધ ઉમ્મરે તેઓ પ્હોંચ્યા છે. કારણ **પવિત્ર જીવન વગર તથા ઘરડાઓની સુકૃતિના સંચય વગર દીર્ઘાયુષી થવાતું નથી.** * * * તેઓ આખા ભરતખંડના અભિમાની છે, તોપણ આપણે હરખભરેલા હૈયાથી કહેવાને હરકત નથી કે તેમનો જન્મ આ ગુજરાત પ્રાંતમાં ગણદેવીમાં થયો છે. * * * તેઓએ સંસારસુધારાના પણ તે કાલમાં–એટલે મુંબાઇમાં પ્રોફેસર હતા તે વખતે–બીજ રોપ્યાં. ત્યારબાદ વિલાયતમાં કામા કંપનીની વેપારી પેઢીમાં તેઓ સામેલ થયા. કેટલાંક વર્ષ તે પેઢીનું કામ ઉત્તમ ચાલ્યું; પણ તોફાની સમયના લીધે તથા દુર્દૈવના લીધે તે પેઢી તૂટી, ને મિ. દાદાભાઇ પાછા બિનરોજગાર થયા. પછી જેમ માઠાંમાંથી સારાં ફળ મળે છે તેમ એથી આપણા દેશને ઘણો ફાયદો થયો. ત્યાર પછી તેઓ આપણા દેશની ઉન્નતિના ઉદ્યોગમાં પડયા. તે ઉદ્યોગ તેમણે ઠેઠ ગયા વર્ષ લગી, એટલે ઘડપણની નબળાઇથી શરીર અશક્ત થયું ત્યાં લગી જારી રાખ્યો. આ ચાલીશ વર્ષ લગી સતત ટકોર કરીને તથા રદ નહીં કરી શકાય એવા દાખલા પુરવાથી એમણે સાબિત કરી આપ્યું છે કે આ દેશ ઘણો કંગાલ છે, ને એ કંગાલિયતનો રાજ્યના બંધારણ જોડે નિકટ સંબંધ છે. પરદેશી નોકરોના પગાર, પેન્શન તથા બીજા બોજાથી જે દેશમાંથી ૧૫–૨૦ કરોડ રૂપીઆ નિરંતર બહાર તણાઇ જાય તે દેશ શી રીતે તાલેવર થાય ? આ વાતની ચર્ચા તેમણે છેવટ લગી ચલાવ્યા કરી. જ્યાં લગી દેશના રાજકારભારની મોટી મોટી જગા પરદેશીના ઉપભોગમાં રહે ત્યાં લગી એ ખરચનો વ્હેો બંધ પડે નહીં; માટે તેમણે હિંદુસ્તાનમાં સિવિલ સર્વિસ પરીક્ષા લેવાનો પ્રશ્ન પ્હેલો ઉઠાવ્યો. તેમાં આપણે હજુ સફળ થયા નથી. બીજાં બધાં ખાતાંની

* તા. ૪-૯-૧૯૦૮.

મોટી જગાની પરીક્ષા પણ હજુ ત્યાં થાય છે, એ પણ અહીં થવા તેમની ચળવળ હતી. એમના મનની ઉમેદ એમ હતી કે હું એકવાર બ્રિટિશ પાર્લામેન્ટમાં દાખલ થાઉં તો હિંદની દાદને ઠેઠ પ્હોંચાડું બ્રિટિશ ચુંટણી કરનારની ઉદાર મદદથી તેઓ એકવાર પાર્લામેન્ટમાં દાખલ થયા. તેઓ છુટથી બોલી પણ શકયા. પણ તેથી ફાયદો ગણો તો થોડોજ થયો છે. હિંદથી જે લોક અભ્યાસ સારૂ કે વેપાર સારૂ વિલાયત જાય તેઓને મિ. દાદાભાઇનો હમેશ પૂરેપૂરો ને ઘર જેવો આશ્રય મળતો.

આ એમના જીવનનો ટુંક હેવાલ છે. કંઈ પણ સ્વાર્થ વગર અથવા તો સ્વાર્થનો ત્યાગ કરી, પૈસા સંબંધી ભારે નુકસાન વેઠી, ૪૦ વર્ષ સુધી આપખુશીનો દેશવટો ભોગવી એમણે સતત, ડગ્યા વગર, માત્ર પુણ્યાર્થે-આ દેશના કલ્યાણાર્થે—સેવા કરી એ આપણા ઉપર એમનો સૌથી મોટો ઉપકાર છે. એ ઉપકારનો બદલો આપણાથી કદી વળી શકે એવો નથી. આવા અવસરે ભેગા મળી એ મહાન પુરૂષની "ફુલ નહીં ને ફુલની પાંખડી" તરીકે, નિરંતર આપણે જય જય બોલીએ એટલુંજ આપણા હાથમાં છે. એમણે કદી ખુશામત કરી નથી, કેમકે હલકા અને નીચ આદમીની તે ટેવ છે. એ કદી ડર્યા નથી, કેમકે મહાપુરુષો બ્હીકમાં સમજતા નથી. એ કદી ડગ્યા નથી, કેમકે દેશોદ્ધાર જેવા મહાભારત કામમાં નિરંતર પ્રયાસ જોઇએ. એમણે કંઇપણ આશા રાખી નથી, કેમકે **આશાથી લોભાનારની વૃત્તિ અધમ થાય છે.** એમણે કીર્તિની અપેક્ષા રાખી નથી, કારણ **સ્વદેશનું કલ્યાણ કરવા કરતાં જગતમાં વધારે મોટો સંતોષ છેજ નહીં.** આવા નરની જયન્તિ ઉજવવા આપણે આજ ભેગા થયા છીએ. એઓ હજુ બીજાં ઘણાં વર્ષ જીવી આ દેશનાં શુભ કાર્યમાં પ્રેરણા કરતા રહે એટલીજ આપણા સર્વની ઇચ્છા છે. અત્રે મળેલા યુવકોમાંથી પણ દાદાભાઇ જેવા પરાક્રમી, દાદાભાઇ જેવા આગ્રહી, દાદાભાઇ જેવા દેશાભિમાની, દાદાભાઇ જેવા આત્મભોગ આપનાર, તેમના જેવા

શૂરા અને દીર્ઘાયુષી થાય એવી આપણી માગણી છે. આવા ઘણા ઉત્સવ ઉજવવાને હું જીવું એટલું મ્હારી જાતનું માગણું છે. દેશભક્તની સેવા પણ દેશની સેવા સમાન છે. શતં જીવતુ દાદાભાઇ.

( ૬ )*

વૃદ્ધાવસ્થાને લીધે શરીર અને મગજની ગરમી ઓછી થવાથી જુવાનોની સભામાં બેસું એટલે ગરમી આવે એ ઉમેદથી અત્રે આવ્યો છું. અત્રે સુંદર ભાષણો થયાં છે તે મનનં કરવા જેવાં છે. દેશભક્ત દાદાભાઇથી માંડી એક નાનામાં નાના જુવાન સુધી દરેકની ઇચ્છા એ છે કે દેશનો ઉદય વ્હેલામાં વ્હેલો અને ઘણો સારો થાય. આ વિષે આગળ વધતાં મતભેદ પડે છે ખરો અને જૂદા જૂદા માણસ ઉદય જૂદી જૂદી દિશાએ કરાવવા માગે છે. પરંતુ તેવો મતભેદ તો પસંદ કરવા લાયક છે. તે માટેાાં સાધન તપાસીએ. જૂનું ઘર પાડી નાખી નવું ઇચ્છીએ છીએ, પણ એકદમ શી રીતે મળે ? જે **માણસની પાછલી કૃતિ સારી હોય છે તેની દશા સારી થાય છે. એ ફળ વિના માગે, લાયકાત પ્રમાણે મળે છે.** લાયક થવા શરીરસમૃદ્ધિ સારી જોઇએ. હજારો બૈરાં અને છોકરાં રોગથી મરી જાય છે એવા દેશના લોકો જ્યારે મોટી મોટી વાતો કરે છે ત્યારે મને હસવું આવે છે. આ દેશના લોકોમાં અપૂર્વ બુદ્ધિબળ છે. પરંતુ બધાની બુદ્ધિ એક કરીને કામ કરવું જોઇએ તે નથી. અર્થાત્ સંપ નથી. પરાપૂર્વથી પરસ્પર દ્વેષ ચાલ્યો આવે છે. પોતાનાથી વિરૂદ્ધ મતવાળાની નિન્દા અને તેનો તિરસ્કાર કરવો એ આ દેશના મનુષ્યોનો સ્વભાવ છે. એ આપણા ધર્મશાસ્ત્રથી વિરૂદ્ધ જનારી વાત છે, માટે ક્ષમા રાખવી જોઇએ. વળી દેશ પતિત અને ભ્રષ્ટ થયો છે, તેથી અતિશય સ્વાર્થીપણું આવી ગયું છે. તમારે જોવું હોય તો પાંચ દિવસથી અત્રે મ્યુનિસિપલ

---

* તા. ૪-૯-૧૯૦૯.

સભા મળે છે તેમાં જઇને જોજો. ચારિત્રનું શિક્ષણ મળવાની જરૂર છે ૩૫ વર્ષ પ્હેલાંના કરતાં અમદાવાદમાં હાલ ભ્રષ્ટતા વધી છે, દ્રવ્યની લાલચ વધી છે. એ ખેદજનક છે. **એરંડાના લાકડામાંથી મહેલ ન બંધાય.** દરેક માણસ નીતિ બુદ્ધિ અને શરીરનો ભાર સહન કરી શકે તેવો થવો જોઇએ. તેની જોડે સ્વદેશી માલની ખપત વધારવી જોઇએ, જેથી ઉદ્યોગને ટેકો મળે અને દેશાભિમાન વધે.

( ઘ )*

માન્યવર દાદાભાઇ પ્રથમ ગરીબ હતા. પરંતુ તેથી તે કદી પણ શરમાયા નથી, અને હજીપણ તેમની સાદાઇ તેવી ને તેવીજ છે. અંગ્રેજી વસ્ત્રો અને નેકટાઇ કૉલર નાખ્યાથી અંગ્રેજ જેવા થવાની કેવળ ભ્રમણાજ છે. તેવું અનુકરણ કર્યા કરતાં જેમ આ મહાત્માએ અંગ્રેજોનાં સદ્‌ગુણોનું અનુકરણ કર્યું છે તેમ આપણે કરવું જોઇએ. તે માટે દરેક બાબતમાં આગ્રહપૂર્વક મંડ્યા રહેવાનો તથા સત્યપાલનનો ગુણ આપણામાં હોવો જોઇએ. વળી સ્વાર્થત્યાગનો મહાન્ ગુણ આપણે આ મહાત્માની માફક ગ્રહણ કરવો જોઇએ. તે ગુણ આપણામાં ઘણો થોડો છે. હાલમાં દુકાળમાં ઘણાં પ્રાણીઓ દુઃખી થાય છે, પરંતુ તેમનું દુઃખ એછું કરવાને આપણામાંથી કોણે પ્રયત્ન કર્યો છે? કેટલાક વખતની ખામી બતાવે છે, પરંતુ વખત તો પુરતો છે; કામ કરવાની ખામી છે. આળસનો જે દુર્ગુણ આપણામાં પેઠેલો છે તે પણ આપણે દૂર કરવો જોઈએ, તથા ગરીબોને અભ્યાસ કરાવી દરેક માણસને સબળ બનાવવો જોઇએ. કેમકે **દેશને સુધારવાને દરેક વ્યક્તિને ખાસ સુધારવાની જરૂર છે.** માન્યવર દાદાભાઈના જીવનથી આપણે એક બાબત લક્ષમાં લેવાની છે કે, કેટલાક ટુંકા વિચારના તોફાની લોકો અનિષ્ટ તોફાન કરે છે તે ખોટું છે. તેથી દેશનો ઉદય થવાનો નથી. બ્રિટિશ રાજ્યને ખરાબ ગણનારાઓએ જાણવું

---

* તા. ૪-૯-૧૯૧૧.

જોઇએ કે બ્રિટિશો જેવા ઉદાર—લબરલ—અને ડાહ્યા આખી દુનિયામાં બીજા કોઇ પણ નથી, અને તેથીજ આપણા દેશને માન્યવર દાદાભાઇ લાભ અપાવી શકયા છે. માટે એવાં દુષ્ટ કાર્યોનો એકદમ અટકાવ થઇ જવો જોઇએ.

(૬)*

હમણા જે સ્વદેશભક્તિનું ગીત ગવાયું તેમાં "વીતી ગઇ છે રાત, દિન ઉગ્યોરે" તે લીટી ખાસ મનન કરવા જેવી છે. દેશમાં દરેક જગાએ જાગૃતિ માલમ પડે છે. કેટલાકો કહે છે કે હાલનું જે બધું છે તેને કાઢી નાખી તેને ઠેકાણે બધું નવુંજ ગોઠવો, એટલે આપણી ઉન્નતિ થઇ શકે છે. અમે જ્યારે અમારા અંગ્રેજ માસ્તરો પાસે ભણતા ત્યારે તે અમને કહેતા કે તમે ભણીને લાયક થાઓ એટલે તમને રાજ્ય સોંપી અમે ચાલ્યા જઇશું; પણ પછી પાછું અમને સરકાર પાસે માગણી કરવાનું જણાવ્યું. હિંદની ઉન્નતિ માટે આપણે બે કામો કરવાનાં છે. એક તો આપણા દુઃખો વિલાયતના લોકો ન જણાવવાં, તથા કાયદામાં રહીને સુધારાઓ માટે પ્રયાસ કરવો. નામદાર શેહેનશાહે જાતે આપણને કેળવણી, એકસંપી અને આશાનો મુદ્રાલેખ આપ્યો છે. તે સઘળાનું મૂળ કેળવણી છે. સો શાણાનો એકમત," એ પ્રમાણે કેળવણી આપવી તે વિષે આપણે એકમત થયા છીએ. ખેડુતો દુઃખી છે એમ આપણે કહીએ છીએ, પણ તેઓ અજ્ઞાન હોવાથી તેઓનું દુઃખ તેઓ જાતે સરકારને જણાવી શકતા નથી, અને સરકાર કહે છે કે તેઓ પોતે પોતાનું દુઃખ કંઇ જણાવતા નથી. આ બધું દુઃખ કેળવણીથી દૂર થશે. કેળવણી આપવાની પ્હેલી ફરજ સરકારની છે. પણ સરકારનાં ઉપજ ખરચ એવી રીતે ગુંથાએલાં છે કે તે માટે તે પુરતી જોગવાઇ કરી શકતી નથી. કેળવણીના સંબંધમાં જાપાનના રાજા મિકા-

* તા. ૪-૯-૧૯૧૨.

કેએ ફક્ત ચાલીશ વર્ષમાં જાપાનને નવું બનાવી દીધું હતું. તેવી રીતે માણસ ધારે તો મોટાં મોટાં કામો કરી શકે તેમ છે. નામદાર શેહેનશાહની પધરામણી સમયના બહાર પડેલા હિંદી સરકારના ખરીતામાં હિંદમાં પ્રાંતિક સ્વરાજ્યો બનાવવા મતલબનું લખાણ ખરા દિલથી લખાયું હતું. પણ પાછળથી કેટલાક મોટા અંગ્રેજો ડરી ગયા અને તેનો જૂદોજ અર્થ હવે કરવા લાગ્યા છે. પણ **હિંદનું ભવિષ્ય કાંઇ રાજદ્વારીઓના હાથમાં નથી.** દશ વર્ષ પર કોણે જાણ્યું હતું કે કાઉન્સિલો સ્થપાશે ? આપણો પ્રયત્ન ચાલુ રહેશે અને આપણે લાયક થઇશું તો આપણી ધારણા પાર પડયા સિવાય રહેશે નહીં. પણ યાદ રાખવું કે કાંઇ તોફાન કરવું ન જોઇએ. આપણે એકત્ર થઇને માગણી કરીશું તો આપણને હક મળશે. બધી ઉન્નતિનો મૂળ પાયો કેળવણી છે. હિંમત રાખી પ્રયાસ કરશો તો તમને જરૂર ફત્તેહ મળશે.

( ગ )

મહાત્મા દાદાભાઇના જીવનવૃત્તાંતના પુસ્તકની નકલો આપ સર્વની પાસે છે એટલે તે વિષે બોલવું તે નિરર્થક છે; પરંતુ તેના ઉપર વિવેચન તરીકે બે શબ્દો કહેવા માગું છું. હાલ દાદાભાઇના મનમાં શું ઇચ્છા હશે તે સૌએ જાણવી જોઇએ. દરેક મોટા પુરુષની જ્યારે વૃદ્ધાવસ્થા થવા આવે છે ત્યારે તેમના મનમાં અવશ્ય એવી ઇચ્છા થાય છે કે મ્હારા પછી હવે આ કામ કોણ ઉપાડી લેશે ? આવીજ ઇચ્છા શ્રીયુત્ દાદાભાઇની છે એમ હું માનું છું; અને તેઓનું કામ ઉપાડી લે તેને સારૂ તમારામાંથી ઘણાઓએ તૈયાર થવાનો પ્રયત્ન કરવાની જરૂર છે. બીજું, પરદેશી વિદ્યા શિખનારના મનમાં એવું થાય છે કે પરદેશના હુન્નરો મ્હારા દેશમાં દાખલ કરૂં, અને તેજ પ્રમાણે દાદાભાઇએ દેશમાં સભાઓ, શાળાઓ, વર્તમાનપત્રો વગેરે સ્થાપ્યાં.

* તા. ૪-૯-૧૯૧૩.

તેમણે દેશ સેવાનાં પણ ઘણાં કામો કર્યાં છે. સને ૧૮૬૨ માં ધારાસભાની સ્થાપના થઇ તે અગાઉ બધા કાયદા ગવર્નર-ઇન-કાઉન્સિલજ પસાર કરતી હતી. ૧૮૬૨ની ધારાસભાઓમાં પણ પ્રજા તરફથી ચુંટેલા સભાસદો બીલકુલ નહતા. ફકત સરકારના નિમેલા માણસોજ હતા. નિમેલા સભાસદો એમજ માનવા લાગે છે કે તેઓ સરકારના તાબેદાર છે, અને તેથી રૈયતનું દુઃખ શું છે તે જાણવાની તક મળતી નથી. આથી દાદાભાઇએ રૈયતના સભાસદો દાખલ કરવાને ત્રીશ વર્ષ સુધી લડત ચલાવી હતી, અને અંતે સને ૧૮૯૨માં ધારાસભાઓમાં રૈયતના ચુંટેલા સભાસદો દાખલ થવા લાગ્યા. સન ૧૯૦૯ કાંઇક વધુ હક રૈયતને મળ્યા, છતાં કેટલાક નિમેલા સભાસદો તો એમજ ધારે છે કે આપણે સરકારના મતે મત આપવા બંધાયલા છીએ. આ બિના ઘણીજ દિલગીરી ભરેલી છે. આથી પણ રૈયતનું દુઃખ ઓછું થયું નહીં. તેથી દાદાભાઇએ એમ વિચાર કર્યો કે રાજ્યાધિકારમાં દેશીઓને નિમવામાં આવે તો રૈયતનું દુઃખ ઘણું ઓછું થાય. આથી તમણે દેશના મોટા મોટા ઓદ્ધાઓ દેશીઓને આપવા માટે લડત ચલાવી, જેથી સ્ટેચ્યુટરી સિવિલિયનો નિમવાનો કાયદો થયો. શ્રીયુત્ દાદાભાઇએ આથી સંતોષ થયા નહીં થવાથી સિવિલ સર્વિસની પરિક્ષા ઇંગ્લાંડ તેમજ હિંદમાં સાથે લેવાની માગણી કરી. હાલમાં પબ્લિક સર્વિસ કમિશન નિમાયું છે, તેની આગળ પડેલી જુબાનીઓ ઉપરથી આ સઘળા જોઇ શકશો કે બંને દેશમાં એક સાથે પરિક્ષા લેવાના મતને લગભગ સઘળા દેશીઓ સંમત છે. દેશની દોલત ખેંચાઇ જવાના સંબંધમાં પણ દાદાભાઇએ ઘણું કર્યું છે. લગભગ ૪૫ કરોડ જેટલી ગંજાવર રકમ કંઇ પણ બદલો આપ્યા સિવાય દેશમાંથી વિલાયત જાય છે. આમાંથી ૫-૭ કરોડ રૂપીઆ તો લશ્કરના યુરોપીઅન પેન્શનરોને આપવા વગેરેમાંજ જાય છે. એ સિવાય અત્રેની સરકારના કામ માટે કેટલોક માલ વિલાયતથી આવે છે તેને બદલે મોટી રકમો ત્યાં જાય છે; પેન્શનરો અહીંના વતની હોત અને માલ અહીંનોજ વાપરવામાં આવતો હોય તો તેટલાં નાણાં શું દેશમાં ન રહેત કે? આ સિવાય મોટી રકમ લશ્કરી ખરચમાં

જાય છે. લગભગ પોણા બે લાખનું દેશી લશ્કર અને પોણા લાખનું ગોરૂં લશ્કર છે. ગોરા લશ્કરને અત્રે લાવવાનો પગાર, ત્યાં પાછું પ્હોંચાડવાનો પગાર, તેમજ તેમની કેળવણીનું ખરચ પણ આપવું પડે છે. આ સિવાય હિંદુસ્તાનને પોતાના દેવાના વ્યાજ માટે મોટી રકમ ભરવી પડે છે. આ બધું નાણું ઇન્ડિયા કાઉન્સિલ હૂંડીઓ દ્વારા વસુલ કરે છે. આ બધું કરવા છતાં કોઈ સવાલ કરે કે દાદાભાઈને માન શા માટે આપવું, તો તેનાં કારણો એ છે કે તેમણે હમેશાં પરમાર્થ-સ્વાર્થ ગણ્યો છે. પારસી મુસલમાન કે હિંદુ એવી ભેદદૃષ્ટિ ન રાખતાં સમાનભાવથી કામ કર્યું છે તેને માટે જ તેમને માન આપવાનું છે. તેમનો અંતિમ ઉદ્દેશ એ હતો અને છે કે કેનેડાની પેઠે બ્રિટિશ છત્રછાયા નીચે હિંદુસ્તાને સ્વરાજ મેળવવું. કેટલાક મુસલમાન અને પારસી ભાઈઓ પ્રથમ એમ ધારતા હતા કે આપણને થોડી નોકરીઓ મળે એટલે બસ; હિંદુઓ સાથે ભળી શું કામ છે ? પરંતુ દૈવયોગે કહો કે તુર્કસ્તાનની લડાઇના સંજોગથી કહો, તેઓનું તે વલણ ફેરવાઇ ગયું છે, અને દેશના સ્વરાજ માટે સઘળા એકમત છે. એક છેલ્લી બાબત હું એટલીજ કહેવા માગું છું કે કેટલાક હાલના અંગ્રેજી ભણેલા યુવકોમાં એમ માનવાનો પવન વાયો છે કે આપણો દેશજ સારો નથી, દેશની હવા સારી નથી, ફલાણું મહત્ કાર્ય તો અહીં બની શકેજ નહીં. પરંતુ આ તેમની મોટી ભૂલ છે. મિ. જગદીશચંદ્ર બોઝ, સર ટી. માધવરાવ, સર સાલારજંગ, મહર્ષિ રાનાડે, શ્રિયુત્ દાદાભાઇ, મિ. રોમેશચંદ્ર દત્ત, વગેરે અનેક સ્વદેશપ્રેમી અને રાજપ્રકરણી બાબતમાં નિપુણ મહાત્માઓ થઇ ગયા છે. જો એવા પુરુષો આ ભૂમિમાં થયા છે તો પછી શા માટે હવે પછી ન થાય? જે ભૂમિમાં એક વખત સારો પાક થયો હોય તે ભૂમિમાં બીજી વખત પણ સારો પાક થવોજ જોઇએ. ખરી રીતે આ વાંક ભૂમિનો નહીં પરંતુ આપણાં આચરણોનો છે. મને આશા છે કે તમે સઘળા સ્વ-[illegible]

*( ૩ )

## મિ. બદ્રુદ્દીન તૈયબજી.

લગભગ ત્રણ અઠવાડીઆં પ્હેલાં આજના જેવી દિલગીરી ભરેલી ફરજ અદા કરવાને આપણે અત્રે ભેગા થયા હતા. તે વખતે આપણે કવચિતજ જાણતા હતા કે મિ. બોનરજીના† મરણ પછી ટુંક મુદતે દેશના બીજા બે મહાન્ પુરુષો સ્વર્ગવાસી થશે. તે વખતની સભામાં મેં જણાવ્યું હતું કે **મહા પુરુષો દેશની દોલત છે.** હિંદ ગરીબ છે અને મહાપુરુષો રૂપી દોલતના સંબંધમાં તે ખાસ કરીને ગરીબ છે. જે દેશોમાં મહાપુરુષો મોટી સંખ્યામાં ઉત્પન્ન થાય છે તે દેશો મોટા અને ધનવાન્ ગણાય છે. આપણા દેશમાં મોટા પુરુષો થોડા ઉત્પન્ન થાય છે. તેની સાથે અફસોસની વાત એ છે કે મહાન્ નરો સ્વર્ગવાસી થાય છે તેમની જગા પૂરે તેવા પુરુષો આપણા દેશમાં ઘણે પ્રસંગે માલમ પડતા નથી. તેથી મહાપુરુષોની ખોટ આપણા દેશને ખાસ નુકસાન કરનારી છે. મિ. બોનરજીના મરણ પછી એક માસની અંદર ન્યાયમૂર્તિ મિ. બદ્રુદ્દીન તથા આનંદમોહન બોઝ મરણ પામ્યા છે, તેમના મરણ માટે આજે આપણે દિલગીરી બતાવવાને એકઠા મળ્યા છીએ. પ્રથમ મિ. બદ્રુદ્દીનના મરણ માટે દિલગીરી દર્શાવવાનો ઠરાવ આ સભામાં રજુ થનારો હોવાથી તેમના સંબંધમાં હું જણાવીશ કે તેઓ મુસલમાન કોમના એક મહાપુરુષ અને

---

* અમદાવાદમાં તા. ૨૯-૮-૧૯૦૬ ના રોજ મળેલી જાહેર સભામાં કરેલું વિવેચન.

† આપણો દેશ ગરીબ અને તેમાં દેશાભિમાની લાગણીમાં અને દેશાભિમાની પુરુષોની સંખ્યામાં તે મુખ્ય કરીને ગરીબ છે. તેવા ગરીબ દેશમાંથી મિ. બોનરજી જેવા ખરા દેશભકતનું સ્વર્ગગમન થવું તે ખચિત દિલગીરી ઉપજાવનારી બિના છે.

( મિ બોનરજીના મરણ પ્રસંગે અમદાવાદમાં તા. ૮-૮-૧૯૦૬ના દિવસે મળેલી જાહેર સભામાં કરેલા વિવેચનમાંથી. )

આગેવાન હતા. તે કોમપર અન્જુમન ઇસ્લામ જેવા ખાતા સ્થાપીને તેમણે ઘણા ઉપકાર કર્યા હતા. તેઓ કહેતા તે પ્રમાણે કરી બતાવતા હતા. કેળવણીના તેઓ ચુસ્ત હિમાયતી હતા. તેમના કુટુંબનાં સ્ત્રીપુરુષો બધા ઉંચી કેળવણી પામેલા છે. મુસલમાન કોમ ઉપરાંત હિંદને માટે પણ તેમણે ઘણું કર્યું છે. તેઓ કૉન્ગ્રેસના ઉત્પાદકમાંના એક હતા. હિન્દુ, મુસલમાન અને પારસીઓ એકઠા મળીને યત્ન કરશે ત્યારેજ હિંદનો ઉદય થશે તેવું તેઓ માનતા હતા. તેમને ત્રીજી નેશનલ કોન્ગ્રેસના પ્રમુખ નિમવામાં આવ્યા હતા અને તેને તેઓ સૌથી મોટા માન તરીકે ગણતા હતા. એક જડજ તરીકે પણ તેઓની શક્તિ બહુ વખણાઇ છે. આવા પુરુષના મરણ માટે આપણને જે દિલગીરી થાય તે સ્વાભાવિક છે.

## *(૪)

## મિ. આનંદમોહન બોઝ.

મિ. આનંદમોહન બોઝનું મરણ પણ હિંદને માટે ગમખાર બનાવ છે. તેઓ વિદ્વાન્ અને દેશહિતૈષી હતા. ગઇ સાલ બંગાલમાં ફિડરેશન હૉલનો પાયો નંખાવવાનો હતો તે વખતે તેઓ માંદગીને બિછાને પડયા હતા. તોપણ તેમણે એવી ઇચ્છા દર્શાવી હતી કે તે ક્રિયામાં ભાગ લેવાને જો તેઓ જીવતા રહે તો તેમના આત્માની સદ્ગતિ થાય. તેમના મિત્રો તેમની ઇચ્છાને માન આપીને તેમને પાયો નાખવાની ક્રિયા વખતે ડોળીમાં બેસાડીને સભામાં લાવ્યા હતા, અને તેમને પ્રમુખ તરીકે ચુંટી કાઢયા હતા. તે વખત સારૂ તેમણે જે ભાષણ લખી કાઢયું હતું તે તે વખતે વાંચવામાં આવ્યું હતું. તેઓ અનુપમ વકતા હતા અને ચૌદમી નેશનલ કોંગ્રેસના પ્રમુખ હતા. આવા પુરુષના મરણથી આપણને એક મહાન્ નરની ખોટ પડી છે.

---

* તા. ૨૯-૮-૧૯૦૬ના રોજ અમદાવાદમાં ભરેલી જાહેર સભામાં કરેલું વિવેચન.

## ( ૫ )

## મિ. સેમ્યુઅલ સ્મિથ.

મરહુમ બે વર્ષ અગાઉ અત્રે આવ્યા હતા, તેથી તમે તેમને પિછાનતા હશો. તેઓ રૂની દલાલીના ધંધામાંથી પૈસાપાત્ર થયા હતા. તેમના ધનાઢ્યપણાને લીધે આજે તેમના મરણનો શોક દર્શાવવાને આપણે એકઠા મળ્યા નથી, પરંતુ મરહુમ હિન્દના સાચા મિત્ર અને ખેરખાં હતા, અને તેઓ એક મોટા જનહિતકારી પુરુષ હતા. વળી મરહુમ મદ્યનિષેધ મંડળના પ્રમુખ હતા, તેથી મદ્યનો પ્રચાર અટકાવવાને તેમણે ઘણો શ્રમ લીધો હતો, તેમજ ગાંઠના પૈસા ખરચીને દુનિયાના જૂદા જૂદા દેશોમાં તેમણે મદ્યનિષેધના કાર્ય માટે મુસાફરી કરી હતી. હિન્દના લોકો માટે તેમની ઘણી લાગણી હતી, અને પાર્લામેન્ટમાં હિન્દનું હિત વધારવાને તેમણે વખતો વખત પોતાની લાગવગ વાપરી હતી. આ પ્રમાણે દુનિયાની સમસ્ત પ્રજાની સાથે હિન્દની પ્રજાનું હિત પણ તેમણે સાધવા યત્ન કર્યો હતો, તેથી આપણા તરફના ખરા અંતઃકરણના માનના તેઓ હકદાર થયા હતા.

આ સભામાં રાજકીય સવાલ ચર્ચવાનો પ્રસંગ નથી, તોપણ મરહુમ રાજકીય ચળવળના લાભમાં હતા, તેથી તે સંબંધી થોડું વિવેચન આવશ્યક છે. હાલ આ દેશમાં સરકારની રાજપદ્ધત જેવી જોઈએ તેવી નથી. રાજ્યની મહેસુલનો ૨/૩ ભાગ લશ્કરી ખરચમાં વપરાઈ જાય છે, તેથી કેળવણી અને પ્રજાપયોગી કામોને સહન કરવું પડે છે. દેશમાં ગરીબાઈ ઘર કરીને રહેલી છે, દુકાળ અને મરકીની આફતો પણ જાથુકની થઈ પડી છે, અને તેને માટે ઘણે ભાગે સરકારનો ખામીભરેલો વહિવટ જવાબદાર છે. માટે પ્રજાકીય કામમાં હિન્દવાનો એકત્ર થઈને કામ કરશે તોજ તેની અસર થશે. મરહુમનો મત પણ આવો હતો. રાજકીય ઉદ્દેશની સિદ્ધિનો ખરો ઉપાય સંક્ષોભ છે. કેટલાક એમ કહે છે કે હિન્દમાં ગામો-

* અમદાવાદમાં તા. ૪-૨-૧૯૦૭ની જાહેર સભામાં આપેલું ભાષણ.

ગામ મોટા પાયાપર અને સતત ચળવળ ચાલુ રાખવી. છેલ્લી કોંગ્રેસના પ્રમુખે પણ આવીજ સલાહ આપી હતી. વળી બીજો પક્ષ એમ કહે છે કે ઈંગ્લાંડના લોકોને હિન્દની હાજતોથી વાકેફ કરવાને અત્રેથી ચળવળ કરનારા ચુનંદા વક્તાઓને વિલાયત મોકલવા. આ બંને પક્ષોનું કહેવું છેક અમાન્ય કરવા જેવું નથી. કારણકે અત્રે તેમજ વિલાયતમાં હમેશને માટે ચળવળ ચાલવાથીજ આપણી રાજકીય ઉન્નતિ થનાર છે તે વાત ચોક્કસ છે.

સ્વર્ગસ્થ હિન્દને બહુ ચ્હાતા હતા અને તેઓ હિન્દના સાચા મિત્ર હતા. હિન્દમાં તેઓ ચાર વખત આવ્યા હતા, તથા હિન્દ અને તેની પ્રજાને લગતી ઘણી માહિતી તેમણે મેળવી હતી. હિન્દવાનો માટે તેમને ઘણી દયા અને દિલસોજી હતી. તેમનાં દુઃખથી તેઓ દ્રવિત થયા હતા. * * *

(૬)

## મિ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

( અ ) *

આજે એક દુઃખભરી ફરજ બજાવવાને આપણે એકઠા મળ્યા છીએ. સરસ્વતીચંદ્રના પ્રસિદ્ધ લેખક મિ. ગોવર્ધનરામ દેવલોક પામ્યા છે. તેઓનું મરણ નાની વયમાં અને અચાનક અણધાર્યું થયું છે. તેઓ એક સાક્ષર અને એક સારા વકીલ હતા, પણ ગ્રંથકાર તરીકેની તેમની કીર્તિ આખા ગુજરાત અને ગુજરાતની બહાર પણ ફેલાઇ છે. તેમની બાલ્યાવસ્થાથી હું તેમને પિછાનતો હતો. તેઓ સૂક્ષ્મ બુદ્ધિના હતા, તેમજ તેમની કલ્પનાશક્તિ પણ ઉત્તમ પ્રકારની હતી. વકીલ તરીકે તેમણે સારી પ્રતિષ્ઠા મેળવી હતી, પરંતુ લોકોના ઉપયોગ માટે તેમણે તેમની બુદ્ધિનો ઉપયોગ કર્યો હતો,

* અમદાવાદમાં તા. ૧૧-૨-૧૯૦૭ની જાહેર સભામાં આપેલા ભાષણમાંથી.

તેથી તેઓ જનમંડળમાં પ્રિય અને પ્રજાના માનને પાત્ર થયા હતા. સરસ્વતીચંદ્ર તેમની કીર્તિનો સ્થંભ છે, જે ગુર્જર ભાષા રહેશે ત્યાં સુધી અજરઅમર રહેશે. તેવો તે અપૂર્વ ગ્રંથ છે. નડીઆદની ભૂમિ બુદ્ધિમાન પુરુષો ઉત્પન્ન કરવામાં ફલદ્રુપ છે. મિ. મનઃસુખરામ તથા મરહુમ ઝવેરીલાલ, પ્રૉ. મણિલાલ નભુભાઇ દ્વિવેદી અને મિ. ગોવર્ધનરામ નડીઆદમાંજ જન્મ્યા હતા. મિ. ગોવર્ધનરામનો વકીલાતનો ધંધો આબાદીના શિરોબિંદુએ પહોંચ્યો હતો, તે વખતે તેમણે તૃષ્ણાને નિયમમાં લાવીને વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કર્યું, તે તેમના ઉત્તમ મનોબળ અને સ્વાર્થત્યાગની સાબિતી છે.

* * *

( બ )

મને મરહુમ ગોવર્ધનરામભાઇ સાથે દશ વર્ષની મિત્રાચારી હતી. મરહુમ શરુઆતથી જ પોતાની વિદ્વતા બતાવવા લાગ્યા હતા, અને તેઓએ ગુજરાતી સાહિત્યની ઉન્નતિ કરવાને મોટો હિસ્સો આપ્યો છે. જ્યાં સુધી ગુજરાતી ભાષા કાયમ રહેશે ત્યાં સુધી મરહુમ મિ. ગોવર્ધનરામનું નામ અમર રહેશે. આજે સ્મારક કરવાનું છે તે મરહુમ ગોવર્ધનરામ માટે કરવાનું નથી, પણ આપણે આપણી આબરુ ખાતર એ કામ કરવાનું છે. મિ. ગોવર્ધનરામનું નામ આખા ગુજરાતને દીપાવે છે. ગુજરાતીઓમાં એવા એવા એક્કા પડેલા છે કે જેઓ એક્કે તડાકે હજાર રૂપીઆ ભરી શકે, અને તેથી જો થોડા જ વખતમાં લાખ રૂપીઆ ઉપરની રકમ ભરાઈ જાય તો આપણે અજબ થઇશું નહીં. * * *

મ્હારા વિચાર મુજબ જેમ ઉદ્યોગહુન્નરની તથા વિદ્યાહુન્નરની નવી શોધ કરનારાઓને "નોબલ પ્રાઇઝ" નામનું ઇનામ આપવામાં આવે છે તેવુંજ કોઇ ઇનામ આપણા લોકોએ આવા વિદ્વાનોની પિછાન કરવા સ્થાપવું જોઇએ.

---

* બીજી ગુજરાતી સાહિત્ય પરિષદમાં કરેલા ભાષણમાંથી; નવેંબર ૧૯૦૭.

## ( ૭ )*

## લૉર્ડ રિપન.

હિંદમાં ઘણા વાઇસરૉયો થઇ ગયા છે પણ તેમાં આટલો લોકપ્રિય વાઇસરૉય બીજો કોઇ થયો નથી. હિંદના તે ખરા હિતેચ્છુ હતા. એ પ્રથમ જ્યારે મુંબાઇ આવ્યા ત્યારે ત્યાંની મ્યુનિસિપાલિટીના માનપત્રના જવાબમાં તેમણે જણાવ્યું હતું કે હું તમને કંઈ પણ વચન નહીં આપું; મ્હારા કામથી તમે મ્હારી કિંમત કરજો. આવાં વચનો તેમણે બીજા પ્રસંગોએ પણ કહેલાં છે, અને તે પ્રમાણે પાળી બતાવ્યાં છે. દેશી છાપાપર જે અંકુશ તેમના પુરોગામી વાઇસરૉય લૉર્ડ લિટને મુકેલો હતો, તે તેમણે કાઢી નાખ્યો. ઇલ્બર્ટ બિલ પસાર કરી યુરોપીઅનો અને હિંદીઓ વચ્ચેના ન્યાયના કામ માટે ભેદભાવ દૂર કર્યો. જો કે તે પસાર કરવાં તેમને ઘણાં વિઘ્નો નડેલાં, અને કેટલોક ફેરફાર પણ કરવો પડેલો. કેળવણી કમિશન નિમીને તેમણે હાઇસ્કૂલો તથા પ્રાથમિક ગુજરાતી શાળામાં ઘણો વધારો કર્યો; હાઇકોર્ટના જડજ તરીકે હિંદીની નિમણુક તેમણે પ્હેલ-વ્હેલીજ કરી. સર્વથી વધારે તેમનું લોકપ્રિય કામ સ્થાનિક સ્વરાજ્યની શરુઆત કરી તે છે. આ પ્રમાણે તેમણે હિંદના લાભમાં ઘણાં કામો કર્યાં છે, અને તેમનું સૂત્રજ એ હતું કે હિંદની તરફ ન્યાયી થવું. તેમણે જણાવ્યું છે કે હિંદનું રાજ્ય હિંદના હિત માટે ચલાવવાનું છે. તેમની કાઉન્સિલના એક ઇંગ્રેજ સભાસદે મરહુમ મહારાણીના ઢંઢેરાને ઉતારી પાડનારો અભિપ્રાય જ્યારે આપેલો, ત્યારે લૉર્ડ રિપને તેના જવાબમાં જે શબ્દો કહેલા છે તે કદાપિ ભૂલી શકાય તેવા નથી. તેમણે જણાવ્યું હતું કે રાજ્યની મજબૂતીનો આધાર સિપાઇઓ અને બળ ઉપર નથી, પણ આપણા પ્રમાણિકપણા ઉપર છે.† આવા એક વાઇસરૉયને માટે આપણે લાગણી દર્શાવીએ એ આપણી યોગ્ય ફરજ છે.

---

* અમદાવાદમાં તા. ૧૫-૭-૧૯૦૯ની જાહેર સભામાં આપેલું ભાષણ.

† British power and influence rest upon the conviction

## ( ૮ )*

## શ્રીમદાચાર્ય શ્રી દેવકીનંદન.

આંચાર્ય શ્રી દેવકીનંદન મહારાજને માન ન આપે તેવો કોઇ શખસ હું અત્રે જોતો નથી. તેઓ સર્વ ધર્મના લોકો સાથે મળતા તથા સમદષ્ટિ રાખતા. તેવો ગુણ બીજાઓમાં તેમના જેટલો જણાઈ આવતો નથી. ખરી રીતે તો વૈષ્ણુવ સંપ્રદાય અને વલ્લભકુળની તેમણે સારી સેવા બજાવી છે. ખ્રિસ્તિ વગેરે ધર્મો તરફથી જે પ્રયાસ થાય છે તે સામું તેમણે વૈષ્ણુવ ધર્મનાં બીજ યુવકોના મનમાં ઉતારવાનો અથાગ પ્રયત્ન કર્યો છે, તેથી તેમણે હિંદુ ધર્મપર પણ મહાન્ ઉપકાર કર્યો છે. તેમની મૂર્ત્તિ જ એવી ભવ્ય હતી કે તે જોઇને ગમે તેને પણ શાન્તિનો અનુભવ થાય. આપણે તેમના ચિરંજીવીને દિલાસો આપવા તથા મરહુમ આચાર્યશ્રીને પગલે ચાલી તેમના જેવા ગુણોવડે અલંકૃત થઈ ધર્મની વૃદ્ધિ કરવાની વિનંતિ કરવા ઉપરાંત બીજું શું કરી શકીએ ?

---

of our good faith more than upon the valour of our soldiers and the reputation of our arms.

* અમદાવાદમાં તા. ૨૪-૮-૧૯૧૦ની જાહેર સભામાં આપેલું ભાષણ.

સોલ એજન્ટ

## જીવનલાલ અમરશી મહેતા

મેનેજર—પ્રિન્ટિંગ વર્કસ એન્ડ બુક્સ એજન્સિ

અમદાવાદ.